# મુરાદેવી

અથવા

## મૌર્યવંશના અભ્યુદયનો આરંભ

અનુવાદક


ત્ર્યંબકલાલ જીવરાજ જોશી

માળીલા ( અમરેલી–કાઠિયાવાડ )



પ્રકાશક

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

ગ્રંથવિક્રેતા અને ગ્રંથપ્રકાશક

ત્રણ દરવાજા–અમદાવાદ

—:o:—

સંવત્ ૧૯૭૩ ઈ. સ. ૧૯૧૭

મૂલ્ય રૂ. ૨–૦–૦

# અર્પણપત્રિકા



પરમપ્રિય ભાઇશ્રી

રામજી જસરાજ વાલજી કૉન્ટ્રાકટર

મુ. કરાંચી

આપના મારા પરના અત્યંત સ્નેહ તેમજ ઉપકારના સ્મરણાર્થે, મારો આ અલ્પ પ્રયાસ આપને અર્પણ કરીને હું કૃતાર્થ થાઉં છું.

શુભાકાંક્ષી—

ત્ર્યંબકલાલ જોશી

# ત્ર્યંબકલાલ જીવરાજ જોશીકૃત પુસ્તકો

૧—**મુરાદેવી** અથવા **મૌર્યવંશના અભ્યુદયનો આરંભ,** દ્વિતીય ખણ્ડ. આ પુસ્તકમાં પ્રથમ ખંડમાં અપૂર્ણ રહેલા કેટલાક નવીન વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે. તેજસ્વી પંડિત ચાણક્યની ભયંકર પ્રતિજ્ઞા, રાજકુમાર ચંદ્રગુપ્તની યુદ્ધ પ્રતિજ્ઞા, રાજનંદિની મન્દાકિનીની આદર્શ સ્વદેશભક્તિ, રાજમંત્રી રાક્ષસ અને શકટારની ભારે હરીફાઈ આદી અનેક પ્રકારના પ્રસંગો મનુષ્યના મનને મુગ્ધ બનાવી દે તેવા છે. પૃષ્ઠ ૩૦૦ પાકું પૂઠું. ચાર ફોટોગ્રાફિક ચિત્રસહિત મૂલ્ય ૨—૦—૦ અગાઉથી નામ નોંધાવી ગ્રાહક થનાર પાસેથી માત્ર ૧-૧૨-૦ પોસ્ટેજ માફ.

૨—**બાગે શયતાન** અથવા **તલ્વારનું તૂફાન,** આ એક ડિટેકિટવ નવલકથા છે. ડિટેકટીવોની અજાયબી ભરેલી ચાલાકી, ભયંકર ખૂનરેજી, કાપાકાપી વગેરે હૃદયદ્રાવક બનાવો એક પછી એક એવા આવ્યા છે કે તે વાંચતાં હૃદય કમ્પી જાય છે. ગુપ્ત ચાલાકી ભરેલા દાવોથી અને છુપા ભેદ ભરમોથી આ પુસ્તક ભરેલું છે. કાગળ ગ્લેજ ઉંચા, પાકું પુંઠું, ચાર ફોટોગ્રાફિક ચિત્રસહિત. મૂલ્ય રૂ. ૨—૦—૦ પોસ્ટેજ માફ.

૩ **કલન્દરની કટાર** અથવા **સંસાર ખાંડાની ધાર.** ચાર સુંદર ફોટોગ્રાફિક સુંદર ચિત્રોસહિત, આ પુસ્તકમાં નવીન નવીન વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે, ભયંકર ખૂનરેજી, લોહીની નદીયો વ્હેવડાવનારા ભયંકર દેખાવો, કોમળ હૃદયની કામિનીઓની પ્રેમ પિપાસા, ભેદી પુરુષોના ચમત્કાર, પાપીઓનો ભયંકર જુલ્મ, જાસૂસોના બહાદુરી, શયતાનોની દુષ્ટતા, ભોંયરામાંનાં ભેદ ભરેલાં ભયંકર કૃત્યો, છુપી કટારીનું પરાક્રમ, આદિ સર્વ વિષયો વાંચતાં સંસાર એ ખાંડાના ધારજ છે, એવો સહુ કોઈને ભાસ થયા વિના રહેશે નહિ. પૃષ્ઠ ૩૦૦ પાકું પૂઠું. મૂલ્ય. ૨—૦—૦

૪ **કમળાદેવી**—આ ઐતિહાસિક નવલ કથામાં વીર શૃંગાર, કરુણા આદિ રસનો મહાસાગર છે. માતૃભૂમિનું ગૌરવ, રણશૂરા રાજપૂતોની સ્વદેશ ભક્તિ અને આત્મત્યાગના જ્વલંત ઉદાહરણો, વિશુદ્ધ સ્નેહ તેમજ સંયોગ વિયોગના હૃદય ભેદક રસમય પ્રસંગોથી ભરપૂર. પૃષ્ઠ ૪૦૦. પાકું સોનેરી પૂઠું. મૂલ્ય. ૧—૮—૦

મળવાનું ઠેકાણું,

**બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

ત્રણદરવાજા—**અમદાવાદ.**

# પ્રસ્તાવના

——:o:——

પ્રસ્તુત કલ્પનામિશ્રિત ઐતિહાસિક નવલકથામાં મગધરાજ્યના રાજ્યકર્ત્તા નંદવંશના રાજાઓના નાશનાં અને અધોગતિનાં કારણો દર્શાવવા ઉપરાંત, કુટિલવિદ્યાવિશારદ પંડિત ચાણક્યના પ્રયત્નથી સ્થપાયલા મૌર્યવંશના અભ્યુદયનો પણ અમુક અંશે સંકેત કરવામાં આવ્યો છે. તેમજ નંદવંશનો નાશ કરવામાં અને મૌર્યવંશને સ્થાપવામાં ચાણક્ય પંડિતનો જે ગૂઢ હેતુ હતો તેની પણ મીમાંસા કરવામાં આવી છે.

આ નવલકથાનો મુખ્ય ઉદ્દેશ ચારિત્ર્યનો પ્રભાવ દર્શાવવાનોજ છે. ચારિત્ર્યના જેવું બીજું કોઈ પણ બળ આ વિશ્વમાં અસ્તિત્વ ધરાવતું નથી. મનુષ્ય પોતાના ચારિત્ર્યના પ્રભાવે દેવત્વને પ્રાપ્ત કરી શકે છે તથા સર્વ જનસમાજમાં પોતાની અક્ષય કીર્તિના સૌરભને વિસ્તારી શકે છે. ચારિત્ર્ય સમક્ષ ક્ષણિક સંસારના વૈભવવિલાસો અને નશ્વર સુખો આદિ સર્વ તુચ્છ છે. જીવનરૂપી સંગ્રામમાં વિજય પ્રાપ્ત કરવાનું પ્રધાન અંગ ચારિત્ર્યજ ગણાય છે. જગતમાં જે જે પુરુષો અને સ્ત્રીઓ પોતાનાં નામોને અમર કરી ગયાં છે અને પૂજ્ય ગણાયાં છે, તેનું મુખ્ય કારણ સચ્ચરિત્રજ છે; એક સત્તા અને ઐશ્વર્યસંપન્ન પૃથ્વીપતિ પણ જે કાર્ય કરવાને અશક્ત હોય છે, તે કાર્ય ચારિત્ર્યવાન્ મનુષ્ય તત્કાળ કરી શકે છે અને તેનું જ્વલંત દૃષ્ટાંત આપણી આ નવલકથામાં અગ્ર ભૂમિકા ભજવનાર મહાતેજસ્વી વિદ્વાન ચાણક્યજ છે. એ ચાણક્યના કૌટિલ્યથીજ નંદવંશનો નાશ થયો હતો અને ચંદ્રગુપ્તને ભારતવર્ષના ચક્રવર્તી થવાનો પ્રસંગ પ્રાપ્ત થઇ શક્યો હતો. મગધરાજ ધનનંદની રાજસભામાં થયેલા પોતાના ભયંકર અપમાનના પ્રતિશોધમાટે તથા રાજકુમાર ચંદ્રગુપ્તપર રાજા ધનનંદ તરફથી થતા અત્યાચારને અટકાવવામાટેજ તેણે નંદવંશનું નિકન્દન કાઢવાની દૃઢ પ્રતિજ્ઞા કરી હતી અને તે પ્રતિજ્ઞાના યોગે તે અંતે નંદવંશનો નાશ કરીને પોતાના ભક્ત અને શરણાગત ચંદ્રગુપ્તને મગધરાજ્યના સિંહાસનનો સ્વામી બનાવી શક્યો હતો. કોઈ પણ પ્રકારનો નરહત્યાકાંડ કિંવા રક્તપાત ન થવા દેતાં તેણે પોતાના બ્રહ્મતેજ તથા કૌટિલ્યના યોગે પોતાની પ્રતિજ્ઞાને પૂર્ણ કરી હતી અને ખરું કહીએ તો મગધરાજ્યમાંથી અથવા સમસ્ત ભારતવર્ષમાંથી નંદવંશનું નિકંદન કાઢીને

મૌર્યવંશનો સ્થાપક તથા સર્વત્ર તેની સત્તાનો સંચારક ચાણક્યજ હતો. તેનું ચારિત્ર્ય અતિ વિશુદ્ધ અને અનુકરણીય હતું કે જેનો પરિચય આ નવલકથામાં કરાવવામાં આવ્યો છે. એક સમયે તેણે પોતાની પોષ્ય પુત્રીપર અત્યાચાર ગુજારનાર રાજા ધનનંદના સ્યાલક કપટકને, પાર્વતીય રાજા સમરકેતુની રાજસભામાં ઉપસ્થિત થઇને એક અબળાના શીલવ્રતનું ખંડન કરવા જેવા મહાન્ અપરાધની ક્ષમા અપાવીને અપૂર્વ ઉદારતા દર્શાવી 'उदारचरितानाम् वसुधैव कुटुम्बकम्' એ સૂત્રનું પાલન કરી બતાવ્યું હતું અને બીજીવાર તેજ ચાણક્ય પોતાના એક યજમાનને ત્યાં શ્રાદ્ધક્રિયા કરાવવા જતાં માર્ગમાં દર્ભની તીક્ષ્ણ અણી પોતાના પગમાં ખૂંચી જવાથી સમસ્ત દર્ભજાતિનો તક્ર (છાશ) દ્વારા ધ્વંસ કરવાને તત્પર થઈ ગયો હતો અને તે સમયે તેણે પોતાના મુખથી આવા શબ્દો ઉચ્ચાર્યા હતા કે;—"યજ્ઞના કાર્યમાં વિઘ્ન નાખનાર જડ કિંવા ચેતન પદાર્થ પણ ધ્વંસનેજ પાત્ર ગણાય છે, માટે હું આ દર્ભજાતિનો ધ્વંસ કર્યા વિના કોઇ પણ પ્રકારે શાન્ત થવાનો નથી." આ સ્થળે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, ચાણક્ય જેવો મહા વિદ્વાન્ અને બુદ્ધિમાન પુરુષ ક્ષમાના ગુણનો ત્યાગ કરીને દર્ભ જેવા જડ પદાર્થ પાસેથી પણ વૈર લેવાને શામાટે તત્પર થયો? તેમજ રાજા ધનનંદે કરેલા અપમાનથી નંદવંશનો ધ્વંસ કરવાને કેમ તૈયાર થઇ ગયો? એના ઉત્તરમાં માત્ર એટલુંજ જણાવવું પૂર્ણ છે કે;—

"વજ્રથી પણ કઠિન, પુષ્પથી પણ કોમળાં;
અહો! એવા મહાત્માના ચિત્તને કો જાણે ખરાં?"

ચાણકય કર્મકાંડનિપુણ અને ન્યાયી પુરુષ હતો, એ તો નિર્વિવાદ જ છે. તેના અગાધ પરિશ્રમથી જ મૌર્યવંશની સ્થાપના થઈ હતી. એ બુદ્ધિમાન્ અને ચારિત્ર્યવાન્ ચાણકયના સંબંધમાં ગુજરાતના સુવિખ્યાત લેખક રા. ઠક્કુર નારાયણ પોતાની "૨૫૦૦ વર્ષ પૂર્વેનું હિન્દુસ્તાન" નામક ઐતિહાસિક નવલકથાની પ્રસ્તાવનામાં લખે છે કે;—

"પાશ્ચાત્ય વિદ્વાનો ચાણકયને ભારતવર્ષનો મેકિયાવેલ કહે છે. મેકિયાવેલનું પૂરું નામ નિકોલો મેકિયાવેલ હતું અને તે ઈટલી દેશનો એક મહાનામાંકિત રાજનીતિજ્ઞ પુરુષ થઈ ગયો છે. એ ઇ. સ. ૧૪૬૯ માં જન્મી ઇ. સ. ૧૫૨૭ માં મરણ પામ્યો હતો. એણે 'પ્રિન્સ' નામક

રાજનીતિ વિષયક એક ઉત્તમ ગ્રંથ લખ્યો છે અને તે અત્યારે પણ સમસ્ત યૂરોપમાં રાજનીતિના વિષયમાં એક પ્રમાણભૂત ગ્રંથ મનાય છે. પરંતુ ચાણકયની એના કરતાં જે એક વિશેષતા હતી તે એ કે, મેકિયાવેલ એક ગૃહસ્થ હતો અને તેથી રાજનીતિનાં કાર્યો કરતી વેળાએ તેની દેશહિતની ભાવના સાથે સ્વાર્થસિદ્ધિની ભાવના પણ કેટલેક અંશે મળેલી હોય તો તે સ્વાભાવિક હતું; અને ચાણકયના મનમાં સ્વાર્થસિદ્ધિના વિચારનો કદાપિ આવિર્ભાવ પણ થયો નહોતો; કારણકે, તે '**करतलभिक्षा तरुतलवासः**' એવા પ્રકારનો સર્વ પ્રકારના પ્રપંચોથી મુક્ત નિઃસ્પૃહ બ્રાહ્મણ હતો, અને તેથીજ જ્યારે નંદવંશના નાશમાટેની તેની પ્રતિજ્ઞાની પૂર્ત્તિ થઇ અને ગ્રીક યવનોને આર્યાવર્ત્તમાંથી હાંકી કાઢવાના તેના ઉદ્દેશની સિદ્ધિ થઇ; એટલે ચંદ્રગુપ્તના રાજ્યાભિષેક પછી તરતજ તેણે પાટલિપુત્રનો ત્યાગ કરીને પુનઃ પોતાના વનવાસનો સ્વીકાર કરી લીધો અને '**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन**' એ ગીતાવાકયની સાર્થકતાને પ્રત્યક્ષ સિદ્ધ કરી બતાવી. ચાણકયમાં વળી શત્રુના ગુણોને સ્વીકારવાનો એક અદ્વિતીય ગુણ હતો અને તે રાક્ષસ વિષે તેના મનમાં વસતા પૂજ્યભાવથી સ્પષ્ટ દેખાઇ આવે છે. ચાણકયનું ખરૂં નામ વિષ્ણુશર્મા અથવા વિષ્ણુગુપ્ત હતું અને નંદવંશના નાશમાટેના કાર્યમાં તેણે કુટિલનીતિનો પૂર્ણ ઉપયોગ કરેલો હોવાથી તેને 'કૌટિલ્ય' એવું એક બીજું ઉપનામ પણ અપાયલું છે. એ ચાણકયે "ચાણકય-સૂત્ર" નામક એક રાજનીતિ વિષયક પુસ્તક લખ્યું છે; એ પુસ્તકને "ચાણકયશતક" અથવા "ચાણકયનીતિ"ના નામથી પણ ઓળખવામાં આવે છે અને તેના અનેક પૌરસ્ત્ય તથા પાશ્ચાત્ય ભાષાઓમાં અનુવાદો પણ થઇ ચૂકયા છે."

એટલે હવે ચાણકયની મહત્તા તથા બુદ્ધિમત્તા વિશે તો આશ્ચર્ય જેવું કાંઇજ રહ્યું નથી. એ ચાણકયનાં ગુપ્તતાથી કરેલાં કારસ્થાનોના યોગેજ ભારતવર્ષના ઇતિહાસમાં આખા વંશનું પરિવર્ત્તન થઈ ગયું હતું અને એક વિશાળ રાજ્યના સિંહાસનપર પણ તે પોતાની પૂર્ણ સત્તાને વિસ્તારી શકયો હતો.

હવે આ પુસ્તકનું નામ 'મુરાદેવી અથવા મૌર્યવંશના અભ્યુદયનો આરંભ' શામાટે રાખવામાં આવ્યું છે, એ સંબંધી કાંઇક વિવેચન કરીશું. મુરાદેવી એજ આ નવકથાની મુખ્ય નાયિકા છે અને એના પરજ આ સમસ્ત નવલકથાનો આધાર રહેલો છે. મહારાજ મહાપદ્મ-

નંદની એ એક રાખેલી સ્ત્રી હતી, વિવાહિતા પત્ની નહોતી. એના ઉદરથી રાજકુમાર **ચંદ્રગુપ્તનો** જન્મ થયો હતો અને ભવિષ્યમાં તે **ભારતનો** સમ્રાટ્ પણ થઇ શકયો હતો. એના **મુરાદેવી** નામપરથી જ **નંદવંશનો** નાશ કર્યા પછી **ચાણકયે ચંદ્રગુપ્તને મૌર્યવંશના** પ્રથમ સમ્રાટ્ તરીકે સિંહાસનારૂઢ કર્યો હતો. આ સર્વ કારણોથી પ્રસ્તુત પુસ્તકનું ઉપર્યુક્ત નામ રાખવામાં આવ્યું છે.

**નંદવંશનો** નાશ કર્યા પછી **ચાણકયે મૌર્યવંશ** સ્થાપ્યો, એનું મૂળ કારણ એ હતું કે, પંડિત **ચાણકયે નંદરાજાની** રાજસભામાં જ્યારે પોતાનું ભયંકર અપમાન થયું અને રાજગુરુના આસનનો ત્યાગ કરીને લાંચ્છિત થવું પડયું, ત્યારે એક ભીષણ પ્રતિજ્ઞા કરી હતી કે, 'જ્યાં સુધી નંદવંશને જડમૂળથી ઉખેડી નાખીને હું અન્ય વંશની સ્થાપના નહિ કરૂં, ત્યાં સુધી **મગધદેશમાં** પ્રવેશ પણ નહિ કરૂં અને મારા મસ્તકપરની શિખાને પણ બાંધીશ નહિ! જ્યારે મારી પ્રતિજ્ઞા પૂરી થશે અને હું બીજા કોઇ ધાર્મિક રાજાને **મગધના** સિંહાસનપર પ્રતિષ્ઠિત કરી શકીશ, ત્યારેજ શિખાબંધન કરીશ તથા **મગધભૂમિમાં** નિર્ભયતાથી પ્રવેશ કરીશ." આ પ્રતિજ્ઞાના યોગેજ **મૌર્યવંશની** સ્થાપના થઇ હતી.

એ ઉપરાંત રાજમંત્રી **રાક્ષસ** અને માજી રાજમંત્રી **શકટારની** પ્રતિસ્પર્ધાનો જે પ્રસંગ લેવામાં આવ્યો છે, તેમાં રાજપ્રપંચ તથા કૂટ રાજ્યનીતિજ દર્શાવવામાં આવી છે. આ પુસ્તકમાં જેનો **શકટાર** તરીકે પરિચય આપવામાં આવ્યો છે, તેને પંડિત **વિશાખદત્તકૃત** 'મુદ્રારાક્ષસ' નામક નાટકમાં **શકટદાસ** તરીકે ઓળખાવવામાં આવ્યો છે. 'મુદ્રારાક્ષસ' નાટક જો કે, તત્કાલીન રાજનીતિ તથા ઇતિહાસને જાણવાનું એક ઉપયોગી સાધન ગણાય છે; પરંતુ પ્રસ્તુત પુસ્તકમાં તેનો આધાર બહુજ અલ્પ પ્રમાણમાં લેવામાં આવ્યો હોય તેમ લાગે છે. **ચંદ્રગુપ્તના** તથા **મૌર્યવંશની** ઉન્નતિ અને **નંદવંશની** અવનતિનાં સંબંધમાં **મુંબઇના** 'ગુજરાતી' પ્રેસ તરફથી પ્રસિદ્ધ થયેલું "૨૫૦૦ વર્ષ પૂર્વેનું હિન્દુસ્તાન" એ પુસ્તકજ અધિક આધારભૂત માની શકાય તેમ છે; કારણકે, તેમાં ઐતિહાસિક વસ્તુને બહુજ સારી રીતે જાળવી રાખવામાં આવ્યું છે; અને કલ્પનાને ગૌણ રાખીને ઇતિહાસને પ્રધાનત્વ આપવામાં આવ્યું છે ત્યારે પ્રસ્તુત પુસ્તકમાં ઇતિહાસને ગૌણ રાખીને કલ્પનાને અગ્રસ્થાન અપાયલું છે. તેની રચનાશૈલી, વસ્તુ સંક-

લના તથા કેટલીક ઐતિહાસિક ઘટનાઓ આ નવલકથાથી સર્વથા ભિન્ન હોવાથીજ મારી આ પુસ્તકનો અનુવાદ કરવાની ઇચ્છા થઇ હતી અને તેના યોગેજ આજે હું આ પુસ્તક વાંચકોના કરકમળમાં સમર્પિત કરી શકયો છું.

પ્રસ્તુત નવલકથા મૂળ બંગાળી ભાષાના એક વિદ્વાન્ નવલકથાકાર શ્રીયુત હરિસાધન મુખોપાધ્યાયની લખેલી છે અને તેનું નામ 'કંકણચોર' રાખવામાં આવ્યું છે. એ 'કંકણચોર' નોજ આ અનુવાદ છે; પરંતુ આ અનુવાદમાં મારે કેટલુંક પરિવર્ત્તન કરવું પડયું છે અને તેથી અવિકલ અનુવાદ કરવામાં આવ્યો નથી. કેટલીક ઐતિહાસિક ઘટનાઓમાં તેમજ વસ્તુસંકલનામાં શ્રીયુત હરિસાધન મુખોપાધ્યાયે અમુક પ્રમાદો કરેલા છે અને તે સર્વ પ્રમાદોનું નિરસન આ પુસ્તકના દ્વિતીયખંડમાં કરવામાં આવ્યું છે, એટલે આ સ્થળે તે સંબંધી અધિક વિવેચન ન કરતાં દ્વિતીયખંડની પ્રસ્તાવનામાંજ તેનો ઉલ્લેખ કરવામાં આવશે; કારણકે, આ પ્રથમખંડમાં તેવું કાંઇ વિશેષ પરિવર્ત્તન કરાયલું નથી.

આ ગ્રંથ માન્યવર હરિસાધન મુખોપાધ્યાયના બંગ ગ્રંથનો અનુવાદ હોવાથી તે મૂળ ગ્રંથકારનો મારે અંતઃકરણ પૂર્વક આભાર માનવો જ જોઇએ; તેમજ આ ગ્રંથના પ્રકાશનમાં અન્ય રીતે કારણીભૂત થનાર મારા મુરબ્બી મિત્ર રા. ઠક્કુર નારાયણ તથા રા. શેઠ ગોવિન્દ મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેનો પણ મારે આ સ્થળે શુદ્ધ અંતઃકરણથી આભાર માનવોજ જોઇએ; કારણકે, '**विनाश्रया न शोभन्ते पंडिता वनिता लताः**' એ ઉક્તિ જગન્માન્ય છે.

અંતે જે પરમાત્માના અનંત અનુગ્રહથી સર્વ સાધનોની અનુકૂલતા થતાં મારો આ પ્રયત્ન સફળ થયો છે, તે પરમાત્માના સ્મરણ પૂર્વક આ પ્રસ્તાવનાની હું સમાપ્તિ કરૂં છું. ઇત્યલમ્.

અમદાવાદ
શુક્રવાર તા. ૧-૬-૧૭

} ત્ર્યંબકલાલ જીવરાજ જોશી



# અનુક્રમણિકા

ॐ तत्सत् परमात्मने नमः

# મુરાદેવી

અથવા

# મૌર્યવંશના અભ્યુદયનો આરંભ

## પ્રકરણ ૧ લું

### ભયંકર કોલાહલ

મગધ દેશના પાટનગર તરીકે પ્રખ્યાત થયેલા પાટલીપુત્ર નગરમાં મહાન કોલાહલ વ્યાપી ગયો હતો! રાજ્યના કર્મચારીઓ ભયથી વિહ્વલ બની ગયા હતા અને મગધાધિપતિ પણ ક્રોધથી કમ્પિત બની ગયો હતો. રાજમાર્ગમાં આવતાં જતાં મનુષ્યોમાં પણ ખળભળાટ મચી રહ્યો હતો. બીજી બાજૂએ રાજાના મહાલયમાં પણ તેવાજ પ્રકારનો પ્રસંગ ઉપસ્થિત થયો હતો. સારાંશ કે, સમસ્ત રાજધાનીમાં એક પ્રકારના ઘોર વિપ્લવની છાયા છવાઈ ગઈ હતી. જાણે સર્વના મનમાં આશંકા અને મહાભયનો ઉદ્ભવ થયો હોયની! એમ સ્પષ્ટ જણાઈ આવતું હતું.

આ વિચિત્ર ઘટનાના સત્ય રહસ્યને કોઈ પણ જાણી શકતું નહોતું. આ સમયે એક જિજ્ઞાસુ પથિક રાજમાર્ગના નિર્જન સ્થાનમાં ઉભો રહીને અન્ય એક વ્યક્તિને પ્રશ્ન પૂછી રહ્યો હતો કે;—"બન્ધુ! આજે એવી તે શી ભયંકર ઘટના બની છે કે, જેથી સમસ્ત નગરમાં આ પ્રમાણે કોલાહલ વ્યાપી રહ્યો છે? જો આપ આ વિષયમાં કાંઈ પણ જાણતા હો, તો મને પણ જણાવવાની કૃપા કરો—"

હજી તે પથિકનું કથન પૂર્ણ થવા પામ્યું નહોતું, એવામાં ત્યાં આગળ એક રાજપ્રહરી દૃષ્ટિગોચર થયો. તેને જોઈને તે પથિક શ્વાસ-

ભેર બીજી બાજૂએ દોડી ગયો. તેનાથી એક શબ્દ પણ ઉચ્ચારી શકાયો નહિ, અને તેણે જે પ્રશ્ન પૂછ્યો હતો તેનું ઉત્તર પણ તે સાંભળી શક્યો નહિ. તેની આવી વિચિત્ર સ્થિતિને જોઈને બીજી વ્યક્તિએ પણ તેનું અનુકરણ કરીને રસ્તો પકડી લીધો.

નગરના પ્રત્યેક પ્રતિષ્ઠિત કુટુંબમાં પણ, આવાજ પ્રકારની ઉત્તેજનાનો તરંગપ્રવાહ ઉછળી રહ્યો હતો. ગુપ્ત ગૃહોમાં, અગાસી અને અંતઃપુરની સમીપમાં આવેલાં કેટલાંક સરોવરના તીરે મહિલાઓનાં મંડળો એકત્રિત થયાં હતાં અને તેમનાં ટોળે ટોળાં મળીને અસ્ફુટ સ્વરે નાના પ્રકારના વિચારોને પ્રકટ કરી રહ્યાં હતાં. તે સર્વના વિચારો કેવળ અનુમાનરૂપ જ હતા; સત્ય રહસ્યને વ્યક્ત કરવાની કોઈની પણ શક્તિ નહોતી.

આ ઉત્તેજનાનું ઉત્પત્તિસ્થાન રાજાનું અંતઃપુરજ હતું અને તેમાં બનેલી ઘટના ઘણીજ ભયંકર તથા રહસ્યમયી હતી. પરિચારિકાઓના નિવાસ-સ્થાનમાં પણ મહાત્રાસ ઉપસ્થિત થયો હતો. જેઓ મહારાણી મગધેશ્વરીની ખાસ પ્રીતિપાત્ર પરિચારિકાઓ હતી, તેમનાં મુખ પણ આજે ભયથી શુષ્ક થઈ ગયાં હતાં; આજે જે બનાવ બન્યો હતો, તેનું પરિણામ શું આવશે અને કયે સમયે શું થશે, તેનો કોઈથી કશો પણ નિશ્ચય કરી શકાતો નહોતો. ખરેખર, રાજદરબારનું દાસત્વ સ્વીકારવામાં વાતનીવાતમાં મસ્તક આપવાના પ્રસંગો આવી લાગે છે, એમ જે કહેવામાં આવે છે, તે અસત્ય તો નથીજ.

શહેરના કોટવાલે આખીરાત જાગરણમાંજ વીતાડી હતી. રાજનગરીના પ્રધાનરક્ષક ગદાધરે યમના દૂતનું સ્વરૂપ ધારણ કરીને તથા તેત્રીશ કોટી દેવતાની પૂજાનો સ્વીકાર કરીને, ઘૂર્ણિત–નેત્રે, નગરના પહેરીઓપર અત્યાચાર ગુજારવાનો આરંભ કર્યો હતો. તેના તાબેદાર પહેરીઓ ભયથી થર થર કમ્પી રહ્યા હતા.

જે ઘટનાને માટે રાજાના મહાલયમાં, નગરના પ્રત્યેક ગૃહમાં, રાજમાર્ગમાં, દુકાનોમાં, બાજારોમાં અને ધર્મશાળાઓમાં આવો મહાન કોલાહલ વ્યાપી ગયો હતો, તેનો સ્ફોટ હવે અમારે આ સ્થળેજ કરવો પડશે; કારણ કે, તેમ કર્યા વિના સત્ય રહસ્ય વાંચકોના જાણવામાં આવી શકે તેમ નથી.

ઘટના એવી બની હતી કે, મગધેશ્વરની પટરાણી મુરાદેવીના વામ હસ્તનું સુવર્ણ–નિર્મિત અને રત્નજડિત કંકણ ચોરાઇ ગયું હતું. ગઇ રાતે મહારાણી કંકણને હાથમાં પહેરીને પોતાના પલંગમાં સૂઈ રહી હતી,

પરન્તુ તેની નિદ્રિતાવસ્થામાં કોણ જાણે કેવી રીતે આવા પ્રહરીઓવડે સુરક્ષિત નગરના અંતર મહાલયના નિર્જન ખંડમાંથી, તેના અંગપરથી એ બહુમૂલ્ય રત્નાલંકાર ચોરાઈ ગયો હતો, અને તેના સંબંધમાં કોઇથી કાંઈ પણ નિશ્ચય કરી શકાતો નહોતો.

જે રાત્રે કંકણની ચોરી થઈ, તે રાત્રે ચંપા નામક એક દાસીએ મહારાણીના શયનગૃહમાં શયન કર્યું હતું અને તે દિવસે રાજાએ નગરની બહારના વિલાસકાનનમાંજ પોતાનો મુકામ રાખ્યો હતો. ત્યાં આગળ એક જરૂરી રાજકાર્યના ઊહાપોહમાં, રાત્રિ ઘણીજ વીતી ગઈ હતી, તેથીજ મહારાજા યથા સમય મહાલય તરફ આવી શક્યો નહોતો.

મહારાજ મહાનંદ મોટે મળસકે ઊઠીને વિલાસકાનનમાંથી, પટરાણી મુરાદેવીના મહાલયમાં આવી પહોંચ્યો. તેણે જોયું કે, રાણી હજી પણ નિદ્રાવસ્થામાંજ હતી.

સુવર્ણના સુંદર પલંગમાં પોતાની રૂપભરી ક્ષીણ દેહલતાને, અમૂલ્ય રત્નજડિત નીલ રંગના રેશમી વસ્ત્રથી આચ્છાદિત કરીને, મગધની રાજરાજેશ્વરી નિદ્રાનો સુખભોગ કરી રહી હતી. તેનો કૃષ્ણવર્ણકેશ-કલાપ, સફેદ ઓસીકાપર વિસ્તરી રહ્યો હતો. તેના કૃષ્ણકેશની બનાવેલી, સુગંધમય તૈલસિક્ત, ગોળાકાર સર્પિણીના જેવી મોહક વેણી ખુલી ગઈ હતી. અંબોડામાં પરોવેલાં રત્નખચિત હીરાનાં ફૂલો, અંબોડાનું દૃઢ બંધન શિથિલ થવાથી શય્યાની ઉપર તથા ઓસીકાની આજૂબાજૂએ છૂટી ગયાં હતાં, તેના સુગન્ધિત તાંબૂલના રંગથી રંગાયલા ઓષ્ઠા-ધરમાંથી અદ્યાપિ હાસ્યની ક્ષીણ રેખા અદૃશ્ય થઈ નહોતી; તેનાં સૂક્ષ્મ-કજ્જલ-રેખાંકિત ચક્ષુ અદ્યાપિ નિદ્રાની મોહમયી શક્તિના માયાવી બંધનને તોડી શક્યાં નહોતાં.

અહા કેવી સુંદર, મગધ રાજમહિષીની સુંદરતા! તેના અતિ સુંદર રૂપરાશિનું અવલોકન કરીને મહારાજ મહાનંદ અનેકવાર તૃપ્ત થઈ ચૂક્યો હતો; પરંતુ આજના અનુપમ સૌંદર્યનું નિરીક્ષણ કરવાથી તેનાં નેત્રોને તૃપ્તિજ થતી નહોતી; કારણ કે તેણે મહારાણી મુરાદેવીના સૌંદર્યને અતઃપૂર્વ આવા સ્વરૂપમાં કદાપિ અનુભવ્યું નહોતું તે તેના અકૃત્રિમ અને નૈસર્ગિક સૌન્દર્યનો સાક્ષાત્કાર કરી શક્યો નહોતો.

મહારાજ મહાનંદે પક્ષીઓના મધુર કૂજનમય પ્રમોદકાનનમાં, મુકુલ-વિકસિત સુન્દર સરોવરના તીરપ્રાન્તમાં, શીતળ મલયનો આસ્વાદ આપતા કુંજકુટીરોમાં અને ચંદ્રમાની શુભ્ર ચંદ્રિકામાં બેસીને અનેકવાર મુરાદેવીના મનોહર સૌન્દર્યનું અવલોકન કર્યું હતું; પરંતુ તે પણ આજના

પ્રસંગની આગળ ન્યૂનજ હતું. કેટલીક વાર જ્યોત્સ્નાના પૂર્ણ પ્રકાશમાં, કેટલીકવાર સંગેમરમરના ચબૂતરાપર બેસીને અને કેટલીકવાર જાન્હવીના પવિત્ર સલિલમાં નૌકાવિહારવેળાયે મહારાજે મુરાદેવીના સૌન્દર્યનો ઉપભોગ કર્યો હતો, પણ આજે તો મહારાજને તેનાથી પણ કાંઇક વિશેષતા ભાસતી હતી. સારાંશ કે, તેણે તે ભુવનમોહિની મુરાસુન્દરીના અલૌકિક સૌદન્ર્યને આ પૂર્વે કદાપિ આવું સુંદર અનુભવ્યું નહોતું.

એક દિવસ દુર્ગની ઉંચી અગાસીપર બેસીને રાજા અને રાણી ઉભય પુષ્પની મુઠીઓ ભરી ભરીને દુર્ગના નીચલા ભાગમાં વ્હેતી ઉછાળા મારતી જાન્હવીના જળમાં વૃષ્ટિ કરતાં હતાં, અને તે પુષ્પો આમ તેમ ભ્રમણ કરતા પ્રબળ તરંગો સાથે અથડાઇને સરિતાના સુંદર જળપ્રવાહમાં ઘણે દૂર સુધી તણાઇ જતાં હતાં, અને બીજી બાજૂએ નિર્મળ અને પવિત્ર ચંદ્રિકાનો રૂપેરી પ્રકાશ તેની સાથે નૃત્ય કરી રહ્યો હતો. આ સર્વ મનોમુગ્ધકર દૃશ્યોના અતુલનીય સૌન્દર્યની સાથે મુરાદેવીનું સૌંદર્ય પણ ખીલી ઊઠયું હતું, છતાં તે દિવસે રાજાને મુરાસુંદરીનું સૌન્દર્ય આજના જેવું આકર્ષક જણાયું નહોતું.

રાજાએ નાખેલાં પુષ્પો પાણીના પ્રબળ પ્રવાહમાં તણાઇ ગયાં, અને રાણીનાં પુષ્પો કિનારા પાસેના એક વમળવાળા પ્રવાહમાં અટકીને આમ તેમ તરવા લાગ્યાં; આ પ્રમાણે થતું જોઇને તે દિવસે રાજાએ રાણીને પરિહાસ કરીને પૂછ્યું હતું કે;—મુરાદેવી! તમારા ફેંકેલાં પુષ્પો બહુ દૂર સુધી કેમ ન તણાઇ ગયાં વારૂ?"

રાણીએ પણ સ્મિત કરીને તેનુંજ ઉત્તર આપ્યું હતું કે;—"મહારાજ! પુરુષોનો પ્રેમ અતિ લઘુ હોય છે અને પ્રમદાનો પ્રેમ અતિશય ગુરુ હોય છે; એટલે જે લઘુ હોય છે તે સત્વર તણાઇ જાય છે અને જે ભારી હોય છે, તે એકજ સ્થળે બંધાઇ રહે છે. મારાં ફેંકેલાં પુષ્પો મારા આ કથનને પ્રમાણપૂર્વક સિદ્ધ કરી બતાવે છે."

મુરાની મધુર વાર્તાથી મોહિત થઇને, મગધેશ્વરે, તે દુર્ગની અગાશીના સંગેમરમરવાળા શુભ્ર ઓરડામાં, ગગનવિહારી નિશાનાથની સમક્ષ, નિર્લજ્જ પુરુષની પેઠે મહારાણી મુરાના મનોહર મુખનું અતિ પ્રેમપૂર્વક ચુંબન લઇ લીધું હતું. કદાચિત્ તે દિવસે મુરા રાજાને આવી સુંદર જણાઇ હશે.

તે દિવસે તે સમયેજ સમીપના એક વૃક્ષના અંતર્ભાગમાંથી, આ ઘટનાને જોઇને એક કોકિલ બોલી ઉઠયો હતો, પરંતુ તેનો પંચમ સ્વર જાણે વિદ્રૂપતાથી પરિપૂર્ણ હોયની તેમ જણાતું હતું! તે કોકિલ જાણે

પરિહાસ કરીને એમજ બોલતો હતો કે;-'છટ્! છટ્! મહારાજ, તમે આવાં વિશાળ મગધરાજ્યના અધીશ્વર હોવા છતાં પણ આવા સંકુચિત મનનાજ છો કે?' ચંદ્રમાએ પણ જાણે લજ્જાવડે મેઘના આવરણથી પોતાનું મુખ ઢાંકી દીધું હતું! આ સર્વ જાણે પ્રકૃતિનો કઠોર તિરસ્કાર હોયની! તેમ ભાસતું હતું. પણ રાજા તો પ્રકૃતિના તિરસ્કારને સમજી જ શક્યો નહિ-પરંતુ રમણીઓ લજ્જા વિભૂષિતા હોવાથી રાણીએ તરત જ તેના રહસ્યને જાણી લીધું અને તેથી તેણે કૃત્રિમ કોપમય તિરસ્કાર સહિત જાને જણાવ્યું કે-"મહારાજ! આપને કશી પણ લજ્જા નથીજ આવતી કે શું? આ વસન્તદૂત્ત કોકિલ અને નીલાકાશમાંનો ચંદ્ર, આ સર્વ જોઇને આપણા માટે કેવો વિચાર કરશે, તે કહો જોઇએ વારૂ?"

આ સર્વ ઘટનાઓ અનેક દિવસ પૂર્વની હતી; પરંતુ રાજા તેમને ભૂલી શક્યો નહોતો. પ્રેમસ્મૃતિમય પવિત્ર રજનીની વાતોને, આ જગતમાં કોણ વિસરી શકે વારૂ? મુરાદેવીના આજના સૌંદર્યને જોઇને રાજાને અનેક દિવસ પૂર્વની વાતોનું સ્મરણ થવા લાગ્યું.

ઘટના કદાચિત્ પુરાતન થઇ જાય છે; પરંતુ સ્મૃતિ પુરાતન થઇ શકતી નથી-રાજાએ મનમાંજ વિચાર્યું કે, "તે દિવસે પણ મેં આ રૂપેશ્વરી મુરાને આવી સુંદર જોઇ નહોતી. યૌવનના મધુર સંગીતમય પ્રથમ ઉચ્છ્વાસના અતુલનીય સૌન્દર્યવિકાસના સમયમાં પણ, મારી મનોદેવી મુરાને આવી સુંદર જોઇ નહોતી."

મોહ એવીજ વસ્તુ છે! મોહ માયાનો દૂત છે-છળનો સહચર છે. મૃગજળના વિકાસની પેઠે મનને ક્યાંયનું ક્યાંય ઘસડી જાય છે, ને સહસા આવિર્ભૂત થાય છે, વર્ષાના પૂરની પેઠે ક્યારે ક્યાં અને કયી વેળાએ, એ મોહ માનવની મનોવૃત્તિને પોતાના અધિકારમાં કરી લેશે, તે કોઇનાથી પણ કહી શકાતું નથી. રાજાની પણ તે દિવસે તેવીજ દશા થઇ હતી, અને તેથીજ તેણે પોતાની મહિષીને અપૂર્વસૌન્દર્યશાલિની નિરખી હતી.

રાજાએ જોયું કે, રાણી નિદ્રામાંથી જાગ્રત થવાની તૈયારીમાં હતી. સ્તુતિપાઠકોએ નોબત-ખાનામાં ભૈરવી રાગના કરુણ સંગીતનો પ્રવાહ વહેવડાવીને, સમ્રાજ્ઞીના નિદ્રારાજ્યને ધૂળધાણી કરી દીધું હતું. રાણી મુરાદેવી જાગ્રત થઇ હતી.

તેનાં નેત્રકમળ ખુલ્લાં થયાં. રાણીએ આંખો ઉઘાડતાંની સાથેજ પોતાના પ્રાણાધાર વિશાળ મગધ સામ્રાજ્યના સ્વામી મહાનંદને નિજ સન્મુખ ઉભેલા જોયા.

મહારાણી મુરાદેવીનું મુખમંડળ, રાજાના દર્શનથી નિરંતર હાસ્ય-યુક્ત રતિભાવને ધારણ કરતું હતું, પરંતુ આજે તેમ થયું નહિ; તેના રક્તોત્ફુલ્લ ઓષ્ઠાધર મૃદુ કંપથી કમ્પવા લાગ્યા. રાણીના હૃદયમાં વર્ષાના મેઘો સમાન એક પ્રકારના અભિમાનના ઝંઝાવાતનો ઉદય થયો. તેના અભિમાનનું મૂળ કારણ, રાજા ગત રાત્રે તેના નિલયમાં શામાટે ન આવ્યા, તેજ હતું. મુરા કરતાં શું રાજકાર્યનું મહત્ત્વ અધિક હતું? એજ રાજાનો પ્રેમ? એનું નામ તે સ્નેહ હોઇ શકે ખરું કે? અવર્ણનીય અનુરાગ તે શું આવાજ પ્રકારનો હોતો હશે કે?

રાજા તેના સ્ફુરિત અધરોપર હાસ્યરેખાના અભાવને જોઇને સમજી ગયો કે "મુરા આજે અભિમાનિની થઇ છે. તેની કોમળ બાહુવલ્લરીએ અદ્યાપિ પ્રેમાવેશ પૂર્વક મારા કણ્ઠનું વેષ્ટન કર્યું નથી અને તે છેક નિશ્ચેષ્ટ થઈ ગઈ છે. તેનું કારણ બીજું કાંઇજ નહિ; કિન્તુ કેવળ, મુરાનું અભિમાનજ છે. ખરેખર મેં મુરાના સુવર્ણમંદિરમાં ગઈ રાતે ન આવીને અનુચિત કાર્ય કર્યું છે."

રાજાએ આ સર્વ વિષયોનો ઊહાપોહ કર્યા વિના પોતાના સ્વભાવ સિદ્ધ પ્રેમપૂર્ણ કોમળ સ્વરે કહ્યું કે;–મુરા! પ્રિયા! પ્રાણાધિકે!"

મુરાના અંતરમાં ગુંચવાયલો અભિમાનનો ધૂમ્રરાશિ રાજાના આ પ્રાણસ્પર્શી સંબોધનને સાંભળીને તરતજ વિલીન થયો, અસ્તગામી સૂર્યના ચંચળ કિરણરેખા, જેવી રીતે સહસા ગગનમાંથી સરી પડે છે, તેવી રીતે તે પણ સરી પડ્યો.

મુરાદેવી અભિમાનનો ત્યાગ કરીને, શય્યાપર બેઠી થઇ અને આસપાસ વિખરાયલા કેશોને એકઠા કરવા લાગી તથા નીલ વસ્ત્ર વડે ખુલ્લા મસ્તકને ઢાંકી દઇને આવેગપૂર્ણ કંઠે કહેવા લાગી કે:–"પધારો પ્રાણાધિક! કેમ મહારાજ, દાસીને આપે જ બોલાવી કે?"

રાજા હસતા મુખે મુરાની સમીપમાં બેસી ગયો, અને તેના આગતેમ વિખરાયલા વાળોને યથાસ્થાને એકત્ર કરતો કહેવા લાગ્યો કે;–મુરાદેવી! મારી જીવનાધિકે! હું તારો અપરાધી છું. મારા ઉપર ક્રોધ કરતી નહિ મુરે! મેં તારો ત્યાગ કરીને કદાપિ અન્ય સ્થળે રાત્રિ વીતાડી જ નથી. આજે મારો પ્રથમ અપરાધ જ છે. મારાથી વિરક્ત થતી નહિ; હું હવે કદી પણ વિલાસકાનનમાં રાત્રિ ગાળીશજ નહિ."

મુરા–મગધની મહારાણી મુરા આ વાત સાંભળવાંની સાથે જ શય્યાપરથી નીચે ઉતરી પડી અને પછી ભક્તિપૂર્વક સ્વામીની પદધૂલિ લઇને, વસ્ત્રાગાર તરફ ચાલી ગઈ.

તે ગૃહમાં પ્રાતઃક્રિયાની પ્રત્યેક તૈયારિયો થઈ ચૂકી હતી. સુવર્ણ-પાત્રમાં ભરેલા સુવાસિત સુશીતલ અને સુગંધિતજળને લઇને, પરિચારિકાઓ તેની રાહ જોઈ રહી હતી અને એક દાસી મુખપ્રક્ષાલનની વસ્તુઓ લઇને ઊભી હતી. બીજી એક દાસી મહારાણી મુરાના પ્રભાતકાલીન પોશાકને હસ્તમાં ધારણ કરીને તેના આવવાની વાટ જોતી ઉભી હતી.

મુરા, ઉતાવળથી મુખપ્રક્ષાલન કરી અંબોડો બાંધીને તથા વસ્ત્ર બદલીને હંસણીની પેઠે ધીર ગતિથી પુનઃ પોતાના ઓરડામાં ચાલી આવી.

મહારાજ મહાનંદે પોતાની પ્રાણાધિકા મુરાદેવીને નવીન વેશવિન્યાસથી વિભૂષિત થયેલી જોઇને તથા હાસ્યમંડિત વદને પોતાના તરફ અગ્રસર થતી જોઇને પુન; સ્નેહમય સ્વરે કહ્યું કે;–"મુરા; મનોહારિણી મુરા !"

મુરાદેવીએ સહાસ્યમુખે એક કટાક્ષબાણ મારીને અતિ નમ્ર સ્વરથી ઉત્તર આપ્યું કે;—"કેમ જીવિતેશ્વર ?"

મગધાધિપતિ મહાનંદ એક પ્રકારનું સ્મિત કરીને બોલ્યો કે;—"મુરાદેવી ! તું સર્વ પ્રકારે સુન્દર છે. તારી નિદ્રાવસ્થામાં તું જ્યારે સ્વપ્નરાજ્યમાં વિચરણ કરતી હતી, ત્યારે હું તારા અનુપમ સૌન્દર્યનું અવલોકન કરીને અતિ મોહિત થયો હતો; પરન્તુ હમણાં તું વેશપરિવર્તન કરીને જે નવીન રૂપમાધુરી ધારણ કરી આવી છે, તે પણ અતિ મનોહર છે અને મારા મુગ્ધ ચિત્તને ચલિત કરનારી મોહમયી માયા છે."

પતિના મુખથી પોતાની પ્રશંસા થતી સાંભળીને મહારાણી મુરા મહારાજ મહાનંદની બાજૂમાં બેસી ગઈ, અને પછી અતિ મંદ હાસ્ય કરીને નમ્ર સ્વરથી બોલી કે;—"જેઓ સમગ્ર મગધ મહારાજ્યના મહારાજા છે, જેમનાં ચરણ તળે સેંકડો સુન્દરીઓ સેવાની ઉત્સુકતાથી તત્પર રહેલી છે, એવા મહાન્ ભૂપતિના હૃદયમાં આવી અતૃપ્ત આકાંક્ષા શામાટે ઉદ્ભવે છે, કૃપાનાથ ?"

રાજાથી આ વિલક્ષણ પ્રશ્નનું ઉત્તર તત્કાળ આપી શકાયું નહિ. તે એક નજરે મહારાણીના મુખ તરફ જોઈ રહ્યો. તેને એમજ ભાસવા લાગ્યું કે; 'જો જગતમાં સાચી સુંદરતા હોય, તો તે મુરાના મનોહર દેહમાં જ આવી વસેલી છે. જો જગતમાં કોઈ જોવા યોગ્ય વસ્તુ હોય તો તે, મુરા જ છે. જગતમાં જો આકાંક્ષાનું કોઈ પણ સાધન હોય તો તે, મનોહારિણી મુરાદેવી જ છે. આ અખિલ વિશ્વમાં કોઈ ભોગ્ય પદાર્થ હોય, તો મારી વિવાહિતા મહિષી મુરા જ છે. જો

આ જ્વાળામય મર્ત્યભૂમિમાં, કદાચિત્ સ્વર્ગની સૃષ્ટિનો સંભવ હોય તો, જ્યાં આગળ મુરાનું નિવાસસ્થાન છે, તેજ પ્રત્યક્ષ સ્વર્ગનું સ્થાન છે!'

આવો ગંભીર પ્રેમ! આવો વિલક્ષણ અનુરાગ! આવી પ્રબળ આકાંક્ષા! રૂપનું આવું તેજોમય આકર્ષણ! હાય! હાય!! જે કર્મસૂત્ર અદૃશ્ય રહીને તેમના સુખના પ્રાસાદને ચૂર્ણ કરવાની ચેષ્ટા કરી રહ્યું હતું, તેનાથી રાજા અને રાણી સર્વથા અજ્ઞાત જ હતાં,–તેના ગુપ્ત ભેદને તેઓ સમજી શક્યાં નહોતાં.

દીપક, નિર્વાણના સમયમાં જેવી રીતે અતિ બળપૂર્વક સળગી ઉઠે છે, તેવીજ રીતે તેમનો પ્રેમ પણ પૂર્ણ પ્રકાશ આપીને આ પ્રકારે સળગી ઉઠ્યો. મહારાજના પ્રચંડ લાલસાવન્હિમાં, મહારાણી મુરાદેવીના મનોહર રૂપની આહુતિ અપાઇ. અગ્નિ ગુપ્ત ભાવે સળગતો સળગતો, છેવટે મહા ભયંકર શબ્દથી સળગી ઉઠ્યો. તેની હૃદયકન્દરામાંથી તે પ્રબળ રૂપાગ્નિની શિખા, જાણે સમગ્ર જડજગતમાં છવાઈ ગઈ.

મહારાજ મહાનંદે, ચક્ષુ મીંચીને જોયું કે, રૂપસમ્પદમયી, મુરા, પોતાના હૃદયની અંદરજ વિરાજેલી હતી. પછીથી ચક્ષુ ઉઘાડીને જોયું કે, મુરાદેવી સમસ્ત વિશ્વમાં વ્યાપી રહી હતી સમગ્ર જગત મુરામયજ હતું. પ્રકૃતિના પટપર મુરાદેવીનું શારીરિક સૌન્દર્યજ વિસ્તરી રહ્યું હતું.

કોકિલના કૂજન સાથે, મુરાના મનોહર કણ્ઠનું મિશ્રણ થયું હતું. નદીના કલનાદી તરંગોમાં મુરાના પ્રેમોચ્છ્વાસ પ્રવાહિત થઈ રહ્યા હતા. પર્વતની અભ્રભેદિની ઉચ્ચતા અને મહત્તાની સાથે જાણે મુરાના પ્રેમનું મહત્ત્વ જોડાયલું હતું. આવા મહાન મગધેશ્વરે, મુરાના સૌન્દર્યસમ્પન્ન ચિત્તવિકારની ઉન્માદિની શક્તિથી જોયું કે:—બધી દુનિયા મુરામય છે, આત્મપ્રકૃતિ મુરામય છે! મારૂં હૃદય પણ મુરામય છે. મુરાના મધુર રૂપની આગળ મગધરાજ્યનું વિશાળ સિંહાસન છેક તુચ્છ છે!"

મહારાજ મનમાં ને મનમાં કહેવા લાગ્યો કે;—"મુરાદેવીજ વિધાતાના રચેલા સૌન્દર્યનો શાશ્વત આદર્શ છે! નારીકુળની શ્રેષ્ઠ સમ્પદા છે! મુરાના પત્ની રૂપે પ્રાપ્ત થવાથીજ, મારી રાજ્યસમ્પત્તિનો આદર થયો છે. મુરાની અતુલનીય સુંદરતાની તુલનામાં રાણી રત્નકુમારી છેક નિકૃષ્ટ છે–તુચ્છ છે. શું તે પટરાણી થવાને યોગ્ય છે, ખરી કે? નહિ; કદાપિ નહિ. અને તેથીજ તેને નલાન્દાના કિલ્લામાં રાખવી પડી છે."

"હવે–હવે–તેને! નહિ–નહિ હવે તેને માટે કોઈ પણ પ્રકારનો સંકલ્પ પણ નહિ કરૂં. મુરાના સ્મરણ સાથે તેના સ્મરણનું મિશ્રણ નહિ જ કરૂં. તેની સ્મૃતિથી મુરાની પવિત્ર સ્મૃતિ કલંકિત થશે. તે મારા

મનમાંજ રહેશે. જગતમાં કોઈ તેનું અસ્તિત્વ જાણશે નહિ—અને જાણ્યું પણ નથી. સુરા સ્વર્ગ છે, અને તે નરક છે. સુરા પુણ્યલોકમયી છે અને તે નરકના અંધકારથી આચ્છાદિત થયેલી છે. સુરા તૃષાને નિવારનારું સુનિર્મળ શીતળ જળ છે અને તે કંઠને દહનારી જ્વાળામયી વિષધારા છે! નહિ—નહિ સુરાસમક્ષ તે અપવિત્રાનો સંકલ્પ કરવામાં પણ મહાન પાપ સમાયલું છે."

આ આધિ, વ્યાધિ અને ઉપાધિ રૂપી ત્રણ ભયંકર દાવાનળોથી સળગતા જગતમાં કોઈ પણ પદાર્થ ચિરસ્થાયી રહ્યો નથી અને રહેવાનો પણ નથી. મનુષ્ય, પશુ, પક્ષી, નદી, નદ, વૃક્ષકે પર્વત આદિ કોઈ પણ વસ્તુ સ્થાયી નથી, કિન્તુ ક્ષણિક જ છે. વસન્ત વસુન્ધરાપર ચિરકાળને માટે વિદ્યમાન રહેતો નથી. મલયવાયુ વિશ્વનાં પ્રાણીઓને ચિરકાળને માટે શીતળતાનો સુસ્વાદ આપતો નથી. કોકિલ પોતાના મધુર કૂજનને કાયમ સંભળાવતી નથી. વસન્ત અને નિદાઘ (ઉન્હાળા)નો અંત થતાં ભીમ—ભૈરવ નૃત્ય કરતી વર્ષા દેવીનું આગમન થાય છે અને તે વર્ષા, વસન્તની સકલ સુખમય સ્મૃતિઓનો સર્વથા લોપ કરી દે છે.

જડ પ્રકૃતિના સંબંધમાં પણ એવોજ નિયમ છે. પરંતુ ન્યાયશાલ વિધાતાએ તે સૂત્રના સમતોલવામાં પોતાના શ્રેષ્ટ—જીવન માનવને પણ એ વિધાનને આધીન રાખ્યાં છે. મનુષ્યનું પણ કાંઈ ચિરસ્થાયી નથી. બાલ્ય, કિશોર અને યૌવન, પોતાનો સમય પૂર્ણ થતાંની સાથેજ ચાલ્યાં જાય છે; અને માત્ર પોતાની સુખમય સ્મૃતિઓને મૂકીને પ્રૌઢતા તથા વાર્દ્ધક્યને જીવનના સિંહાસનપર પ્રતિષ્ઠિત કરી દે છે. પ્રથમ જીવનના વાસંતિક સુખના વિકસેલા ઉદ્યાનમાંથી મનુષ્યને પ્રૌઢ અથવા વૃદ્ધાવસ્થાના મહાસ્મશાનમાં પરિણત થવું પડે છે. જગતની અનેક વસ્તુઓમાં મનુષ્યના જેવું નશ્વર અથવા ક્ષણભંગુર અન્ય કોઈ પણ છે જ નહિ. પરલોકવાદ, જન્માન્તરવાદ આદિના કૂટ તર્કોને ત્યાગી દો અને પછી જુઓ કે મનુષ્ય જેવી દુઃખમય નશ્વરતાને આધીન છે, તેવી બીજી કોઈ પણ વસ્તુ છે ખરી કે? ના, એવો તો કોઈ જીવ જ નથી. આજે જેમને જોઈએ છીએ, કાલે તેમને કાળના ભક્ષ થએલા સાંભળીએ છીએ. સજીવ દેહ અને કાન્તિમય શરીરને કેવળ એક દિવસના—એક પળના વ્યાધિથી મૃત થઈને ચિતાના આશ્રયને સ્વીકારવો પડે છે.

વિધાતાનું રચેલું રૂપ, રસ, ગન્ધ તથા સ્પર્શમય પુષ્પ કે જે જડ પ્રકૃતિના હૃદયનું કૌસ્તુભ ગણાય છે; તે પણ કેવળ બે દિવસને માટેજ ટકી રહે છે. કળી વિકસિત થઈ, પોતાના સુવાસનો વિસ્તાર કરીને અંતે

ખરી પડે છે. વેગવતી નદીના પ્રબળ તરંગો સેંકડો નગરીઓના સૌન્દર્યનો લોપ કરીને પોતાના શીતલ સમાધિના ગર્ભમાં અનેક માનવીઓને ચિર વિશ્રાંતિનો લાભ આપીને ધસડી જાય છે તથા પોતાના વક્ષપર અનેક મોટી મોટી નૌકાઓને ધારણ કરીને ખેંચી જાય છે. પરંતુ તેજ નદી જ્યારે જળહીન બનીને સૂકાઈ જાય છે, ત્યારે એક સાધારણ શૃગાલ પણ નિર્ભયતાથી અનાયાસે તેને ઓળંગી જાય છે. અને પુનઃ કાળના જવા સાથે તેના કિનારાપર અને સલિલમયગર્ભને સ્થાને અનેક શોભામયી નગરીઓ ઉદ્ભૂત થાય છે. જળને સ્થળે સ્થળ બને છે અને સ્થળને સ્થળે જળનો પ્રવાહ વહે છે. ત્યારે આ જગતમાં ચિરસ્થાયી રહે છે શું? કંઈજ નહિ. હાય રે! દુર્મેઘ પરિવર્તનશીલતા?

હશે, જવાદો એ વાતને, મૂળ પ્રસંગનો ત્યાગ કરીને અમે બહુ દૂર આવી પડ્યા છીએ. અને તેથી હવે રાજાની કથાજ કહીશું. આર્યાવર્તના સમ્રાટ્ મહાનન્દે પોતાના અસ્તિત્વને ભૂલીને બાલેન્દુના કિરણોની રેખા સમાન મુરાના પ્રાતઃકાલિક સૌન્દર્યમય શાન્ત-સ્નિગ્ધ સુસ્મિત વદનમંડળને જોઈને, તેને પ્રીતિ પૂર્વક આલિંગન આપ્યું. છટ્! છટ્! એ કથા કહેતાં પણ અમને લજ્જા ઉત્પન્ન થાય છે.

તે આલિંગનથી, તે મધુમય સ્પર્શથી, જાણે હૃદય-કન્દરામાંનો શાન્ત પ્રેમસમુદ્ર ગંભીર નિનાદ કરતો ગાજી ઉઠ્યો; હૃદયમાંનો આદર, પ્રેમ સંભાષણ આદિ સર્વ કંઠ આગળ આવીને અટકી ગયાં. મુરા કાંઇ પણ બોલી નહિ; માત્ર પોતાનાં કૃષ્ણતારકામય અને વિલોલ કટાક્ષયુક્ત ઉભય નેત્રોને ખોલીને, મુગ્ધા નારીની પેઠે રાજાના મુખ તરફ જોઈ રહી.

મહીપતિ મહાનંદ, મહારાણી મુરાના દક્ષિણ હસ્તને પોતાના હસ્તમાં ધારણ કરીને અતિ આદર સહિત કહેવા લાગ્યો કે;—"મધુરી મુરા! હું સદૈવ તારો જ છું! આ મુકુટ, આ રાજગર્વ, આ અતુલ ઐશ્વર્ય, સન્માન, પ્રબલ પ્રતાપ, આદિ સર્વનો હું આજે તારા ચરણોમાં વિક્રય કરૂં છું. આજ સુધી હું તને રૂડી રીતે ઓળખી શક્યો નહોતો, તારો સત્ય પરિચય પામવાની મેં ચેષ્ટા પણ કરી નહોતી, તારા મર્મને જાણી શક્યો નહોતો. પરંતુ પ્રાણાધિકે! આજે તારા હૃદયની ઉચ્ચતાનો મને સમ્પૂર્ણતાથી સાક્ષાત્કાર થઈ ચૂક્યો છે. મુરા! મારી મધુરી મુરા! તુંજ મારૂં સર્વસ્વ છે; તુંજ મારા હૃદયમંદિરની ભુવનમોહિની મહારાણી છે. આવો ગંભીર પતિપ્રેમ આવું વાત્સલ્યયુક્ત હૃદય મેં અન્ય કોઈનું પણ જોયું જ નથી."

આ પ્રમાણે વાર્તાવિલાપ કરતાં કરતાં, મગધેશ્વરે અતિ સ્નેહપૂર્વક

સુરાના દક્ષિણ હસ્તને પુનઃ પકડી લીધો. તે સ્પર્શ અતિ કોમળ હતો. ચમ્પાની ગૌર કાન્તિના કરતાં પણ તે મૃણાલ બાહુની તેજોમય મધુરિમા અતિ મનોહર હતી.

દક્ષિણ હસ્તનું સ્પર્શ-સુખ સમ્પૂર્ણ થયું, તેથી મહારાજ મહાનંદ સુરાસુન્દરીના વામ હસ્તને ધારણ કરીને તેના ઉપર ચુમ્બન-સુધાની વૃષ્ટિ કરી; પરંતુ એવામાં સહસા તેની દૃષ્ટિ મહારાણીના વામહસ્તના મણિબન્ધપર પડી.

સર્પને સન્મુખ આવેલો જોઇને પથિક જેવી રીતે ચકિત થઇ રહે છે, તેવીજ રીતે મહારાણીના શૂન્ય મણિબંધ તરફ દૃષ્ટિ પડવાથી મહારાજ મહાનંદ પણ ચકિત થઇને ચમકી ઉઠયો. તેણે તરતજ અતિઆદરપૂર્વક ચુંબન કરેલા હસ્તને દૂર ફેંકી દીધો. તેના આ કાર્યથી જાણે કાંઇક અનાદર અને અવજ્ઞાનો ઉદય થયો.

મગધેશ્વર શય્યાપર મહારાણી જોડે બેઠા હતા ત્યાંથી એકદમ કુદીને ઉભોથયો. આવાં આદરનાં સંબોધનો, આવો ઉદ્‌ભ્રાંત રૂપોન્માદ જાણે એક પલકમાં કયાંયનો કયાંય તણાઇ ગયો; રાજાની સ્નેહમય સૃષ્ટિ ક્ષણવારમાં કોપના આવેશમાં આવીને પરિવર્તિત થઇ ગઇ.

રાજાએ શય્યાપાસે ઉભા રહીને અતિ કઠોર કંઠથી અને વિરક્તિપૂર્ણ ગંભીર સ્વરે કહ્યું કે;—"સુરાદેવી! મગધરાજની મહારાણી!"

મહારાજનો કંઠસ્વર સંપૂર્ણ રીતે બદલાઇ ગયો હતો, તેમાંથી જાણે સર્વ સ્નેહ ખરી પડયો હતો. તેનો પ્રેમ સૂકાઇ ગયો હતો, ભાષાના માધુર્યનો લોપ થઇ ગયો હતો. પત્નીપ્રેમ ધધકતા ક્રોધાગ્નિમાં પડીને ભસ્મીભૂત થયો હતો. આ જોઇને મહારાણી સુરાએ વિસ્મયાન્વિત ચિત્તે, મગધેશ્વરના મુખ તરફ જોઇને કહ્યું કે;—"કેમ મહારાજ?"

રાજાએ કમ્પિત સ્વરે અને અતિ વિરક્તતાથી પ્રશ્ન પૂછ્યો કે;—"તારા વામ હસ્તનું રત્નમય કંકણ ક્યાં છે?"

"આમ તે શું કહો છો, મહારાજ?" એમ કહીને તરતજ સુરાએ પોતાના વામ હસ્તના મણિબંધ તરફ દૃષ્ટિપાત કર્યો. તેણે જોયું કે, અન્ય સર્વ અલંકાર જેમના તેમ જ હતા, પરંતુ માત્ર કંકણ જ નહોતું. વેશવિન્યાસ ધારણ કરતી વેળાએ સુરા તેને સંભાળી શકી નહોતી.

ભયથી સુરાનું મસ્તક પણ ઘૂમવા લાગ્યું. તેણે જ્યાં સુધી બની શકે ત્યાં સુધી સ્મૃતિસમુદ્રનું મંથન કરવા માંડ્યું, પરંતુ કાંઇ પણ પત્તો મળ્યો નહિ. કેવો સર્વનાશ! મહારાણીના વામ હસ્તના એ શુભ

થયેલા અલંકાર ઉપરજ મહારાજનું આયુષ્ય અવલંબિત હતું. આવો સર્વનાશ કોણે કર્યો? વામહસ્તપરથી કંકણને કોણ લઈ ગયું?

રાજા વિષણ્ણ વદને બોલી ઉઠયો કે;—"મુરા! મેં તને એ કંકણના સંબંધમાં બરાબર રીતે સાવધાન કરી દીધી હતી. જે દિવસે મેં અગ્નિને સાક્ષી રાખીને, તને પત્નીરૂપે ગ્રહણ કરી હતી, તે દિવસેજ તને પ્રથમ સાવધ કરી દીધી હતી. પરંતુ આજે તારી અસાવધતાથી, તેં માત્ર મારોજ નહિ, પરંતુ તારો પોતાનો પણ સર્વનાશ કર્યો છે!"

મુરાના મુખે ઉદ્વેગ અને આશંકાથી, સૂર્યથી દગ્ધ થયેલા સ્થળ પદ્મના જેવી દશાને ધારણ કરી. તે અતિ કરુણતાથી, આંખમાંથી આંસુઓની ધારા વર્ષાવતી કહેવા લાગી કે;—"પ્રભુ! આપે મને સાવધ કરી હતી, એ વાતનો હું સ્વીકાર કરૂં છું, કિન્તુ તે સાવધતાનું આ મુખ્ય કારણ તો મને જણાવ્યુંજ નહોતું."

રાજાએ દૃઢ સ્વરે કહ્યું કે;—"સાંભળ, મુરા! મેં જ્યારે તારી સાથે વિવાહ કરવાના સંકલ્પને પ્રકટ કર્યો હતો, ત્યારે મારા ગુરુદેવે ગણના કરીને કહ્યું હતું કે, 'એ સ્ત્રીની સાથે તારૂં લગ્ન થવાથી સારૂં પરિણામ આવશે નહિ.' તું સુલક્ષણા સ્ત્રી હોવા છતાં પણ રાશિચક્રાદિ સર્વે જાતકથી વિરૂદ્ધ કેન્દ્રમાં આવી પડયાં છે માટે સાવધાન રહેજે, કે એ રમણી દ્વારા તારૂં દુર્ભાગ્ય સૂચિત થવાની વિશેષ સંભાવના રહે છે." પરંતુ હું ત્યારે તારૂં પૂર્ણ પ્રસ્ફુટિત તારૂણ્ય, નવીનયૌવન અને અનુપમ સૌન્દર્ય જોઈને ઉન્મત્ત બની ગયો હતો. વંશગૌરવમાં તું મારાથી નિકૃષ્ટ છે; છતાં પણ મેં સુખની આશાનો લોલુપ બનીને, પ્રબળ આકાંક્ષાના પીડ નથી, તારો પત્નીરૂપે સ્વીકાર કર્યો હતો અને પ્રત્યક્ષદર્શી ગુરૂદેવના નિષેધવાક્યનો અનાદર કર્યો હતો. બસ, તેનુંજ આ ભયંકર પરિણામ?"

આ સાંભળીને મુરાએ કરૂણકંઠે કહ્યું કે;—"પ્રભુ! વિગતવાતોનું સ્મરણ કરવાથી હવે શો લાભ થાય તેમ છે, વારૂ? આપે ગુરુવાક્યનું ઉલ્લંઘન કરીને આ હતભાગિનીને શામાટે ગૃહમાં આણી? દુધ પાઈને શાસારૂ કાળસર્પિણીનું પોષણ કર્યું?"

રાજાએ એક દીર્ઘનિઃશ્વાસ નાખીને કહ્યું કે;—"શામાટે કર્યું, તે હું પ્રથમથી જાણી શક્યો નહિ અને હજી પણ જાણી શકતો નથી. ગુરુદેવે મને કહ્યું હતું કે;—"વત્સ! મને જણાય છે કે, તું તારા જીવનસંગ્રામમાં વિજયી થઈ શકીશ નહિ. વડવાનલની પેઠે મુરાનો સૌન્દર્યાગ્નિ. તારા અંતરના પ્રત્યેક સ્થળમાં સળગી ઉઠશે. તું મારો

પ્રિય શિષ્ય છે, માટે હું તને એક એવો માર્ગ બતાવું છું કે, જે દ્વારા તું જ્યોતિષ શાસ્ત્રમાં વર્ણવ્યા મુજબના કઠિન ગ્રહોમાંથી નિસ્તાર મેળવી શકીશ. હાલ તરત તું રાણીને માટે એક જોડ રત્નજડિત કંકણુ તૈયાર કરાવી લાવ, હું તારા વિઘ્નના નાશને અર્થે તેને મંત્રપૂત કરી આપીશ. પરંતુ તેમ છતાં પણુ તું સાવધાન રહેજે કે, તે કંકણુ કોઇપણુ દિવસ તારી મહિષીના અંગપરથી અળગું થવા ન પામે. જો તેમ થશે તો તારે તેનું પરિણામ ઘણુંજ ભયાનક ભોગવવું પડશે, એ સામાન્ય ઘટના દ્વારા તારા રાજત્વનો લોપ થશે, પ્રાણુની હાનિ થશે અને મુરાને અકાળે વૈધવ્ય પ્રાપ્ત થશે." મુરા! મુરા! આજે તેં મારા જીવન સર્વસ્વને ગુમાવ્યું છે."

મુરા, મહારાજના ચરણોમાં નીચી નમીને કહેવા લાગી કેઃ–"મહારાજ! હું અતિ હતભાગિનીછું; પરંતુ આ દોષ મારી ઇચ્છાથી નથી થયો. એકવાર ગુરુદેવને બોલાવી મંગાવો, તેઓ અવસ્ય આ દુર્ઘટનાનું નિવારણુ કરી શકશે."

મહારાજ મહાનંદે નિરાશાપૂર્ણ સ્વરથી કહ્યું કે;–" નહિ–નહિ; હવે એમ થઇ શકવાનું નથી. જે અદસ્ય શક્તિએ આપણી દસ્યશક્તિથી અંતરાલમાં રહીને આ ભીષણુ ઘટનાને ઉપસ્થિત કરી છે, તેનો કાર્યમાર્ગ આપણુને માલૂમ નથી, તો પછી ગુરુદેવને શામાટે વ્યર્થ ત્રાસ આપવો જોઇએ? મારા ગુરુદેવ યોગસિદ્ધ–પ્રજ્ઞાવાન અને પ્રત્યક્ષદર્શી છે. તેમનો નિષેધ હોવા છતાં પણુ મેં જ્યારે તારો પત્ની તરીકે સ્વીકાર કર્યો છે, તો પછી કર્મફળ ભોગવવું એજ શ્રેયસ્કર છે. કારણુ કે, કર્મફળને અતિક્રમ કરવાનું સામર્થ્ય આપણામાં તો છેજ નહિ, તેમજ ગુરુદેવને પુનઃ મુખ બતાવી શકાય તેવો માર્ગ પણુ રહ્યો નથી. મુરા? આ ઘટનાથી મારો, તારો અને સમસ્ત મગધરાજ્યનો સર્વનાશ થશે."

મુરાદેવી રડતી રડતી રાજરાજેશ્વરના ચરણોમાં ઢળી પડી. તેના ઉભય ચરણોમાં મસ્તક રાખીને કહેવા લાગી કે;–"પ્રાણેશ્વર! આપણો આવો સર્વનાશ કોણે કર્યો? મહારાજ! શું આ વિઘ્નનો પ્રતિકાર કરવાનો ઉપાય હવે કાંઇજ રહ્યો નથી? મારા આ તુચ્છ જીવનનું બલિદાન આપવા છતાં પણુ, શું એ વિઘ્નનું નિર્વાણુ નહિજ થઇ શકે? મુરાના મૃત્યુથી આપને કાંઇ ક્ષતિ થશે નહિ, તેમજ આ વિરાટવિશ્વમાં લેશમાત્ર પણુ આંદોલન ઉપસ્થિત નહિ થાય. મારૂં મૃત્યુ ભલે આ ક્ષણેજ થાય; કિન્તુ ભગવાન આપને નિરાપદ રાખે."

મુરાની અશ્રુધારા તેના સુકોમળ ગંડપ્રદેશપર વહીને રાજાના હાથ

ઉપર પડવા લાગી. રાજાએ જોયું કે, 'મુરાદેવી રડી રહી છે.' તેથી તેણે પુનઃ **મુરા**નો હાથ પકડી લીધો. **મુરાદેવી** પણ નિશ્ચલ, નિસ્પન્દ અને મૃત પ્રતિમાની પેઠે રાજાના મુખ તરફ જોઈ રહી.

આ સમયે **મહારાજ મહાનંદ**નું ચિત્ત બીજી બાજૂની ચિન્તામાં તલ્લીન થઇ ગયું હતું. તેના મનમાં એવોજ દૃઢ નિશ્ચય થઈ ગયો કે, **મુરા**એ પોતાના દોષથીજ આ સર્વનાશ ઉપસ્થિત કર્યો છે. તેથી તેમણે **મુરા**ના તરફ તિરસ્કારપૂર્ણ દૃષ્ટિપાત કર્યો. જ્યોતિષના ફલાફલની મીમાંસાથી અને ગુરુએ કહેલી આદેશવાણીથી તેનું મન અત્યારે આન્દોલિત થઇ ગયું. તેઓ પોતાના ભવિષ્યની ચિન્તા કરવામાં નિમગ્ન બની ગયા.

**મુરાદેવી** રડતાં રડતાં પુનઃ રાજાના ચરણોનો સ્પર્શ કરીને કહેવા લાગી કે;–" **મહારાજ** ! ચિન્તા કરવાથી શો ઉપાય મળશે વારૂ ? હું આ ક્ષણેજ મારા હૃદયનું રુધિર આપવાને તત્પરછું. આપ આપના અસ્ત્ર દ્વારા મારા હૃદયને વિદીર્ણ કરો અને પછી લોહીનું ખપ્પર ભરીને મહાકાલમંદિરની **ભૈરવી**ની લોલરસનાને તૃપ્ત કરો. હું જળના પરપોટાની પેઠે મૃત્યુ પામીશ, તો તેથી મને લેશ માત્ર પણ દુઃખ થવાનું નથી; પરંતુ આપને કશીપણ ઇજા ન આવે એવીજ મારી અંતઃકરણની દૃઢ ધારણા છે."

**મગધાધિપ** પુનઃ **મુરા**નું મુખ જોઈને ઉદાસ બની ગયો, જેથી મુરાની આંખમાંથી નીકળતી અશ્રુધારા દ્વારા તેના ચરણો પીગળી રહ્યા હતા, તે તરફ તે કાંઇ પણ લક્ષ્ય આપી શક્યો નહિ.

રાજા કાંઈ પણ કહ્યા કારવ્યા વિના, મહારાણી **મુરા**ને પદાઘાતથી તે ઓરડામાં હેલી દઈને, ઉન્મત્ત મનુષ્યના પેઠે વિદ્યુત્વેગે ત્યાંથી બહાર ચાલ્યો ગયો.

હાયરે પુરુષ ? ધિક્કાર છે તમારા પ્રેમને ? ધિક છે તમને મહારાજ, મગધેશ્વર ! જે **મુરા**ને તમે એક પળને માટે પણ દૃષ્ટિથી અળગી થવા દેતા નહોતા, તેની આજે આવી દશા કરી કે ? જે કુસુમને આદરસહિત દેવતાના અર્ઘ્યની પેઠે હૃદયપર ધારણ કરતા હતા, તેનીજ આજે આવી અવમાનના, આવી લાચ્છના ?

મહારાજાના અવજ્ઞાયુક્ત પદાઘાતથી, **મુરા**ના કુસુમ જેવા કોમળ અંગ ઉપર ચોટ લાગી હતી કે નહિ, તે સંબંધમાં અમે કાંઈ જાણતા નથી. એ દારૂણ અપમાનના તીક્ષ્ણબાણે, તેના કોમળ ચિત્તને વેધી નાખ્યું હતું કે નહિ, તે પણ અમે જાણતા નથી. પરંતુ **મુરા** ત્યારે આત્મચિ-

ન્તાથી ઉત્તેજિત થયેલી નહોતી, પણ પોતાના આરાધ્યદેવતાની, ઇષ્ટ-દેવની, ભાવિ આશંકામાં તેનું ચિત્ત પરોવાયલું હતું.

**મુરાદેવી** ત્યારે રડતાં રડતાં ઉભય હસ્ત જોડીને, આકાશ તરફ જોઈને કહેવા લાગી કે;–" **હે ભગવાન્! હે વિષ્ણુ! હે નારાયણ! હે મગધના** પૂજનીયદેવતા **મહાકાલ**! હે મા ભૈરવી! મારા જેવીસહસ્ર **મુરાઓ** ભલે રસાતલમાં જાય, પરંતુ મારા પ્રાણેશ્વરની રક્ષા કરો–રક્ષા કરો. હું રાજરાણી થવા ધારતી નથી, સુખને ઇચ્છિતી નથી, પર્ણકુટીમાં નિરાહાર રહીને અથવા સ્વામીની પદસેવા કરવાના પ્રસંગને પ્રાપ્ત કરીને પણ હું સુખી થઈશ. પરંતુ તેમના પ્રાણની રક્ષા કરો."

## પ્રકરણ ૨ જું

## વિચિત્ર મંત્રણા

**પ્રિય** પાઠક! જગતમાં આવી ઘટનાઓનેજ અદષ્ટના નામથી ઓળખવામાં આવે છે. અદષ્ટ સર્વદા છાયાના દૃશ્યની પેઠે, પરિવર્ત્તનીય ભાવને ધારણ કરે છે. એ અદષ્ટના છળથીજ, આજે જે ધનવાન હોય છે, તે કાલે દરિદ્ર બની જાય છે. આજે જે સાધુ હોય છે, કાલે તે ચોર બની જાય છે. સન્માનિત હોય છે તે લાંચ્છિત બને છે. જેઓ મહા સુખી હોય છે, તેઓ અતિ દુઃખી બની જાય છે. દેવતાઓ પણ એ અદષ્ટના ચક્રને આધીન છે; પુરાણોમાં પણ એ સંબંધી અનેક કથાઓ વિદ્યમાન છે. તે ઉપરાંત આપણે અદષ્ટવાદી ગુજરાતીઓ પણ કાંઇક સારૂં નરસું થતાં વાતની વાતમાં કપાળે હાથ દઇને વારંવાર કહ્યા કહીએ છીએ કે;–" હાય રે ભાગ્ય!" આપણે તો અદષ્ટના પ્રાધાન્યનો સ્વીકાર પ્રથમથીજ કરતા આવ્યા છીએ.

**મહારાજ મહાનંદ**, રાજમહાલયમાંથી બારોબાર પોતાના મંત્રણાગૃહમાં આવી લાગ્યા. ત્યાં આવીને તેમણે જોયું કે, સભાસદવર્ગ પોતાને જવાનો સમય પૂર્ણ થવાથા ઉદ્વિગ્ન થઈ રહ્યો છે.

એ જોઇને રાજાએ ગંભીરમુખે કહ્યું;–" અમાત્ય, સહકારી ધર્માધિકારી, પ્રધાનમંત્રી અને રાજધાનીનો મુખ્ય પ્રહરી, એટલા પુરુષો સિવાય અન્ય સર્વને હું આસ્થાનનો ત્યાગ કરવાની આજ્ઞા કરૂંછું."

સર્વેએ કેટલીકવારપર્યંત એકબીજાનું મુખાવલોકન કર્યા કર્યું. તેમણે મનમાં નિશ્ચય કર્યો કે, આજે કાંઇક ભયંકર ઘટના બનેલી હોવી જોઇએ.

તેઓ રાજાને કાંઈ પણ પ્રશ્ન પૂછવાનું સાહસ કરી શક્યા નહિ. તેથી વાક્ય–વ્યય કર્યા વિનાજ રાજાનેપ્રણામ કરીને ત્યાંથી વિદાય થયા.

જેઓ મંત્રણાગૃહમાં રોકાયા હતા તેઓ સર્વે ઉચ્ચપદસ્થ, પ્રતિષ્ઠિત, વિશેષ પગાર વાળા અને મગધેશ્વરના ખાસ વિશ્વાસપાત્ર હતા. પરંતુ રાજાના મુખની ગંભીર અને ચિંતામગ્ન અવસ્થા જોઇને તેઓએ ધાર્યું કે, અવશ્ય યુદ્ધવિગ્રહ અથવા રાજ્યના રક્ષણને માટે કાંઇક વ્યવસ્થા કરવા સારૂજ મહારાજે આ પ્રમાણે આજ્ઞા કરેલી હોવી જોઇએ.

મુખ્ય મંત્રીએ રાજ્યના કામકાજમાં આખું આયુષ્ય ગાળ્યું હતું. તે ઘણાં વર્ષો થયાં મગધરાજ્યનું લૂણ ખાતો આવ્યો હતો. રાજાની યુવાવસ્થામાં પણ તે વૃદ્ધ હતો, તેથી રાજાને સર્વથી પ્રથમ પ્રશ્ન પૂછવાનું સાહસ તેજ કરી શક્યો. તેણે શુષ્ક મુખે પ્રશ્ન કર્યો છે–"રાજેશ્વર આજે શી ઘટના બની છે વારૂ?

મગધેશ્વરે વિકૃતકંઠે ઉત્તર આપ્યું કેઃ–"આજે સર્વનાશ થયો છે. મહારાણી મુરાની નિદ્રિતાવસ્થામાં, તેના મણિબંધમાંથી મંત્રપૂત મણિમય કંકણને કોઇક ચોરી ગયું છે. મંત્રી! તમે જાણો છો કે, એ કંકણને માટે ગુરુદેવે તમને શી આજ્ઞા કરી હતી? રાજપૂરીમાં મહારાણીના અનેક પ્રહરીઓના સખ્ત પહેરાવાળા ઓરડામાંથી ચોરી થાય અને તે કોઈ પણ જાણી શકે નહિ, એ કેવું આશ્ચર્ય કહેવાય? આ નાલાયક નગરરક્ષકને મેં આજ દિવસસૂધી કેવળ દયા બતાવીનેજ બચાવ્યો હતો; તેને પણ આજે બતાવી આપીશ કે બેદરકારીનું પરિણામ કેવું ભયંકર ભોગવવું પડે છે. કાલે રાત્રે જેઓ નગરના અંદરના તથા બહારના વિભાગમાં પ્હેરાપર હતા તેઓ સર્વને શૂળીપર ચઢાવીશ. એ હતભાગીઓને–વિશ્વાસઘાતકોને એવી ભયંકર શિક્ષા કરીશ કે, જેથી સમગ્ર આર્યાવર્ત કમ્પી ઉઠશે."

રાજાની વાત સાંભળીને સર્વનાં મુખ સૂકાઈ ગયાં. મગધેશ્વરના ક્રોધના મુખમાં આવી પડેલી કોઈ પણ વ્યક્તિ અદ્યાપિ નિસ્તાર મેળવી શકી નહોતી. તેની આજ્ઞા કદાપિ વૃથા થતી નહિ. તેની ભીષણ ભ્રૂકુટિથી મગધ રાજ્યની સમસ્ત પ્રજા કમ્પી ઉઠતી હતી. મહારાજ મહાનંદના ક્રોધની જાળમાં સપડાયલા મનુષ્યનો કદાપિ ઉદ્ધાર થઈ શકતો નહિ.

કેટલીક વાર પછી મંત્રીએ કર જોડીને કહ્યું કેઃ—"મહારાજ! અમને થોડોક સમય આપો અને શહેરના કોટવાલને ચોર પકડવાની આજ્ઞા આપો, અમે ગમે તે ઉપાયે મહારાણીના ચોરાયલા કંકણનો પતો મેળવી આપીશું."

આ વાત સાંભળીને મગધેશ્વર કાંઇક શાન્ત થયો અને પછી હદ ઉપરાંત પ્રસન્ન થઇને કહેવા લાગ્યો :કેઃ—"વારૂ ? હું તમને બરાબર એક માસનો અવધિ આપું છું. મહિનાના છેલ્લા દિવસે પ્રભાતમાંજ એ ચોરાયલું કંકણ જો પાછું નહિ મળે, તો આ સભાસદનમાં ઉપસ્થિત થયેલા સભાસદોમાંથી કોઇપણ સભસાદને હું ક્ષમા કરીશ નહિ."

મગધેશ્વર વિશેષ કાંઇ પણ ન કહેતાં, તરતજ એ ગુપ્ત મંત્રણાગૃહનો ત્યાગ કરીને ચાલ્યા ગયા, અને સવ સભાસદો સ્તંભીત, ભીત અને ભવિષ્યમાં કરવાના કર્તવ્યબોધથી શૂન્ય બની ગયા અને કેટલીકવાર પછી સર્વેએ કાંઇપણ બોલ્યા ચાલ્યા વિના ધીમેથી તે સભાસદનનો ત્યાગ કરવાનો પ્રારંભ કર્યો.

સભાસદનનો ત્યાગ કર્યા પછી સર્વ સભાસદો મુખ્ય મંત્રીના ઘર આગળ આવી પહોંચ્યા. મંત્રીનું પ્રાસાદતુલ્ય ગૃહ રાજાના નિવાસાલયની સમીપમાંજ આવેલું હતું અને તેમાં પણ એક નિર્જન મંત્રણા—ગૃહની રચના કરવામાં આવી હતી. કેટલીકવાર પછી સર્વેએ તે ગૃહમાં મલિન મુખે પ્રવેશ કર્યો.

મગધરાજાનું પ્રધાનત્વ કરતાં કરતાં મુખ્ય રાજમંત્રી પકવકેશ થવા આવ્યો હતો, રાજ્યમાં બનતી અનેક ભયંકર ઘટનાઓનું પણ તે અત્યારસૂધી સત્વર નિવારણ કરી શક્યો હતો અને તેમાં સારી પ્રતિષ્ઠાને પણ પ્રાપ્ત કરી શક્યો હતો. પરંતુ આ સમયે જાણે તેની તીક્ષ્ણ બુદ્ધિ, હમણાં ઉપસ્થિત થએલી રહસ્યમય ઘટનાની આગળ પરાજિત થઇ હોયની ! એવું તેના મુખ મંડળના આવિર્ભાવ પરથી સ્પષ્ટ જણાઇ આવતું હતું.

ઉક્ત ઘટનાના ગુપ્ત રહસ્યનો પતો મેળવવાનું કાર્ય અતિ સહજ નહોતું. કારણ કે, રાજાનો પ્રાસાદ ત્રણ મોટા મોટા મહાલયોથી ઘેરાયલો હતો અને તે પ્રસાદના મધ્ય ભાગમાં રાજાનું અંતઃપુર આવેલું હતું. અંતઃપુરથી કેટલેક અંતરે મનોહર રાજોદ્યાન વિસ્તરેલું હતું. એ રાજોદ્યાનના ચરણોપરથી કલનાદિની જાન્હવીનો પ્રબળ પ્રવાહ પ્રવાહિત થઇ રહ્યો હતો અને ઉદ્યાનની આસપાસની મજબૂત પત્થરની દીવાલોને પોતાના પવિત્ર સ્પર્શથી પાવન કરીને ઉછાળા મારતો આગળ ચાલ્યો જતો હતો. તેથી એ દિશાએથી રાજમહાલયમાં પ્રવેશ કરવાનું કાર્ય અતિ કઠિન અને દુઃસાધ્ય હતું. આત્મસમર્પણ કરવાના નિશ્ચય પર આવેલી વ્યકિત વિના અન્ય કોઇ પણ વ્યક્તિથી આ માર્ગનું અવલંબન કરી શકાય તેમ નહોતું.

એ ઉપરાંત પ્રત્યેક મહાલયની ચારે બાજૂએ ચાર–ચાર સ્ત્રી પ્રહરીઓને તેના સંરક્ષણનો ભાર સુપ્રત કરવામાં આવ્યો હતો, અને પહેરો બદલાતી વેળાએ મુખ્ય પ્રહરી વારંવાર આવીને પ્રવેશદ્વારોની સંભાળ લઇ જતો હતો. દરેક પ્રવેશદ્વારોની ચાવીઓ, તેની પાસેજ રહેતી હતી.

રાજધાનીના મુખ્ય પ્રવેશદ્વારમાંથી પણ કોઇ પણ વ્યક્તિ પ્રહરીઓની અજાણતામાં શહેરમાં પ્રવેશ કરી શકે તેમ નહોતું. તે દ્વારને સર્વથી વિશેષ સુરક્ષિત રાખવામાં આવતું હતું. આવા વિકટ સ્થાનમાં અને ઘણીજ સાવધતાથી સંરક્ષિત થયેલા મહાલયના અંતઃપુમાં ચોરે કેવી રીતે પ્રવેશ કર્યો, તે વાત કોઇના પણ સમજવામાં આવી શકી નહિ.

આ ગુંચવણ ભરેલા વિચારની કોઇપણ પ્રકારે ન્યાયયુક્ત મીમાંસા ન કરી શકવાથી પ્રધાન મંત્રીએ, રાજાના ખાસ સલાહકાર અમલદારના ચિન્તાયુક્ત વદન તરફ દૃષ્ટિપાત કરીને કહ્યું;–“બન્ધુ! અત્યારે આપણે સર્વે ભયંકર વિપદમાં આવી પડયા છીએ. મગધરાજની આજની ક્રોધિત અવસ્થાપરથી સ્પષ્ટ જણાઇ આવે છે કે હવે આપણી માનપ્રતિષ્ઠા ટકી શકે તેમ નથી અને કદાચિત્ આપણા પ્રાણ પણ વિસર્જન થાય એવો પ્રસંગ આવી લાગવાની સંપૂર્ણ સંભાવના છે. માટે હવે આપણું ગૌરવ જાળવવા માટે શા ઉપાયો યોજવા જોઇએ વારુ? આપ બુદ્ધિવાન, વિદ્વાન અને અનુભવી પુરુષ છો, તેથી આપનો અભિપ્રાય જાણવાની મને તીવ્ર ઉત્કંઠા થાય છે. આપ રાજાના પ્રધાન સલાહકાર છો, આપે આપની અનુપમ બુદ્ધિના પરિણામે અનેક પ્રકારના અપરાધીઓના ભયંકર ભેદોને ખુલ્લા કરીને સારી ખ્યાતિ મેળવી છે, માટે આ કાર્યમાં પણ આપની સદ્‌સલાહ મળવાથી, અમને ઘણોજ ઉત્સાહ મળી શકશે, એવી મારી દૃઢ માન્યતા છે.”

આ સમયે સર્વજનો માત્ર એકજ પ્રકારની ચિન્તામાં નિમગ્ન થઇ રહ્યા હતા. પ્રધાન સલાહકાર મહાશય પણ મંત્રીની પેઠે એજ વિષયના વિચારમાં તલ્લીન બની ગયો હતો, કિન્તુ એ સંબંધમાં કોઇ પણ પ્રકારના નિશ્ચયપર આવી શક્યો નહોતો, તેથી તેણે મલિનમુખે અને નિરાશા યુક્ત સ્વરે કહ્યું કે;–મંત્રી મહાશય! મારી તો એવીજ માન્યતા છે કે, આ કાર્ય ચોરદ્વારા થયું જ નથી. ચોરી, એ આ વિષયનો ઉદ્દેશ હોય એમ હું માની શકતો નથી. કારણ કે, મહારાણી મુરાદેવીના અંગ ઉપર અનેક અલંકારો હતા, તેમાંથી માત્ર એક કંકણ વિના અન્ય સર્વે સહી સલામત છે. જો આ વિષયનો ઉદ્દેશ ચોરીજ

હોય તો મહારાણીના અતિ અમૂલ્ય હારની ચોરી કરવાથી ચોરનું અદષ્ટજ ફરી જાય તેમ હતું. પરંતુ જ્યારે તેણે તેમ ન કરતાં માત્ર રાજ-રાણીના વામ હસ્તનું મંત્રપૂત કરેલું કંકણ જ ઉઠાવી લીધું છે, તો તેનો ઉદ્દેશ કાંઇક ગહનજ હોવો જોઇએ, ચોરી કરનાર ચોર માત્ર કંકણથીજ તૃપ્ત થાય અને અન્ય સર્વ અલંકારોને નિરખવા છતાં ત્યાગી જાય એ વાત મને તો તદ્દન અસંભવિતજ ભાસે છે."

"મારી ધારણા તેનાથી સર્વથા વિરુદ્ધજ છે. કારણ કે રાણી રંજતકુમારી અત્યારે આ નગરમાંના એક વિશ્રામકાનનમાં વાસ કરે છે, એ વાત કદાચિત્ આપનાથી અનભિજ્ઞ હશે; પરંતુ મારી તો—" રાજમંત્રી આ પ્રમાણે બોલતો હતો એવામાં મુખ્ય ન્યાયાધિશ વચ્ચમાંજ બોલી ઉઠયો કે;—"શું એ વાત સત્ય છે?"

"હા, સત્ય છે, અક્ષરસઃ સત્ય છે. જો વિશેષ ખાત્રી કરવી હોયતો પૂછી જૂઓ મુખ્ય ફોજદારને. તેઓ અત્યારે અત્રે હાજર જ છે."

મગધરાજ્યના મુખ્ય ફોજદારનું નામ પુષ્પદંત હતું, તેના તરફ તીક્ષ્ણ નેત્ર કટાક્ષ કરીને ન્યાયાધિશ મહાશયે પૂછ્યું કે;—"કેમ પુષ્પદંત, મહારાણી રંજતકુમારીના સંબંધમાં તમે કાંઇ જાણો છો ખરા કે?"

"મહાશય! આપની આગળ હું જુઠ્ઠી વાત નહિ જ કહું, આપ મારામાં વિશ્વાસ રાખો. મને તો કેવળ એટલુંજ માલૂમ છે કે, પર્વત પરના તે વિશ્રામ—ઉદ્યાનમાં એક રમણી હમણાં રહે છે અને રાજાધિરાજ પણ તેના ચિત્તના વિનોદાર્થે ઘણીવાર વિશ્રામ—ઉદ્યાનમાં આવ્યા કરે છે. જે દિવસે રાત્રે મહારાણી મુરાદેવીના અંતઃપુરમાં ચોરી થઇ, તે દિવસે રાત્રે તેમણે ત્યાં આગળજ રાત્રિ વ્યતીત કરી હતી.—

"તે રમણી, રાણી રંજતકુમારીજ છે, એનું કાંઇ પ્રમાણ તમે મેળવ્યું છે કે? તેની દાસીઓએ તે સંબંધમાં તમારી સાથે કાંઇ પણ વાર્તાલાપ કર્યો છે, ખરો કે?"

"જી, ના. વિશ્રામકાનનમાં રાણીની સેવા માટે નિયુક્ત થયેલી દાસીઓ રાજાની આજ્ઞાથી, એ સંબંધમાં કોઇપણ પ્રકારની વાત કહેવાને ખુશી નથી."

"ત્યારે તો મને એમજ જણાય છે કે, આ સર્વ વાર્ત્તા તમે માત્ર અનુમાનના આધારેજ કહેતા હશો?" ન્યાયાધિશે પૂછ્યું.

આ સાંભળીને મુખ્યમંત્રી બોલી ઊઠયો કે;—"મને પણ એમજ લાગે છે. પરંતુ આ ચોરીનો ખરો ઉદ્દેશ શું છે, તે હજી પણ મારાથી સમજી શકાતું નથી."

"મહારાજના મહાલયમાં મહારાણી મુરાદેવીના અનેક શત્રુઓ રહે છે, કારણ કે, મુરાદેવીને મહારાજ અતિ પ્રેમપૂર્વક ચાહે છે અને તે તેમના શત્રુઓથી જોઈ શકાતું નથી. એથી તેના શત્રુઓએ આ પ્રકારના પ્રપંચજાળનો વિસ્તાર કર્યો હોય તો, તે સર્વથા સ્વાભાવિકજ છે. મુરાદેવીના એ મંત્રપૂત કંકણની સાથે, રાજાના પરમ આયુષ્યનો નિકટ સંબંધ છે! એમ ધારીને મુરાદેવીના શત્રુઓએ તેને દોષિત ઠરાવવા માટે તથા રાજાના ક્રોધાગ્નિમાં તેના પ્રબળ અનુરાગને ભસ્મીભુત કરવા માટે આવું વિશેષ કાવતરૂં રચીને પોતાના ઉદ્દેશની સિદ્ધિ કરવા સારૂ આ પ્રમાણેની વ્યવસ્થા કરી હોય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી." ન્યાયાધિશ મહાશયે પોતાનો આંતરિક ભાવ પ્રકટ કરીને આ પ્રમાણેનાં વાક્યો ઉચ્ચાર્યાં.

"આપનું અનુમાન યથાર્થ છે. મને પણ એક વ્યક્તિના ઉપર વિશેષ સંદેહ થઈ રહ્યો છે." મંત્રીનું નામ ધીરબુદ્ધિ હતું અને તેમણેજ ચિન્તિતભાવે ઉપર્યુક્ત વાક્યો ઉચ્ચાર્યાં.

"તમારો સંદેહ કોના ઉપર છે વારૂ?"

"ત્યજાયલી રાણી રજતકુમારી પર?"

"મંત્રી, ચૂપ કરો, દીવાલોને પણ કાન હોય છે, તે ન ભૂલો. કદાચિત્ આ વાત કોઇ સાંભળી જશે, તો પરિણામ ભયંકર આવશે. રાણી રજતકુમારી અત્યારે રાજાના પવિત્ર પ્રેમથી ત્યજાયલી છે અને તે ઉપરાંત વળી, તે રાજધાનીથી અતિ દૂર આવેલા અને પ્રહરીઓથી ઘેરાયલા નલાન્દાના કિલ્લામાં રહેલી છે. રાજાની સાથેનો સર્વ સંબંધ બળીને ભસ્મીભૂત થયો છે; તેથી રાજમહાલયમાં એવી કોઇપણ વ્યક્તિ નથી કે, તેને માટે આવા ભયંકર કાર્યનું સાહસ પોતાના મસ્તકપર ધારણ કરી શકે.

"બરાબર છે, તમારી વાત બરાબર છે." મંત્રીએ કહ્યું.

પછીથી ન્યાયાધિશે કોટવાળના તરફ નજર કરીને કહ્યું કે;–"તમે આના કરતાં વિશેષ પ્રત્યક્ષ પ્રમાણને તમારા અનુમાનથી સાબિત કરી બતાવો, એવું કોઇપણ સાધન તમારી પાસે છે, ખરૂં કે?"

"ના. વિલાસબાગની ચારે બાજૂએ લોઢાની મજબૂત જાળી તથા પત્થરની ઉંચી દીવાલો આવેલી છે અને ત્યાં આગળ પુરુષ પહેરેગીરોને જવાની સખ્ત મના કરવામાં આવી છે, તેથી સ્ત્રી પહેરેગીરોજ એ બાગના દરવાજાની ચાવી પોતાની કને રાખે છે; એટલે હું ત્યાંના કોઇપણ બનાવને જાણી શક્યો નથી."

આ વાતનો ભેદ ધીમે ધીમે ભયંકર થવા લાગ્યો, એ વખતે ન્યાયાધિશે કહ્યું કે;–" હું ગયા અઠવાડીયામાં બનેલી સર્વ બીનાઓને સારી રીતે જાણુંછું. અત્યારે **નળાન્દાના** કિલ્લામાં રહેતી **રજતકુમારીના** સંબંધમાં પણ મેં અનેક પ્રમાણો મેળવ્યાં છે અને તે ઉપરાંત એમ પણ સાંભળ્યું છે કે, રાજા લગભગ બે ત્રણ માસ થયાં રાણી રજતકુમારીના આરામબાગમાં આવજાવ કર્યા કરે છે."

આ સઘળી વાતચીતપરથી મંત્રી **ધીરબુદ્ધિની** મતિ ચંચળ થઇ ગઇ. તેણે મનમાં ને મનમાંજ વિચાર્યું કે;–" જ્યારે આરામબાગમાંથી રાણી **રજતકુમારીને નળાન્દાના** કિલ્લામાં લઇ જવામાં આવી છે, ત્યારે આરામબાગમાં બીજી કયી રમણી આવીને વસેલી હોવી જોઇએ ? રાજાને વારંવાર ત્યાં આગળ શામાટે જવું પડે વારૂ ?

આ પ્રમાણે સર્વેએ પોતપોતાના મનોગત ભાવોને પ્રકટ કર્યા, પરંતુ તે સંબંધમાં તેઓ કાંઇપણ દૃઢ નિર્ણય કરી શક્યા નહિ.

ત્યારે છેવટે **મંત્રી ધીરબુદ્ધિએ** કહ્યું કે;–" હવે આ સંબંધમાં વિશેષ ઊહાપોહ ન કરતાં હું કેવળ મહારાણી **સુરાદેવીનેજ** બેચાર સવાલ પૂછવાની ઇચ્છા રાખુંછું. રાજમહાલયમાં પ્રવેશ કરવાની મને છૂટ છે. હું અતિ વૃદ્ધ પુરુષછું અને રાજ્યનો ઘણાજ દિવસનો જૂનો નોકરછું, તેથી મહારાણી **સુરા** મારી સાથે મેળાપ કરવામાં કોઇપણ પ્રકારે લજ્જિત થશે નહિ. વળી આ ભયંકર બનાવથી જેવી રીતે આપણા ઉપર આફત આવવાની સંભાવના છે, તેવીજ રીતે તેની દશા પણ અત્યારે તેવીજ છે, એટલે મને ત્યાં જવામાં કાંઇ પણ વિઘ્ન નડશે નહિ."

**ધીરબુદ્ધિની** આ વાતનો સહુએ સ્વીકાર કર્યો અને કેટલીકવાર પછી ન્યાયાધિશે, મુખ્ય પહેરેગીર તરફ નજર કરીને કહ્યું કે;–"તમારે એક કામ કરવું પડશે."

" શું કામ ? "

" તમે તે કરી શકશો ખરા કે ? સાહસ અને બુદ્ધિનો પરિચય દર્શાવી શકશો કે ? "

" પ્રથમ શું કાર્ય કરવાનું છે તે જણાવો, પછીથી હું તેનું યોગ્ય ઉત્તર આપીશ. "

" આરામ બાગમાં હમણાં જે રમણી રહે છે, તે કોણ છે, એના સમાચાર તમારે મને લાવી આપવાના છે. પરંતુ તે કાર્ય ઘણુંજ કઠિન છે. જો તેનો તપાસ કરતાં સપડાઈ જશો તો કદાચિત્ મૃત્યુને આધીન પણ થવું પડશે. કહો વારૂ, તે કાર્ય તમારાથી થઇ શકશે કે ? "

પુષ્પદંત આ વાત સાભળીને હોઠ પીસવા લાગ્યો અને ત્યાર પછી બોલ્યો કે;–"અપરાધીને જો મારાથી શોધી નહિ શકાય તો રાજાએ મારા માટે મૃત્યુને નિર્માણજ કરી રાખ્યું છે, તો પછી અપરાધીનો પતો મેળવવા જતાં મારૂં મૃત્યુ થાય એજ વિશેષ શ્રેયસ્કર છે. હું મરણની પરવાર રાખ્યા સિવાય સત્વર તમારી આજ્ઞાનું પાલન કરી બતાવીશ."

"ધન્ય છે તારા સાહસને, વીર પુરૂષ! મહાકાળ પ્રભુ તારો યત્ન સફળ કરે."

ત્યાર પછી વૃદ્ધ મંત્રી ધીરબુદ્ધિ સિવાય અન્ય સર્વ સભાસદો તે ઓરડાનો ત્યાગ કરીને ચાલ્યા ગયા. મંત્રી મહાશય ચિન્તાના ઊંડા સાગરમાં ગોથાં ખાવા લાગ્યો.

ફોજદારે પોતાના સ્થાન તરફ પાછા ફરી આવીને, શહેરની ચારે દિશાઓમાં કેટલાક જાસૂસોને મોકલી આપ્યા. તેઓએ રાહપર અનેક આદમીઓને અટકાવ્યા, તેમના સામાનની જડતી લીધી અને બનતી પૃછપરછ કરવા માંડી. પરંતુ પરિણામ શૂન્ય જ આવ્યું.

હાય! તે અશુભ દિવસે જાણે આકાશના તેજસ્વી દેવતા સમાન તેજોમય દિવાકર ઘણીજ ઉતાવળથી સરી પડ્યો હોયની! તેમ જણાવા લાગ્યું. આખો દહાડો શોધ કરવા છતાં કંકણનો પતો મેળવી શકાયો નહિ. જાસૂસોને નિમવા છતાં અને ચારે બાજૂએ અનેક અનુચરોને મોકલવા છતાં પણ ચોરને પકડી શકાયો નહિ. અરે! તેને પકડવાની વાત તો બાજૂએ રહી, પરંતુ તેનો કિંચિન્માત્ર પણ પતો મળ્યો નહિ. આથી આખા નગરમાં ભયંકર કોલાહલ વ્યાપી ગયો. પ્રથમ પરિચ્છેદમાં જે સર્વ બનાવોનું વર્ણન આપવામાં આવ્યું છે, તેનું કારણ માત્ર એટલુંજ હતું કે તે દિવસે ચોરનો કાંઈ પણ પતો મેળવી શકાયો નહોતો, અને એટલા માટેજ અત્યાચાર અને વ્યગ્રતાનો સમાનભાવે ઉદ્દગમ થયો હતો.

---

## પ્રકરણ ૩ જું

---

### અદ્ભુત મેળાપ

રાત્રિ ગંભીર હતી અને પ્રકૃતિદેવીએ શાન્તતાનું સ્વરૂપ ધારણ કર્યું હતું. જગતપરથી જાણે ચેતન્ય સરી પડ્યું હોયની! તેમ જણાતું હતું. સમગ્ર વિશ્વ એક પ્રકારના મોહથી આચ્છાદિત થયેલા ક્ષણિક

મૃત્યુને આધીન બન્યું હતું. પ્રકૃતિદેવીના પટ પર શ્વાસ નહોતો, જ્ઞાનાવકાશ નહોતો અને ચેતન પણ નહોતું, ચારે બાજૂએ જાણે શાન્તતાનું સામ્રાજ્ય જ છવાયલું હતું. તે સમયની પરિસ્થિતિ જોતાં એમજ જણાઈ આવતું હતું કે, બીજે દિવસે પ્રભાતના પહોરમાં પ્રકૃતિદેવી પુનઃ પ્રાણસહિત જીવિત થઈ શકશે જ નહિ.

પ્રકૃતિનું મૃત્યુ થયું હતું અને રજનીની દશા પણ તેવીજ ભયંકર બની હતી. ચન્દ્ર અને તારાઓથી શૂન્ય થયેલા આકાશમાં ભયંકર અંધકારે પોતાની પૂર્ણ સત્તા સ્થાપી હતી. જે અનંત નીલિમાને સૂર્યના પ્રકાશથી તેજોમય બનેલી જોઈને લોકો અપૂર્વ આનંદનો ઉપભોગ કરતા હતા, તે અત્યારે ભયંકર તિમિરથી આચ્છાદિત થઈ ગઈ હતી. જે જ્યોત્સ્નાની વિમળ જ્યોતિથી મુગ્ધ થઈને, પ્રેમિક–પ્રેમિકા ઉલ્લાસમાં આવીને પરસ્પર ગંભીરતાથી આલિંગન આપતાં હતાં, જેના મૃદુ પ્રકાશથી કોકિલાઓ વૃક્ષપર બેસીને મધુરા ટહુકા કરતી હતી, નદીનાં નીર ઉછાળા મારીને પ્રબળ વેગપૂર્વક પ્રવાહિત થતાં હતાં, તે મનોહર જ્યોત્સ્ના આજે નિર્વાણ પામી હતી. આજે તો માત્ર વિશ્વનો ગ્રાસ કરનારા પ્રલયાન્ધકારનુંજ સામ્રાજ્ય સ્થાપિત થયું હતું. ભયનો સંચાર કરનારી એક પ્રકારની બીષણતાનો ભાવ પ્રસરી રહ્યો હતો.

આ સમયે રાજોચિત સજ્જનથી સુસજ્જિત થયેલા એક ઓરડામાં એક રૂપેરી દીપક સળગી રહ્યો હતો. તે પ્રજ્વલિત અને સુગંધિત દીપકના પ્રકાશ વડે, એક સુંદર કોચપર સૂતેલો એક વૃદ્ધ પુરુષ દારૂણ દુશ્ચિન્તામાં નિમગ્ન થયેલો હોય તેમ ભાસતું હતું. અંધકારના પ્રબળ પ્રતાપ વડે જેવી રીતે બાહ્ય જગત ભયંકર જણાતું હતું, તેવીજ રીતે તેનું ચિત્તપણ ચિન્તા રૂપી બીષણ અંધકારથી આચ્છાદિત થઈ ગયું હતું.

લગભગ મધ્યરાત્રિનો સુમાર થવા આવ્યો હતો, તે સમયે મગધ-રાજ્યનો મુખ્ય મંત્રી ધીરબુદ્ધિ ચિન્તાન્વિત ચિત્તે પોતાના તથા પોતાના સહચરોના સંબંધમાં ચિન્તા કરી રહ્યો હતો રાજ્યના ભાવિ શુભાશુભના પરિણામનો વિચાર કરતો હતો, પરંતુ અનેક પ્રકારના તર્કવિતર્ક કરવા છતાં પણ રાજાના કોપમાંથી મુક્તિ મેળવવાના કોઈ પણ ઉપાયને તે શોધી શક્યો નહિ. આ સમયે એક ગુપ્ત જાસૂસે આવીને તેના હાથમાં એક પત્ર આપ્યું.

તે પત્ર ભૂર્જ પત્રપર સંસ્કૃત લિપિમાં લખાયલું હતું અને તેના મથાળાપર એક લાલ રંગનું ‘ત્રિશૂળ–ચિન્હ’ કરવામાં આવ્યું હતું.

તે ચિન્હ જોતાંની સાથેજ મંત્રી મહાશય ભયથી કમ્પી ઉઠયો. તેનું ચિન્તાથી પીડિત બનેલું મુખમંડળ વિશેષ મલિન થઈ ગયુ. તેણે ઉત્કંઠિત ચિત્તે તે પત્ર ઉઘાડીને વાંચવાનો પ્રારંભ કર્યો. તેમાં લખ્યું હતું કે:—

"મંત્રી વર્ય, કંકણની ચોરીના સંબંધમાં શોધ કરવાનું કાર્ય તમારૂં નથી. તમે કેવળ તમારી આત્મરક્ષાના ભયથીજ વિહ્વળ બની ગયા છો, અને તેટલા માટેજ પ્રયત્નનો પ્રારંભ કરવાની ઇચ્છા રાખો છો. આપની ભીરુતાની પૂર્ણ પરીક્ષા થઇ ચૂકી છે, માટે હવે તે દયાવાન ચોર બે ચાર દિવસમાંજ પોતાની મેળે આવીને રાજસભામાં હાજર થશે."

પત્ર વાંચતાંની સાથેજ **મંત્રી ધીરબુદ્ધિ** વ્યગ્રચિત્તે ઉભો થયો અને પત્ર લાવનારને પુનઃ પોતાની કને બોલાવ્યો. તેણે સન્મુખ આવીને પ્રણામ કર્યા અને પછી એક બાજૂએ ઉભો રહ્યો. ત્યાર પછી **મંત્રીએ** તેને ઘણાજ ધીમા સ્વરથી પૂછ્યું કે:—"જાસૂસ! તેં આ પત્ર ક્યાંથી મેળવ્યું અને તારા હાથમાં કોણે સોપ્યું વારૂ?"

"મહાભાગ! મહાકાલના મંદિરની નિવાસિની શૈવ સંન્યાસિની દેવીએ મને આ પત્ર આપ્યું છે અને તેમાં શું લખ્યું છે, તેનાથી હું સર્વથા અજ્ઞાનજ છું તેથી એ સંન્યાસિનીએ આ પત્ર ક્યાંથી મેળવ્યું, એના સંબંધમાં હું તેમને કાંઇપણ પૂછી શક્યો નથી. પત્ર આપતા વેળાયે તેમણે માત્ર મને એક તીવ્ર કટાક્ષપૂર્વક એમજ કહ્યું હતું કે; "આ પત્ર તમે તમારા મંત્રીના હાથમાં આપી આવજો. મહારાજ! એનાથી વિશેષ હું કાંઇ પણ જાણતોજ નથી."

મંત્રી **ધીરબુદ્ધિએ** રાજ્યતું મંત્રીત્વ ભોગવવામાં સમસ્ત આયુષ્ય ગાળ્યું હતું તેના જીવનકાળમાં તેણે અનેક ભયંકર બીનાઓનું નિવારણ કર્યું હતું. તે સહજમાં પોતાના નિશ્ચયપરથી ચલિત થાય તેવો નહોતો તેથી તેને આ અદ્‌ભુત પત્રમળવાથી એક પ્રકારનો ઉત્સાહ મળ્યો.

કેટલીક વાર પછી મંત્રીએ જાસૂસને સંબોધીને કહ્યું કે;—"જાસૂસ! આ પત્ર અતિ ભયંકર અને ભેદપૂર્ણ છે, ઘણુંજ જરૂરનું છે, માટે એ એ પત્રના લખનારને જેમ બને તેમ સત્વર શોધી કાઢવો જોઇએ, ચાલ, તું અત્યારેજ મારી સાથે એ સંન્યાસિની પાસે ચાલ."

આમ કહીને મુખ્ય **મંત્રી** ધીરબુદ્ધિ તથા જાસૂસે, તે ગંભીર રાત્રે પાટલીપુત્ર નગરનો રાજમાર્ગ ઓળંગીને, મહાકાળના મંદિર તરફ પ્રયાણ કર્યું. મંદિરના દ્વાર હજી બંધ થયાં નહોતાં, રૂપાની દીપદાનીમાં પ્રકટાવેલો દીપક અદ્યાપિ મંદિરના આંતરીક વિભાગને પ્રકાશિત કરી

રહ્યો હતો અને મન્દિરવાસિની સંન્યાસિની દેવી તે સમયે એક મૃગચર્મપર બેસીને શાન્તચિત્તે દેવીના સ્તોત્રનું ગાન કરી રહી હતી.

સંન્યાસિની દેવી, અતિ સુંદર મુગ્ધાના જેવી મનોહર લાગતી હતી. સ્તોત્રના પાઠની તન્મયતાએ, તેના ચૈતન્યને શિથિલ કરી દીધું હતું, તેથી તેની આગળ આવેલા એ મનુષ્યો તરફ તેની દૃષ્ટિ પણ પડી શકી નહિ, અથવાતો તેમના આગમનનું તેને લક્ષ્ય પણ રહ્યું નહિ.

કેટલીકવાર પછી સૂર-રાગ મિશ્રિત સ્તોત્રનો પાઠ પૂરો થયો. પરંતુ ત્યારે પણ એમજ જણાતું હતું કે, તે મનોહર ગાયનનો પ્રતિધ્વનિ વાયુના વક્ષ પર રાગ, સૂર અને મધુરતાનો વિસ્તાર કરીને આમ તેમ ઘૂમી રહ્યો હતો.

પછીથી સંન્યાસિનીએ પોતાના હાથમાંના મૃદંગને એક બાજૂ મૂકીને, મહાકાલની મહામૂર્તિને સાષ્ટાંગ પ્રણામ કર્યા. ત્યાર પછી તેણે ઊઠીને જોયું તો પોતાની સન્મુખમાં રાજ્યનો મુખ્ય મંત્રી અને એક અન્ય પુરુષ, આવી ગંભીર મધ્યરાત્રે પોતાના મુખ તરફ જોતા ઉભેલા છે. પરંતુ તેથી તે ત્રિકાળજ્ઞ સંન્યાસિની, લેશ માત્ર પણ વિચિલિત થઇ નહિ.

રાજમંત્રીની સાથે સંન્યાસિનીનો સારો પરિચય હતો, તેથી મંત્રી અને જાસૂસે તેને પ્રણામ કર્યા. સંન્યાસિનીએ તેમને બેસવાની આજ્ઞા કરીને કહ્યું;—“ મંત્રીવર્ય ! આવી ગંભીર રાત્રે તમારૂં અત્રે શામાટે આગમન થયું છે ? મને લાગે છે કે, તમે અવશ્ય એ પત્રનો પતો મેળવવા માટેજ આવ્યા હશો, કેમ ખરૂંને ? ”

“ માતા ? આપ સાક્ષાત્ શક્તિસ્વરૂપિણી ભૈરવીના સમાન શક્તિવાન છો. આ પાટલીપુત્ર નગરના વિઘ્નવિનાશક મહાકાલ દેવની સેવિકા છો. જનનિ ! અત્યારે આ રાજ્યના ઉપર મહાન આપત્ત આવી પડી છે. મહારાજ મહાનંદ ઉન્માદી બની જવા આવ્યા છે અને મહારાણી મુરા રાત્રિ દિવસ રડયા કરે છે. આજે સવારમાં એક મહાસભા એકત્રિત થઇ હતી, અને ચોરને પકડવાના સંબંધમાં અનેક ઊહાપોહ ચાલી રહ્યો હતો, છતાં પણ તેનું પરિણામ શૂન્યજ આવ્યું છે. જો કંકણના ચોરનારને અમે એક માસની મુદ્દતમાં નહિ પકડી શકીએ, તો પછી રાજાના કોપરૂપ ક્રોધાગ્નિમાં બળીને અમારે મૃત્યુવશ થવું પડશે. માટે હે માતા ! આ આફતમાંથી અમારી કોઇપણ પ્રકારે રક્ષા થાય એવો સરળ માર્ગ બતાવવાની કૃપા કરો ? ” મંત્રીએ અતિ નમ્ર સ્વરે કહ્યું.

“ મહારાણી મુરાદેવીના કંકણની ચોરીની વાત હું સાંભળી ચૂકી

છું. તેનાથી થનારા ઘોર અશુભની વાત પણ મને સારી રીતે વિદિત છે. મને જે વ્યક્તિએ પત્ર આપ્યું છે, તેનું નામ પણ હું જાણુંછું, પરંતુ એ વાત અન્યને કહેવાની મારી ઇચ્છા નથી. હું વિશ્વાસઘાતિની થવાનું પસંદ કરતી નથી.

મંત્રી ધીરબુદ્ધિએ પોતાના મસ્તકપરની પાઘડી ઉતારીને સંન્યાસિનીના ચરણોમાં મૂકી દીધી અને પછી ઘણાજ વિનિત ભાવે કહ્યું કે;–"મા! ચોરે પત્રમાં પોતાની મેળેજ હાજર થવાનું લખ્યું છે, પરંતુ એ વાતમાં વિશ્વાસ અને અવિશ્વાસ ઉભયનો સમાવેશ થયેલો છે. ચોરે કેવળ લોભને વશીભૂત થઇનેજ આ ચોરી કરી હોય તેમ જણાતું નથી, એમાં પણ એક ગુપ્ત રહસ્ય સમાયલું છે. જો તેમ ન હોય તો, પછી તે પોતાની મેળેજ હાજર થવાનું શામાટે લખે? એવી ઇચ્છા પણ શા સારૂ રાખે? આપ કૃપા કરીને તેનું નામ જણાવો. તેને યત્ન કરીને પકડી પાડવામાં પણ, અમારી બહાદુરી ગણાશે. જો તે પોતાની મેળેજ પકડાઇ જશે, તો અમારી પ્રતિષ્ટાને કલંક લાગશે. રાજા અને પ્રજાની આગળ જીંદગીપર્યન્ત મારા નામને બટ્ટો લાગશે. દેવી! કહો, આ વાત જૂઠી છે? મહારાણીના અંતઃપુરમાંથી અને તેમાંયે વળી તેમના અંગ પરથી અલંકારની ચોરી? અને તે ચોરી કરનાર ચોર પણ પુરુષ છે? આતો અતિ આશ્ચર્યની વાત કહેવાય!"

સંન્યાસિનીએ કાંઇક વિચાર કરીને કહ્યું;—"તમારી વાત ખરી છે! પરંતુ શું હું તમારા માનની રક્ષાને અર્થે વિશ્વાસઘાતિની, પાપિણી થાઉં? ના, ના તેમ તો હું કદાપિ નહિજ કરૂં. જો તમારામાં સત્તા હોય, તો તેને પકડવાનો પ્રયત્ન કરો."

સંન્યાસિની અટલ અને અચલ હતી તેથી તેની પ્રતિજ્ઞા ડગી નહિ. રાત્રિના એક પ્રહર સુધી સંન્યાસિનીને નાના પ્રકારના ભય, પ્રલોભન અને લાલચો બતાવવા છતાં પણ મંત્રી ધીરબુદ્ધિને સફળતા મળી શકી નહિ. તેથી લાચાર થઇને નિરાશ ચિત્તે તે પુનઃ એ ગંભીર રાત્રે પોતાના ગૃહ તરફ વિદાય થયો.

રજની ઘોર અંધકારથી આચ્છાદિત થયેલી હતી. અને એ ભયંકર અંધકારે પ્રકૃતિના સુંદર સૌંદર્યનો પૂર્ણ રીતે ગ્રાસ કર્યો હતો. મંત્રી ધીરબુદ્ધિએ રાજમાર્ગ પર ચાલતાં ચાલતાં જોયું કે, તે દિવસનો અંધકાર જાણે પ્રલયકાળની પૂર્વ સૂચના આપી રહ્યો હતો. આવો ભયંકર અંધકાર જાણે તેણે કદાપિ જોયોજ નહોતો?

આકાશમાં બે ચાર તારાઓ ચમકી રહ્યા છે. રજનીવલ્લભ ચન્દ્-

માની ગેરહાજરી હોવાથી જ તે અંધકારે નીલ નભોમંડળમાં પોતાનું આધિપત્ય જમાવી લીધું હતું. ક્વચિત્ આકાશમાં આમ તેમ વિખરાયલા તારાઓનો તેજોહીન પ્રકાશ દૃષ્ટિગોચર થતો હતો. જે વિરલ નક્ષત્રોના પ્રકાશથી પ્રકાશિત થયેલી મૃદુયામિનીના ગાંભીર્યમય નૈશસૌન્દર્યનું નિરીક્ષણ કરીને મંત્રી ધીરબુદ્ધિને આગળ અનેકવાર અપૂર્વ આનંદ પ્રાપ્ત થયો હતો. હાય! આજે તે આનંદ નહોતો! યામિનીની તે મૃદુતા નહોતી! આજે તે સૌન્દય નહોતું? તેમજ મંત્રીનો તે મોહિત ભાવ પણ નહોતો! આજે તો તે બધું ભયંકર અંધકારની ઘોર કાલિમાંથી ઢંકાઈ ગયું હતું?

જાસૂસપણ મંત્રીની પાછળ પાછળ ચાલ્યો આવતો હતો, એવામાં સહસા અંધકારમાંથી એક ભવ્ય કાયાવાળા પુરૂષે બહાર આવીને, મંત્રી ધીરબુદ્ધિના શરીરનો સ્પર્શ કર્યો.

ધીરબુદ્ધિ તે સ્પર્શ થવાંની સાથેજ ચમકીને બોલી ઉઠ્યો કે;–"તમે કોણ છો?"

તે ગુપ્તવેશી પુરુષે ઉત્તર આપ્યું કે;–"હું મારો પરિચય પછીથી આપીશ. પણ શું આપજ આ મગધરાજ્યના મુખ્ય મંત્રી છો? અત્યારે મહાકાળના મંદિરમાંથી આવી રહ્યા છો? મને લાગે છે કે, આજે તમારૂં મન અતિ વ્યગ્ર બની ગયું છે, તમારા મનની શાન્તિનો લોપ થયો છે. રાણીના મહાલયમાં થયેલી ચોરીથી, તમે ઘણાજ વ્યાકુલ બની ગયા છો, કેમ ખરૂં કે નહિ?"

રાજમંત્રી આ વાત સાંભળીને વિશેષ ચમકી ઊઠયો અને તેમનું વિસ્મય વધી ગયું. અંધકારના આવરણથી શરીર ઢાંકી દઇને, ખુલ્લા રાજમાર્ગમાં એક અપરિચિત પુરુષ, પોતાના મનની વાત આદ્યોપાન્ત બોલી જાય છે! એ જોઇને મંત્રીએ વિચાર્યું કે;–"આ વ્યક્તિ અવસ્ય કોઈ મહાપુરુષ હોય તેમ જણાય છે. અન્યના અંતરની વાત જાણવાનું સામર્થ્ય એણે પ્રાપ્ત કર્યું છે."

એ અંધકારમાં મંત્રીવર્ય તે અપરિચિત પુરૂષના ચરણોનો સ્પર્શ કરવા ગયો, પરંતુ તે પુરુષ જરા સરી પડયો. અને પછી તેણે ધીમા સ્વરથી કહ્યું છે;કે–"મંત્રીજી! આવી હીનતા રાખવાનું કાંઈ પ્રયોજન નથી. હું મહાપુરુષ કે અદ્વિતીય પુરુષ આદિ કોઇજ નથી. છતાં આપનાપર એક ઉપકાર કરી શકીશ. આપ પોતાના પ્રાણની ચિન્તાથી વિહ્વલ બની ગયા છો, તેથી હું આપને જાગૃત કરવા આવ્યોછું."

આ સાંભળીને ધીરબુદ્ધિના આશ્ચર્યનો અવધિ થયો. તેને જણાયા

લાગ્યું કે, આ સર્વ શું છે? ચારે બાજૂએ ભયંકર ઇન્દ્રજાળ વિસ્તરી રહ્યો છે! ક્ષણે ક્ષણે જાણે અદ્દ્ભુત બનાવોનોજ આવિર્ભાવ થઈ રહ્યો છે!

કેટલાક સમય પછી તે બોલ્યો કે;–"આપની કલ્પના સત્ય છે. હું આ રાજ્યનો મુખ્ય મંત્રીછું. મારી ઈચ્છા પ્રમાણે આ વિશાળ મગધ સામ્રાજ્ય ચાલી રહ્યું છે. છતાં પણ હું કરુણતાથી તમારે પગે પડુંછું. જો આપ આ ચોરીના સંબંધમાં કાંઇ જાણતો હો તો તે કહેવાની કૃપા કરો."

"મહાશય! તે વાત આપને જણાવવા માટેજ આવી ગંભીર રાત્રે મેં આ માર્ગમાં આપની મુલાકાત લીધી છે. આપ ચોરને પકડવા માટે બ્યાકુલ બની ગયા છો, એ વાત હું પ્રથમથીજ જાણી ચૂકયોછું. પરંતુ તમારા તે સર્વ પ્રયત્નો નિષ્ફળ થવાના છે અને સાચો ચોર તમારાથી પકડી શકાય તેમ નથી. ચોર સમય આવે પોતાની મેળેજ રાજદરબારમાં આવીને હાજર થશે. માટે તમે હવે ચિન્તા ન કરો." તે પુરુષે ઉત્તર આપ્યું.

વૃદ્ધ મંત્રી માત્ર એકજ પ્રકારની વાર્ત્તા સાંભળીને આકાશ પાતાળનો વિચાર કરવા લાગ્યો. તેણે મસ્તક નીચું નમાવીને ચોરના સંબંધમાં અનેક પ્રકારના સંકલ્પ કરવા માંડયા અને પછી કેટલીક વારે તેણે મસ્તક ઉંચું કરીને જોયું કે, તે આગંતુક પુરુષ ક્ષણ માત્રમાં તે ભયંકર અંધકારમાં અદશ્ય થઇ ગયો છે. હાય ભાગ્ય! તારી કેવી વિચિત્ર દશા! કેવી વિલક્ષણ સત્તા?!

## પ્રકરણ ૪ થું

### અપરાધીઓનું પ્રદર્શન

રાજાએ ચિત્તમાં ભડભડતી ચિન્તાની જ્વાળાથી દગ્ધ થઇ, સભાને વિસર્જન કરીને, રાજમહાલયનો ત્યાગ કર્યો. તેનાં નેત્ર સમક્ષ ઉષાના આલોકથી પ્રજ્વલિત થયેલું અને સૂર્યની કિરણમાળાથી સુશોભિત થયેલું વિશ્વબ્રહ્માંડ, અંધકારમય જણાવા લાગ્યું. સમગ્ર વિશ્વ જાણે મહા વેગપૂર્વક, શબ્દસહિત ગાજી રહ્યું હોયની! તેમ ભાસવા લાગ્યું. રાજમહાલયના પ્રત્યેક ગૃહોએ જાણે સળગવા અગ્નિનો સંચય કયા હોયની! એવું રાજાના વ્યથિત હૃદયને વારંવાર જણાવા લાગ્યું. પૂર્વરાત્રે મહાલયમાં જે એક પ્રકારનું સુખ, સ્વચ્છંદ, આનંદ, ઉલ્લાસ અને પ્રમોદ હતો તે સર્વ આજે સર્વથા વિલીનજ બની ગયાં હતાં.

રાજાના ચિત્તના દશાનું આવું પરિવર્ત્તન થવાનું જે એક મુખ્ય કારણ હતું, તે કારણ ધીમે ધીમે સ્પષ્ટ થવા લાગ્યું. જેમના મનમાં સુખ વસેલું હોય છે, તેઓ સમસ્ત જગતને સુખમય જોઇ શકે છે. ખરૂં સુખ હૃદયમાંજ છુપાયલું હોય છે. બાહ્ય જગતમાં સુખ નામક કોઈ સ્વતંત્ર વસ્તુ છેજ નહિ. અંતરાત્મામાં છુપાયલી એક પ્રકારની તૃપ્તિની આકાંક્ષા પ્રથમ જ્યારે આત્માને તૃપ્ત કરી શકે છે, ત્યારેજ બાહ્ય જગત સુખમય જણાય છે. હૃદયમાં તૃપ્તિ મેળવ્યા સિવાય, બાહ્ય જગતના કોઇપણ પદાર્થ સુખમય ભાસતા નથી. રાજા મહાનંદની પણ અત્યારે તેવીજ દશા થઇ હતી. તેમ થવાનું કારણ શું હતું, તે નિમ્ન લિખિત ઉદાહરણ પરથી સ્પષ્ટ સમજાઇ આવશે.

આકાશમાં ચન્દ્રમાનો ઉદય થયો હતો અને સમસ્ત વસુંધરા ચાંદનીના ઉજ્જ્વલ પ્રકાશથી ચમકી રહી હતી. તરંગિણીની તરલ-સલિલ–ધારા, ચન્દ્રના રૂપેરી કિરણો સાથે નૃત્ય કરી રહી હતી. મલય વાયુ તે ચન્દ્રથી આલોકિત થયલી રૂપેરી ધારાનું ચુંબન કરીને ધીમે ધીમે વહી રહ્યો હતો. પપૈયાઓ વૃક્ષની ઘાટી ઘટાઓમાં પોતાનું શરીર છુપાવીને સુરીલા રાગનો ઝંકાર કરી રહ્યા હતા. કોકિલે પણ સુઅવસર સાંપડેલો જોઇને પંચમ સ્વરે પોતાનો આલાપ શરૂ કર્યો. પપૈયાના કરુણધ્વનિ સાથે, કોકિલાના વિલાસપૂર્ણ સૂરનો મેળાપ થયો અને તે સૂર દ્વારા તેઓ રાજાને સંબોધીને કહેવા લાગ્યાં કે, ‘તમારા હૃદયમાં સુખનો સંચાર નથી, ભયંકર દાવાનલ પ્રજ્વલિત થઈ રહ્યો છે, પ્રકૃતિ-દેવીનું આ અનુભવનીય સ્વર્ગીય સૌન્દર્ય, તમારી દૃષ્ટિ આગળ અતિ ક્ષુદ્ર જણાતું હશે. જે સૌન્દર્યનું અવલોકન કરીને આ વિશાલ વિશ્વના અનેક માનવીઓ અનુપમ આનંદને પ્રાપ્ત કરી શકે છે. જેના નિરીક્ષણથી હૃદયની વ્યગ્રતા, મનની મલિનતા અને માયાવિની માયાનું અનેક નર-નારીઓ ક્ષણવારને માટે વિસ્મરણ કરી શકે છે, તેનો તમને સર્વથા વિરુદ્ધ જ અનુભવ મળ્યો હોય તેમ જણાય છે. પણ રાજા-ધિરાજ! તમે તમારા હૃદયમાં હાથે કરીને જ દાવાનલ પ્રજ્વલિત કર્યો છે અને તેમાં તમારા સત્ય સુખની આહુતિ આપી દીધી છે; એ એક ભયંકર ભૂલજ કરી છે. મગધાધિપતિ મહાનંદ મહારાજ! વાસ્તવિક સુખતો હૃદયમાંજ છુપાયેલું હોય છે, બાહ્ય જગતમાંથી તે કોટી ઉપાયે પણ પ્રાપ્ત થઇ શકતું નથી. હૃદયની સંતુષ્ટતાનું નામજ સાચું સુખ છે. બાહ્ય જગતમાં જે કાંઈ પદાર્થો ઉપભોગ કરવા યોગ્ય હોય છે, તે પણ હૃદયની આકાંક્ષાને અનુસરતા હોયતો જ પ્રકૃત સુખને આપી

શકે છે, અન્ય સર્વ વ્યર્થ છે.'

સભા વિસર્જન કર્યા પછી મહારાજ મહાનંદે અશ્વપાલને અશ્વ લાવવાની આજ્ઞા આપી કેટલીકવાર પછી સુવર્ણજડિત સામાનથી સુસજ્જિત થયેલા એક ઉચ્ચ શ્રેણીના અશ્વ સાથે અશ્વપાલે દરવાજામાં પ્રવેશ કર્યો.

રાજાએ બહાર આવીને અશ્વની પીઠ પર સ્વારી કરી અને પછીથી એક દીર્ઘ નિશ્વાસ મૂકીને અશ્વને ચલાવવા માંડ્યો. રાજાને પ્રયાણ કરતા જોઇને નોબતખાનામાં નોબત અને શરણાઇઓનો ધ્વનિ થઇ ઉઠયો. રાજાએ સન્મુખ ઉભેલા એક પહેરેગીરને સંબોધીને ગંભીર સ્વરથી કહ્યું કે;–"નોબત અને શરણાઇના ધ્વનિને બંધ કરો અત્યારે તે કઠોર લાગે છે." રાજાની આજ્ઞાનુસાર વાદ્યનો ધ્વનિ તરતજ બંધ થયો.

ત્યાર પછી મગધાપતિએ વિલાસકાનન તરફ પ્રયાણ કર્યું. આ સમયે બે અંગ રક્ષકો તેમની પાછળ પાછળ ચાલ્યા આવતા હતા. રાજાએ હજી તેમને જોયા નહોતા, પરંતુ થોડીકવાર પછી તેમના તરફ નજર કરીને કઠોર સ્વરે કહ્યું કે;–"તમે લોકો મારી સાથે કેમ આવો છો, વારૂ?"

તેમણે મસ્તક નમાવીને ઉત્તર આપ્યું કે;–"મગધેશ્વરની રાજલક્ષ્મી અચલ રહો, મહારાજ! આપને એકલા જતા જોઇને, અમે લોકો આપના અંગની રક્ષાનું અર્થે આપની સાથે આવીએ છીએ."

રાજાએ રોષદર્શક ભાવે તે લોકોના તરફ દૃષ્ટિપાત કરીને કહ્યું કે;–"તમને સાથે આવવાની આજ્ઞા કોણે આપી હતી?"

એક અંગરક્ષકે ઉત્તર આપ્યું કે;–"મહારાજની આજ્ઞાની રાહ અમે જોઇજ નથી; અમે તો અમારૂં નિત્યનું કર્ત્તવ્ય સમજીનેજ આવ્યા છીએ."

રાજાએ અશ્વની પીઠ પરથી મુખ ફેરવી લઇને, તેમના ઉપર કઠોર શબ્દની વૃષ્ટિ કરવા માંડી. અંગરક્ષકોએ ધારી લીધું કે, મહારાજનું મસ્તિષ્ક આજે ભ્રમિત ગયું છે, નહિ તો આ પ્રમાણે કદાપિ બને જ નહિ. આમ ધારીને તેમણે ત્યાંથી રવાના થવાના યત્ન કરવા માંડ્યા."

વાસ્તવિક જ આજે મગધરાજ્યના પ્રબલ પ્રતાપાન્વિત મહારાજ મહાનંદનું મસ્તિષ્ક ભ્રમિત થઇ ગયું હતું. તેણે પાછળ ફરીને જોયું કે, અંગરક્ષકો તેના કઠોર શબ્દો સાંભળીને રાજધાની તરફ પ્રયાણ કરી રહ્યા છે, તેમણે તે લોકોને પુનઃ બોલાવ્યા, તેઓએ આવીને પુનઃ

પ્રણામ કર્યા, પછીથી મગધેશ્વરે ગંભીર કંઠે આજ્ઞા આપી કે;—"વારૂ, ત્યારે તમે લોકો મારી પાછળ પાછળ ચાલ્યા આવો."

અંગરક્ષકોને આ વાતથી અતિ આશ્ચર્ય થયું. તેઓ પ્રથમથીજ કંકણની ચોરીના સમાચાર સાંભળી ચૂક્યા હતા તેથી તેમણે જાણ્યું કે, એ બનાવને લીધેજ વિશાળ મગધરાજ્યના મહારાજાનું મસ્તક ભમી ગયું છે. આમ ધારીને તેમણે રાજાની નવીન આજ્ઞા સાંભળીને કોઇપણ પ્રકારના વિસ્મિત ભાવને ધારણ કર્યો નહિ.

મહાનંદ મહારાજે પણ વિચાર્યું કે, 'અંગરક્ષકોને આ પ્રમાણે નિષેધ કરવામાં મેં મોટી ભૂલ કરી છે. પણ હવે એની ચિન્તામાં પડવું સર્વથા અયોગ્ય છે.'

પછીથી મહારાજે અશ્વની પીઠ પર હાથ ઠોકીને સ્નેહસહિત, કહ્યું કે;—"જયકેતુ! તારી હરિણના જેવી તીવ્ર ગતિનો આજે લોપ થયો છે કે શું? શું તું પણ આજે મારા દુ:ખથી વિકળ અને શક્તિહીન બની ગયો છે?"

અશ્વે જાણે પોતાના સ્વામીની વાતનો મર્મ સમજી લીધો હોયની! તેમ જણાવા લાગ્યું. તે વાચાહીન, જ્ઞાનશૂન્ય પશુએ જાણે સંસ્કાર વશ થઇને જાણી લીધું કે, આજે પોતાની મૃદુગતિથી મહારાજ અપ્રસન્ન થયા છે, તેથી તેણે વિદ્યુતવેગે દોડવા માંડયું.

રાજમાર્ગમાં એક જૂદાજ પ્રકારનો બનાવ બન્યો હતો. બે કોટવાળો એક ચોરને બાંધીને લઈ જતા હતા. હમેશાં આવા અનેક બનાવો બન્યાજ કરતા હતા, અને એ વાત રાજાથી અજ્ઞાન હતી, એમ નહોતું. મહારાજ મહાનંદ, અશ્વની લગામ ખેંચીને વેગપૂર્વક ચાલ્યા જતા હતા, એવામાં માર્ગમાં પ્રથમ જણાવેલા ઉભય પહેરેગીરોનો મેળાપ થયો. પહેરેગીરો રાજાને પોતાની સન્મુખ ઉપસ્થિત થયેલા જોઇને વિસ્મિત થયા.

કેટલીકવાર પછી રાજાએ તેમને ઉદ્દેશીને કહ્યું કે;—"તમે લોકોએ આ પુરુષને શામાટે બંધનયુક્ત કરેલો છે, વારૂ?"

એક પહેરેગીરે રાજાને પ્રણામ કરીને ઉત્તર આપ્યું કે,—"મહારાજાધિરાજ! આ પુરુષે એક ધનાઢય પુરુષની સર્વ મિલ્કત ચોરી લીધી છે, અને એટલા માટે તેને કેદ કરવામાં આવ્યો છે."

રાજાએ આગ્રહસહિત પૂછ્યું કે;—"તેના અપરાધ માટેનાં કાંઇ પણ પ્રમાણો તમે લોકોએ મેળવ્યાં છે, ખરાં કે?"

" પ્રભુ ! પુરતાં પ્રમાણો મેળવી લીધાં છે. " પ્રહરીએ નમ્ર સ્વરથી ઉત્તર આપ્યું.

ચોરે મહારાજની સમીપમાં આવીને પ્રણામ કર્યા પછી વિનિત સ્વરે કહ્યું;–" મહીપતિ મહાનંદ દેવ ! મારે માટે જે પ્રમાણો મેળવવામાં આવ્યાં છે, તે સર્વે વદ્દન જૂઠ્ઠાં છે. પહેરીગરો મારાપર વૃથા સંદેહ રાખે છે. તેમના અતિ અત્યાચાર અને પીડાના પંજામાંથી મુક્તિ મેળવવા માટે, મેં અપરાધ સ્વીકાર્યો છે, નહિતો હું સર્વથા નિર્દોષજછું. "

મહાનંદ મહારાજના મનમાં કંકણની ચોરીના બનાવનું સ્મરણ થઈ આવ્યું. તેથી તેમનું સંયમથી શાન્ત કરેલું ગંભીર મુખમંડળ, પુનઃ ક્રોધના આવેશને લીધે લાલચોળ બની ગયું.

અન્ય કોઈપણ વખતે, આવા પ્રકારના નિવેદનથી કદાચિત્ ચોરને મુક્તિનો લાભ મળી શકત, પરંતુ તે દિવસે તો મહારાજે તરતજ ગંભીર સ્વરે આજ્ઞા આપી દીધી કે;–" અવશ્ય આ પુરુષ ચોરજ છે. મગધનગરમાં આટલાં બધાં મનુષ્યો વસે છે, તેમાંથી માત્ર આ હતભાગીજ શામાટે સપડાયો ? એને અવશ્ય યોગ્ય સજા આપવીજ જોઈએ. પ્રહરીઓ ! જાઓ આને હમણાં કારાગૃહમાં લઈ જાવ, પછીથી શૂળીપર ચઢાવવાની આજ્ઞા આપવામાં આવશે. "

ચોરને પકડી લાવનાર પ્રહરીઓ, મહારાજની આવી વિચિત્ર આજ્ઞાથી સહજ સ્તંભિત થયા. તેમણે મગધેશ્વરને આવું નિર્દય કાર્ય કરતા જોયા નહોતા. આજે પ્રથમ પ્રસંગજ હતો. તેઓએ મનમાંજ વિચાર્યું કે; 'મહારાણી મુરાના કંકણની ચોરીને લીધેજ મહારાજનું મન આજે આવું વ્યગ્ર બની ગયું છે.'

પછીથી એક પ્રહરીએ સહજ સાહસનો સંચય કરીને કહ્યું કે;– રાજરાજેશ્વર ! આ તાબેદારના અપરાધની ક્ષમા આપશો. રાજા સાહેબની આજ્ઞાનું પાલન કરવા માટે સેવકો સર્વદા તૈયાર છે. પરંતુ આપે આ નિર્ભાગી પુરુષ માટે જે વ્યવસ્થા કરી છે, તેનું પાલન થવું અસંભવિત છે. "

રાજાએ દૃઢ ચિત્તે પ્રશ્ન પૂછ્યો કે;–" કેમ ? આવી વાત શામાટે કહે છે, વારૂ ? રાજાજ્ઞાથી ચોરને કદાચિત્ મૃત્યુને પણ સ્વાધીન કરવામાં આવે, તો તેમાં વિઘ્ન ઉપસ્થિત કરનાર કોણ છે ? રાજાના ઇચ્છાનું ઉલ્લંઘન કરવાનું સામર્થ્ય કયો પુરુષ ધરાવી શકે તેમ છે ? "

પહેરેગીરે હાથ જોડીને કહ્યું કે;–" મહારાજ ! આ પુરુષ બ્રાહ્મણ છે, તેથી તેનો વધ કરવો અનુચિત છે. "

આ સાંભળીને રાજાના ક્રોધમાં વૃદ્ધિ થઇ, તેથી તેણે અતિ કંપીત સ્વરે કહ્યું;–"હાલમાં મારા આશ્ચર્યનો અવધિ થયો છે? જે વાત કદાપિ પણ બનવી અશક્ય છે, તે વાત આજે મારી આગળ ઉપસ્થિત થવા પામી છે! રાજના અંતઃપુરમાંથી અલંકારની ચોરી, બ્રાહ્મણ દ્વારા ધનાઢ્યના ભંડારમાંથી ધનની ચોરી આદિ સર્વ વિષયોએ આજે મને આશ્ચર્યના સમુદ્રમાં તલ્લીન કરી દીધો છે. જગતના ગુરુ ગણાતા બ્રાહ્મણોજ જ્યારે ચોરી કરે, તો પછી અધમ જાતિનાં મનુષ્યો તેનું અનુકરણ કરે, તેમાં આશ્ચર્ય જેવું શું કહી શકાય? કદાચિત્ બ્રાહ્મણ ચોર હોય, તો પણ રાજાજ્ઞા પ્રમાણે તેનો વધ કરવોજ જોઇએ! બસ, તમે લોકો આ પાપાત્માને સત્વર કારાગૃહમાં લઈ જાઓ. મેં તેને મૃત્યુવશ કરવાનોજ દૃઢ સંકલ્પ કર્યો છે."

"મહારાજ! હજારો અપરાધ કરવા છતાં પણ બ્રાહ્મણનો વધ કરવો, એ અતિ પાપયુક્ત કાર્ય ગણાય છે. અમે લોકોએ તો માત્ર કર્તવ્યના પાલનાર્થેજ તેને પકડી લીધો છે. પ્રભુ! આપની આજ્ઞાથીજ આ રાજધાનીમાં બ્રાહ્મણોને માટે સ્વતંત્ર કારાગૃહ બનાવવામાં આવ્યું છે, અને આજે આપ સર્વથા વિરુદ્ધ આજ્ઞા આપો છો, એ પણ એક આશ્ચર્યની વાતજ કહી શકાય. આની પહેલાં અનેક બ્રાહ્મણો ચોર તરીકે પકડાયલા છે, છતાં હજી સુધી કોઇને પણ આવી કઠિન મૃત્યુ–સજા આપવામાં આવી હોય, તેમ જણાતું નથી. આપે પોતેજ તે લોકોને મુક્ત કર્યાનાં અનેક પ્રમાણો હજી વિદ્યમાન છે." અનુચરે પુનઃ કરજોડીને કહી સંભળાવ્યું.

મગધેશ્વરે કાંઇક વિચાર કર્યો. અનેક વિચારોના પરિણામે તેનું ચિત્ત જરા શાન્ત થયું. પછીથી તેણે અશ્વની પીઠપર હાથ ઠોકીને કહ્યું કે;–"વારુ, ત્યારે અત્યારે તમે તેને કારાગૃહમાં લઈ જાઓ, પછીથા યોગ્ય લાગશે તેમ કરીશું."

આમ કહીને તેણે દ્રુતગતિથી પોતાના અશ્વને છોડી મૂક્યો. કેટલેક દૂર ગયા પછી એક નાના જેવા પર્વતપર બનાવેલા વિલાસકાનનનાં દ્વાર દેખાયાં. તે દ્વારની ઉપરના ભાગમાં લાલ પતાકા ઉડતી હતી. વિલાસ કાનન એ રાજાનું ગુપ્ત આરામગૃહ હતું. સાધારણ લોકોમાં તે અંતઃ-પુરના નામથીજ ઓળખાતું હતું. કારણ કે, વિલાસકાનનના માર્ગપરથી કોઈ પણ મુસાફરને ચાલવાની છૂટ નહોતી. માર્ગમાં ઠેકઠેકાણે પહેરેગીરો રાખેલા હતા. કેવળ વિશ્વાસુ અનુચરો, જાસૂસો, નગરરક્ષક પહેરેગીરો વગેરેનેજ કામની વેળાયે આ માર્ગપર ચાલવાની છૂટ હતી.

થોડેક દૂર આવ્યા પછી રાજાને એક બીજો અતિ ભયંકર બનાવ નજરે ચઢ્યો. એ જોઇને મગધેશ્વરે, વ્યગ્રતાથી પોતાના અશ્વની લગામ ખેંચી રાખી. ત્યાં તેણે જોયું કે, શહેરનો મુખ્ય કોટવાળ એક સ્ત્રીને સખ્ત પહેરાથી રક્ષિત કરીને લઈ જતો હતો. એ જોઇને રાજાએ અ-શ્વને અટકાવીને પૂછ્યું કે;–"આ સ્ત્રી કોણ છે? અને તેણે શું ગુન્હો કર્યો છે, વારૂ?"

"મહારાજ! આ સ્ત્રી ઉચ્ચ કુળની કન્યા છે, કિન્તુ અત્યારે એનું આચરણ એક કુલટા નારીના આચરણ કરતાં પણ અધમ બની ગયું છે." કોટવાળે પોતાના વિષયનો વિસ્તાર કરીને આગળ કહેવા માંડયું કે;–"તેનો પતિ તેના ચારિત્રપર સંદેહાન્વિત થઇને આજ સુધી તેનો તિરસ્કાર કરતો આવ્યો છે અને એને લીધે આ કુલટાએ એક પ્રકારના તીવ્ર વિષનો રસ તેના કાનમાં રેડી દીધો છે. પ્રભુ! અત્યારે તે બિચારો મરણોન્મુખ સ્થિતિમાં આવી પડ્યો છે, કુલટાના ક્રોધનો ભોગી થઈ પડ્યો છે."

આ સાંભળીને રાજા ક્રોધિત સિંહની પેઠે ગાજી ઊઠ્યો, તેના મુખમંડળે ક્રોધના આવેશને લીધે રક્તભાવ ધારણ કર્યો. પછીથી તેણે તે સ્ત્રીને ઉદ્દેશીને કહ્યું કે;–"અરે ઓ નાદાન નારી, પતિ હત્યાનું પાતક વ્હોરનારી પાપીયસી! તારા દ્વારાજ આવા ભયંકર કાર્યની સ્થાપના થઈ છે? તુંજ તારા પ્રાણેશ્વરનું ખૂન કરવાને તત્પર થઈ છે?"

આ સમયે તે સ્ત્રીનું મન અનુતાપથી દગ્ધ થયેલું હતું. જ્યારે સ્વયં મગધેશ્વરેજ આ પ્રશ્ન પૂછ્યો છે, ત્યારે તેનો અસ્વીકાર કરવો, એ પણ અયોગ્ય કહેવાય, એમ ધારીને તે સ્ત્રીએ મસ્તક નમાવીને તથા બન્ને હાથ જોડીને ઉત્તર આપ્યું કે;—રાજેશ્વર! સમ્રાટ!! મારા પતિ દેવ મને પ્રાણથી પણ અધિક પ્રિય ગણતા હતા. પરંતુ હાય! હું કાળ-સર્પિણી છું! તેથી તેમના પવિત્ર પ્રેમની અવગણના કરીને, ધર્મના મસ્તક પર પક્ષઘાત કરીને, નરકમાં ડૂબી મરવા માટે હું તત્પર થઈ છું! હું દુષ્ટા છું, રૈરવ નરકની અધિકારિણી છું! રાજન્! આપ સત્વર મારા મૃત્યુની વ્યવસ્થા કરો, અને આ પતિહંત્રી પાપીયસીના દેહને મૃત્યા-ધીન કરો."

રાજા કેટલીકવાર પર્યન્ત શાન્ત રહ્યો, પછીથી કાંઇક વિચાર કરીને બોલ્યો કે;—"નરકાધિકારિણી! અધમ નારી! મારી પણ એવીજ ઇચ્છા છે! પતિનું અનિષ્ટ ઇચ્છનારી અધમ અબળાનો સંહાર કરવામાં, હું કોઈ પણ પ્રકારનું પાતક માનતો નથી. જો કે, આ રાજ્યમાં અદ્યાપિ

નારી-હત્યાનું પાતક કદાપિ સ્થાપિત કરવામાં આવ્યું નથી, પરંતુ તારા જેવી કુળ કલંકિનીને માટે, તેમ પણ કરવું પડશેજ. પણ મારા મત પ્રમાણે સ્વામીઘાતિની સ્ત્રીને દેહાંત દંડની સજા આપવાથી તેનાપર ઉપકાર કરવા સમાન છે, માટે અનુતાપ, પશ્ચાતાપ એજ તારે માટે યોગ્ય દંડ છે. હાલ તરત તો તારા સંબંધમાં હું કાંઈ પણ વિચાર કરી શકતો નથી, પછીથી સર્વે જોઈ લેવાશે."

મહારાજે કોટવાળને સંબોધીને ગંભીર સ્વરથી કહ્યું કે;–"આ સ્ત્રીને હમણાં પ્રકાશ અને વાયુના સંચારથી વિહીન હોય તેવા ભયંકર કારાગૃહમાં કેદ રાખો. એક માસ સુધી તેને આ પ્રમાણે અટકાવી રાખજો, પછીથી તેને સજા આપવાની યોગ્ય વ્યવસ્થા કરવામાં આવશે અને રાજવૈદ્યને પણ કહી દેજો કે, મહારાજાએ આ હતભાગિનિના પતિને યોગ્ય ઔષધ આપીને તેના જીવનની રક્ષાનો યત્ન કરવાની આજ્ઞા આપી છે."

આ સ્ત્રીની પાછળ, બીજો એક યુવક પણ બન્ને હાથથી બંધાઇને, નીચે મ્હોઢે ઉભેલો હતો. યુવક અતિ સુંદર અને દેખાવડો હતો, તેનું મુખ જોતાં અતિ મોહ ઉપજતો હતો.

રાજાએ તેના તરફ દૃષ્ટિ કરીને પૂછ્યું કે;—"આ વળી કોણ છે?"

મુખ્ય કોટવાળે વિનિત ભાવે ઉત્તર આપ્યું કે;—"મહારાજ! આ યુવક એક રમણીનો જાર છે. એક સ્ત્રી વ્યભિચારિણી બનીને, આની સાથે કુત્સિત પ્રેમમાં જોડાયલી છે. આ યુવકનો પિતા અતિ વૃદ્ધ, આબરૂદાર અને સદાચારી હતો, અને તેથી તે પોતાના પુત્રનું બુરૂં વર્ત્તન જોઇને તેનો તિરસ્કાર કરતો હતો, એને લીધે આ યુવકે ક્રોધના આવેશમાં આવીને તે વૃદ્ધ પિતાનો વધ કર્યો છે. પ્રભુ! આ યુવક પિતૃહન્તા, મહા પાપી પુરુષ છે, અને એટલા માટેજ તેને અમે લોકોએ કેદ કરેલો છે."

આ સાંભળીને રાજાએ પોતાની કટિ પર લટકાવેલા કોષમાંથી કૃપાણને બહાર કાઢ્યું, અને તે સૂર્યના ચળકતાં કિરણોથી ચમકવા લાગ્યું. આ જોઇને સર્વેએ રાજાનો પ્રમાદ ગણ્યો, સર્વે વિચારમાં પડી ગયાં કે, આ યુવકના અપરાધનો ઈન્સાફ રાજા આ સ્થળે અને આ ક્ષણેજ કરી નાંખશે કે શું?

રાજાએ અતિ ક્રોધિત સ્વરથી કહ્યું કે;–" આ પિતૃઘાતી નરાધમનો વધ હમણાંજ મારા તીક્ષ્ણ કૃપાણ દ્વારા કરી નાખું છું,–પિતાની હત્યા કરનાર પાપાત્માને નરકનો નિવાસી બનાવું છું."

કોટવાળે, રાજમાર્ગમાં મહા અનર્થ ઉપસ્થિત થશે એમ ધારીને રાજાના ચરણોમાં ઢળી પડીને નમ્ર સ્વરે કહ્યું કે;—"ધર્મ પરાયણ મગધાધિપના રાજ્યમાં ધર્મનો પ્રભાવ અધિક ઉજ્જવલ થાઓ. મહારાજ! આ વ્યક્તિ અતિ અપરાધી છે, એ ખરું, પરંતુ વગર વિચાર્યે રાજકૃપાણને એના અપવિત્ર રક્તથી કલંકિત થવા દેવું એ અતિ લજ્જાજનક કાર્ય ગણાશે! રાજમાર્ગમાં એનો વધ કરવાથી પ્રજાનાં મન ઉશ્કેરાઈ જશે અને આપના પરમ પવિત્ર નામને કદાચિત્ કલંકિત થવાનો પ્રસંગ પણ આવી લાગશે."

રાજાએ સહજ શાન્ત થઇને કહ્યું કે;—"આ પાપાત્માને નદીના કિનારા પર આવેલા ભોંયરાવાળા કારાગૃહમાં કેદ રાખો. હું જ્યાં સુધી યોગ્ય ઇન્સાફ ન આપું, ત્યાં સુધી તેને અન્ન અને જળ આદિ અતિ ઉપયોગી પદાર્થો પણ આપશો નહિ, અને ન્યાયાધિશને પણ કહી દેજો કે, આજે જે જે અપરાધીઓ મારી દૃષ્ટિએ ચઢેલા છે, તેમનો ઇન્સાફ હું પોતેજ કરીશ." આમ કહીને મહારાજાએ પોતાના અશ્વને ત્વરિતગતિએ દોડાવી મૂક્યો.

કેટલીક વાર પછી મહારાજા પોતાના અશ્વ સહિત વિલાસકાનનના લોહમય દ્વાર પાસે આવી પહોંચ્યો. રાજાના આગમનના સમાચાર સાંભળીને પહેરેગીરોએ પ્રથમથીજ દ્વાર ઉઘાડી રાખ્યાં હતાં.એટલે રાજાએ અશ્વપરથી ઉતરતાંની સાથેજ, મહાલયમાં પ્રવેશ કર્યો.

તેના મુખમાંથી અસ્પષ્ટ સ્વરથી ઉચ્ચારિત થવા લાગ્યું કે;–"જે રાજ્યમાં બ્રાહ્મણો ચોરી કરે છે, પુત્ર પિતૃઘાતક બને છે, સતી કુળના માનની અને મર્યાદાની સીમાનું ઉલ્લંઘન કરે છે, તે રાજ્યનું પતન અવશ્યમ્ભાવી જ છે! આ સર્વ લક્ષણો મગધરાજ્યની પડતીનુંજ સૂચવન કરે છે, હાય! ગુરુદેવનાં વાક્યો અંતે સત્યજ થયાં? મુરા! મુરા! તું સર્વનાશિની શા માટે થઈ? મેં તારા રૂપમાં મોહિત બનીને ગુરુદેવનાં વાક્યોનો અનાદર શા માટે કર્યો?''

રાજા પુનઃ રાજ મહાલય તરફ પાછો વળ્યો. તે દિવસે તેણે મુરાદેવીની મુલાકાત લીધી નહિ. સમસ્ત દિવસ યંત્રણાથી વિતાડીને, મહારાજ પુનઃ સંધ્યા સમયે વિલાસકાનનમાં આવી પહોંચ્યો. એ વિલાસકાનન શહેરથી બહાર આવેલું હતું.

# પ્રકરણ ૫ મું

—:०:—

## પ્રમદાનો પ્રેમાલાપ

વિલાસકાનનના એ ત્રણ ઓરડાઓમાં ફરી વળ્યા પછી, મહારાજાએ એક સુવર્ણમંડિત ઓરડામાં આવીને કમ્પીત સ્વરથી કહ્યું કે;-તડિતા! ઓ તડિતા!!

આવેગપૂર્ણ હૃદયથી મહારાજાએ જેને ઉદ્દેશીને બોલાવી હતી, તે તરતજ તેમની સમીપમાં આવી પહોંચી. તેના આગમનથી તે દીપકથી આલોકિત થયેલા ઓરડામાં જાણે વીજળી ચમકી ઉઠી હોયનહિ! એમજ જણાવા લાગ્યું.

આગંતુક રમણી તડિતા કોણ હતી, તેના સંબંધમાં અમે કાંઇ પણ જાણતા નથી, લોકો પણ જાણતા નથી અને અન્તઃપુરની પરિચારિકાઓ પણ જાણતી નથી. તડિતાની દાસીઓ પણ પોતાની સ્વામીનિના પરિચયથી વિમુખ હતી. તેનો પ્રકૃત પરિચય માત્ર મગધેશ્વર મહારાજ મહાનંદ જાણતો હતો અને તડિતા પોતેજ પોતાના પરિચયી હતી.

તડિતાએ વિદ્યુત્‌વેગે આવીને, અવનત મસ્તકે મહારાજના ચરણોમાં પ્રણામ કર્યા અને પછીથી પોતાના લાલ હોઠપર ધીમું હાસ્ય લાવીને કહ્યું કે;-"સેવિકાને આપેજ સંભારી છે, ખરૂંને વારૂ?"

તડિતાના તે "સંભારી છે, ખરી કે! ના શબ્દોથી ઓરડાના સર્વ દીવાલો ગાજી ઊઠી. તે ઓરડામાંના સુવર્ણમંડિત પુષ્પપાત્રના મોહમય ગન્ધની આજૂ બાજૂએથી પણ જાણે "સંભારી છે, ખરી કે?" નો પ્રતિધ્વનિ થઇ ઉઠયો? રાજાના હૃદયના ક્ષુદ્ર સ્થાનની શૂન્યતાને પૂર્ણ કરીને, તે શાન્ત ઓરડામાં કોઇક જાણે બોલી ઉઠયું કે:-"સંભારી છે ખરી કે?" વિશ્વબ્રહ્માંડમાં, બાહ્ય જગતમાં અને સમગ્ર મગધરાજ્યના ખુલ્લા વાતારણમાં "સંભારી છે, ખરી કે?" ના શબ્દો વિસ્તરી ગયા.

તડિતા અતિ સુંદરી હતી. ખરેખર તે ચંચલા તડિત્ (વીજળી) ના સમાન અપૂર્વ સૌંદર્યમયી હતી. તેના સમસ્ત દેહપર કોઇએ જાણે તડિત્જ્યોતિ વિસ્તારી દીધી હોયની! તેમ જણાતું હતું. તેના શ્યામરંગી ભમ્મરની નીચે આવેલાં ઇન્દીવરનાં સમાન શોભતાં લોચન પણ, જ્વાળાથી-તડિત્‌થી ચમકી રહ્યાં હતાં. બાહુ અને ગ્રીવાનું આન્દોલન અતિ સુંદર ભાસતું હતું અને તેમાં પણ વિદ્યુતનો આવિર્ભાવ હતો. રક્તવર્ણ ઓષ્ઠાધરના મધુર હાસ્યમાં પણ તડિતનો સમાવેશ થયેલો હતો

તેથીજ તેને લોકો તડિતા કહેતા હતા. વસ્તુતઃ તે તડિતાજ હતી.

તડિતાએ જોયું કે, મહારાજે આસન ગ્રહણ કર્યું નથી. તેએ હજી ઓરડામાંજ ઉભેલા છે. તેથી તે પોતાના બન્ને હાથ વતી અતિ આદર પૂર્વક મહારાજના કરને ગ્રહણ કરી, એક મનોહર આસન પાસે આવીને કહેવા લાગી કે;–મહારાજ! આપ આ આસનપર વિરાજીને સેવિકાના સ્નેહાતુર હૃદયને શાન્ત કરો.

રાજાના હૃદયમાં જે દાવાનલ પ્રકટ્યો હતો, તે દાવાનલે રાજાની એકાંત અવસ્થામાં અત્યંત વૃદ્ધિંગત થઇને ભયંકર ઉત્પાત મચાવી મૂક્યો હતો; પરંતુ તડિતાના મનોહર શબ્દરૂપી વારિથી તે અનળ હોલવાઇ ગયો અને ઉત્પાત પણ વિલીન થયો. વિદ્યુતમાં જોકે એક પ્રકારની દહન–શક્તિ વ્યાપેલી હોય છે, અને તેને લીધે તે સર્વ પદાર્થોને બાળીને ભસ્મીભૂત કરવાનું સામર્થ્ય પણ ધરાવી શકે છે; પરંતુ મગધેશ્વરની એ તડિતા, નિઃસર્ગની તે જ્વાલામયી તડિત્–વીજળી નહોતી, પણ પોતાની માયાવિની શક્તિના પ્રભાવવડે બળતા પદાર્થને પણ શાન્ત કરવાનું સામર્થ્ય ધરાવતી હતી. તેણે પોતાની મિષ્ટ કથાથી રાજાના ચિત્તની સકળ જ્વાળાને બુઝાવી દીધી ?

તેણે પોતાના સુવર્ણસમાન કાંતિવાળા બાહુયુગલવડે, મગધેશ્વરના કંઠપ્રદેશને વીંટી લઇને પોતાના અનંત સૌન્દર્ય યુક્ત વદનને, મહારાજના વિશાળ વક્ષમાં છૂપાવી દીધું, તડિતાના કંઠમાં આરોપાયલી વિચિત્ર નાગકેશરમાળાની મનોહારિણી સુવાસે મહારાજના નાસિકારન્ધ્રને પૂર્ણ કર્યાં. તડિતાના સ્પર્શથી, મહારાજના શરીરમાં તડિત્–વિદ્યુત્ પ્રવાહ વહેવા લાગ્યો. તડિતાના મધુર કંઠે, પ્રેમયુક્ત ભાષાથી મિશ્રિત થયેલાં સંબોધને અને સ્નેહમય આલિંગને મહાન મગધેશ્વર મહારાજ મહાનંદને, એક ક્ષુદ્ર તૃણના સમાન હળવા બનાવી દીધા. માયા રાજ્યના અન્ય એક નવીન સ્વપ્નમય ઉજ્જવલ દૃશ્યે, મહારાજના તે જ્વાળાળામય હૃદયમાં ઉજ્જવલતાનો ઉદય કર્યો. તે ઉજ્જવલતાના ઉછળતા સમુદ્રમાં મુરાદેવી ડૂબી ગઈ અને રાજ્યની ચિન્તાનો પણ લોપ થયો. કંકણ ચોરીની તીવ્ર જ્વાળામય સ્મૃતિનો અને રાજ્યની શુભ–આકાંક્ષાનો તેમજ અમંગળઆકાંક્ષાનો પણ અંત આવ્યો. મગધેશ્વરનું હૃદય તડિતામય થઇ ઊઠ્યું.

તડિતાના બાહુપાશમાંથી વિમુક્ત થઇને, મહારાજ મહાનંદે પ્રેમપૂર્ણ સ્વરે કહ્યું કે;–"મનોહારિણી તડિતા!"

"કેમ રાજરાજેશ્વર!" તડિતાએ ઉત્તર આપ્યું.

"તડિતા તું કોણ છે? તું અતિ માયાવિની છે! તારૂં આ સુંદર મુખ જોઇ, હું મારાં સર્વ સંકટોને વિસરી જઉં છું. તડિતા! તેં મારો આવો સર્વનાશ શા માટે કર્યો વારૂ?" રાજાએ વિનોદમાંજ પૂછી લેવાનો પ્રયત્ન કર્યો.

તડિતાએ પોતાની મરાલગ્રીવાને ઉન્નત કરીને કહ્યું કે;—"કોનો સર્વનાશ, મહારાજ? પ્રેમ કરવાથી શું સર્વનાશ કર્યો ગણાય કે? હું તો માર્ગની માટી, માર્ગમાંજ પડી હતી, ત્યાંથી આપે પોતેજ સ્વેચ્છાપૂર્વક આપના ચરણોમાં આશ્રય આપ્યો છે. ક્યાં આપ ગિરિરાજ હિમાલય અને ક્યાં હું સાધારણ કિંકરી! આપની અને મારી સમાનતા હોઈ શકે, ખરી કે?"

આ સાંભળીને રાજાના મનમાં તે દિવસે પ્રભાતમાં જોયેલું, મહારાણી મુરાદેવીનું સ્નિગ્ધ સૌંદર્ય સાંભરી આવ્યું. તેમણે વિચાર્યું કે;—"મુરા ભાષાહીન છે. તેનામાં પ્રાણને ઉન્મત્ત કરવાની કળા નથી. તેની વાતમાં વ્યાકુલતા નથી, પ્રેમસંબોધનમાં આકાંક્ષાની જ્વાળા નથી અને પ્રેમાલિંગનમાં વિદ્યુત્પ્રવાહ નથી. તેના સ્પર્શમાં ઉન્માદિની શક્તિ નથી. ભાષામાં કોકિલાનો ઝંકાર નથી, પપૈયાનો પ્રેમપૂર્ણ કરુણ કંઠસ્વર નથી. તડિતાને નિરખ્યા પહેલાં મુરાદેવી રાજરાણી થવાને યોગ્ય હતી, પરંતુ હવે એમ બની શકે તેમ નથી."

મુરાદેવીના સ્મરણની સાથેજ પુનઃ તે કંકણ ચોરીની વાત મહારાજના મનમાં સાંભરી આવી. તેના હૃદયમાં સુખનો કિંચિત્ પ્રકાશ થયો હતો, તે પણ શરદૃઋતુનાં મેઘોની પેઠે ઉડી ગયો. રાજા પુનઃ મલિન મુખે ચિન્તામાં નિમગ્ન થઈ ગયો.

તડિતા સમજી ગઈ કે, આજે મહારાજનું મન પૂર્ણ સ્વસ્થ નથી. આજે કોઈ એક દારુણ ચિન્તાથી, તેમનું ચિત્ત ઢંકાઈ ગયું છે. તેથી તેણે પણ રાજાના જેવો મલિન ભાવ ધારણ કરીને અતિ કરુણ સ્વરથી કહ્યું કે;—"મહારાજ! આજે આપનું ચિત્ત વ્યાકુળ કેમ જણાય છે વારૂ? આપને આજે શું થયું છે? આપના મુખમંડળપર આજે ઉદાસિનતા છવાયલી કેમ જણાય છે, વારૂ?"

મગધેશ્વરે પોતાના વિશાળ બાહુ દ્વારા તડિતાના કંઠપ્રદેશનું વેષ્ટન કરીને કહ્યું કે;—"તડિતા! મારો સર્વનાશ થયો છે?"

"એ શું મહારાજ! આપનો સર્વનાશ કોણે કર્યો છે, વારૂ?"

"મુરાદેવીએ, અથવા તો દેવાધિદેવ પરમાત્માએ!"

"મુરાદેવીએ?–આપની પટરાણીએ?"

"હા, તે પાપીયસીએ!"

"મહારાજ! આ શું બોલો છો? મગધેશ્વરની મહારાણી ઇચ્છા-નુસાર આવું દુષ્કર્મ કરીને મહારાજને આ પ્રમાણે વિચલિત કરી શકે, ખરી કે?"

પ્રત્યુત્તરમાં મહારાજ મહાનંદે કંકણ—ચોરીની સમસ્ત ઘટના તડિતાને કહી સંભળાવી. તેણે તે સર્વ વાત એકાગ્ર ચિત્તે સાંભળી લીધી અને પછીથી ગંભીરભાવ ધારણ કર્યો. તેના ચિત્તમાં પણ ચિન્તાનો સંચાર થઈ આવ્યો, તે ચિન્તા જાણે મહારાજના ચિન્તાન્વિત ચિત્તને સહાનુભૂતિ આપવા લાગી.

પછીથી તડિતાએ કહ્યું કે;—"મહારાજ! આપનો સંદેહ વ્યર્થ છે. આ સામાન્ય બનાવથી, આપ ધારો છો. તેવું ભયંકર પરિણામ આવવાની બિલકુલ સંભાવના નથી. જ્યોતિષની ગણના અનેક વાર વ્યર્થ પણ જાય છે."

"એ ખરૂં તડિતા! પરંતુ મારા ગુરુદેવ તો સર્વજ્ઞ છે, તેમનામાં મારો પૂર્ણ વિશ્વાસ છે. તેમણે સર્વ બનાવનો પ્રથમથીજ વિચાર કરીનેજ, મને સાવધ કરી દીધો હતો અને મેં પણ મુરાને પ્રથમથીજ સાવધ કરી દીધી હતી. ગુરુદેવનાં વાક્યોમાં મને જરા પણ અવિશ્વાસ નથી." મહારાજે દીર્ઘ નિઃશ્વાસ મૂકીને કહ્યું.

"રાજાધિરાજ! એમાં બિચારી પટરાણીનો શો દોષ? તેણે કાંઈ ઇચ્છાનુસાર તો પોતાનો સર્વનાશ નહિ કર્યો હોય? મને તો આ વિષયમાં કોઈક બીજાનાંજ કાવત્રાં જણાય છે."

મહારાજે ચિન્તાકુલ ચિત્તે કહ્યું કે;—"તડિતા! જો કે, આ દોષ મુરાદેવીની ઇચ્છાનુસાર થયો નથી, છતાં પણ તેથી મારૂં અને રાજ્યનું કેવું અનિષ્ટ થવા બેઠું છે, તેનો જરા વિચાર કર. મને મારા ગુરુનાં વાક્યો સત્યજ નિવડશે, એવી સંપૂર્ણ ખાત્રી છે. તેમણે કહેલી વાતમાંનો એક શબ્દ પણ અસત્ય નિવડે, એ સર્વથા અસંભવિત છે."

તડિતાએ હસીને કહ્યું કે;—"આપના જેવા મહાન રાજેશ્વરે, આવા સાધારણ બનાવથી ભયભીત બની જવું એ સર્વથા અનુચિત છે. જો આપના ગુરુનાં વાક્યોથી આપને અનિષ્ટ થવાની સંભવના રહે છે, તો પછી તેમની દ્વારાજ તે વિપદને મટાડી દેવાના કાંઈ પણ ઉપાયો શા સારૂ કરતા નથી? આ સર્વ વિઘ્નોનું નિવારણ તો સત્વર થઇ શકે તેમ છે, છતાં પણ યત્ન કેમ નથી કરતા?"

મહારાજને જાણે મધ્યસમુદ્રમાં ડૂબતી વેળાએ તૃણનો આશ્રય

મળ્યો. એથી તેમણે અતિશય પ્રસન્ન થઇને કહ્યું કે;–"ગુરુદેવને પધારવા માટેનું આમંત્રણ મોકલી આપ્યું છે. તેમના આવ્યા પછી, એના વિધાનની યોગ્ય વ્યવસ્થા કરી લઇશું."

તડિતાએ આગ્રહ સહિત પ્રશ્ન પૂછ્યો કે;–"ચોર પકડાયો છે, ખરો કે?"

"ના તડિતા! જો તેમ થયું હોય, તો પછી આટલી બધી જંજાળ કરવાનું પ્રયોજન જ શું રહે વારૂ?" રાજાએ ઉત્તર આપ્યું.

"તેને પકડવાનો પ્રયત્ન ચાલૂજ છે કે?"

"હા, પૂરતા પ્રયત્ન કરવામાં આવ્યા છે, કિન્તુ હજી પરિણામ કાંઇજ આવ્યું નથી." રાજાએ મંદ સ્વરે ઉત્તર આપ્યું.

"ઘણીજ આશ્ચર્યની વાત! જે અંતઃપુરમાં કીડી પણ સંચાર કરી શકે નહિ, ત્યાંથી આવી વિચિત્ર ચોરી થાય, એતો આશ્ચર્યનો અવધિજ કહેવાય! અને તેમાંયે વળી રાજની પટરાણીના અંગપરથી અલંકાર જાય, એનાથી બીજું આશ્ચર્ય કયું કહી શકાય?"

"હું પણ તેમજ કહું છું. ગમે તેમ કરીને પણ આપણે તે ચોરને પકડી પાડવોજ જોઇએ."

તડિતાએ ઉત્સુકતાથી પૂછ્યું કે;–"મહારાજ! કદાચિત્ ચોર પકડાઇ જશે, તો પછી તેની શી વ્યવસ્થા કરવાનો ઇરાદો છે, વારૂ?"

રાજાએ ગંભીર અંધકારમાં જાણે પ્રકાશનાં કિરણો મેળવીને ઉત્તર આપ્યું કે;–"જો ચોર પકડાશે તો હું તેને મૃત્યુની સજા કરીશ, અરે કદાચિત્ મૃત્યુના કરતાં પણ કોઇ ભીષણ સજા આ વિશ્વમાં અસ્તિત્વ ધરાવતી હશે, તો તે દ્વારા તેને પીડિત કરીશ–ભયંકર કમકમાટ ઉપજાવે તેવી રીતે તેનો વધ કરીશ."

"મહારાજાધિરાજ! દૈવયોગે કદાચિત્, કંકણની ચોરી કરનાર તરીકે કોઇ સ્ત્રી સાબિત થશે, તો પછી તેની વ્યવસ્થા કરશો, વારૂ?" તડિતાએ પોતાનો મનોભાવ વ્યક્ત કરીને પૂછી લીધું.

તેના કેશનું મુંડન કરાવીને રાજમાર્ગમાં ફેરવવામાં આવશે અને પછી યંત્રણામય મૃત્યુને આધીન કરવાની વ્યવસ્થા થશે." રાજાએ સ્પષ્ટ ઉત્તર દીધું.

તડિતાએ આ વાતથી કમ્પી ઉઠી, તેના સર્વાંગમાં તીવ્ર તડિત્ પ્રવાહ પ્રસરી ગયો. તેથી તરતજ તેણે તે ભીષણ પ્રસંગનું પરિવર્ત્તન કરીને રાજાના લક્ષ્યને બીજી બાજૂએ આકર્ષવાનો યત્ન કર્યો.

રાજાને પણ અત્યારે એ સર્વ વાર્ત્તા પ્રિય લાગતી નહોતી,

એથી તેઓ બોલી ઉઠ્યા કે;-"ઉત્તેજક માગધી× છે કે? જો હોય તો જરા લાવો, મને અતિ તૃષા વ્યાપી છે!"

તડિતાએ એક સુવર્ણ-કળશમાંથી, કર્પૂરવાસિત સ્નિગ્ધ માગધીને એક મનોહર પાત્રમાં રેડી, તે પાત્ર રાજાના હાથમાં આપ્યું. તે માગધીના પાણીમાં એક પ્રકારના માદક પદાર્થનો સમાવેશ થયેલો હોવાથી વરવજ તેણે રાજાના મસ્તિષ્કને ઉત્તેજિત કર્યું, અને હૃદયને પણ ચિન્તાશૂન્ય બનાવી દીધું. વિષમ ચિન્તાથી પીડિત થયેલા રાજાના હૃદયમાં જાણે પુનઃ સ્ફુર્તિનો સંચાર થઈ આવ્યો.

માગધીનું પાન કરી રહ્યા પછી રાજાએ પ્રસન્ન ચિત્તે કહ્યું કે;-"તડિતા! પુનઃ જરા જળ આપ! તારૂં આપેલું જળ ઘણું મીઠું છે-અતિ સ્નિગ્ધ અને તેજોમય છે. આ જળપાનથી મારા હૃદયની સર્વ જ્વાળાઓ જાણે કોઈ મંત્રના બળથી ચાલી ગઈ હોયની! એમ જણાય છે."

તડિતાએ પુનઃ તે સુવર્ણ-કળશમાંથી જળ રેડીને રાજાના હાથમાં આપ્યું. રાજાએ અતિ આગ્રહપૂર્વક તે જળનું પાન કર્યું, અને પછીથી મણિજડિત પલંગપર બિછાવેલી સુકોમલ શય્યા પર, ઓશિકાનો આશ્રય લઇને તેણે પોતાના સુંદર શરીરને લાંબું કર્યું. તડિતા પણ ધીમે ધીમે મહારાજના શરીરપર પોતાનો કોમળ કર ફેરવવા લાગી.

સ્પર્શ! તડિતાના સુકોમળ શરીરનો સ્પર્શ થતાંની સાથેજ મહારાજ મહાનંદના શરીરમાં મોહનો અવિર્ભાવ થયો. અહા! તેનો સ્પર્શ અતિ કોમળ હતો! શિરીષ કુસુમનો સુકોમળ સ્પર્શ પણ, તડિતાના સ્પર્શની આગળ તુચ્છ હતો! તડિતાના નિશ્વાસમાં સુગંધનો સમાવેશ થયેલો હતો અને તડિતાના દેહમાં પણ સુગન્ધ વ્યાપ્ત થયો હતો. તેના રૂપની દહન-શક્તિ અતિ પ્રખર હતી અને એ દહન-શક્તિના મુખ આગળ, મગધેશ્વર મહારાજ પતંગિયાની પેઠે દગ્ધ થવા લાગ્યા હતા.

મહારાજ મહાનંદે, તડિતાને બાહુયુગલથી વેષ્ટિત કરીને કહ્યું કે;-"પ્રિયે પ્રાણાધિકે! તારૂં તે મનોહર ગાયન તો ગા. આ ઓરડાનાં બારી બારણાં ઉઘાડી નાંખ. બહારના વાયુદ્વારા તારા સુંદર કેશકલાપને, આંદોલિત થવા દે,તેના મધુર સ્પર્શથી ડોલવા દે. તારા કંઠમાં આરોપાયલી પુષ્પમંજરીની સુવાસની, ચોરી કરનારા મલયને મારા ગાત્ર પર વિસ્તરવા દે. તડિતા! હવે તારી વીણાના સૂર ચઢાવીને તારૂં તે "નિજનાથ" વાળું ગાયન થવા દે."

---

× માગધી-એક પ્રકારન ઉત્તેજક પેય પદાર્થને માગધી કહેવામાં આવતો હતો, અને તે પદાર્થ મગધમાંજ બનતો હતો. **અનુવાદક.**

"મહારાજ! મને જોઇને આજે આપને આટલો બધો મોહ શા માટે ઉત્પન્ન થયો છે, વારૂ?"

"મનોહારિણી, તડિતા! પુરુષોનો સ્વભાવ હમેશાં સૌન્દર્યના નિરીક્ષણથી મોહિત બની જાય તેવોજ હોય છે. સરોવરના સુંદર જળની સપાટી પર વિકસેલી કમલિનીની આસપાસ જેવી રીતે મોહને આધીન થયેલા અનેક ભ્રમરો ફર્યા કરે છે, તેવીજ રીતે લાવણ્યવતી લલનાના સ્વરૂપને નિરખીને સ્વાભાવિક રીતેજ પુરુષો મોહિત બની જાય છે. સુંદરીના સૌન્દર્યમાં નૈસર્ગિક રીતેજ મોહનો વાસ રહેલો છે, અને તે મહાન મહાન પુરુષોને પણ પોતાને આધીન બનાવવાનું સામર્થ્ય ધરાવી શકે છે! પારાશર જેવા સમર્થ તપસ્વીએ સત્યવતી જેવી ધિવરની કન્યાના મોહથી મોહિત બનીને પોતાના નૈષ્ટિક બ્રહ્મચર્યનો ત્યાગ કર્યો, તો પછી તારા જેવી અતુલ સૌંદર્યશાલિની રમણીના સૌન્દર્યમાં મારા જેવો માયાના બંધનમાં બંધાયલો ક્ષુદ્ર માનવી મોહિત બને તો, તેમાં આશ્ચર્ય જેવું શું કહી શકાય?"

"વાહરે મહારાજ, પ્રમાણ આપવામાં તો આપે ઉત્તમ પાંડિત્ય દર્શાવ્યું! પણ–"

"તડિતા! હવે એ સર્વ વિષયને બાજૂએ મૂકી દઇને, તારા મધુર કંઠનું ગાન શ્રવણ કરવાની જિજ્ઞાસા ધરાવતા મારા ઉત્સુક હૃદયને તારા "નિજનાથ" વાળા ગાયનથી તૃપ્ત કર."

"જેવી રાજરાજેશ્વરની આજ્ઞા." એમ કહીને તડિતાએ વીણાને પોતાના હસ્તમાં ધારણ કરી, અને એક પરિચારિકાને બોલાવીને અંતઃપુરમાં પ્રકટેલા રૂપેરી દીપકના મંદ પ્રકાશને વૃદ્ધિંગત કરવાની આજ્ઞા આપી. પરિચારિકાએ તરતજ તેની આજ્ઞાનું પાલન કર્યું, અને પછીથી તે ઓરડાનાં બારી બારણાં ઉઘાડીને બહાર ચાલી ગઈ.

તે દિવસે પૂર્ણિમા હતી, તેથી તેની ચાંદનીના રૂપેરી પ્રકાશે, રાજાના નીલકાન્ત મણિથી જડિત થયેલા રાજ–અન્તઃપુરના તે સુશોભિત ઓરડામાં, દેવકક્ષના સૌંદર્યદૃસ્યનું દિગ્દર્શન કરાવ્યું.

એક સુવર્ણપાત્રમાં એક સુશોભિત પુષ્પમાળા પડેલી હતી, તેને તડિતાએ પોતાના હાથમાં ધારણ કરીને રાજાના કંઠમાં આરોપી દીધી અને પછીથી પોતાનો અંબોડો છોડી નાંખ્યો. જમણા હાથમાં વીણા લઇને, ડાબા હાથની ચંપાની કળી જેવી કોમળ આંગળીઓ વડે, તેની તંત્રી ઉપર આઘાત કરી તડિતાએ મધુર સૂરના પ્રવાહને વ્હેવડાવી મૂક્યો. ચાંદની રાત્રે, મલય મહારાજના સુખમય રાજત્વમાં તડિતાના

કોમળ કંઠમાંથી દ્રવતું મધુર સંગીત સાંભળીને રાજાને અત્યંત આનંદ ઉત્પન્ન થયો. તડિતા ગાવા લાગી કે;—

"નિજનાથ સાગર સંગ સંગમ કારણ જતી સરિતા—
ચંચલતા ધારી રમણી, ચાલે ગતિ રાખી બમણી;
કલનાદે ચિત્તને ડોલાવતી, અભિસારિકા—નિજનાથ.
રંગાઇ રતિના રંગે, હસતી આનંદ તરંગે;
વીચીના ભંગને અટકાવતી, અભિસારિકા—નિજનાથ.*

તડિતાનું મધુરૂં ગાયન બંધ થયું, પરંતુ તેના સુકોમળ સ્વરનો પ્રતિધ્વનિ ક્ષણવારને માટે રહી ગયો. ધીમે ધીમે તે પણ આમ તેમ અથડાતો, છેવટે ક્લાંત થઇને શૂન્યતામાં મળી ગયો. વિલાસકાનનની ચારે બાજૂએ જનમાનવવિહીન એક વિસ્તીર્ણ મેદાન આવેલું હતું. અને તે મેદાનને ચારે બાજૂથી ન્હાના ન્હાના પહાડોએ ઘેરી લીધું હતું. તડિતાનો સુકોમળ કંઠસ્વર ત્યાં સુધી પહોંચતાં ન પહોંચતાંમાં તો પોતાની મેળેજ શૂન્યતામાં લીન થયો. અને મહાલયના પ્રહરીઓ, તે ચળકતી ચાંદની રાત્રે, સંભળાતી કરુણ સૂર-લહરીને, કોઇક નિર્જન વનની વિહારિણી અપ્સરાનું કંઠ-સંગીત ધારીને જાણે ભ્રમમાં પડ્યા હોયની! તેમ ભાસવા લાગ્યું.

તેમજ મહારાજ મહાનંદની શી દશા થઈ હતી વારૂ? તે પણ ઓશિકા પર મસ્તક રાખી, તે મોહમય સૂરના મોહિની મંત્રથી મુગ્ધ થઇને, એક નૂતન સ્વપ્નરાજ્યમાં જઈ પડ્યા હતા. ત્યાં આગળ માત્ર ઉલ્લાસ અને આલોક વ્યાપેલો હતો! કેવળ સૂર અને સુગન્ધજ વિસ્તરેલાં હતાં! તે રાજ્યનો ત્યાગ કરવાની જાણે ઇચ્છા થતી નથી. ત્યાં આગળ પ્રાણને દહનારી જ્વાળા નથી, ચિત્તને પીડનારી ચિન્તા નથી અને દેહને દમનારૂં દુઃખ પણ નથી, માત્ર ત્યાં તો સંગીત અને સુખના ભંડારો ભરેલા છે. પરંતુ નયનના ઉન્મીલનની સાથેજ એ સુખ સ્વપ્નનો ભંગ થાય તેમ હોવાથી મગધેશ્વરે તે રાત્રે પુનઃ ચક્ષુનું ઉન્મીલન કર્યુંજ નહિ.

પ્રિય પાઠક! હવે આપણે એકવાર રાજ મહાલય તરફ જવું પડશે અને રાજાની પટરાણી અભાગિની મુરાદેવી શું કરી રહી છે, તે પણ જોવું પડશે.

---

*રા. ઠક્કુર નારાયણ કૃત '**ભદ્રકાળી**' નાટકમાંથી.

# પ્રકરણ ૬ ઠું

## પુરાણી સ્મૃતિ

મહારાણી મુરાદેવીએ જ્યારે સાંભળ્યું કે; મહારાજા સંધ્યા-સમયે બારોબાર વિલાસકાનન તરફ ચાલ્યા ગયા છે, ત્યારે તેનું ચિત્ત અતિ વ્યાકુળ થયું. વિલાસકાનન પર તેને આટલી બધી વિરક્તતા શા માટે હતી, તેનું સત્ય કારણ તે પોતે પણ જાણતી નહોતી. તથાપિ તે પોતાના મનમાં એટલું તો અવશ્ય જાણતી હતી કે, ત્યાં આગળ જવાથી રાજાને મારા સ્નેહનું વિસ્મરણ થશે, હાસ્યને ભૂલી જશે આદર-સંભાષણ પર વિરક્તિ થશે અને મારા પ્રેમના આલાપનો સર્વથા લોપ થશે. આમ ધારીને તે વિલાસકાનનનું નામ સાંભળતાંની સાથેજ કમ્પી ઊઠતી હતી.

રાજા મુરાની આગળ પોતાનો આંતરિક ભાવ છુપાવીને વારંવાર કહ્યા કરતા હતા કે;-"હું રાજ્યનાં કેટલાંક કાર્યોની ગુપ્ત મંત્રણાને માટે અને એકાંતમાં જરા વિશ્રાંતિ મેળવવા માટે વિલાસ કાનનમાં જાઉં છું." પરંતુ મુરાદેવી સમજી ગઈ હતી કે; 'ત્યાં આગળ રાજ્યનું કાંઈ પણ કાર્ય નથી, મંત્રણા કરવાનું સ્થળ પણ નથી, પરંતુ કોઈક એવો પદાર્થ છે કે, જે રાજાને બળાત્કારે આકર્ષણ કરીને પોતાની પાસે લઈ જાય છે.' તેને સંદેહ થવા લાગ્યો કે, વિલાસકાનનમાંનો મહાલય તો અતિ પુરાતન છે અને તેમાં મગધ દેશના અન્યાન્ય ત્રણ ચાર રાજાઓ પણ નિવાસ કરી ગયા છે. મહારાજા મહાનંદે મને પોતાને પણ અનેક વાર તે મહાલયમાં લઈ જઇને, અપૂર્વ આનંદનો ઉપભોગ કરેલો છે, છતાં હમણાં ત્રણ ચાર માસ થયાં મહારાજા કોઇને પણ ત્યાં આગળ શા માટે પ્રવેશ કરવા દેતા નથી? આ પ્રમાણે શંકાશીલ થવાથી મહારાણી મુરાએ એક દિવસ પોતાની પરિચારિકાને ગુપ્ત રીતે મહારાજાના મહાભેદનો પતો મેળવવા માટે મોકલી હતી, પરંતુ અનેક યત્ન કરવા છતાં પણ, તે વિલાસકાનનના મહાલયમાં પ્રવેશ કરી શકી નહોતી. તે સમયે પહેરેગીરે તેને કહ્યું હતું કે;-" અત્રે મક્ષિકાને પણ પ્રવેશ કરવાની મના છે."

એનું રહસ્ય જાણવા માટે મુરાદેવીની પરિચારિકાએ પ્રહરીને પૂછ્યું હતું કે;-"જો, તું હાલમાં અહિં કોણ વસે છે, તે ખરેખરૂં કહી બતાવીશ તો, મહારાણી તને મોતીની માળા બક્ષિસ આપશે." પણ પહેરેગીરે તે દાસીને મૃત્યુસજાનો ભય બતાવીને ત્યાંથી વિદાય કરી હતી.

ત્યાર પછી મુરાદેવીએ ત્યાંના બીજા કાંઈ પણ સમાચાર મેળવ-

વાનો યત્ન કર્યો નહોતો. મગધેશ્વરે જે દિવસે તેને પદાઘાત કરીને, તેના ઓરડાનો ત્યાગ કર્યો હતો, તે દિવસે મહારાણી મુરાએ અન્ન જળ આદિ કાંઈ પણ ગ્રહણ કર્યું નહોતું. તેણે માત્ર મનમાંને મનમાં જ ભગવાનનું સ્મરણ કરીને કહ્યું હતું કે;–"હે ભગવન્! હે વિપદવારણ મધુસૂદન! મારા સ્વામીનું કોઈ પણ પ્રકારે અનિષ્ટ થવા દેશો નહિ! પ્રભુ! ચોરાયલા કંકણને પુનઃ મેળવી આપજો." પરંતુ ભગવાને તેના વ્યથિત હૃદયની કરુણપ્રાથના સાંભળી હોય, તેવાં કાંઈ પણ ચિન્હો જણાતાં નહોતાં!

બનાવ ઘણોજ ભેદભરેલો હતો! તેથી મુરાદેવી અનેક તર્કવિતર્ક કરવા છતાં પણ તે ભયંકર ભેદનું નિરાકરણ કરી શકી નહિ. રાત્રે જ્યારે તે પલંગમાં સૂતી હતી, ત્યારે તેના હાથમાં એ કંકણ પહેરેલું હતું. અને ઉષાના આલોક પહેલાં તો તે ચોરાઈ પણ ગયું! કેવી આશ્ચર્યની વાત! આ ભયંકર ચોરી કરનાર ચોર સાધારણ હોય તેમ સંભવતું નથી. કારણ કે, મહારાણીના અંગપરતો અનેક અલંકારો અને હીરામાણિક્ય આદિ અમૂલ્ય વસ્તુઓ અનેક હતી. તે સર્વને મૂકી દઇ ચોર માત્ર કંકણનીજ ચોરી શા માટે કરે? વળી વિશેષતામાં, એ કંકણને સહજ યત્ન કરવાથી ખોલી શકાય તેવો કોઈ પણ ઉપાય નહોતો. કંકણ ખોલતી વેળાએ સાધારણ યત્ન કરવાથી, તેની નિદ્રાનો ભંગ થાય એ પણ સ્વાભાવિકજ હતું. કંકણના જોડાણવાળા સ્થાનમાં એક યુક્તિવાળું નાનું સ્થાન હતું, તેને દબાવતાંની સાથેજ કંકણ પોતાની મેળે ઉઘડી જતું હતું, તેથી જેણે ચોરી કરી છે, તેણે વાસહજ ઉપાયથીજ પોતાનું કાર્ય કર્યું હોવું જોઇએ. અને જો તેમજ હોય, તો તે કાર્ય બહારનાં મનુષ્ય દ્વારા થએલું નથી, એમ નિઃશંકપણે કહી શકાય છે.

ત્યારે આ કાર્ય કોણે કર્યું? તેનો સર્વનાશ કોણે કર્યો? મહારાણી મુરાએ મન, વચન, કર્મથી કોઇની સાથે શત્રુતા કરી નહોતી. તો પછી તેને આ પ્રમાણે પીડિત ક્યા પિશાચે કરી? તે બિચારી પોતાને માટે કાંઈ પણ ચિન્તા કરતી નહોતી. પરંતુ રાજાને માટે, રાજ્યના મંગળને માટે, અને રાજાના અમૂલ્ય જીવનને માટે તે અતિ ચિંતાતુર બની ગઈ હતી!

મુરાદેવીને દેવતા અને સંન્યાસીઓમાં અતિ વિશ્વાસ હતો, તે તેમને ભક્તિપૂર્વક ચ્હાતી હતી. તે પોતાના સ્વામીના કલ્યાણાર્થે હમ્મેશાં દેવતાના ચરણોમાં મંગલાર્ધ્ય આપ્યા વિના પાણીગ્રહણ પણ કરતી નહોતી. રાજમહાલયમાંના દેવમંદિરને નિત્ય તે સ્વહસ્તે સાફસુફ કરીને પૂજા કરતી હતી. સંધ્યા સમયે વિચિત્ર ગેરૂઆ વસ્ત્રથી વિભૂષિતા થઇને, તે દેવમંદિરમાં જતી હતી અને સ્વહસ્તે મંગળ પ્રદીપને પ્રકટાવતી હતી.

તેને દૃઢ વિશ્વાસ હતો કે, દેવતા સારું અને બુરું ઉભય કરી શકે છે દેવતાના અનુગ્રહી સંન્યાસીઓ અને સંન્યાસિનિઓ જે કાંઇ કહે છે તે કદાપણ મિથ્યા થઈ શકતું નથી.

મુરાનું એ પવિત્ર કંકણ રાજાના અને રાજ્યના શુભ વિધાનને માટે મંત્રથી મંત્રાવવામાં આવ્યું હતું અને તેને અંગની શોભાની વૃદ્ધિ માટે અસંખ્ય અમૂલ્ય અલંકારોથી જડિત કરવામાં આવ્યું હતું. મુરાના સર્વ અલંકારો ચોરાઇ ગયા હોત, તો તે લેશ માત્ર પણ દુઃખિતા નજ થાત. પરંતુ આ મંત્રપૂત કંકણની સાથે રાજાના કલ્યાણ અને અકલ્યાણનો નિકટ સંબંધ હતો, તેથી તેની ચોરીને લીધે મહારાણી મુરાનું હૃદય ભગ્ન થઇ ગયું ! આશાઓ ઉડી ગઇ !

મુરાદેવીએ મનમાંજ વિચાર્યું કે;—" મારૂં જે કાંઇ છે તે સર્વ, અને રાજરાણીત્વનું સમસ્ત ઐશ્વર્ય આપવા છતાં પણ શું એ ચોરાયલું કંકણ પુનઃ નહિજ મેળવી શકાય ? મને આ વિષયમાં કોણ સલાહ આપે તેમ છે ? આ ભયંકર આફતમાં મને કોણ સહાયતા આપશે ? મહારાજા મારાપતિદેવ તો અન્તઃપુરનો ત્યાગ કરીને, વિલાસકાનનમાં ચાલ્યા ગયા છે. હવે મને આ ભયંકર વિપદમાં કોણ સહાનુભૂતિ આપશે ?"

મુરાદેવી ઘણીજ આફતમાં આવી પડી હતી. સમગ્ર મહાલયમાં જે પાટમહિષી તરીકે સર્વ જનોમાં પૂજાતી હતી, તેજ મહારાણીની સાથે મહારાજની અન્યાન્ય મહિષીઓ વાત કરવાનું સાહસ પણ કરી શકતી નહોતી. તે દિવસે જાણે તેઓ સર્વ તેની અવગણના કરી રહી હતી.

જે દાસીઓ અને બાંદીઓ તેના હુકમની રાહ જોતી હમેશાં કરજોડીને ઉભી રહેતી હતી. તેની આજ્ઞા ઉઠાવવાને ઉભે પગે તત્પર રહેતી હતી, તેઓ પણ તેની આજ્ઞાનો અનાદર કરીને પોતપોતાની ઇચ્છાનુસાર વર્તી રહી હતી. કેવું વિચિત્ર પરિવર્ત્તન ! ભાગ્યચક્રનું કેવું વિપ્લવમય પરિવર્ત્તન !

મુરાદેવી તે સંગેમરમરના સફેદ ઓરડામાં એકેલી બેસીને રુદન કરી રહી હતા. તેનાં નીલ નેત્ર કમળમાંથી વ્હેતી જ્વાળામય અશ્રુધારા, મરમરપત્થરના વક્ષપર પડીને, શિશિરબિન્દુની પેઠે પ્રવાહના રુપમાં પરિણત થવા માટે તત્પર થઇ રહી હતી, છતાં પણ કોઇ તેને સાંત્વન આપવા માટે આવતું નહોતું.

મગધદેશની માનવંતી મહારાણી મુરાદેવીએ એક દીન ભિક્ષુકાની પેઠે કેટલીકવાર સૂધી દેવતાઓનું સ્મરણ કર્યું, તેમના નામનો પોકાર કર્યો. દેવતાના કેટલાંક તત્ત્વોની પૂજા કરી. તે સ્વયં કહેવા લાગી કે;—

" મારૂં સર્વસ્વ જતું હોય, તો ભલે આ ક્ષણેજ ચાલ્યું જાય, કિન્તુ મા ચોરાયલું કંકણુ મળે તો મને મારા પ્રાણુની પણ પરવાર નથી. આ ચોરાયલા કંકણુ ઉપરજ મારા ભાગ્યના સર્વ શુભાશુભનું પરિણામ અવલંબેલું છે. તે કંકણુની સાથેજ મારા રાજરાણીત્વનો નિકટ સંબંધ જોડાયલો છે. માટે મારૂં સર્વસ્વ અર્પણુ થવા છતાં, જો તે કંકણુ મને પુનઃ પ્રાપ્ત થશે, તો હે દીનદયાળુ દેવ ! હું હતભાગિની તારો અતિ ઉપકાર માનીશ."

ચોરાયલા કંકણુ સાથે મહારાણી મુરાદેવીના માનનો નિકટ સંબંધ કેમ હતો અને તે કંકણુના અભાવથી મુરાનું હૃદય આટલુંબધું વ્યથિત શામાટે હતું, એ વિષયનું આ સ્થળે કાંઇક વિવેચન કરવું પડશે. પરંતુ આ સર્વ ઘટનાઓ અનેક દિવસ પહેલાંની પુરાતન છે.

મુરાદેવી ત્યારે કિશોરી હતી. મગધના અંતઃપુરમાં દર વસંતપૂનમે એક ઉત્સવ ઉજવવામાં આવતો હતો અને તેનું નામ " હુતાશનિ અથવા હોલિકા ઉત્સવ " રાખવામાં આવ્યું હતું.

એક દિવસ વસંતનો મલયમારુત ધીરે ધીરે વહી રહ્યો હતો. ચારે બાજૂએ, પ્રકૃતિ દેવીએ પુષ્પોના આભરણથી નવીન સજ્જામાં સુસજ્જિત થઇને એક પ્રકારના નેત્રરંજક દૃસ્યને વિસ્તારી દીધું હતું. નવીન તરુ, નવીનલતા અને નવીન પુષ્પનું ચુંબન કરીને મલય વાયુએ ચોતરફ સુંદર સુગંધીનો પ્રસાર કરવા માંડયો હતો. સારાંશકે, દશે દિશાઓમાં સુવાસ, પ્રફુલ્લતા, ઉત્સવ અને આનંદનું સામ્રાજ્ય છવાયલું હતું.

તે નૈસર્ગિક પ્રફુલ્લતામાં સોના અને રૂપાની પિચકારીઓને, રાજમહાલયની સર્વ રમણીઓ, કુમારિકાઓ, કિશોરીઓ અને યુવતીઓ પોતપોતાના હાથમાં ધારણુ કરીને એક અપૂર્વ પ્રકારની રંગક્રીડા કરી રહી હતી. સમગ્ર શહેરના વંશમર્યાદાવાળા પરિવારોની અન્તઃપુર નિવાસિની નારીઓએ પણુ આજે રાજમહાલયના હોલિકોત્સવમાં ભાગ લીધો હતો. ત્યાં આગળ સ્વયંમગધેશ્વર સિવાય, અન્ય કોઇ પણુ પુરુષને પ્રવેશ કરવાની સખ્ત મના હતી.

મગધેશ્વર મહારાજ મહાનંદની એક માનવતી રાણી હતી, અને તેનું નામ મહારાણી રજતકુમારી હતું. તે પણુ એ ઉત્સવમાં પ્રસ્તુત હતી. હજી વેળા વીતી નહોતી, સૂર્યનાં પ્રદીપ્ત કિરણોદ્વારા અંતઃપુરમાંના ઉદ્યાનમાં વિકસેલી તરુલતાઓ કરમાઇ નહોતી. નોબતનો ધ્વનિ અટકયો નહોતો. હજી કેલિપરાયણા રમણીઓના પગમાં પહેરાયલાં નૂપરોનો ઝંકાર, મધુરતા વિહીન થયો નહોતો.

સહુએ ઉત્સવના આનંદથી ઉન્મત્ત બનીને વસ્તીજેની શીતળ છાયામાં આખો દિવસ વીતાડી દીધો. સૂર્યનાં પ્રખર કિરણોએ અનેક યુવતીઓના ગંડદેશની રક્તિમામાં વધારો કર્યો. અનેક અબળાઓના અંબોડામાં ગુંથેલાં પુષ્પનો પરાગ, પરસેવાથી પીગળી જઇને તેમના ગાલોની લાલીમાં મળી ગયો.

અંતઃપુરના આગણામાં કેટલીક રમણીઓ હંસગતિથી આમતેમ ફરી રહી હતી. કેટલેક સ્થળે પુષ્પો વિખરાયલાં પડ્યાં હતાં અને કેટલેક સ્થળે મનોહારિણી માનિનીઓનો મૃદુ વાર્ત્તાલાપ શ્રવણગોચર થતો હતો. વચ્ચે વચ્ચે ઉચ્ચકુળની પ્રતિષ્ઠિત મહિલાઓ પરસ્પર પોતપોતાના પોશાકની તુલના કરી રહી હતી. ક્યારેક હાસ્યનો મધુર ધ્વનિ સંભળાતો હતો, તો ક્યારેક શાન્તતાનું સામ્રાજ્ય છવાઇ જતું હતું. અવિવાહિતા કુમારિકાઓ, વિવાહિતા કિશોરીઓની સાથે તેમના શ્વસુર પક્ષના સંબંધમાં પૃચ્છપરછ કરી રહી હતી. અત્યારે અત્ર કેવળ સ્ત્રીઓનુંજ સામ્રાજ્ય વ્યાપેલું હતું, માત્ર **મહારાજ મહાનંદજ** અપવાદ રૂપે વિદ્યમાન હતા.

કેટલેક સ્થળે બંસીના મધુરો નાદ સંભાળતો હતો, તો કેટલેક સ્થળે વીણાનું ક્રંદન શ્રવણગોચર થતું હતું, અને રવાબનો મધુર રવ તે બન્નેના,—વીણા અને બંસીના સૂરને પરાજિત કરવાનો પ્રયત્ન કરી રહ્યો હતો તથા કેટલેક સ્થળે બંસી વાગતી વાગતી અટકી પડી હતી કેટલેક સ્થળે ગાયનનો સૂર ગાઢો રહ્યો હતો અને કેટલેક સ્થળે ગાયન સ્તંભી પણ ગયાં હતાં, પરંતુ સૂરના હિલ્લોલો ત્યારે પણ સ્નિગ્ધ મલયની સાથે મળી ગયા હતા.

આ સમયે **મગધાધિપતિ મહાનંદ મહારાજ** એક સુવર્ણમંડિત રાસમંડપમાં રાણી રજતકુમારીને પોતાની ડાબી બાજૂએ લઇને ઉભેલા હતા. તે મંડપની ચારે બાજુએ લતાપત્રો, ફૂલો અને કૃત્રિમ ઝરણાંઓ બનાવેલાં હતાં. સ્હામેની સીડીઓની બન્ને બાજૂએ રૂપ-યૌવનસમ્પન્ના અન્યાન્ય રાજઅંતઃપુરિકાઓ હારબંધ ગોઠવાયલી હવી. તેમની પાછળના ભાગમાં નિમંત્રિત યુવતીઓ અને કિશોરીઓ આવેલી હતી. તેઓ સર્વના પુષ્પના જેવા કોમળ ગાત્રો લાલચોળ જણાતાં હતાં. કેટલીક સુંદરીઓના ગુંથેલા કાળા ભ્રમર જેવા કેશોમાં અને કેટલીકના લાલ ગાલોપર લાલ કુંકુમરેખા આલેખાયલી હતી. રાજરાણીએ જેવો મંડપમાં પ્રવેશ કર્યો કે, તરતજ ક્યાંકથી વીણા તથા બંસીનો મધુર નાદ સંભળાવા લાગ્યો. અને તે વીણાના તથા બંસીના નિનાદથી સહુ મુગ્ધ બની ગયાં.

હસમુખી યુવતીઓ રાજા અને રાણીના સુકોમલ અંગપર પિ-ચકારીની ધારાઓ છોડવા લાગી. તેથી તે સુંદર સુકોમલ રાજદેહો, રમણીઓની વર્ષાવેલી સુવાસિત લોહિત રંગની જળધારાઓથી લાલ-ચોળ બની ગયા. પરંતુ આ સુખને સમયે એક નવીન અકસ્માત ઉ-પસ્થિત થયો ! એ દુર્ઘટનાથી સકળ જનો જાણે ક્ષુબ્ધ થયાં. પૂર્વે કદાપિ આવો બનાવ બન્યોજ નહોતો. અનેકવાર આવા પ્રકારનો હોલિકા—ઉત્સવ ઉજવવામાં આવ્યો હતો, પરંતુ કદી પણ આ પ્રમા-ણે અમંગળસૂચક ઘટના બનીજ નહોતી !

આ બનાવથી મહારાણી વિચલિત થઇ, પરિચારિકાઓ પણ વિચલિત થઇ અને અંતે મહારાજાની દશા પણ તેવાજ પ્રકારની થઈ આવી. એવામાં એક અપૂર્વ તેજોમયી કિશોરીએ સન્મુખ આવીને તે સ્થાનભ્રષ્ટ સુવર્ણમંડિત અને હીરક-જડિત, રાજમુકુટને મહારાણીના મસ્તકપર મૂકવાનો પ્રયત્ન કર્યો.

તે કિશોર વયની કાન્તાનું સ્વરૂપ અતિ સુંદર હતું, તેના લાલ રંગથી રંગાયલા ગાત્રપ્રદેશ પર ઝાંખી કુંકુમ-રેખા શોભા આપી રહી હતી, મલય-મરુતના મંદ સ્પર્શથી તેનો વિખરાયલો કેશકલાપ તેના પૃષ્ટ પર ઝૂલી રહ્યો હતો. તેનાં કૃષ્ણ તારાના સમાન ચળકતાં કટાક્ષ વિહીન અને ચંચળતા રહિત ઇન્દીવરનાં સમાન શોભતાં નયનો, આકર્ષક ભમ્મરો હાસ્યપૂર્ણ વદન અને નીલવસ્ત્રથી વિંટાયલી લજ્જા સંકુચિત ગૌરકાન્તિ આદિ સર્વેનું અવલોકન કરવાથી, એમજ જણાઈ આવતું હતું હતું કે, કોઈ માયાવિની માનિનીએ દેવતાના શાપથી સ્વર્ગમાંથી સ્થાનભ્રષ્ટ થઇને આ મૃત્યુલોકમાં અવતાર ધારણ કર્યો છે- અથવા જાણે ચંચલા વીજળીને મેઘોએ ઘેરી લીધી છે. તેના સુંદર મુખપર પૂર્ણચંદ્રની પ્રસ્ફુટિત તેજોરાશિ અને રક્તવર્ણા ઓષ્ટાધર પર મધુરી સંકુચિતતા, સંયમતા અને માધુરીમય હાસ્યરેખા શોભી રહી હતી. તેના સુકોમળ હાથો મહારાણી રજતકુમારીના મસ્તકપર મુકુટ પહેરાવવા માટે તત્પર થયા ખરા, પરંતુ તે મુકુટ મસ્તક પર સ્થિર રહી શકયો નહિ.

એમાં મુકુટનો દોષ નહોતો, પરંતુ રાજાનોજ દોષ હતો. મહારા-જાએ એ મનોહારિણી માનિનીના અનુપમ સૌંદર્યને આધીન બની જઇને, તેના મુખમંડળ તરફ એકીટસે જોવાનો આરંભ કર્યો હતો અને તે તીક્ષ્ણ દૃષ્ટિના પ્રભાવ વડે તે સુંદરી જાણે કાંઈક સંકુચિતા થઈ પડી હતી. લજ્જાને લીધે તેના સર્વ શરીરમાં વિદ્યુતનો પ્રવાહ

છૂટયો હતો, હાથ કંપી ઉઠયા હતા અને તેને પરિણામે હાથમાંનો મુકુટ મંડપના તલવિભાગપર પડીને ચૂર્ણ વિચૂર્ણ થઈ ગયો હતો. આ ભયંકર બનાવથી રાણી રજતકુમારી વિશેષ દુઃખિતા અને પીડિતા થઈ હતી. તેનું સુંદર મુખ અધિક મલિન થયું હતું. અને તેણે પોતાના મનમાં આ ઘટનાને એક અમંગળસૂચક ઘટના ગણી લીધી હતી.

આ દુર્ઘટનાથી જે સૌંદર્યશાલિની કિશોરી, રાજરાણીને મુકુટ પહેરાવવા માટે આવી હતી, તે જાણે વ્યથિત ચિત્તે,–બાણવિદ્ધા કુરંગી-હરિણીની પેઠે યાતનાના દુઃખથી દુઃખિત થયેલા હૃદયે તે સ્થાનનો પરિત્યાગ કરીને ચાલી ગઈ. ઉત્સવ ભાંગી ગયો. મહારાજાએ પણ ધીમેથી મંડપનો ત્યાગ કરીને ઉદ્યાનમાં પ્રવેશ કર્યો. અને બીજાઓએ જેમણે આ ઉત્સવમાં ભાગ લીધો હતો, તેમણે પણ મલિન મુખે પોતપોતાના સ્થાનનો રસ્તો પકડયો.

# પ્રકરણ ૭ મું

## સંન્યાસીનો સાક્ષાત્કાર

રાજાના હૃદયમાં તે દિવસે શૂન્યતાનું સામ્રાજ્ય છવાયલું હતું. આનંદ અને ઉત્સવ માટે નિર્માણ થયેલા દિવસે, હૃદયમાં ભયંકર ચિન્તાને ધારણ કરીને, તેઓ ચન્દ્રમાશાલિની મૃદુયામિનીના દિવ્ય આલોકથી આલોકિત થયેલા રાજોદ્યાનમાં પરિભ્રમણ કરવા લાગ્યા. તેમની ચિન્તા શૂન્યતા અને વ્યગ્રતાનું કારણ, માત્ર એક મનોહારિણી લાવણ્યવતી લલનાજ હતી, અને જેનો પરિચય પાઠકોને પ્રથમથીજ રાણી રજતકુમારિના મસ્તકપર મુકુટ પહેરાવતી વેળાયેજ થઈ ચૂકયો છે.

ઉદ્યાનના અંતરભાગમાં, મહારાજા મહાનંદ ચિન્તાકુલ ચિત્તે પરિભ્રમણ કરી રહ્યા હતા. તેમના હૃદયમાંથી સુખનો જાણે સર્વથા લોપજ થયો હતો. આજે આ આનંદના, ઉત્સવના અને શાન્તિના સુખકર દિવસે, તેમના હૃદયમાં દુશ્ચિંતાનો દાવાનળ પ્રજળી રહ્યો હતો. દર વર્ષે આ ઉત્સવના શાન્તિદાયક દિવસે, તો રાત્રિના દ્વિતીય પ્રહર સુધી આનંદનો ઉન્માદ વ્યાપી રહેતો હતો, રાજાનું ચિત્ત સુખના અને ઉલ્લાસના સમુદ્રમાં તન્મય બની રહેતું હતું, રમણીઓના નૂપુરોનો કર્ણપ્રિય ઝંકાર અખંડિત રીતે ઉત્સવ પૂર્ણ થતાં સુધી ચાલૂજ રહેતો હતો તથા મનોહારિણી માનિનીઓના મુખમાંથી નીકળતા મધુર શબ્દો વીણા અથવા તો કોકિલાના કોમળ કંઠમાંથી દ્રવતા સુંદર શબ્દોની

સ્પર્ધા કરવાને ઉત્સુક રહેતા હતા; પરંતુ આજે તો આ દૈવ પ્રેરિત વિકટ વિઘ્ને, તે સર્વની સુંદરતાનો, મધુરતાનો અને પ્રસન્નતાનો ભંગ કર્યો હતો.

પરંતુ મગધ દેશના પ્રતાપી પાલકના તે ભગ્ન હૃદયની આસપાસ અદ્યાપિ એક અતિ સુંદર અપ્સરા સમાન શોભાયમાન સુંદરીની ઉજ્વલ છાયાભ્રમણ કરી રહી હતી. રાજાને અનેક સંકલ્પ વિકલ્પ કર્યા પછી સમજાયું કે, તે છાયામૂર્તિએજ તેના ચિત્તને વ્યાકુલ બનાવી દીધું છે. હૈયાને ચોરી લીધું છે. અહા કેવું સુંદર રૂપ! કેવાં મનોહર ભ્રૂયુગ્મ! કેવાં ચાંચલ્યવિહીન ચમકતાં લોચન! કેવા લાલ ચોળ ઓષ્ટાધર અને તેના ઉપરનો મધુર હાસ્યની છટા! તેની સુંદરસુવર્ણ કાન્તિવાળી ગ્રીવા પરના તે કાળા કાળા કેશ કલાપનો કેવો સુંદર ચળકાટ! કેવું મજાનું આંદોલન! તેના લજ્જાને લીધે થયેલા લાલ રંગના ગાત્રોની શી સુંદર માધુરી! રજતકુમારી! મહારાણી રજતકુમારીના સૌન્દર્યની તુલના ઉર્વશી અને મેનકાના મનોરમ સૌંદર્યને પરાજિત કરનારી પ્રમદાના રૂપની સાથે કરવાનું સાહસ કરવું એ કેવળ હાસ્યને પાત્રજ ગણી શકાય, છિઃ–શું તે પાટરાણી થવાને યોગ્ય છે ખરી કે? ના, નહિજ. આજે આટલા દિવસ પછી પાટરાણીના પદને શોભાવનારી પ્રમદાનો અચાનકજ આવિર્ભાવ થયો હતો. રાજાએ વિચાર્યું કે; આ કિશોરી પટરાણી થવાને સર્વથા યોગ્ય જ છે. મારા હૃદયની ભુવનમોહિની ભામિની બનાવવા માટે આ પાત્રજ યથાયોગ્ય છે."

ચન્દ્રમાધારિણી રળિઆમણી રાત્રે મહારાજા મહાનંદ ઉદ્યાનની ચારે બાજૂએ ચિન્તાને ધારણ કરીને ભ્રમણ કરવા લાગ્યા. આગ્રહ અને આકાંક્ષાએ તેમના ચરણોને દ્રુતવેગથી ચલાવ્યા. પ્રમોદાગારના મુક્ત દ્વારો, સંગેમરમરના ચબૂતરાઓ આદિ અનેક દશ્યોનું અવલોકન કરતાં કરતાં મહારાજા છેવટે ક્લાંત બની ગયા. તેમણે મનમાંને મનમાંજ વિચાર્યું કે:–"હાય! મેં તે વેળાયેજ તે સુકુમાર શરીરવાળી સુંદરીને શા માટે ગ્રહણ કરી નહિ? જો તેમ કર્યું હોત તો, અત્યારે મારે આ પ્રમાણે દુઃખિત થવું ન પડત."

આ પ્રમાણે વિચાર કરતાં કરતાં રાજા અચાનક ચમકી ઊઠ્યા. તેમણે જોયું કે, તે ઉદ્યાનની એક કૃત્રિમ નિર્ઝરિણીના કિનારા પર, એક સુન્દરી, નિશાની સ્નિગ્ધતાથી શીતળ થઇને, પ્રફુલ્લિત હૃદયે નદીના ને જળધારામાં પુષ્પની વૃષ્ટિ કરી રહી હતી. બસ એજ તે! રાજા વ્યાકુળ ચિત્તે જેનો શોધ કરી રહ્યો હતો, તેજ રત્ન અત્રે અનાયાસે

પ્રાપ્ત થયું, એ જોઇને રાજાની વ્યગ્રતાનો લોપ થયો અને પ્રસન્નતાનો પ્રખર ભાનુ તેમના હૃદય પ્રદેશમાં ઉગી આવ્યો !

રાજા તરતજ તે સુંદરીની સમીપમાં જઇ પહોંચ્યો, પરંતુ તેનો પદ શબ્દ સંભળાવાથી તે ચંચળ સુંદરીએ ચમકી જઇને તેના તરફ પોતાનું મુખ ફેરવી જોયું. આ સમયે તેની મરાલ ગ્રીવાએ સુંદરતાનો સાક્ષાત્કાર કરાવ્યો, તેનાં કૃષ્ણવર્ણનાં કમળવત લોચનોએ અલૌકિક દિવ્યતાનું દર્શન કરાવ્યું. અને પછી તેણે લજ્જાન્વિત ભાવે રાજાના મુખ તરફ દૃષ્ટિ કરીને, પુનઃ નિર્ઝરિણીના પ્રવાહમાં વહેતાં પુષ્પો તરફ, તેની વિચિત્ર તરંગલીલા તરફ પોતાની તીવ્ર દૃષ્ટિને દોડાવી દીધી.

રાજાએ તેની છેક સમીપમાં જઇને, આવેગપૂર્ણ સ્વરથી કહ્યું કે;–" માયાવિની માનિની ! તું કોણ છે? ઇન્દ્રભવનમાં નિવાસ કરનારી કોઇ અનુપમ અંગના છે કે, મૃત્યુ લોકની માયાવિની માનિની છે? દેવતાના શાપથી દગ્ધ થયેલી કોઇ દેવદુહિતા છે, કે પ્રપંચમય દુનિયાની કોઇ પિશાચિની છે? કહે લલના! ખરૂં કહે કે, તું કોણ છે?"

તે નદીના તટપર બેઠેલી સુંદરીએ રાજાના આ વિચિત્ર પ્રશ્નનું કાંઇ પણ ઉત્તર આપ્યું નહિ.

રાજાએ પુનઃ પૂછયું, કે;–" મનોહારિણી અબળા ! તું કોણ છે, મારા પ્રાણની ચોરી કરીને તું શા માટે ન્હાસી ગઇ છે? તારો પરિચય આપ, કે તું કોણ છે ? "

તે કિશોર અને યૌવનના સન્ધિ સમયમાં આવી પહોચેલી સુંદરીએ તેનું પણ કાંઇ ઉત્તર નજ આપ્યું. તે એકવાર લજ્જા સહિત રાજાના તરફ દૃષ્ટિ કરીને ઉભી થઇ ગઇ અને ત્યાર પછી કહેવા લાગી કે;—" મહારાજાધિરાજ ! આપની આ દાસી અતિ દીન છે, મગધેશ્વરના પરિહાસને પાત્ર નથી. "

મગધેશ્વર મહારાજે હસીને કહ્યું કે;–" પરિહાસ કોનો સુંદરી ! તારો કે મારો ? તું મારી એક અમૂલ્ય વસ્તુની ચોરી કરીને ન્હાસી આવી છે, માટે હું તને બંધનયુક્ત કરવા આવ્યો છું. મેં અનેક યત્ન કરવા પછી, આજે અત્રે તને પકડી પાડી છે, માટે તારે મારી ચોરેલી વસ્તુ મને પાછી આપવી જ પડશે, તારા મુખમાંથી પરિહાસ કરવાની વાર્ત્તા સાંભળીને મને હસવું આવે છે. "

" કોની ચોરી, આપની ? અને તે કરનાર કોણ–હું ? મહારાજ ! મેં આપની શી ચોરી કરી છે, વારૂ ? આપ આ હતભાગિનીના શિર પર મિથ્યા આરોપ મૂકો છો, હું તદ્દન નિરપરાધિની છું–અદ્યાપિ મેં

કદી પણ કોઇની કાંઈ પણ વસ્તુની ચોરી કરીજ નથી.” તે સુંદરીએ ભયકમ્પીત સ્વરે પોતાનું સંરક્ષણ કરવા માટેનું યોગ્ય ઉત્તર શોધી કાઢ્યું.

“હા, મારીજ ચોરી તેં કરી છે. કદાચિત્ અત્યાર સૂધી તેં અનેક પુરુષોના હૃદયનું અપહરણ કર્યું હશે, તથાપિ તેઓ તારા મુખપર તેમ કહેવાને શક્તિવાન નહિ થયા હોય, કિન્તુ તેં મારી જે ચોરી કરી છે, તે તો મારે તારી આગળ વિદિત કરવાની ફરજ જ પડી છે. મહારાજાએ વિનોદાત્મક સ્વરે પોતાની આંતરિક ભાવનાને વ્યક્ત કરી બતાવી.

“હશે, મહારાજ! પરંતુ આપના આ સંદિગ્ધ કથનનો ભાવાર્થ આ દાસીથી બિલ્કુલ સમજી શકાતો નથી, માટે સ્પષ્ટ કહી બતાવો કે, મેં આપની કઈ વસ્તુ અપહરણ કરી છે અને તેને ક્યાં આગળ છૂપાવી છે વારૂ ?” સુંદરીએ સંશયાત્મક સ્વરે પૂછવાનો પ્રયત્ન કર્યો.

“મનોહારિણી મુગ્ધા ! તેં મારી અતિ અમૂલ્ય વસ્તુનું અપહરણ કર્યું છે અને તેના બદલામાં તારે સજા પણ તેવીજ ભોગવવી પડશે.” મગધાપતિએ ધીમે ધીમે હાર્દિવ ભાવનાને વ્યક્ત કરવા માંડી.

“મહીપાળ મહાનંદ મહારાજ! હવે વિશેષ ભ્રમમાં ન ભમાવો, આપના ગુન્હાનું કારણ સ્પષ્ટ કહી બતાવો. આપની આ દાસીએ કયા પ્રકારનું અપહરણ કર્યું છે, તે ખુશાથી જણાવો અને અપરાધની યોગ્ય સજા અપાવો.” રમણીએ ઉત્સુકતાથી આકુળ થઇને પોતાના અપરાધનું કારણ જાણવાની જિજ્ઞાસા દર્શાવી.

“સાંભળ ત્યારે સુંદરી! તારા ભયંકર અપરાધનું કારણ સાંભળી લે અને પછીથી યોગ્ય માર્ગને ધારી લે. તેં મારા હૃદયનું અપહરણ કર્યું છે, અને તારા પ્રેમના પ્રબળ પૂરને મારા હૃદયમાં ભર્યું છે. તે અપરાધના બદલામાં તારી કનેથી ‘પ્રેમ’ શબ્દની યાચના કરૂં છું અને મારા હૃદયમાં શાન્તિ ભરૂં છું. કેમ, કરે છે તું તેનો સ્વીકાર કે પ્રતિકાર? સ્વીકારમાં સુખ છે અને પ્રતિકારમાં અપહરણની સજા ભરપૂર છે.” રાજાએ સ્પષ્ટ શબ્દોમાં પોતાની કામનાને વ્યક્ત કરી દીધી.

રાજાના પ્રશ્નના પ્રતિઉત્તરમાં તે સૌન્દર્યશાલિની સુંદરીથી એક પણ શબ્દ ઉચ્ચારી શકાયો નહિ. તેના મુખને લજ્જાએ આવીને ઘેરી લીધું. તેનું મધુરૂં સંભાષણ ઓષ્ટાધર પરથી વિલય થવા લાગ્યું. કયા પ્રકારે રાજાના આવા અયાચિત પ્રેમ-સંભાષણનું ઉત્તર આપવું જોઇએ. તેનો નિર્ણય નહિ કરી શકવાથી, તેના લજ્જાને લીધે લાલ થયેલા ગુલાબી ગાલોએ જાણે વિશેષ લાલાશને ધારણ કરી લીધી.

પરંતુ આવા મહાન ગૌરવાન્વિત અને પરાક્રમી રાજાના પ્રશ્નનું ઉત્તર ન આપવાથી પોતાની એક પ્રકારની હલકાઈ ગણાશે અને તે હલકાઈ તથા ઉન્મત્તતાની રાજા કોઈ પણ પ્રકારની ક્ષમા આપ્યા વિના ભયંકર સજાનીજ આજ્ઞા ફરમાવશે, એમ ધારીને તે કિશોરી કયા માર્ગનું અવલંબન કરવું જોઇએ, એની આલોચનામાં નિમગ્ન થઈ ગઇ.

રાજાએ તે લજ્જાની મધુરતાને જાણી લીધી અને પોતે કરેલું કાર્ય અન્યાયી છે એમ ધારીને તે સંકુચિત થયો. પરંતુ તે સંકોચ પુનઃ તે રૂપવતી લલનાના અતિ ઉજ્જ્વલ, અતિ મધુર, અતિ સુંદર અને અતિ ઉન્માદિની શક્તિથી આચ્છાદિત થયેલા રૂપમાધુરીના પ્રવાહમાં તણાઇ ગયો. રાજાએ કોમળ અને સ્નેહપૂર્ણ સ્વરે કહ્યું કે;–"સુંદરી! તમારૂં શું છે સુંદર નામ? ક્યાં આગળ છે, તમારાં માતા પિતાનું નિવાસ સ્થાન?"

તે સુંદરીએ અતિ લજ્જિત ભાવે ઉત્તર આપ્યું કે;–"દાસીને મુરાના નામથી ઓળખે છે, જન પરિજન."

"મુરા! અહા કેવું સુંદર નામ! રાજગુરુ વાસુદેવ ઉપાધ્યાયના મુખથી મેં તારા મનોહર નામને સાંભળ્યું છે, ખરૂં; પરંતુ આજે તો તારો પ્રત્યક્ષ સાક્ષાત્કાર થયો છે, તેથી મને અતિ આનંદ ઉપજ્યો છે. મુરાસુંદરી! હું તને મારા મહત્ રાજ્યની મહારાણી બનાવીશ અને આ હૃદય–મંદિરની અધિવાસિની ઠરાવીશ."

મુરાદેવી આ વાત સાંભળતાની સાથેજ કમ્પી ઉઠી. તે ઉચ્ચ વંશની ક્ષત્રિયકન્યા હતી એ ખરૂં, કિન્તુ સંસારના સામાન્ય સૂત્રમાં તે એક નિર્ધન–દરિદ્ર ગણાતી હતી. તેને વસવાનો મહાલય નહોતો, પહેરવાને રાજોચિત પોશાક નહોતો, સૂવાને સુવર્ણમંડિત શયનાગર નહોતું, ફરવાને મનોહર ઉદ્યાન નહોતું, અંગને શોભાવનારા અમૂલ્ય અલંકારો નહોતા. પરંતુ પર્ણકુટીજ તેનું વિશ્રામ–સ્થાન હતું, વલ્કલનાં વસ્ત્રોજ તેના અંગનાં આભૂષણો હતાં, મુક્ત પ્રકૃતિજ તેનું વિચરણ–ક્ષેત્ર હતું, "આવી સાધારણ સ્થિતિમાંથી એકવાર રાજરાણી થવાનો પ્રસંગ આવશે? નહિ કદી નહિ. આ સર્વ અસંભવિત અને કલ્પિત કથાઓ છે. રાજા મારી સાથે પરિહાસ કરે છે. મારી મસ્કરી કરે છે." આ પ્રમાણે વિચાર કરતાં મુરા પોતાના મનમાંને મનમાંજ કહેવા લાગી કે;–"આ સર્વ રૂપના ઉન્માદ વિના અન્ય કાંઈ નથી. રાજાની આંખો સમક્ષથી દૂર થતાંની સાથે જ આ અનુરાગ. આસક્તિ, પ્રેમ, આકાંક્ષા આદિ સર્વ, શરદૃઋતુનાં મેઘોની પેઠે સરી

પડશે. મારૂં સ્વપ્ન પૂર્ણ થતાં પહેલાંજ, હું પુનઃ માર્ગની ભિક્ષુકા-કાંગાલિની બની જઇશ.” રાજાનો પ્રેમ શિશિરના બિન્દુ સમાન છે. ક્યારે અને કઇ ઘડીએ રાજાઓ પોતાના પ્રેમપાત્રને ચૂર્ણ-વિચૂર્ણ કરી નાખશે, એની વિવેચના કરવાનું કાર્ય અમારૂં નથી, કિન્તુ તેઓ પ્રેમના ભોગી નથી, પણ યૌવનના, માધુર્યના અને સુંદરતાનાજ ભોગી હોય છે, જેથી તેમનો પ્રેમ ક્ષણિક છે, તેઓનો સ્વભાવ મૃદુતાનેજ આધીન હોય છે. એટલું તો કહી શકાશેજ.

પરંતુ વિધાતાનો લેખ જૂદાજ પ્રકારનો હતો. વિધાતાએ મુરાની સાથે મહારાજાનું મિલન કરાવી દીધું. મુરાદેવી પર્ણકુટીમાંથી મહાલયમાં આવી. પરંતુ રાજાની સાથે લગ્ન થયાં પહેલાં રાજગુરૂએ રાજાને સાવધ કરી દીધો કે;–“મહારાજ! આ કન્યાના ભાગ્યચક્રની ગણના કરવાથી જે કાંઈ જણાયું છે, તે જોતાં એનાં અદૃષ્ટનું ભાવિ પરિણામ શુભ આવે તેમ નથી. એના અદૃષ્ટની સાથે આપનું અદૃષ્ટ પણ જોડાયલું છે. છતાં એ દૈવ વિઘ્નના નિવારણનું એક સાધન અત્યારે આપણી પાસે વિદ્યમાન છે. હું આ નવીન મહારાણીને એક મંત્રથી મંત્રેલું માદળીયું અથવા તો કંકણ કરી આપીશ. એ કંકણ જ્યાં સૂધી એના હાથમાં રહેશે ત્યાં સૂધી આપનું કોઇ પણ પ્રકારે અનિષ્ટ થઇ શકશે નહિ. આપનું કાંઈ પણ અશુભ થશે નહિ. પરંતુ એ કંકણ જ્યારે નષ્ટ થશે, ત્યારે પરિણામ અશુભ આવશે અને ભયંકર ઉત્પાત જાગશે. કદાચિત્ આ રમણી પતિઘાતિની પણ થઇ શકશે.”

મુરાએ પણ આ વાર્ત્તા સાંભળી હતી. અને ત્યારથી તેણે અતિ સાવચેતીથી તે સુવર્ણ-કંકણની રક્ષા કરવા માંડી હતી. પરંતુ દૈવ તેનાથી પ્રતિકૂળ હતો. તે દૈવના પ્રબળ પરાક્રમથી પોતાના જીવન તૂલ્ય કંકણને સંભાળી શકી નહિ અને છેવટ એ કંકણ મુરાના હાથમાંથી ચોરાઈ ગયું અને તેથી રાજા પણ મરણોન્મુખ બની ગયો. મુરાનું ભાલ પણ ભાંગી પડયું.

પ્રિય પાઠક! કંકણચોરીના બનાવથી મહારાણી મુરા અને મગધેશ્વર મહારાજ મહાનંદ આ પ્રમાણે કેમ દુઃખિત થઇ રહ્યાં હતાં તે સર્વ વિષયનો સ્ફોટ આપની આગળ અમે પૂર્વકાળની સ્મૃતિ આપીને અત્રે કરી આપ્યો છે, જેથી હવે અમે અમારા વિષયને આગળ લંબાવવાનો યત્ન કરીશું.

મહારાણી મુરાના શત્રુઓ અનેક હતા. રાજમહિષી રત્નકુમારીએ જોયું કે, હતભાગિની મુરાએ, પોતાનો સર્વનાશ કરી નાંખ્યો છે. રાજા

મુરાને માટે સર્વને વિસરી ગયા છે. રાજ્યનું વિસ્મરણ કર્યું છે, પોતાનું વિસ્મરણ કર્યું છે અને રાજ્યની ચારે બાજૂના શત્રુઓની ચિંતાનું પણ વિસ્મણ કર્યું છે. તેમની સેંકડો ચિન્તાઓમાંની મુખ્ય ચિન્તા મહારાણી મુરાજ છે. રાત્રિ દિવસ તેઓ મુરાના આવાસમાંજ રહે છે.

મગધેશ્વરને અનેક મહિષીઓ હતી, તેઓ સર્વ અત્યારે રાણી રજતકુમારીના પક્ષમાંજ ઉપસ્થિત થઈ હતી. તેઓ સર્વનો ઉદ્દેશ મુરાનું કયા પ્રકારે અનિષ્ટ થાય, તે તરફજ લાગેલો હતો, રાજાના ભયને લીધે, કોઈ પણ વ્યક્તિ તેને એક શબ્દ કહેવાનું સાહસ કરી શકતી નહોતી. પરંતુ કંકણની ચોરી થયા પછી, જ્યારે તેમણે સાંભળ્યું કે, રાજાએ મુરાદેવીના મહાલયનો ત્યાગ કર્યો છે, મુરાને લત્તાપ્રહાર કરીને ચાલ્યો ગયો છે, અને મુરાદેવી રાત્રિ દિવસ રડી રડીને ભૂખી તરસીજ પડી રહે છે, ત્યાંરે તેઓ સર્વ મનમાં ને મનમાં અતિ પ્રસન્ન થઈને એક પ્રકારનો હાસ્ય–ધ્વનિ કરવા લાગી.

આ સર્વ વાર્તા મુરાદેવીના જાણવામાં આવી નહોતી, એમ નહોતું પણ તે ધારતી હતી કે;–"હું પોતે અભાગિની છું, એમાં અન્ય કોઇનો દોષ નથી, માત્ર મારા ભાગ્યનોજ દોષ છે. મેં આવું સુંદર રૂપ ધારણ કરીને રાજાની દૃષ્ટિ સન્મુખ જવાનું સાહસ શા માટે કર્યું? હું તે વસંતપૂર્ણિમાના ઉલ્લાસમય ઉત્સવક્ષેત્રમાં મારૂં સર્વસ્વ ગુમાવવા માટે કેમ ઉપસ્થિત થઇ? રાજાના તે પ્રેમપૂર્ણ વચનોથી લલચાઇને મારી પર્ણકુટીના પરમ સુખનો ત્યાગ કરીને મેં મારા હૃદયમાં મહાલયની અધિવાસિની થવાની મહત્ત્વકાંક્ષાને શા માટે ઉત્પન્ન થવા દીધી? મારી પાસે જે કાંઈ હતું, તેનું રક્ષણ કરવાની મેં કેમ ચેષ્ટા ન કરી? મારી સ્વતંત્રતાનો ત્યાગ કરીને હું રાજઅંતઃપુરની મહારાણી બનાવવાને શા સારૂ ઉત્સુક થઈ! અહા! રાજમહાલયમાં આવીને સર્વના મનના કષ્ટનું કારણ હું જ કેમ ઠરી ?" આ પ્રમાણે અનેક પ્રકારના પ્રશ્નો મહારાણી મુરાના મનમાં થવા લાગ્યા, પરંતુ અનેક દિવસો સૂધી તેનું કાંઈ પણ ઉત્તર તે મેળવી શકી નહિ. પટરાણીની સાથે તે મળવા ગઈ તો તેણે પણ તેનો યોગ્ય સત્કાર ન કરતાં અનાદરજ કર્યો. આ સર્વ બનાવોથી મુરા પોતાના ભાગ્યનો જ દોષ ગણવાં લાગી. તેના મનમાં ત્યારે જે એક યાતના થતી હતી, તે રાજાનું સ્નેહમય મુખ જોવાંની સાથેજ પુનઃ નષ્ટ થાય તેમ હતી. પરંતુ હાય! ક્રોધાન્વિત રાજાએ, રાણીની એ શોચનીય સ્થિતિ તરફ લેશ માત્ર પણ લક્ષ્ય આપ્યુંજ નહિ.

રાજાનો તે રૂપજ્યોતિપૂર્ણ રાજદેહ અને સુદીર્ઘ શરીરમાંથી

ઝરતાં શૌર્યનાં ઝરણાં, ઉન્નત નાસિકા, વિશાળ વક્ષ, કુંચિત કેશ–કલાપ, મસ્તકપરનો મનોહર મુકુટ, અંગપરનો સુવર્ણમંડિત અને રત્નજડિત પોશાક, કમ્મરપરના કોષમાં ધારેલું કૃપાણ આદિ સર્વ જોવાથી મુરાદેવીની મહાવ્યથાનો તત્કાળ લોપ થાય તેમ હતું. રાજાના મધુર સંભાષણથી અને પ્રેમપૂર્ણ હાસ્યથી મુરાના સર્વ દુઃખોનો અંત આવે તેમ હતું. મહારાજાના મુખમાંથી દ્રવતા શબ્દો સંભળતાની સાથે જ મુરા મહા આનંદમાં આવી જાય તેમ હતું. પરંતુ અત્યારે તે સર્વ તેના માટે પ્રતિકૂળ હતું. રાજરાણીના મહાગર્વથી, તેનું હૃદય અત્યારે તદ્દન શૂન્ય હતું.

મુરાદેવી મનમાંને મનમાં જ કહ્યા કરતી હતી કે;–" હૃદયેશ્વર સ્વામિન્! મહારાજ!! હું અતિ ક્ષુદ્ર દાસી છું. આપે કૃપા કરીને મને આપના ચરણોમાં સ્થાન આપ્યું છે. માર્ગની માટીને રાજસિંહાસન પર ધારણ કરી છે. પણ શું હું આપને યોગ્ય છું ખરી કે? આપ મહાન મગધ દેશના મહારાજા છો અને હું માર્ગની ભિક્ષુકા છું, વિધાતાની પાસે હું માત્ર એટલું જ માગું છું કે, કેવળ દિવસમાં એકવાર પણ મને આપનાં દર્શનનો લાભ મળી શકે હમેશાં આપનાં સ્નેહમય સંબોધન સાંભળવાને યોગ્ય બનાવે તથા કદીપણ આપનો વિરહ ન કરાવે, બસ એથી જ મને સ્વર્ગનું સ્થાન પ્રાપ્ત થશે." પણ હાય! મુરાદેવીની આ દુઃખિત–પ્રાર્થના તો પૂર્ણ પણ થવા ન પામી.

દુઃખનો દહાડો પણ વીતી ગયો. અને ત્યાર પછી, મધ્યાન્હના સૂર્યનું દારૂણ તેજ, રાજોદ્યાનની તે વૃક્ષ શ્રેણીને વિદગ્ધ ન કરી શકવાથી ધીરે ધીરે પ્રભાહીન થવા લાગ્યુ. પ્રદોષની કૃષ્ણ–કાળી છાયા એ પણ કેટલીકવાર પછી પ્રકૃતિના શ્યામલ વક્ષને ઢાંકી દીધું. મહારાણી મુરાએ તે પણ જોયું હતું. તેના પક્ષમાં પ્રકૃતિ, દિવસનો પ્રકાશ અને સંધ્યાની રમણીયતા આદિ સર્વ એકત્ર થઇને અરૂચિકર થઈ પડયાં.

પોતાના અંતઃપુરની બારીઓ ખુલ્લી મૂકીને મહારાણી મુરાદેવી કેટલીકવાર પર્યન્ત તે અંધકારથી આચ્છન્ન થયેલા રાજોદ્યાનના વિરાટ સૌન્દર્યનું નિરીક્ષણ કરવા લાગી. નીલ નભમાં તે સમયે તારાઓ પ્રકાશી રહ્યા હતા. ભયંકર અંધકારમાંથી ક્યારેક ક્યારેક ખદ્યોતનો તીવ્ર પ્રકાશ શ્યામાંગિની રજનીની કૃષ્ણ કબરીને ઉજ્જવલ કરી રહ્યો હતો. મલય વાયુ તે ભીષણ અંધકારમાંથી પુષ્પના પરાગની ચોરી કરીને, મુરાદેવી જે ગવાક્ષમાં બેઠી હતી, ત્યાં આગળ પહોંચાડી દેતો હતો. છતાં પણ મુરાદેવી ચિન્તામાં જ નિમગ્ન હતી, એવામાં પોતાની પાછળ કોઇકનો

પદરવ સાંભળીને તે ચમકી ઉઠી. તેણે ધાર્યું કે, કદાચિત્ મહારાજા આવી પહોચ્યા હશે, પરંતુ પાછું વાળીને જોયું તો રાજા જણાયા નહિ.

મુરાદેવીના ઓરડામાં સુવર્ણ પ્રદીપનો પ્રકાશ પડી રહ્યો હતો, પરંતુ આજે તે દીપકની ઉજ્જવલ પ્રભા, તેના મનમાં તીવ્ર જ્વાળામય જણાતી હતી. અને તેથીમુરાદેવી ઓરડાનો ત્યાગ કરીને અગાસીમાં આવી બેઠી હતી. કદાચિત્ નૈશપ્રકૃતિ પોતાના જ્વાળામય હૃદયને કાંઇક શાન્તિ આપી શકશે, એમ ધારીને તે હતભાગિની ત્યાં આગળ આવી હતી. પરિચારિકા અન્ન ગ્રહણ કરવા માટે તેને અતિ ઉપદેશ આપી ગઇ હતી, પરંતુ મુરાએ કોઇ પણ ઉપાયે અન્ન-ગ્રહણ કરવામાં પોતાની સમ્મતિ પ્રકટ કરી નહિ.

મુરાદેવી મનમાંને મનમાં જ વિચારી રહી હતી કે;-"મારા રાજ રાણીના માયાવી ખેલનું પતન થવાથી, કોઇ પણ પ્રકારની હાનિ થવાની નથી. પરંતુ તેમનું કોઇપણ પ્રકારે અનિષ્ટ ન થાય, એજ મારી આંતરિક ઇચ્છા છે. તેમને ભાવિ વિઘ્નમાંથી રક્ષા કરવાની સલ્લાહ મન કોણ આપી શકશે? ગુરુવાક્ય તો મિથ્યા થનારજ નથી! તેમણે આપેલું કંકણ એજ મારા રાજરાણીત્વની પ્રધાન શક્તિ સ્વરૂપ હતું. જ્યાં સૂધી તે અલંકાર મારા હાથમાં વિદ્યમાન હતો, ત્યાં સૂધી તો મને કાંઇ પણ કષ્ટ નડ્યું નહોતું. પરંતુ હવે તેના જવાથી મારા શરીર પર વિપદની વૃષ્ટિ વર્ષવા લાગી છે. બસ સર્વસ્વ જાય તો ભલે જાય, તેનાથી મને કાંઇ પણ હાનિ થનાર નથી, પરંતુ રાજાના રક્ષણના આધારભૂત એ કંકણને મેળવી આપવાની મને કોણ હિમ્મત આપી શકશે? હાય હતભાગિની હું.—"

તેની ચિન્તામાં બાધા આવી પડી. અચાનક જાણે કોઇએ તે અંધકારમય અગાસીમાં આવીને, મુરાના પૃષ્ઠ દેશનો સ્પર્શ કર્યો. મુરા ચમકી ઊઠી. પાછળ ફરીને તેણે જોયું તો એક દીર્ઘ કાયાવાળી, જટાજૂટ મંડિતા ત્રિશુળધારિણી ભૈરવી મૂર્ત્તિને ઉભેલી જોઇ.

મુરાએ તે મૂર્ત્તિને જોઇ ભયકમ્પીત સ્વરે કહ્યું કે;—તમે કોણ છો વારૂ ?

તે ભૈરવીએ ગંભીર સ્વરે ઉત્તર આપ્યું કે;—"રાણી! ભયભીત ન બનો!"

મુરાએ કહ્યું કે;-"હું ભયભીત થતી નથી, પરંતુ તમે કોણ છો. તે કૃપા કરીને જણાવો. આપે આ પહેરેગીરોથી રક્ષિત થયેલા મહાલયમાં શી રીતે પ્રવેશ કર્યો વારૂ!

ભૈરવીએ ઉત્તર આપ્યું કે;–"મારાથી સર્વ બની શકે છે."

"અત્યારે આવી ભીષણ રાત્રિની ભયંકર વેળાયે આપને આવવાનું શું છે પ્રયોજન?" મહારાણી મુરાએ આશ્ચર્યનો ભાવ દર્શાવીને પૂછ્યું.

"રાજમહિષી! મારાપર વિશ્વાસ રાખી શકશો ખરાં કે? અત્યારે મારે તમારા કલ્યાણ માટે જ આવવું પડ્યું છે અને તમને સહાયભૂત થવું એજ છે મારૂં મનોગત કારણ છે?" ભૈરવીએ જમણા હાથમાંથી ડાબા હાથમાં ત્રિશુળ ધારણ કરીને ઉત્તર આપ્યું-

"જો આપની એવી જ ઇચ્છા છે, તો પછી મારે આપના પર અવિશ્વાસ રાખવાનું કાંઇ કારણજ નથી. ભૈરવી અને સંન્યાસિનીઓ કદાપિ કોઇનું અનિષ્ટ કરતી જ નથી, એવી મારી દૃઢ માન્યતા છે!" મુરાદેવીએ કાંઇક વિચાર કર્યા પછી કહી સંભળાવ્યું.

"તે વિશ્વાસજ હિતાવહ છે, કલ્યાણકર છે, માટે કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના મારી સાથે જ ચાલ્યાં આવો." ભૈરવીએ હસીને કહ્યું.

"કેમ, શા માટે હું તમારી સાથે આવું, વારૂ?"

"હું તારા દુઃખનું નિવારણ કરીશ અને કંકણના ચોરને પકડી આપીશ."

"ચોરને? કયા ચોરને આપ પકડાવી આપશો? આપ શું મારા ચોરાયલા કંકણના સંબંધમાં કાંઇ જાણો છો ખરાં કે!

"હા. મને સર્વ વૃત્તાંત વિદિત થયો છે. પણ તમે હવે વિના વિલંબે મારી સાથે ચાલો, હું તમને સર્વ રહસ્ય સમજાવી આપીશ."

"માતા! હું રાજ રાણી છું–કુળ કામિની છું, તેથી મારાથી અત્યારે આપની સાથે આવી શકાય તેમ નથી. આપજ કહો જોઇએ કે, આવા ગંભીર રાત્રે રાજમહાલયનો ત્યાગ કરીને મારાથી આપની સાથે આવી શકાય ખરૂં કે? હું દાસી દ્વારા આજ્ઞા અપાવીને કોટવાલ પાસેથી એક સિપાહીને આપની સાથે મોકલું છું, તે સિપાહીને લઇને આપ ચોરને પકડી આવવાની કૃપા કરો અને મારા હૃદયની દુઃખમય યાતનાને હરો."

ભૈરવીએ કહ્યું કે;—"ના મહારાણી! મારાથી તેમ બની શકશે નહિ. તેમ કરવાથી ચોરને પકડી શકાશે નહિ. જ્યારે હું પોતેજ તમને મારી સાથે આવવાની સલાહ આપું છું અને તમને સાથે લઇ જાઉં છું, ત્યારે તમને શો ભય છે? વળી તે ચોર પણ પુરુષ નથી, એટલે તમારે જ આવવાની અગત્ય છે, અન્યના આગમનથી કાર્ય સિદ્ધિ થવી સર્વથા અસંભવિત છે."

"શું તે ચોર પુરુષ નથી? ત્યારે શું એ કંકણની ચોરી કરનાર વ્યક્તિ સ્ત્રી છે! અહા? એ તો અતિ આશ્ચર્ય કહેવાય! પરંતુ તેણે કેવા સાહસથી રાજમહાલયમાં પ્રવેશ કર્યો હશે. અને પહેરેગિરોને પ્રતારણા આપીને કંકણની ચોરી કેવા પરાક્રમથી કરી હશે. એ વિષયમાં, મારાથી તો કાંઈ પણ સમજી શકાતું નથી." મહારાણીએ આશ્ચર્યના ઉદ્‌ગાર કાઢી બતાવ્યા.

"મહારાણી મુરા! તે વિષયમાં હું સર્વથા અજ્ઞાત છું. હું તો માત્ર રાજાની હિતાકાંક્ષિણી છું, અને આ મગધરાજ્યની શુભાકાંક્ષિણી છું. જે યત્ન કરવાથી રાજ્યનું પતન થતું અટકે, જેનાથી રાજાની રક્ષા થાય અને તારા સૌભાગ્ય ભાનુનો અસ્ત થતો અટકે, તેનો યોગ્ય ઉપાય કરવા માટે અત્રે આવી છું. રાજા અત્યારે હૃદયથી બળહીન બનેલા છે અને રાજ્યમાં વિષાદની છાયા છવાઈ ગઇ છે. તે ઉપરાંત મ્લેચ્છ શત્રુઓ પાટલીપુત્ર નગર પર સત્વર આક્રમણ કરશે, એવી અફવા સંભળાયા કરે છે. તેથી આવા ભયંકર સમયમાં રાજાનું રક્ષણ કરવું જોઇએ રાજ્યની ઉપર આવનારી આપદોને અટકાવવા માટે યોગ્ય યત્નો કરવા જોઇએ, માટે તમે સત્વર મારી સાથે ચાલો અને તેમ કરવાનુ સાહસ ન થઈ શકે, તો આ સ્થળે બેસીને અશ્રુજળનો પ્રવાહ વહેવડાવતાં રહો."

મુરાએ જ્યારે સાંભળ્યું કે, આથી રાજાનું સર્વસ્વ નષ્ટ થવા પામશે અને ભયંકર હાહાકાર વ્યાપ્ત થશે, ત્યારે તેણે કાંઇ પણ આનાકાની કરી નહિ પરંતુ પછીથી કાંઇક વિચાર કરીને કહ્યું કે;–"આપણને આટલી રાત્રે પહેરેગિરો જવા દેશે ખરા કે?"

"મુરાદેવી! ત્યારે તમે રાજરાણી શાનાં? શું તમારી આજ્ઞાનો તે સાધારણ અનુચરો પણ સ્વીકાર નહિ કરે? હશે, જવાદ્યો એ વાતને, તમારે તે ચિન્તા કરવાનું કાંઈ પ્રયોજન નથી. હું સર્વ વ્યવસ્થા કરતી આવી છું."

દૈવયોગ અને કર્મફળને આધીન થઇને, મગધની મહારાણી તે ગંભીર રાત્રે, અંધકારમય રાજમાર્ગપર થઇને સંન્યાસિની સાથે અંધકારમાં મળી ગઈ.

---

# પ્રકરણ ૮ મું

## દેશાન્તર દંડ

પ્રિય પાઠક! આપણે એકવાર નળાન્દાના કિલ્લામાં પ્રવેશ કરવો પડશે. રાજરાણી રજતકુમારીના સમાચાર આપણને ઘણા દિવસ થયા મળ્યાં નથી. માટે આપણે જોવું જોઇએ કે, તે ત્યાં આગળ શું કરે છે.

રાણી રજતકુમારી રૂપવતી હતી—પાટરાણીના પદને શોભાવનારી રૂપકાન્તિમયી લલના હતી. પરંતુ ગંભીર ચિન્તાએ જાણે તેના સુશોભિત મુખમંડળને દિવસાનુદિવસ કાલિમાથી રંગવાનો પ્રયત્ન આરંભી દીધો હતો. મહાલયના માનવંતા વિભાગમાંથી એક સાધારણ અપરાધીને માટે નિર્માણ થયેલા સ્થાનમાં જવાથી, કોની દશા એવી ન થાય વારૂ? એક દિવસ જેની અંગુલીના સંચાલનની સાથેજ પ્રબલ પ્રતાપાન્વિત મગધેશ્વર મહારાજ પણ સકળ વિષયમાં પરિચાલિત થતા હતા, તેજ રાજમહિષી માનવંતી રજતકુમારી આજે રાજની બન્દિની તરીકે નિર્જન દુર્ગમાં કેદ થયેલી હતી. તેના સહચરી તરીકે માત્ર બે પરિચારિકાઓનેજ નિમવામાં આવી હતી.

મહારાજાએ પોતાના કયા અપરાધની સજા ભોગવવા માટે રાજ-મહાલયમાંથી શાસિત કરીને અત્રે મોકલાવી તેનું કારણ હજી સુધી શોધી શકી નહોતી. છતાં પણ એક વાર્ત્તા તેને સાંભરી આવી હતી. તે વાર્ત્તાના રહસ્યનો અમે આગળ ઉપર સ્ફોટ કરી આપીશું.

તે વસંત—પૂર્ણિમાના હોલિકા—ઉત્સવનો મુકુટ—ઘટિત બનાવ બનવા પછીથી, તરતજ રજતકુમારીનું ભાગ્ય મંદ થવા લાગ્યું હતું. ત્યાર પછી મહારાજાની સાથે મુરાદેવીનાં લગ્ન પણ તેના ભાગ્યની પ્રતિકુળતામાં સહાયભૂત થઈ પડયાં હતાં. રાજાના મુરા સાથેનાં લગ્નવખતે ઉત્સવ આદિ કાંઈ પણ ઉજવવામાં આવ્યું નહોતું. તેથી લગ્નને બીજે દિવસે પ્રભાતમાં રજતકુમારી સમજી શકી છે, કે હવેથી તેનું ભાગ્ય ચૂર્ણ થયું છે. અને રાજાએ અન્ય અંગનાને સ્વીકારી લીધી છે. હવે મને રાજાના હૃદય—મંદિરની અધિવાસિની બનવાનો પ્રસંગ મળવો પણ દુર્લભ છે. કારણ કે, મગધેશ્વરે તેને આજ્ઞા દ્વારા કહેવડાવ્યું હતું કે;—“તું મગધની પાટરાણી થવાને સર્વથા અયોગ્યા છે. તારી દ્વારા મારૂં અનિષ્ટ થવાની મને સંપૂર્ણ સંભાવના છે. હવેથી તારૂં આસન હું આ નવ પરિણીતા મહારાણી મુરાને આપું છું. માટે તું તારા મહાલયનો ત્યાગ કરીને, પુરાતન પ્રાસાદમાં જઇને તારૂં નિવાસ સ્થાન ત્યાંજ બનાવ.”

દુર્ભાગ્યને પોતાનું સંગિ બનાવીને રાણી રજતકુમારી, દારૂણ અભિમાન પૂર્વક, એક દિવસ પ્રભાતના પહોરમાંજ, પોતાની દાસીઓને સાથે લઇને, નવીન મહાલયથી કેટલેક દૂર આવેલા, જાન્હવીના જળનું ચુંબન કરતા, પુરાતન પ્રાસાદમાં જઈ પહોચી. તે આ પ્રમાણેની રાજાજ્ઞા મળવા પછી કદિ પણ રાજાની સાથે મુલાકાત કરવા માટે આવી જ નહોતી.

ગર્વિતા રજતકુમારીએ, કદાચિત્ એકદમ પુરાતન, પ્રાસાદમાં ન જતાં મહારાજ મહાનંદ પાસે આવીને જરા આનાકાની કરી હોત, ક્ષમા માગી હોત અને રાજાના ચિત્તને શાન્ત કરવાનો યોગ્ય ઉપાય શોધી કાઢયો હોત, તો આ વાતનું પરિણામ આવા ભયંકર સ્વરૂપમાં આવ્યા પહેલાંજ સહજમાં પતી જાત અને પુરાતન પ્રાસાદમાં જવાનો પ્રસંગ પણ ન આવત. પરંતુ ભવિષ્યે તેને અન્ય માર્ગેજ પ્રેરિત કરી.

રજતકુમારીનો મખ્ય દોષ એ હતો કે, તે ઘણીજ ગર્વિતા હતી. દાસ દાસી અને પરિજનોની સાથે પણ તેનો મેળાપ બરાબર નહોતો. સુખના દિવસનો એ ગર્વ, દુઃખના દિવસોમાં ઘોર પ્રતિહિંસા અને અભિમાનમાં પરિણત થયો.

રજતકુમારીના પિત્રાલયમાંથી આવેલી એક મુખ્ય દાસીનું નામ લલિતા હતું અને તે લલિતા, રાણી રજતકુમારીના ડાબા હાથ સમાન ગણાતી હતી. રજતકુમારીના નવીન મહાલયમાંથી ચાલ્યા આવ્યા પહેલાં લલિતાનો વિના વાંકે રાણી રજતકુમારીએ નિરર્થક તિરસ્કાર કર્યો હતો. તેથી અન્યાન્ય દાસીઓએ જાણી લીધું હતું કે;—હવે લલિતાના ભાગ્યની દશા મંદ થવા લાગી છે.

પરંતુ ચતુર લલિતા, એ તિરસ્કારનો મર્મ જાણી ગઈ. સ્વાભાવિક રીતે નારી જાતિના નેત્રમાં શરતનાં મેઘોની પેઠે સહસા જળ ભરાઈ આવે છે, તેમ થવામાં વિશેષ વિલંબ લાગતો નથી. એને અનુસરીને લલિતાના નેત્રમાં પણ અશ્રુપ્રવાહ ભરાઈ આવ્યો. સર્વની સન્મુખ ખુલ્લી રીતે તિરસ્કૃત થવા છતાં, તે રજતકુમારીના ચરણોને ગ્રહણ કરીને રડતી રડતી કહેવા લાગી કે;—"માતા ! આપ મારો ત્યાગ કરીને ન જાવ, મારા અપરાધની ક્ષમા કરો." પરંતુ રજતકુમારીએ તેની આવી કરૂણાયુક્ત પ્રાર્થનાથી લેશ માત્ર પણ વિચલિત ન થતાં તેનો ત્યાગ કરીને બીજી બે દાસીઓસાથે પુરાતન-પ્રાસાદ તરફ પ્રયાણ કર્યું.

પોતાની સ્વામિનીએ વિના વાંકે આ પ્રમાણે પોતાનો ત્યાગ કરવાથી લલિતાએ અશ્રુપૂર્ણ નેત્રે મહારાણી સુરાદેવીના ચરણોમાં આશ્રય

લીધો, તેના દુઃખની તેમજ કોઇ પણ પ્રકારના દોષ વગર આવી દુર્ગતિ ની વાર્તા તેણે ધીરે ધીરે નવીન રાણીની પાસે વિદિત કરવા માંડી. અને રજતકુમારીની ઘણીજ નિંદા કરીને કહ્યું કે;–"નવીન રાજરાજેશ્વરી માતા! આપ જો આ અભાગિનીને આશ્રય નહિ આપો, તો કદાચિત્ હું ગંગાના જળમાં ડૂબી મરીશ અથવા તો ગળાચીપ ખાઇને આ મૃત્યુ લોકનો ત્યાગ કરીશ. અને તેમ થવાથી આપનાં શિરપર નારી હત્યાનું ભયંકર પાતક આવી પડશે. આપની પાસેથીજ હું ન્યાય માગું છું અને આશ્રય ભિક્ષાની આશા રાખું છું."

સરલ હૃદયા મુરલા, તેની આંખોમાં આંસૂનો આવિર્ભાવ થયેલો જોઇને ભૂલવણીમાં આવી પડી. તેણે સ્નેહયુક્ત સ્વરે કહ્યું કે;–લલિતા! હું આજથી તને મારા અંતઃપુરની પ્રધાન પરિચારિકા તરીકે નિયુક્ત કરૂં છું જો કે, ચંબેલી મારા પિત્રાલયમાંથી આવી છે, તેમ છતાં પણ હું તનેજ પ્રાધાન્યપદ આપું છું; મારી પરિચર્યા તું અને ચંબેલી બન્ને કરજો.

નવીન મહિષીની આવી અપૂર્વ ઉદારતા જોઇને, લલિતા તેને મનમાંને મનમાંજ ધન્યવાદ આપવા લાગી. જો કે રજતકુમારીએ ખરી રીતે લલિતાનો ત્યાગ કર્યોજ નહોતો, પરંતુ કોઇક ગૂઢ ઉદ્દેશના સાધનને પ્રાપ્ત કરવા માટે અને મહારાણી મુરાની તથા રાજમહાલયની અન્યાન્ય ગુપ્ત બાતમીઓ મેળવવા માટેજ, ખાસ ઈરાદા પૂર્વક તેણે લલિતાને પઢાવીને પ્રથમ જણાવ્યા પ્રમાણે મોકલી હતી. લલિતા પણ અત્યંત ચતુર લલના હતી. તે દુર્ભાગ્યથી પીડિત થયેલી રાજરાણી રજતકુમારીની ખાસ હિતાકાંક્ષિણી હતી. તેથી મુરાદેવીને પણ રજત કુમારીની વિશ્વસ્તા સહચરી ધારીને કદાચિત્ કાંઈ સંદેહ ઉત્પન્ન થાય, એટલા માટે લલિતાએ આ પ્રમાણે રડકકળ કરીને, પોતાના ઉદ્દેશને સિદ્ધ કરી લીધો.

રજતકુમારીનું આ પ્રમાણે અધઃપતન શા માટે થયું, એ વાર્ત્તામાં પણ એક ગુપ્ત રહસ્ય છુપાયલું હતું અને તેની સાથે પૂર્વના અનેક બનાવોનો એક પ્રકારનો સંબંધ જોડાયલો હતો. માટે તે સર્વનો અત્રે કાંઇક વૃત્તાંત આપીને યોગ્ય સ્ફોટ કરવો અગત્યનો છે, અને એટલા માટે અમારે પૂર્વ પ્રસંગનો ત્યાગ કરીને ચંદ્રગુપ્ત તથા રાણી રજતકુમારીના સંબંધમાં ઘણીજ પુરાતન કથાઓનો ઉલ્લેખ અત્રે કરવો પડશે.

મહારાજાધિરાજ મગધાપતિ ધનાનંદ, ઉત્તર ભારતના એકછત્રા સમ્રાટ હતા. પરંતુ આ ક્લેશમય સંસારમાં તેઓ પ્રતિસ્પર્ધી વિહીન નહોતા.

તેનો મૂખ્ય પ્રતિસ્પર્ધી રાજકુમાર **ચંદ્રગુપ્ત** હતો. અને એ **ચંદ્રગુપ્ત** તેનો ઓરમાન બન્ધુ થતો હતો. તેના પિતાને **મુરા** નામક એક સુંદરી પત્ની હતી. તેના સંબંધમાં એવી દંત કથા કહેવાતી હતી કે, મુરા એ રાજાની ઉપપત્ની હતી. મહારાજાએ તેના રૂપપર મોહિત થઇને તેને પત્ની તરીકે ગ્રહણ કરી હતી અને એજ રૂપવતી પત્નીના ગર્ભથી જે પુત્ર ઉત્પન્ન થયો, તેજ ભવિષ્યમાં ભારત સમ્રાટ **ચંદ્રગુપ્ત** કહેવાવા લાગ્યો.

પિતાના મૃત્યુ પછી **ધનાનંદ** સિંહાસનારૂઢ થયો. તેના પિતાના સમયનો સુદક્ષ રાજમંત્રી રાક્ષસ, તેના દક્ષિણ બાહુ રૂપે પ્રસ્તુત રહીને, તેના રાજ્યના ઐશ્વર્યના અને ગૌરવના વિસ્તારની સહાયતા કરવા લાગ્યો મહારાજ નંદે તેને "**ધીરબુદ્ધિ**" નામથી પ્રકાશિત કર્યો. ધીમે ધીમે સમસ્ત **મગધ**રાજ્યમાં, મંત્રી **ધીરબુદ્ધિ** અસીમ પરાક્રમશાળી ગણાવા લાગ્યો રાજ્યના પ્રજાજનો મગધેશ્વર મહારાજથી જેટલા ભયભીત ન થતાં, તેટલા અથવા તો તેનાથી પણ અધિક તેના મુખ્ય મંત્રી એ રાક્ષસ અથવા **ધીરબુદ્ધિ**થી ભયકંપિત બની જતા હતા.

મહારાજા **નંદ**ને અન્ય એક મંત્રી હતો અને તેનું નામ **શટકાર** હતું. રાક્ષસના કારસ્થાનથી તે **શટકાર**નું, સમ્રાટનાં ઝેરી નેત્ર આગળ પતન થયું. રાજાની વિરક્તિ અને પ્રબળ શત્રુ રાક્ષસનું સર્વ વિષયમાં પ્રાધાન્ય થયેલું જોઇને, છેવટે તેને નિરાશ ચિત્તે મંત્રિત્વ–પદનો ત્યાગ કરવાની ફરજ પડી.

એ **ધીરબુદ્ધિ**ની સલ્લાહ અનુસાર, મહારાજા નંદે, વિધવા રાજરાણી મુરાદેવી અને તેના એક માત્ર ચંદ્રગુપ્ત ઉપર અત્યાચાર ગુજારવાનો આરંભ કર્યો. એથી કેટલીકવાર ચંદ્રગુપ્તનું જીવન પણ આફતમાં આવી પડ્યું હતું પરંતુ તેણે ભાગ્યના બળથી છેવટ સૂધી એ સર્વ આપદો-માંથી મુક્તિ મેળવી હતી.

મહારાજા **નંદ**, યૌવનની સીમાને ઓળંગી ગયો હતો. તે વખતે **ચંદ્રગુપ્ત**ના યૌવનનો આરંભ થયો હતો. આવા વિશાળ મગધ સામ્રા-જ્યમાં, ચંદ્રગુપ્તને પોતાનું કહેવાને કોઇ પણ વ્યક્તિ વિદ્યમાન નહોતી. તેના મુખ તરફ કોઈ પણ દૃષ્ટિ કરનાર રહ્યું નહોતું. માત્ર તેનો એક ભગવાનજ આધાર હતો. અને અસીમ સ્નેહમયી અપમાનિતા રાજરાણી મુરાદેવી તેની શુભાકાંક્ષિણી તરીકે અદ્યાપિ અસ્તિત્વ ધરાવતી હતી.

મહારાજા નંદના મનમાં એક એવા પ્રકારનો ભ્રમ થઈ આવ્યો હતો કે, ચંદ્રગુપ્ત પોતાના તરુણ યૌવન કાળમાં પણ અતિ કપટબુદ્ધિ વાળો છે. તેની શક્તિ અને બાહુબળ અમર્યાદિત છે. તેના મુખપર

એવી એક પ્રતિભા, તેજ અને જ્યોતિ પ્રસરેલા હતાં કે, તેના તરફ દૃષ્ટિ કરનાર વ્યક્તિ પણ તેના તે બળથી અંજાઈ જઇને તેના પક્ષમાં જવા માટે તત્પર થતી હતી, તેનું વિશાળ વક્ષ, દૃઢ બાહુઓ, ઉન્નત લલાટ આદિ સર્વ તેના અસીમ વીરત્વ અને પ્રતિભાનાં સાક્ષીભૂત હતાં. તરંગહીન સાગરની પેઠે, તેના ધીર ગંભીર અને સુંદરતા પૂર્ણ મુખતરફ જે કોઇ જોતું હતું, તેનું મન તેના તરફ આકૃષ્ટ થયા વિના રહેતું નહોતું.

મગધરાજ્યના મહારાજા નંદે ચંદ્રગુપ્તને પ્રથમ પ્રથમ કોઇ પણ પ્રકારની બાધાહીન સ્વાધીનતા આપી હતી. પરંતુ એક દિવસે બનેલા વિપરીત બનાવથી તેની આંખો ઉઘડી આવી.

એક રમણીય પ્રભાતમાં, સૂર્યનાં ઉજ્જ્વલ કિરણોથી આવરિત થયેલી પ્રકૃતિદેવી જાણે કોઇ એક નવીન માધુરીથી પરિપૂર્ણ થયેલી હોયની એમ જણાતું હતું. પ્રભાત થતાંની સાથેજ, કોકિલ પપૈયા, દધિયાલ, શ્યામા, નીલકંઠ આદિ મધુર કંઠવાળાં વિહંગોએ, સંગીતનો આરંભ કરીને દશે દિશાઓને ગુંજિત કરી દીધી હતી. પાટલીપુત્ર નગર નવીન અરૂણના આલોકથી, સુવર્ણના સમાન પ્રકાશિત થઇને, જાણે એક અપૂર્વ શોભાથી પરિપુરિત થઇ રહ્યું હતું. આ સુવર્ણરંજિત પ્રભાતમાં, મહારાજાધિરાજ મગધાધિપતિ ધનાનંદ, ગવાક્ષના દ્વારમાં ઉભા રહીને, દિવાકરના દિવ્યઆલોકથી આલોકિત થયેલા નયનરંજક પ્રભાતના સૌંદર્યનું નિરીક્ષણ કરી રહ્યા હતા. નિત્ય પ્રભાત સમયે તેઓ આ પ્રમાણે, જાગરિત પ્રકૃતિના સૌન્દર્યનું સંદર્શન કરીને તૃપ્ત થતા હતા.

આ સમયે સર્વ નાગરિક જનો, નિત્યની ચાલૂ પ્રથા પ્રમાણે રાજમહાલયના ખુલ્લા આંગણામાં આવીને એકઠા થતા હતા. તેનું કારણ એ હતું કે, પ્રભાતના પ્રહરમાં ઉઠીને રાજાનું દર્શન કરવાથી મહા પૂણ્ય થાય છે, એવી તેમની માન્યતા હતી. અને એટલા માટેજ મહારાજ નંદને અગાસી પર આવેલા જોઇને, તેઓ દર્શન કરી કરીને વિદાય થતા હતા. જેઓ અતિ દરિદ્ર અને ભિક્ષુક શ્રેણીના લોકો હતા, તેઓ રાજાની આજ્ઞાથી દ્રવ્ય અથવા અનાજને પ્રાપ્ત કરીને તૃપ્ત થતા હતા. અને મગધરાજ્યના મહારાજાને અંતઃકરણ પૂર્વક આશીર્વાદ આપીને તથા ઉચ્ચ સ્વરે તેમનો જયનાદ કરીને સ્હામેના આંગણામાંથી વિદાય થતા હતા.

તે દિવસે પણ આવા પ્રકારનોજ જન સમુદાય એકત્ર થયો હતો, એવામાં એક સુંદર કાન્તિવાળા વીરપુરૂષે પ્રવેશ કર્યો તેને પોતાની પાસે આવેલો જોઇને, કેટલાક મનુષ્યો ત્યાંથી સરી જઇને બીજી જગાએ

ઊભા રહ્યા અને પછીથી તેનો જયનાદ કરીને બોલી ઊઠયા કે;–જય! રાજકુમાર **ચંદ્રગુપ્ત**નો જય! જય, મહારાજ **ધનાનંદ**નો જય!"

**ચંદ્રગુપ્ત** નમ્ર ભાવે, મસ્તક નમાવીને તે લોકોનો સત્કાર કરીને ત્યાં આગળથી ચાલ્યો ગયો, તેણે તે દિવસે પોતાના હૃદયમાં કેવા પ્રકારના સંકલ્પને ધારણ કરીને, તે એકત્રિત જન સમુદાયમાં પ્રવેશ કર્યો હતો, તે અમારાથી બરાબર રીતે કહી શકાતું નથી. પરંતુ "ચંદ્રગુપ્તનો જય" એ શબ્દોની આગળ, મહારાજ **ધનાનંદ**નું નામ ઘણુંજ નિસ્તેજ જણાવા લાગ્યું. અને તેને લીધેજ **ચંદ્રગુપ્ત**ના મંદભાગ્યનો પ્રારંભ થયો.

મહારાજ **ધનાનંદે** મલિન મુખે અગાસીનો ત્યાગ કરીને પોતાના વિચારાલયમાં પ્રવેશ કર્યો. તેમનું નિરંતર પ્રફુલ્લિત રહેતું મુખમંડળ, દારુણ ચિંતાથી ઘેરાઈ ગયું. જે ચંદ્રગુપ્ત નીચ કુળની કામિનીથી ઉત્પન્ન થયો હતો, જે તેની કૃપાનો ભિખારી હતો, તે ચંદ્રગુપ્તનું પોતાના પ્રજાવર્ગની આગળ આટલું બધું સન્માન! જે ધનાનંદનું નામ સાંભળતાની સાથેજ લોકોના હૃદયમાં કમ્પારી છૂટતી હતી, જે દુર્જનોનો દમન કારી, અને શિષ્ટજનોનો સહાયક ગણાતો હતો, જેના અસીમ પરાક્રમથી મગધ રાજ્ય થરથર કમ્પતું, તેની આગળ અને તેના નામની સાથેજ બુદ્ધિહીન પ્રજાજનોએ રાજકુમાર ચંદ્રગુપ્તના નામનું જયોચ્ચારણ કર્યું! શું તેમનું આટલું બધું સાહસ? આટલી બધી નિર્ભયતા?

આ પ્રમાણેની દુશ્ચિન્તાથી કલાંત થઈને મહારાજાએ તરતજ મંત્રી **ધીરબુદ્ધિ**ને બોલાવી મંગાવ્યો. અમે એ **ધીરબુદ્ધિ**નો હવે ભવિષ્યમાં "રાક્ષસ" તરીકેનો ઉલ્લેખ ન કરતાં **ધીરબુદ્ધિ** તરીકે જ પરિચય કરાવીશું.

કેટલીકવાર પછી, મંત્રીવરે, તે સુવર્ણ–જડિત સલ્લાહ–ભવનમાં પ્રવેશ કરીને જોયું કે, મહારાજા ધનાનંદ ગંભીર ચિન્તામાં નિમગ્ન થઈ રહ્યા હતા. તેમનું મુખ સુકાઈ ગયું હતું અને શ્વાસ પણ ઉપડી આવ્યો હતો. તેમના મુખનો ભાવ પવનના તરંગોથી ઉછળતા સમુદ્રના સમાન ચંચળ જણાતો હતો. અચાનક આવી ચિન્તાનું અને પોતાને બોલાવવાનું કારણ ન સમજી શકવાથી, મંત્રી ધીરબુદ્ધિ જાણે કિંકર્તવ્ય વિમૂઢ બની ગયો.

મહારાજ નંદે મેઘના સમાન ગંભીર સ્વરે મંત્રીને ઉદ્દેશીને કહ્યું કે;–"અમાત્ય! તમે આજે મને અતિ અપરાધી જણાઓ છો, આજે તમારાથી ભયંકર અપરાધ થયો છે."

મહારાજની આવી વાર્તા સાંભળીને મંત્રી અતિ ભય ચકિત બની ગયો અને પછીથી વિનય પૂર્વક પ્રણામ કરીને કહેવા લાગ્યો કે,–"નરાધિપ! મહારાજ, મેં એવો તે શો અપરાધ કર્યો છે કે, જેથી આપ નામદાર, આ ગરીબ સેવક પર કોપત થયા છો વારૂ? ગઇ રાત્રે તો આપે મને પ્રસન્ન ચિત્તે વિદાયગિરિ આપી હતી, અને એ દરમિયાન મારાથી શું ગુન્હો થઈ ગયો છે, પ્રભુ?"

"તમને અનેકવાર આજ્ઞા આપી ચૂક્યો છું કે, તમે ચંદ્રગુપ્તને સત્વર કેદ કરો, પરંતુ હજુ સૂધી તેમ શા માટે નથી કર્યું?" રાજાએ પોતાનો રોષ પ્રકટ કર્યો.

"મહારાજ! આપની વાત સત્ય છે, પરંતુ પાછળથી આપેજ તેમ કરવાની ના પાડી હતી અને જણાવ્યું હતુ કે; ચંદ્રગુપ્ત ક્ષત્રાણિના ઉદરમાંથી જન્મ નથી પામ્યો છતાં, તે મારા પિતાનો ઔરસ રાજકુમાર છે. માટે તેને કેદ કરશો નહિ તથાપિ તેનાં કામકાજ તરફ નજર રાખતા રહેજો." તો પ્રભુ! આપનો આ સેવક અત્યાર સૂધી આપના એ હુકમને માન્ય કરતો આવ્યો છે, છતાં કાંઈ ગુન્હો થયો હોય તો માફી આપશો."

"ઓહ! એ વાર્ત્તાનું મને સ્મરણ પણ નરહ્યુ. પણ હવે હું એવી આજ્ઞા કરૂં છું કે, તેને જેમ બને તેમ જલદી કેદ કરો."

"મહારાજની એ આજ્ઞાનું પાલન આજે મધ્યાન્હ પૂર્વેજ થઈ જશે, પરંતુ મહારાજ! તેને કેદ કરવા પછી, ક્યાં આગળ રાખવો કે જેથી બરાબર દેખરેખ રહી શકે, વારૂ?" ધીરબુદ્ધિએ પ્રથમથીજ યોગ્ય વ્યવસ્થા કરી લેવાનો ઉપાય પૂછી લીધો.

"આપણાં આવા વિશાળ રાજ્યમાં જગ્યાઓનો ક્યાં તોટો છે. નળાન્દાના દુર્ગના સુરક્ષિત ઓરડાઓ કેદીઓને પૂરી રાખવા માટે યોગ્યજ છે, માટે ત્યાં આગળજ તેને કેદ રાખવો એ સહીસલામતી ભરેલું છે.

"પણ મહારાજ! એ દુર્ગનું કેદખાનું તો રાજદ્રોહીઓને માટે જ બનાવવામાં આવ્યું છે. તો પછી ચંદ્રગુપ્તને તેમાં શી રીતે રાખી શકાય વારૂ?

"નહિ–નહિ. એ કારાગૃહ સાધારણ ગુન્હેગારોને માટે નથી. ચંદ્રગુપ્તને તેજ કારાગૃહમાં રાખજો. દુર્ગની અંદરના સર્વ ભાગોમાં તે સ્વચ્છંદતાથી વિચરણ કરી શકશે. પરંતુ બહાર જવા દેવાની, કારાગારરક્ષકને મના કરજો. આજથી ચંદ્રગુપ્તની સ્વતંત્રતાનો લોપ થયો છે, મારી

ઐશ્વર્યનો તે ભોગી બન્યો છે. પરંતુ તે સાથે મારા પિતાનો તે ઔરસ પુત્ર છે, એ વાર્તાનું પણ મને વિસ્મરણ થયું નથી."

આ પ્રમાણે વાર્તાલાપ ચાલતો હતો, એવામાં અચાનક તે સલ્લાહ-ભવનના એક મોટા આરસામાં એક ઉજ્જવળ કાંતિવાળા વીરદેહનું પ્રતિબિંબ પડયું. અને ક્ષણવારમાં તે છાયાવાળા દેહે પ્રત્યક્ષ પુરુષ રૂપે આવીને, મહારાજ ધનાનંદના ચરણોમાં વંદન કરીને કહેવા માંડ્યું કે; "મહારાજ મગધેશ્વર ચિરકાળને માટે ગૌરવાન્વિત રહો."

આ નવીન આગંતુક વીરપુરુષ અન્ય કોઈ નહિ, પરંતુ રાજ-કુમાર ચંદ્રગુપ્તજ હતો. અચાનક પોતાના દંડિત અપરાધીને સન્મુખ આવેલો જોઇને મહારાજ નંદનું મુખ એકદમ કરમાઈ ગયું. તેના ઉન્નત લલાટ પર, તે સ્નિગ્ધ પ્રભાતમાં, પરસેવાનાં બિન્દુઓ જણાવા લાગ્યાં. તેણે એકવાર માત્ર કઠોર દૃષ્ટિ કરીને, સંદિગ્ધ સ્વરે, ચંદ્રગુપ્તના મુખ તરફ જોઇને કહ્યું કે;—"ચંદ્રગુપ્ત! તમે રાજાના ગુપ્ત સલ્લાહભવનમાં આ પ્રમાણે પ્રવેશ કરીને, એક ભારે અન્યાયનું કાર્ય કરી બતાવ્યું છે, રાજાની લજ્જાનું તદ્દન અપમાન કરી નાંખ્યું છે."

"મહારાજ! મહાપદ્મનંદ મહારાજના ઔરસ પુત્રને શું રાજ્યના મંત્રણાભવનમાં પ્રવેશ કરવાની મના કરવામાં આવે છે? રાજકુમાર ચંદ્રગુપ્ત પર આપને કાંઈ પણ સંદેહ ઉત્પન્ન થાય છે? હશે, મહારાજ! તેમાં મને કાંઈ પણ હરકત નથી. રાજ્યના નિયમનું ઉલ્લંઘન કરીને, કદાચિત્ મારાથી કાંઈ અપરાધ થયો હોય, તો હું તેની ક્ષમા યાચું છું અને હવેથી તેમ ન થાય તેવો યત્ન કરવાની કોશિશ કરૂં છું. પરંતુ મહારાજ! હું આપને એક પ્રશ્ન પૂછવા માગું છું કે, આજથી આપ મારી સ્વતંત્રતાનો શા માટે લોપ કરો છો? મારાથી એવો તે શો ભયંકર અપરાધ થયો છે, કે મારી સ્વાધીનતાનો નાશ કરવાનો પ્રસંગ આવ્યો છે? બન્ધુ! આપની અને રાક્ષસની વચ્ચે થતી વાતચીત પરથી મારા મંદ ભાગ્યના ચિન્હો સ્પષ્ટ જણાય છે. આ હતભાગિના ઉપર આવો કઠોર હૂકુમ શા માટે ફરમાવાય છે, તેનું કારણ દર્શાવ-વાની કૃપા કરો અને સેવકના અપરાધની ક્ષમા કરો." ચંદ્રગુપ્તે નમ્ર-તાથી પ્રશ્ન પૂછ્યો.

ચંદ્રગુપ્તના આ સરલ પ્રશ્નનું ઉત્તર આપવાને મહારાજ ધનાનંદ અશક્ત થયા અને મંત્રી ધીરબુદ્ધિ પણ ચંદ્રગુપ્તની તે સમયની સરળતા-યુક્ત શાંત મૂર્ત્તિ જોઇને અતિ વિસ્મિત થયો.

મહારાજને મૌન અવસ્થામાં રહેલા જોઇને, ચંદ્રગુપ્તે પુનઃ કહી

બતાવ્યું કે;—"મને જણાય છે કે, આ રાજાજ્ઞા કદાચિત્ મારા કોઇક દુર્ભાગ્યને લીધેજ પ્રચારિત થઈ છે. અથવા તો મારા સાંભળવામાં વખતે કાંઇક ભૂલ થયેલી જણાય છે."

ધનાનંદ મહારાજે એક પ્રકારની વિરક્તિની સાથે કહ્યું કે;–"ના ચંદ્રગુપ્ત, તમારા સાંભળવામાં ભૂલ થઈ નથી. તમારા કર્ણો વિશ્વાસઘાતક નથી. મેં તમારા વિષયમાંજ આ આજ્ઞાનો પ્રચાર કરવાની ભલામણ મંત્રીજીને આપી દીધી છે. જ્યારે તમે આ વાર્ત્તાને સાંભળી શક્યા છો, તો તમારે અવશ્ય તેનું પાલન કરવુંજ જોઇએ."

"બન્ધુવર્ય! જે પુરુષ રાજાની આજ્ઞાનો અનાદર કરે છે, તે ભયંકર રાજદ્રોહી કહેવાય છે." ચંદ્રગુપ્તે પોતાના અપરાધને માન્ય કરીને તેની સજા ભોગવવા માટે સહાનુભૂતિ આપતાં કહેવા માંડ્યું કેઃ– "મહાપ્રતાપાન્વિત મગધ રાજ્યના માલિક ધનાનંદની આજ્ઞાનો અસ્વીકાર કરી શકું, એવું સાહસ મારામાં રહ્યું નથી. પરંતુ મહારાજ! બધા ગુન્હેગારો પોતાના ગુન્હાનો ઇન્સાફ થતી વખતે, પોતાના ગુન્હાનું કારણ જાણી શકે છે, તો તેને અનુસરીને આપે પણ મારા ગુન્હાનું યોગ્ય કારણ બતાવવુંજ જોઇએ. મહારાજ! મારાથી આપનો શો અપરાધ થયો છે, વારૂ?"

"તમારો અપરાધ એ છે કે, તમે સ્વાધીનતા પ્રાપ્ત કરવા માટે હદ ઉપરાંત પ્રયાસ કરી રહ્યા છો. જે સ્થળે પ્રજાજનો રાજદર્શનથી કૃતાર્થ થવા માટે એકઠા થાય છે, તે સ્થળે રાજાની અનુમતિ વિના અચાનક પ્રવેશ કરવાનો તમને કાંઇ અધિકાર નથી. જ્યાં આગળ તમારો અધિકાર નથી, તે સ્થળે તમે તમારો અધિકાર જમાવવા માટે અયોગ્ય પ્રયાસ કરો છો, એ રાજાનું અને રાજ્યનું અપમાન થવા સમાન છે. અને એ અપમાનના બદલામાં તમારે થયેલી સજા ભોગવવી જ જોઇએ." ધનાનંદ મહારાજે બનાવટી કારણનો આશ્રય લઇને ઉત્તર પણ તેવું બનાવટી જ આપ્યું.

"જો સાધારણ પ્રજાજનોને રાજ–દર્શનનો અધિકાર મળતો હોય, તો મારો પણ તે અધિકાર પર યોગ્ય હક્ક છે. હું પણ મગધેશ્વરનો એક સેવક છું–પ્રજાજન છું" ચંદ્રગુપ્તે નમ્ર સ્વરે પોતાની દલીલ રજૂ કરી.

મહારાજ ધનાનંદ, ચંદ્રગુપ્તની આ વાર્ત્તાનું શું ઉત્તર આપવું, એનો કાંઇ પણ નિર્ણય કરી શક્યા નહિ તેથી તેજ ઓરડામાં કેટલીક વાર પર્યન્ત ચહલકદમી કર્યા પછી તેઓ કહેવા લાગ્યા કે;–"સાધારણ પ્રજામાં અને મહારાણી મુરાના પુત્ર ચંદ્રગુપ્તમાં ઘણોજ તફાવત છે.

મને દૃઢ વિશ્વાસ છે કે, તમે કોઇક ગૂઢ ઉદ્દેશને હૃદયમાં ધારણ કરીનેજ અહીંના જન સમુહનું નિરીક્ષણ કરવા માટે આવેલા હોવા જોઇએ. કદાચિત્ તમે એમ પણ જાણવા માટે આવ્યા હો, કે પ્રજા જનોનો તમારા પ્રત્યે કેવોક ભાવ છે, તેઓ તમારા ઉપર વાત્સલ્યની લાગણી ધરાવે છે, કે નહિ?"

"મહારાજાધિરાજ! કદાપિ તેમ પણ હોઈ શકે છે. પરંતુ તેમાં અપરાધ કોનો, મારો કે પ્રજા જનોનો?" ચંદ્રગુપ્તે સરલતા પૂર્વક પૂ-વાનો પ્રયત્ન કર્યો.

"તમારી આવી નાપાયાદર કેફિયતથી હું તમને રાજ્યા કાયદાથી મુક્ત કરી શકીશ નહિ. તમારે રાજાના મુખની વાર્ત્તાનેજ સ્વાધીન સામ્રાજ્યનો એક સર્વવ્યાપી કાયદો માનવો પડશે. મારી ઇચ્છા તમને નજર-બન્દી કરીને રાખવાની છે, અને થોડા વખતમાં તે પણ અમલમાં મૂકાઇ જશે. મેં મંત્રીને એટલા માટેજ આજ્ઞા કરી છે કે, તેઓ તમને મારી આજ્ઞાનુસાર કેદી બનાવે અને મારા ઠરાવેલા કાયદાને અમલમાં મૂકી બતાવે." મહારાજ ધનાનંદે પોતાના ક્રોધને ધીમે ધીમે પ્રકટ કરવા આરંભ કર્યો.

"મહારાજ! આ શું બોલો છો? આપની આજ્ઞાનું પાલન કરવા માટે હું સર્વદા તૈયાર છું પરંતુ આ લોક વિશ્રુત મગધ રાજ્યના પુરાતન કાયદા પ્રમાણે, સાધારણ ગુન્હેગારો રાજાની પાસે પોતાના ગુન્હાનો પુનઃ ઇન્સાફ કરાવી શકે છે, તો મારી પણ એજ યાચના છે કે, મારો ઇન્સાફ ફરીવાર થવો જોઇએ. વળી ઇન્સાફ વખતે ગુન્હેગાર પોતાના બચાવ માટે જે પ્રમાણો આપી શકે છે, તે પ્રમાણો આપવાની મને પણ અનુમતિ મળવી જોઇએ." ચંદ્રગુપ્તે પોતાની રક્ષા માટેના પ્રમાણો આપવાની પ્રાર્થના કરીને કહી સંભળાવ્યું.

"જો તમારાં તે પ્રમાણો મારા ઉદ્દેશની વિરૂદ્ધનાં નહોય, તો તે સાંભળવાને હું ખુશીથી તૈયાર છું." ધનાનંદ મહારાજે કેવળ સ્વાર્થ પરાયણતાનું દૃષ્ટાંત દર્શાવી આપ્યું.

"મહારાજ! રાજ્યેશ્વર! મારી માત્ર એટલીજ પ્રાર્થના છે કે, મને કારાગ્રહની કઠિન સજામાં ન સપડાવો. રાજરક્તથી જન્મવા છતાં અને વદન નિર્દોષ હોવા છતાં, મને ભયંકર અપરાધીના જેવી કારાગૃહની કઠિન સજા થાય એ મને પસંદ નથી. જો મારા પર આપ દયાળુને જરા પણ સ્નેહ હોય, માયા હોય અથવા તો કરૂણાનો કાંટક સંચાર હોય, તો મારી માત્ર પ્રાર્થના છે કે મને દેશવટો આપો, નિત્યની

પરાધિનતાના બંધનને છેદી નાખો અને સ્વાધીનતાનો માર્ગ ખુલ્લો કરી આપો. જ્યારે અનેક પ્રકારની ભ્રાન્તિને વશીભૂત થઇને, અસીમ સામર્થ્યશાળી મગધ સમ્રાટ, મને પોતાનો શત્રુ ધારીને મારી સાથે આવું વિષમ આચરણ કરે છે. ત્યારે હું તેમની એ ધારણા ભૂલ ભરેલી છે; એમ સ્પષ્ટ બતાવી આપવા માગું છું હું મારી સ્નેહમયી જનની સ્વર્ગસ્થ મહારાજ મહા પદ્મનંદની પ્રિયતમા મહિષી મુરાદેવીને સાથે લઇને, કોઇક અજાણ્યા દેશમાં જઇશ. જીંદગી પર્યંત મગધની સાથેના સમસ્ત સમ્પર્કને ત્યાગી દઇશ." પોતાની સરલતા અને સુહૃદયતાનો ચંદ્રગુપ્તે સમ્પૂર્ણ સાક્ષાત્કાર કરી બતાવ્યો.

આ વાર્ત્તા સાંભળતાંની સાથેજ મહારાજ ધનાનંદના હૃદયની ભ્રમણા ભાંગી ગઈ. તેઓ હદ ઉપરાંત પ્રસન્ન થઇને કહેવા લાગ્યા કે;– "ચંદ્રગુપ્ત! તમારી અને મારી વચ્ચેનું સ્નેહાકર્ષણ અદ્યાપિ પણ બિલકુલ વિચ્છિન્ન થયું નથી. આપણા સ્નેહમાં મુખ્ય અંતરાય નાખનાર આ વિશાળ સામ્રાજ્ય અને તેનું સ્વામિત્વ છે. હું મારી દુર્બળતાનો સ્વીકાર કરીને કહું છું કે, તમે પ્રિયદર્શી અને લોકપ્રિય પુરુષ છો. હું હજી સુધી પ્રજાનો પ્રીતિપાત્ર બની શકયો નથી. તમારા રહેવાથી આ રાજ્યમાં નિરાપદ રીતે મારાથી રહી શકાશે નહિ, અથવા તો પ્રજાવર્ગના અંતરની શ્રદ્ધા અને પ્રીતિને સમાન ભાવે પ્રાપ્ત કરવાનું કાર્ય અસંભવિત થઇ પડશે. બન્ધુ! આપે જેવી રીતે મારી પાસે અકપટથી તમારા મનોભાવને વ્યક્ત કરી આપ્યો છે. તેવી જ રીતે હું પણ તમારી આગળ કાંઇ પણ છુપાવ્યા વિના મારા આંતરિક ભાવને પ્રકટ કરી બતાવું છું ખરેખર, મેં આજે તમને બંદીવાન બનાવવાની આજ્ઞા આપી દીધી છે. અને કદાચિત્ આવતી કાલે હું મારી આજ્ઞાનું પાલન કરાવીને તમને કારાગૃહવાસી પણ બનાવી દેત. પરંતુ જ્યારે તમે પોતાના ઇચ્છાથીજ આ દેશનો ત્યાગ કરવાને પ્રસ્તુત થયા છો, ત્યારે હું તમને તેજ સમ્મતિ આપું છું. પરંતુ હવે–"

"મહારાજ! પોતાની પ્રિય જન્મભૂમિનો ચિરકાળને માટે ત્યાગ કરતાં પાષાણ હૃદયી પુરુષોનાં હૈયા પણ ભરાઇ આવે છે, નયનમાં થી માતૃપ્રેમનાં અશ્રુની અનર્ગલ ધારાઓ વહેવા લાગે છે. તો પછી મારા જેવા સરલ અને કોમળ હૃદયના પુરુષની શી દશા થતી હશે, તેનો આપ પોતે જરાવિચાર કરો. જે ભૂમીના અન્ન દ્વારા આ કાયાને બળવાન બનાવી છે, જે ભૂમિના જળ દ્વારા અત્યારે જીવન ટકાવ્યું છે અને જે ભૂમિના વસ્ત્રો દ્વારા નગ્ન શરીરને આચ્છાદિત બનાવ્યું છે, તે

ભૂમિના અનંત ઋણોનો બદલો વાળ્યા વિના કૃતઘ્નતા પૂર્વક ત્યાગ કરીને અન્યત્ર ચાલ્યા જવાં, મારૂં હૃદય કમ્પિ ઊઠે છે. જનસમાજ કહેશે કે,મગધરાજ મહાનંદનો ઐારસ પુત્ર ચંદ્રગુપ્ત જન્મભૂમિના અનેક ઉપકારોનું ઋણ આપ્યાં વિના કૃતઘ્નતા કરીને એક ક્ષુદ્ર મનુષ્યની પેંઠ નિબળતા પૂર્વક ચાલ્યો ગયો. પ્રભુ! આ વાક્યો મને ભવિષ્યમાં વજ્ર સમાન સાલશે અને મારા હૃદયમાં નિત્યને માટે દુઃખાગ્નિ પ્રજ્વળી ઊઠશે. મહારાજ! પ્રિયભૂમિ—જન્મભૂમિ મગધરાજ્યનો ત્યાગ કરીને જવા માટે તત્પર થયો છું. તથાપિ આપના પરન્તુ શબ્દનો અવધિજ આવતો નથી. ચંદ્રગુપ્તે અતિ કરૂણુ સ્વરે પોતાના ઉદ્દેશને પ્રકટ કરી બતાવ્યો.

"ચંદ્રગુપ્ત! મારી અભિલાષા એવી છે, કે તમે જનની મુરાદેવીને સાથે ન લઈ જાવ, એમાંજ સહીસલામતી સમાયલી છે. પરંતુ તમને તો મારા અનુચરો મગધ રાજ્યના કોઈક દૂર આવેલા પ્રદેશમાં દેશવટો આપશે અને તમારે માટે સઘળો બંદોબસ્ત કરી આપશે." મહાનંદ મહારાજે ચંદ્રગુપ્તની પ્રથમ વાર્ત્તાને ઉડાવી દઈને બીજાજ વિષય પર આલોચના કરવાનો આરંભ કર્યો.

"મહારાજ! આપની બીજી આજ્ઞાનું પાલન કરવામાં મને કાંઈ પણ હરકત નથી, પરંતુ પ્રથમ આજ્ઞાના સંબંધમાં મારે જરા વિચાર કરવો પડશે." ચંદ્રગુપ્તે જરા વિચાર કરીને કહી સંભળાવ્યું.

"કેમ ?"

"ભાઈ! હું જગતની સર્વ વસ્તુઓનો ત્યાગ કરવાને તત્પર છું. માત્ર એક મારી આરાધ્ય, ઈષ્ટ અને સ્નેહમયી જનનીનો ત્યાગ મારાથી કદિપણુ થઈ શકે તેમ નથી. જનનીના પ્રેમની ખાતર મારા પ્રાણુની આહુતિ આપવાને પણુ હું તત્પર છું પણુ તેનાથી વિખુટો પડવાને સદૈવ અશક્ત છું. મહારાજ! તે સ્વર્ગીય મગધેશ્વરની મહિષી છે. મારી જનની છે અને આપની વિમાતા છે, તેના તરફ તો જરા પૂજનીય લાગણી દર્શાવો. આપ મને મૃત્યુની ભયંકર શિક્ષા કરશો, તો હું હસતા સુખે તેનો સ્વીકાર કરીશ, પરંતુ મારી જનની ઉપર થતો અત્યાચાર સહન કરી શકીશ નહિ. બન્ધુ! આપ તેના પર જુલ્મ ન ગુજારશો, દુઃખિતા ને અધિક દુઃખિ ન બનાવશો. રાજ—પત્નીની યોગ્ય સ્વાધીનતા, સન્માનતા અને સત્તાથી તેમને વંચિત કરવાથી આપને કોઈપણુ પ્રકારના ઇષ્ટ સિદ્ધિ પ્રાપ્ત થઇ શકશે નહિ; અબળાના ચિત્તને વ્યથિત કરવાથી આપ કદિ પણુ સુખી થઈ શકશો નહિ." પોતાની માતા પ્રત્યેના અપૂર્વ પ્રેમને ચંદ્રગુપ્તને પ્રકટ કરી આપ્યો.

"પ્રિયબન્ધુ ચંદ્રગુપ્ત! હું પણ મહારાણી મુરાદેવીનો પુત્રજ છું." મહારાજ ધનાનંદે સહાનુભૂતિ આપવાનો આડંબર કરીને ચંદ્રગુપ્તને શાન્ત કરવાના ઉદ્દેશથી આ પ્રમાણે કહેવાનો આરંભ કર્યો કે;–"આપણા ઉભયના પૂજનીય પિતા તેમને મહિષીનું માનવંતું સન્માન અર્પણ કરી ગયા છે, તે સન્માનનો આપણે યોગ્ય આદર કરવોજ જોઇએ. માટે ભાઈ! માતા મુરાદેવીના સંબંધમાં તું કશી પણ ચિન્તા રાખ્યા વિના નિશ્ચિંત થા. તેમને હું મારા રાજમહાલયમાં અતિ માનપૂર્વક રહેવાની વ્યવસ્થા કરી આપીશ અને તેમના હૃદયને કોઇપણ પ્રકારનો આઘાત ન થાય, તેનો યોગ્ય યત્ન કરતો રહીશ. હું તેમને રાજમાતાની પેઠે સન્માનથીજ રાખીશ અને પ્રત્યેક પ્રકારે તેમની સેવા ઉઠાવીશ."

રાજાની આ વાર્ત્તા સાંભળીને ચંદ્રગુપ્તે કેટલીક વાર સુધી કાંઇક વિચાર કર્યો અને પછીથી કહ્યું કે;"સમ્રાટ્! કપટતા એ શી વસ્તુ છે, તે હું અદ્યાપિ શિખ્યોજ નથી. જ્યેષ્ટ બંધુની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું એ પણ મહાપાપ છે,તે હું સારી રીતે જાણું છું. મારા જેવા હતભાગિના મુખ દર્શનથી જો મહારાજના મનમાં ગ્લાનિ અને ચિન્તાનો ઉદય થતો હોય, તો હું તે મુખને સદાને માટે દૂર કરવાને પ્રસ્તુત છું. પરંતુ મહારાજ! આપ પ્રથમ એક પ્રતિજ્ઞા કરો કે, જેથી મારૂં ચિન્તાતુર ચિત્ત શાન્ત થાય અને હૃદયનો તાપ શમી જાય."

ધનાનંદ મહારાજે ઉત્સુકતાથી પૂછ્યું કે;–"શી છે તારા હૃદયની ચિન્તા અને મારે કરવાની શી છે પ્રતિજ્ઞા?"

"બન્ધુ ધનાનંદ! હજારો અપરાધ હોવા છતાં પણ, આપ સ્વર્ગીય મગધ–સમ્રાટ્ની માનવંતી મહારાણીનું કોઇપણ રીતે અપમાન ન કરતા. એજ છે માત્ર મારી ચિન્તા અને આપની પ્રતિજ્ઞા."

"ના, કદી નહિ. મગધરાજ ધનાનંદ પોતાની માતૃસ્વરૂપા મહારાણી મુરાનું કદિપણ અપમાન થવા દેશે નહિ. અને પોતાની માતાથી પણ અધિક સન્માન આપવામાં ન્યુનતા રહેવા દેશે નહિ. ચંદ્રગુપ્ત! હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે, મારી વિમાતા મુરાદેવીનું મને વિસ્મરણ થયું નથી અને તેમના પ્રત્યેનું માન મારા હૃદયમાંથી ગયું નથી. જ્યાં સુધી મારા ખોળીયામાં પ્રાણ હશે, ત્યાં સુધી મહારાણી મુરા કોઇપણ પ્રકારે દુ:ખી નહિજ થશે." ધનાનંદે આડંબરનો અવધિ કરી બતાવ્યો

"મહારાજનો જય થાવ! હું સ્વેચ્છાપૂર્વક રાજ્ય તરફથી થયેલી સજાનો સ્વીકાર કરૂંછું અને રાજાની આજ્ઞાને પ્રાણથી પણ અધિક પ્રિય ગણું છું." ચંદ્રગુપ્તે નિષ્કપટતાથી ધનાનંદ મહારાજના

કથનનું સમર્થન કરવા માંડયું. "આજે સન્ધ્યા પહેલાંજ મહારાજ જોઈ શકશે કે ચંદ્રગુપ્ત પોતાના જાન્હવી તટસ્થ પાટલીપુત્ર નગરનો ત્યાગ કરીને કોઇક અજાણ્યા દેશમાં ચાલ્યો ગયો છે. ચંદ્રગુપ્તના ચાલ્યા જવાથી આપની સર્વ દુશ્ચિન્તાનો અંત આવશે અને આપના એક પ્રતિસ્પર્ધીનું પતન થશે."

ચંદ્રગુપ્તની આ વાર્ત્તાથી મહારાજ નંદ એક પ્રકારે નિશ્ચિંત થયા. તેના ઉદ્વેગનું કારણ ચંદ્રગુપ્ત કેમ થઈ પડયો હતો, તેનું રહસ્ય તેઓ સારી રીતે જાણતા હતા. અને તે સંબંધમાં કાંઇક કાંઇક તેનો ખાસ પ્રીતિપાત્ર મંત્રી ધીરબુદ્ધિ પણ જાણી શકયો હતો.

મગધેશ્વરના મુખપર સહસા એક પ્રકારની પ્રસન્નતાનો આવિર્ભાવ થયેલો જોઇને, ચંદ્રગુપ્ત બોલી ઊઠયો કે;—"આપ મારા વડીલ છો, આ વિશાળ મગધરાજ્યના ભાગ્ય વિધાતા સ્વામી છો. અતિ વિસ્તાર પામેલી, પર્વતકિરીટ ધારિણી, આ મગધભૂમિ, આપની વંશોપાર્જિત અમૂલ્ય મિલ્કત છે. અક્ષોહિણી સેના, અસંખ્ય મણિમુક્તા અને સુવર્ણ મુદ્રાથી ભરાયલા રાજ ભંડારો, પ્રજાનું સન્માન આદિ સર્વ પાટવી કુમાર તરીકે આપને પ્રાપ્ત થયું છે. અને હું તો આપનો સદાનો આધીન અનુજ છું—દાસાનુદાસ છું. તેથી એક સાધારણ વાતમાં પણ હું આપનાથી વિરુદ્ધાચરણ કરી શકું, એવી મારામાં શી શક્તિ છે—શું સામર્થ્ય છે? કાંઇજ નહિ. મને દેશાન્તર કરવાથી જો આપ સુખી થશો, મનમાં શાન્તિ મેળવશો, તો રાજરાજેશ્વર! હું તેમ કરવાને તત્પર છું. આપે આપેલી સજા ને રાજદંડ નહિ, પરંતુ મહારાજનો રાજપ્રસાદ માનું છું. પણ મહારાજ! આપને એક વાર્ત્તા કહેતો જાઉંછું કે, આ જગતમાં માત્ર મારી માતાની સ્વાધીનતા અને રાણીના સન્માન સિવાય મારે માટે કોઇ પણ વસ્તુ હિતકર હોય, એમ હું માનતો નથી. માતા એજ મારૂં સર્વસ્વ છે. જનની એજ મારી આ લોકની અને પરલોકની ઉદ્ધારિણી છે અને એજ માત્ર મારી આરાધ્ય અને ઇચ્છિત દેવી છે. હું પ્રતિજ્ઞા કરીને કહુંછું કે, મહારાજની આજ્ઞા વિના હું કદિ પણ આ રાજ્ય તરફ પાછો ફરીશ નહિ. હું મહારાજ મહાપદ્મનંદનો પુત્ર છું. વર્ત્તમાન મહારાજનો કનિષ્ઠ બંધુ છું. તેથી મિથ્યા ભાષણ કરવાનું શિખ્યોજ નથી. જે પ્રમાણે બોલુંછું, તે પ્રમાણે વર્તુંછું. મારા વચનને હું મારા પ્રાણ સમાન ગણુંછું. પરંતુ સમ્રાટ્! મનની ગુપ્ત વાર્ત્તાને છુપાવી રાખવાથી કાંઈ પણ પરિણામ નિપજી શકતું નથી. માટે હું મારી તે વાર્ત્તા આપને વિદિત કરૂંછું કે, મારી આરાધ્યા દેવીનું

મારા સર્વસ્વનું અને મારી જીવનાધિકા જનનીનું જો આપના દ્વારા કાંઈ પણ અપમાન અથવા અનિષ્ટ થશે, તો અલ્પ સમયમાંજ સર્વેનો ગ્રાસ કરનારો ભયંકર અગ્નિ આ વિશાળ મગધ રાજ્યનો ધ્વંસ કરશે. અને પછી જાન્હવીનું જળ પણ તે ધ્વંસાગ્નિને હોલવી શકવાને સમર્થ થઇ શકશે નહિ."

આ સમસ્ત વાર્તાઓ એવા તેજની સાથે ઉચ્ચારિત થઇ કે, તેથી જાણે તે સુવર્ણખચિત મંત્રણાભવન કમ્પિ ઊઠયું અને મહારાજ મગધેશ્વર અને તેનો મંત્રી ધીરબુદ્ધિ તથા મંત્રમુગ્ધવત્ થઇ ગયા.

તેઓ બન્નેએ કેટલીક વાર પછી સ્વસ્થ થઇને જોયું કે, ચંદ્રગુપ્ત કાંઈ પણ બોલ્યા વગર તે સ્થાનનો ત્યાગ કરીને ચાલ્યો ગયો છે. માત્ર તેની મૃદુ ગંભીર, હૃદયને સ્તંભિત કરનારી, તીવ્ર ઝંકારમય વાર્ત્તાઓનો ક્ષીણ પ્રતિધ્વની હજી સુધી જાણે તે ઓરડામાં આમતેમ અથડાઇ રહ્યો છે.

ત્યાર પછી કેટલીકવારે મહારાજ નંદે પોતાના મુખ્ય મંત્રી ધીરબુદ્ધિને સંબોધીને કહ્યું કે;—" આ જગતમાં ચંદ્રગુપ્ત વિના મારી આકાંક્ષાનું અન્ય કોઈ પણ કારણ અસ્તિત્વ ધરાવતું નથી. મારા આ શાન્તિમય જીવનનો ઉત્પાત-રાહુ, મુરા રાણીના ગર્ભથી ઉત્પન્ન થયેલો રાજકુમાર ચંદ્રગુપ્તજ છે. હું તેની પ્રબળ શક્તિનો ઘણોજ ભય રાખું છું. બાલ્યાવસ્થાથીજ તેનાં પ્રત્યેક કાર્યોમાં રહેલી અસીમ શક્તિનો પરિચય મેળવતો આવ્યો છું. હું અતિ મૂર્ખ છું. બુદ્ધિહીન છું. કારણ કે, એ પ્રબળ શત્રુને આજ સુધી સામાન્ય ધારીને તેનો તિરસ્કાર કરતો આવ્યો છું. વિષપ્રયોગદ્વારા અથવા તો ગુપ્ત ઘાતકોના તીક્ષ્ણ અસ્ત્રોદ્વારા, મેં આજ સુધી તેની જીવનલીલાની શા માટે સમાપ્તિ ન કરી, એનો મને અત્યારેજ પશ્ચાતાપ થાય છે. મંત્રી! તમે તમે હમણાંજ એક સો માગધી-સૈનિકો મોકલીને તેનો પીછો પકડવાની યોગ્ય વ્યવસ્થા કરો. અને સેનાપતિ વીર મંદ્રને કહી દેજો કે, તેઓ અતિ સાવધાનીથી ચંદ્રગુપ્તને પકડી પાડે. ઘણું કરીને હજી તે રાજધાનીથી બહુ દૂર પહોંચ્યો નહિ હોય. હું આ પૃથ્વીના પટ પરથી ચંદ્રગુપ્તના નામનો લોપ કરવા ધારૂં છું. જે મને તેનું છિન્ન મસ્તક લાવી આપશે, તેને હું એક લક્ષ સુવર્ણ મુદ્રા ભેટ આપીશ. અને તે નીચ કુળમાં જન્મેલી મુરા, કે જેના ગર્ભથી આવા પાપ રાહુ ગ્રહનો આવિર્ભાવ થયો છે, તેને આજથી નળાન્દા દુર્ગના નિર્જન કારાગારમાં કેદ કરો. અત્યારથીજ જીવન પર્યંત તેમની સ્વાધીનતાનો લોપ કર-

વાની આજ્ઞા આપું છું. જાઓ મંત્રી! હમણાંજ મારી આજ્ઞાનું પાલન કરો. મંત્રી ધીરબુદ્ધિએ ચિંતાપૂર્ણ ચિત્તે રાજાની કઠિન આજ્ઞાનો વિચાર કરતાં કરતાં તે સ્થાનનો ત્યાગ કર્યો. અને તરતજ પૂર્વોક્ત વિશ્વાસુ સેનાપતિની દેખરેખ નીચે એક સો સૈનિકોને સોંપીને ચંદ્રગુપ્તને પકડી લાવવાની આજ્ઞા આપી. તેનું પરિણામ શું આવ્યું હતું, તેનો વૃત્તાંત પાઠકો પછીથી જાણી શકશે.

## પ્રકરણ ૯ મું

### પિશાચોનો પ્રપંચ

પ્રિય વાચક! આવો, હવે આપણે રાજકુમાર ચંદ્રગુપ્તનું અનુસરણ કરીએ. ચંદ્રગુપ્ત મગધેશ્વર મહારાજ ધનાનંદને ગંભીર ચિંતામાં નિમગ્ન થયેલા જોઇને તથા યોગ્ય અવસર સાધીને, તે સ્થાનનો ત્યાગ કરીને શાન્ત રીતે રાજમહાલયમાંથી બહાર ચાલ્યો આવ્યો. ત્યારે તેને બન્દી કરવાનો હુકમ બહાર પડ્યો નહોતો, તેથી ત્યાં આગળથી જતી વેળાએ તેને કોઇએ પણ અટકાવ્યો નહિ. પરંતુ પહેરેગિરોએ તેને જોઇને પોતાનાં શસ્ત્ર નમાવીને તેના ગૌરવમાં વૃદ્ધિ કરી–તેના નામનું જયોચ્ચારણ કર્યું. ખરા મધ્યાન્હે ચંદ્રગુપ્તે પોતાની પ્રિય જન્મભૂમિ પાટલીપુત્ર નગરનો ત્યાગ કર્યો.

ચંદ્રગુપ્ત રાજમહાલયમાંથી બહાર આવીને, શહેરના સરિયામ રસ્તાનો ત્યાગ કરીને એક સાંકડી ગલી દ્વારા નગરની બહારના એક ખૂલ્લા અને શૂન્ય માર્ગમાં આવી પહોંચ્યો. એ વિશાળ માર્ગના અંતિમ ભાગમાં સૂર્યના તાપનું વિરોધી એક ભીષણ શાલ વન આવેલું હતું. વિરાટ કાયાવાળા દૈત્યની પેઠે શાલવૃક્ષો પોતાની ગ્રીવાને ઉન્નત કરીને, ગગનની નીલિમાનો સ્પર્શ કરવાની ચેષ્ટા કરી રહ્યાં હતાં. સુવર્ણના જેવા ચળકતા પ્રદોષના પ્રકાશમાં પણ તે શાલવનમાં ભયંકર અંધકાર છવાઈ ગયો હતો.

તે વૃક્ષોથી ઘેરાયલા વનની, એક બાજૂએ કલકલનાદિની પવિત્રા જાન્હવી મહા શબ્દથી ગર્જના કરીને વહી રહી હતી. તેના ઉછળતા તરંગોના તાંડવ નૃત્યના રવથી, તે વનસ્થાન પણ ભયંકર શબ્દોથી નિનાદિત થઇ રહ્યું હતું. સંધ્યાના લાલ રંગે અદ્યાપિ પશ્ચિમ ગગનમાં પૂર્ણ લાલ રંગનો વિસ્તાર કર્યો નહોતો. અદ્યાપિ માર્તંડનાં કિરણોના

ભયથી અંધકાર રાશિ આમતેમ છુપાઇ રહ્યો હતો. ચંચળ તરંગોથી અસ્થિર થયેલા જાન્હવીના વક્ષપર અદ્યાપિ સૂર્યની રેખાઓ વિસ્તૃત થઇને, તેને લાલ રંગથી મંડિત કરી રહી હતી.

દિવસનું અવસાન થતી વેળાએ ખુલ્લા માર્ગનો ત્યાગ કરીને, તેણે એક ભયાનક જંગલમાં પ્રવેશ કર્યો. વનનાં અનેક સ્થાનો દુર્લંધ લતાઓ અને વૃક્ષોથી આચ્છાદિત થયેલાં હતાં. અને તેમાંના કેટલાંક તો વળી કંટકમય હતાં. તે કંટકોવાળી લતાઓ અને છોડવાઓને પદદલિત કરતો કરતો, ચંદ્રગુપ્ત ધીમે ધીમે આગળ વધવા લાગ્યો. અતિશય પરિશ્રમ વેઠવાને લીધે, તેનો બળિષ્ટ દેહ પરસેવાથી તરબોળ થઈ ગયો.

સમય કોઇને માટે પણ રાહ જોતો નથી. પળ, વિપળ, અનુપળ અને ક્ષણ આદિ સર્વ એક પછી એક, મહાકાળના વિરાટ ઉદરમાં ચાલ્યાં જાય છે, અને એને અનુસરીને લાલ રંગને ધારણ કરનારા પ્રદોષનું અવસાન થતાંની સાથેજ સન્ધ્યાએ આવીને પોતાનું સામ્રાજ્ય સ્થાપી દીધું. પ્રકૃતિનું વક્ષ ધીરેધીરે અંધકારમય થવા લાગ્યું. જેમ જેમ ચંદ્રગુપ્ત તે ઘોર અંધકારમાં આગળ વધતો હતો, તેમ તેમ તેની ભયંકરતા વધતી જતી હતી અને અવશિષ્ટ રહેલા કિંચિત્ પ્રકાશને જડમૂળથી કાઢી મૂકવાનો પ્રયત્ન કરી રહ્યો હતો.

આ પ્રમાણે કષ્ટ સહન કરતો કરતો તે કદિ પણ ન જોયેલા અજાણ્યા માર્ગ પર ચાલવા લાગ્યો. જે માર્ગ પર તે ચાલ્યો જતો હતો, તે માર્ગ તેનાથી તદ્દન અપરિચિત હતો એટલુંજ નહિ, પણ તે રાજમાર્ગના જેવો વિસ્તૃત અને સમકાળ નહોતો, પરંતુ તેની ચારે બાજૂએ દુર્લંધ કાંટાવાળાં વૃક્ષો અને વેલાઓ આવેલા હતા. તેથી કેટલેક દૂર ગયા પછી, તેને વિશ્રામ લેવો પડતો હતો. તે મનમાં ને મનમાં વિચાર કરતો હતો કે, શું આ અપરિચિત વનમાર્ગે આવવામાં મેં કાંઈ ખોટું કામ કર્યું છે? પરંતુ તે વખતે પાછા ફરવાનો કાંઇ ઉપાયજ નહોતો. તેથી એક વૃક્ષની નીચે બેસીને તે કેટલીક વાર પર્યન્ત વિશ્રામ કરવા લાગ્યો.

રજનીની ગંભીરતાની વૃદ્ધિની સાથેજ નાના પ્રકારનાં હિંસ્ર જંગલી પશુઓ પોતાનાં ગુપ્ત આશ્રય સ્થળેથી ભયંકર ચીત્કાર કરી રહ્યાં હતાં. ચંદ્રગુપ્તનું હૃદય ભયહીન હોવા છતાં પણ, તેથી કાંઇક ભયભીત થવા લાગ્યું. તેણે ચમકી જઇને પોતાની કમ્મર પર લટકાવેલી તલ્વારનો એકવાર સ્પર્શ કર્યો તથા પીઠપર લટકાવેલા બાણના ભાથા તરફ દૃષ્ટિપાત કર્યો.

તે મનમાં ને મનમાંજ વિચારી રહ્યો હતો કે;—"હાય! મારી અભાગિની જનની મને અત્યાર સુધી આવેલો ન જોઇને, કદાચિત્ અતિ દુઃખિત થઈ હશે. જે એક ક્ષણને માટે પણ મને પોતાની આંખોથી અળગો કરી શકતી નહોતી, તેનાથી જીંદગી પર્યંત મારે વિખુટા રહેવું પડશે. મગધાધિપ મૃત મહારાજ મહાપદ્મનંદનો ઔરસ પુત્ર હોવા છતાં, આજે મારે એક પશુની પેઠે વનેવન ભટકવું પડેછે! ધનાનંદ કદાચિત્ મારી ગેરહાજરીમાં મારી સ્નેહમયી જનનીને પણ પીડિત કરી રહ્યો હશે! અહા અત્યારે મારી કેવી વિચિત્ર દશા! જે ચંદ્રગુપ્તના નામથી શત્રુઓ થરથર કમ્પિ ઊઠતા હતા, તેજ ચંદ્રગુપ્તની અત્યારે આવી દુર્દશા! જે ચંદ્રગુપ્તની આજ્ઞાથી ધન, દોલત અને વિલાસવૈભવની વૃષ્ટિ થતી હતી, તેજ ચંદ્રગુપ્ત અત્યારે આવો માર્ગનો ભિખારી! અહા! કોઇક વિદ્વાને ખરૂંજ કહ્યું છે કે;–

"અજબ છે રંગ કુદરતના,
અજબ છે વિશ્વની રચના;
અજબ સંયોગ ભાવિના,
અજબ છે ઇશ્વરી ઘટના.
પ્રભાકરની જતાં જ્યોતિ,
નિશા આવી ખડી થાતી.
વિધાતાનાં વિધાનોની,
સફળતા સર્વદા થાતી."

હાય! વિધાતા! તેં આજે મારા રાજવૈભવને છીનવી લીધો છે અને મને માર્ગનો ભિખારી બનાવી દીધો છે! અહા! ભાગ્ય, કર્મફળ અને નિર્માણ! તમારી ત્રણેની શક્તિ અલૌકિક છે, અને એનું રહસ્ય જાણવું એ સામાન્ય માનવના સામર્થ્યથી બહારની વાત છે!"

"મારી ભાગ્યલિપિ કેવા ગંભીર રહસ્યવાળી છે? ગઈ રાત્રે તો હું દૂધના ફીણ જેવી શય્યામાં સૂતેલો હતો. મણિખચિત અને રત્ન, પ્રવાલ આદિ અમૂલ્ય પદાર્થોથી મંડિત થયેલા રાજમહાલયમાં અસંખ્ય દીપાવલીની ઉજ્જવલ શોભામાં, સુખની કલ્પનામાં નિમગ્ન થઇને શાન્તિથી રાત્રિને ગાળી રહ્યો હતો. સુંદરીઓ અને કિંકરીઓ, મારા શ્રમને અને તાપના સંતાપને દૂર કરવા માટે સુગંધ યુક્ત વ્યજન વતી વાયુ ઢોળી રહી હતી, અને અત્યારે મારી આવી વિષમ દશા! અત્યારે મારે માટે કંટકની શય્યા! સુંદરીઓના કોમળ સ્વરને બદલે પશુઓનો ભયંકર ચીત્કાર! હું મહારાજ મહાપદ્મનંદનો ઔરસપુત્ર—બીજો રાજ-

કુમાર હોવા છતાં, કંટકમય, ભયંકર જંગલમાં એક દીન ભિક્ષુકની માફક આજે આમ ભ્રમણ કરી રહ્યો છું! આ વૃક્ષ એજ શું મારો રાજમહાલય? તેની ઘનઘોર ઘટા એજ શું મારૂં શયનાગાર! આસપાસની વેલીઓ એજ શું મારી પરિચારિકાઓ! વૃક્ષનાં પત્રો એજ શું મારે માટે વ્યજન કરનારા અનુચરો? હાય! કેવું વિચિત્ર પરિવર્તન? અસંખ્ય ખદ્યોતમંડિત આ નિસ્તબ્ધ ઘન અંધકારમય પ્રકૃતિનો ખુલ્લો પટ એજ શું મારો આલોક રાજપ્રાસાદ?"

"વર્તમાન મગધરાજ ધનાનંદનું તો મેં કાંઈ અનિષ્ટ કર્યું નથી; ત્યારે તેઓ મારા ઊપર આવી રીતે ક્રોધાન્વિત શા માટે થયા? સ્વપ્નમાં પણ મેં જેનું બુરૂં ઇચ્છયું નથી, તેઓજ મારા શત્રુ શા માટે બન્યા? કદાપિ પણ તેમના અનિષ્ટની અથવા તો અમંગળની મેં કલ્પના પણ પણ કરી નથી, તો પછી વિના કારણ તેમણે મને દેશાન્તર દંડથી શા માટે દંડિત કર્યો? અક્ષૌહિણી સૈન્યના સેનાપતિ, સુવિસ્તૃત મગધરાજ્યના માલિક અને અખૂટ ધનના ઇશ્વિર, મહારાજ ધનાનંદની સાથે તો મેં કાંઇપણ શત્રુતા કરી નથી. હું તેની વિમાતાનો રાજકુમાર હોવા છતાં, તેમની આજ્ઞા ઊઠાવવામાં કદિપણ પાછો હટયો નથી. તેમની વિરૂદ્ધમાં મેં કદિપણ કોઈ કુડી કલ્પના કરી નથી. રાજકુમાર હોવા છતાં મેં રાજેશ્વર થવાની અદ્યાપિ ઇચ્છિા પણ કરી નથી. તેમણે પોતાની ઇચ્છિાપૂર્વક મને સેનાપતિના પદપર નિયુક્ત કરીને યુદ્ધમાં મોકલ્યો હતો અને તે યુદ્ધમાં વિજય પ્રાપ્તિ કરીને હું સર્વ જનોની આગળ સન્માનિત થયો છું, એજ શું મારો દોષ? રાજાની ઈર્ષા એજ શું મારા નાશનું કારણ?"

"લોકો મને ચાહે છે, કનિષ્ઠ રાજપુત્ર તરીકે યોગ્ય માન આપે રાજમાર્ગમાં ચાલતી વેળાએ મારા નામનું જયોચ્ચારણ કરે છે અને માનપૂર્વક મને માર્ગ ખુલ્લો કરી આપે છે, એમાં પણ શું મારોજ દોષ? ભગવાને મને આવો બળિષ્ટ દેહ, સુંદર કાન્તિ, ઉજ્જવલ રણવિજયતા, બાહુમાં તલ્વાર ચલાવવાની અસીમ શક્તિ આદિ સર્વ આપ્યાં છે; એને માટે પણ શું હુંજ અપરાધી? જો મારી એ લોકપ્રિયતાને લીધેજ હું ધનાનંદની દૃષ્ટિ આગળ વિરાગભાજન થઈ પડયો હોઉં, તો શું તે અપરાધ મારી ઇચ્છાનુસાર થયેલો ગણાય? રાજરાજેશ્વર સમ્રાટ્ હોવા છતાં, તેમણે મારા પર આવો અન્યાયી અત્યાચાર શા માટે ગુજાર્યો? પોતાના બંધુ પ્રેમને હૃદયમાં કેમ ન ધાર્યો?

દેશાન્તર થયેલો રાજકુમાર ચંદ્રગુપ્ત, આ સર્વ ગંભીર ચિન્તા-

એમાં નિમગ્ન થઇને ચાલ્યો જતો હતો. વાયુથી ઉદ્વિગ્ન થયેલા સમુદ્રમાં જેવી રીતે એકની પછી બીજો એક પહાડ જેવો તરંગ ઉછળી આવેછે અને પછી તે ભારે શબ્દથી કિનારાની ભૂમિ સાથે અથડાઇને, વાળુકારાશિમાં મળી જાયછે; તેવીજ રીતે ચંદ્રગુપ્તના ચિત્ત ક્ષેત્રમાં ઉદ્‌ભવેલા ચિન્તાના તરંગો તેના હૃદયને આકુળ વ્યાકુળ કરી રહ્યા હતા.

દિવસ અને રાત્રિ કોઇની પણ રાહ જોયા વિના પોત પોતાનું કાર્ય કર્યેજ જાય છે. અસંખ્ય દેશાધિપતિ, અસીમ પરાક્રમશાળી રાજમહાલયના નિવાસી સમ્રાટ્‌ને માટે અથવા તો પર્ણકુટીના નિવાસી દરિદ્રને માટે તે સમાન રીતેજ કાર્ય કર્યે જાયછે. જોત જોતાંમાં તે ભયંકર રજની વીતી ગઇ. હમેશાં સુખની શય્યામાં શયન કરનારાને, દૂધના ફીણ જેવી શય્યામાં શયન કરવા છતાં પણ નિદ્રા આધિન થતી ન હોતી, તેજ રાજકુમારે આવા દુર્ભેદ્ય વનમાં આવેલા વૃક્ષ તળે, આખી રાત વિતાડી દીધી.

પ્રભાત થવા છતાં પણ, તે વિશાળ, વનસ્પતિ વાળા જંગલમાંથી અંધકાર સંપૂર્ણ રીતે દૂર થયો નહોતો. પ્રભાતના શીતળ વાયુએ ત્યારે માત્ર વનસ્પતિનાં પત્રો અને શાખાઓને ડોલાવવાનો આરંભ કર્યો હતો. અદ્યાપિ સૂર્યનારાયણનાં ચળકતાં કિરણોએ પૂર્ણ પ્રકાશ ને ધારણ કરીને, વસુધાના વક્ષને સંપૂર્ણપણે સુવર્ણ મંડિત કર્યું નહોતું.

ચંદ્રગુપ્ત પોતાના આશ્રયસ્થાનનો ત્યાગ કરીને, ધીરે ધીરે પર્વતની કંદરા તરફ ચાલવા લાગ્યો. આજે બનેલા સર્વ બનાવો તેની દૃષ્ટિ આગળ એક પ્રકારની ભયંકરતાને દર્શાવવા લાગ્યા અને તેના મનમાં જાગ્રત સ્વપ્ન જેવા જણાવા લાગ્યા. એ ત્રણ દિવસ પહેલાં જેણે ઉત્સવના ધ્વનિથી ગુંજાયમાન થયેલા રાજમહાલયમાં, રાજપુત્રની પેઠે જીવન ગાળ્યું હતું તેજ આજે સંસારમાં નિરાધાર અને એકલો બની ગયો હતો. અને અત્યારે ભાગ્યના પરિવર્તનને લીધે વનવાસી થયો હતો! તેને આશ્રયનું સ્થાન રહ્યું નહોતું. અને તેનું જીવન કર્મહીન, આશાહીન અને સર્વ પ્રકારની આકાંક્ષાહીન બની ગયું હતું. વળી તે દિવસે તેને અન્ન મળશે કે કેમ એ પણ શંકાજ હતી. હાય! આ શું રાજપુત્રની આવી ભાગ્યલિપિ?

સ્હામેજ ઉંચા ઊંચા પર્વતોનાં હારબંધ શિખરો દેખાતાં હતાં, આ સર્વે શિખરો જોતાં જણાતું હતું કે, જાણે અસંખ્ય ભવ્ય કાયાવાળા ઐરાવતો હારબંધ ગોઠવાઇને આ સ્થળે શાન્તિપૂર્વક આરામ

કરી રહ્યા છે. ચંદ્રગુપ્તે મનમાંને મનમાંજ વિચાર્યું કે, "મારા જેવા અભાગિને છુપાઈ રહેવા માટે, આ સ્થળજ યોગ્ય છે. જે અજાણ્યાં પાપને લીધે આજે આવું શોચનીય પરિણામ આવ્યું છે, તેનું પ્રાયશ્ચિત આ નિર્જન વનપ્રવાસમાંજ કરવું પડશે. સમાજ સાથે અને સમાજના લોકો સાથે મારે અતિ અલ્પ સંબંધ રાખવો પડશે. જગતના સર્વ લોકો જાણશે, રાજધાનીના સર્વ લોકો જાણશે અને મગધેશ્વર મહારાજ ધનાનંદ પણ જાણશે કે, ચંદ્રગુપ્ત આ લોકમાંથી સદાને માટે વિલીન થયો છે–પરલોક વાસી થયો છે."

દુર્ભેદ્ય લતાઓ અને છોડવાઓને પદદલિત કરતો કરતો, ચંદ્રગુપ્ત તે ઉજ્જવલ પ્રભાતમાં સૂર્યનાં કિરણોથી આચ્છાદિત થયેલા અને મૃદુ મલય વાયુથી ઘેરાયલા કન્દરાના માર્ગપર ચાલવા લાગ્યો. તે આ પહેલાં કદિપણ આ માર્ગે આવ્યો નહોતો. તેથી અનુમાનથી સમજી શક્યો કે, આ પર્વતો મગધને અને સ્વાધીન પહાડી રાજ્યને વિભક્ત કરનારી સીમાના છે.

રાજકુમારે નિરાશ હૃદયે નિર્જન કંદરામાં પ્રવેશ કર્યો. ત્યાં આગળ તેણે જેયું કે, ચારે બાજુએ પ્રકૃતિ અનંત શોભામયી બની રહી છે. ચારે તરફ પાષાણોનું રાજ્ય વિસ્તરેલું છે. તે પાષાણોના વિશાળ વક્ષની આસપાસ લાંબી લાંબી વૃક્ષની હારો તથા લતા–વેલાઓ વિસ્તરેલા છે. કયાંક આંબાના વૃક્ષો તો ક્યાંક બિલ્વવૃક્ષો આવેલાં છે અને ક્યાંક વિશાળ શાલવૃક્ષો તથા દેવદારનાં વૃક્ષોનું સામ્રાજ્ય છવાએલું છે. કન્દરાના વક્ષને ભેદીને પહાડી નદીઓ કલકલ નાદ કરતી વહી રહી છે. તેનો મધુર કલનાદ, જાણે લજ્જાશીલા કુળલલનાઓના અસ્ફુટ સંગીત ધ્વનિના જેવો મર્મસ્પર્શી હતો.

કન્દરાના એક અતિ ગંભીર વિભાગમાં પ્રવેશ કરીને ચંદ્રગુપ્ત એક છાયા વાળા વૃક્ષનીચે આવેલા પાષાણનું આસન કરાને પોતાના ભાગ્યની ચિન્તામાં નિમગ્ન થયો અને કેટલીક વાર પછી ભવિષ્યની ચિન્તા કરવા લાગ્યો.

પછીથી પોતાના મન સાથેજ કહેવા લાગ્યો કે;–"અહા ! પ્રકૃતિદેવી! શું તારૂં અપૂર્વ સૌંદર્ય ! આ દીન શિશુને પરિશ્રમથી મુક્ત કરવા માટે તે કેવાં મનોહર સાધનો તૈયાર રાખ્યાં છે. અહા શી સુંદરતા! શી મધુરતા!—

"ધાટી ઘટા આ વૃક્ષની વનભાગમાં શોભે અતી,
કલ્લોલ કરતાં પક્ષીઓ, મન સાંભળી લોભે અવિ;

કોઈ સ્થળે કલનાદિની, સરિતા વહંતી જાય છે,
શીતળ પવનની મંદ લહરી, સુખદ કેવી વાય છે.
કોઈ સ્થળે નાચી મયૂરો મંજૂ કેકારવ કરે,
કોઇ સ્થળે વળી કોકિલા મૃદુ ગાનથી મનડું હરે;
વિચરે મૃગો સ્વાધીનતાથી ખેલ નાના ખેલતા,
કાન્તાર ક્રીડાના ચમત્કારો સુધારસ રેલતા."

"માતા પ્રકૃતિ! તું દયાળુ છે. દીન જનોને આશ્વાસન આપનારી દયાવતી દેવી છે. તારી રચના અગમ્ય છે. તું તારા બાળકોને તૃપ્ત કરવા માટે સર્વ સાધનો તૈયારજ રાખેછે, પરંતુ હાય! હતભાગિ માનવ તારા તે ગુપ્ત રહસ્યને જાણી શકતાજ નથી. તારી સુધાધારાનો ત્યાગ કરીને અમે હતભાગિઓ વિષપાન તરફજ લલચાઇએ છીએ. માતા! તું પણ મારા દુઃખની સંગિની છે," એમ કહ્યા પછી તે ત્યાંથી ઉઠીને ધીમે ધીમે આગળ ચાલવા લાગ્યો.

ચંદ્રગુપ્ત આ પ્રમાણે વિચાર કરી રહ્યો હતો, ત્યારે મધ્યાન્હ સૂર્ય ગગન પટની મધ્ય સીમામાં આવી પહોંચ્યો હતો. અને પોતાની પ્રખર કિરણમાળા દ્વારા વૃક્ષનાં શિખરોપર અગ્નિ સ્ફુલિંગ વર્ષાવી રહ્યો હતો. ચંદ્રગુપ્ત પણ માર્ગના શ્રમથી અતિ કલાંત અને દુઃખિત થઇ ગયો હતો. તૃષાથી તેનો કંઠ સૂકાઈ જતો હતો. માર્ગમાં આ પહેલાં એક નાના નદી જોઇ હતી, તે પણ અત્યારે ઘણીજ દૂર રહી ગઈ હતી. પર્વતપર ચઢવાની તેનામાં શક્તિ રહી નહોતી છતાં પણ તરસને છિપાવવા માટે તે પુનઃ નદીના શોધ માટે ચાલી નીકળ્યો. પરંતુ કેટલીક વાર પર્યન્ત આમ તેમ અથડાવા છતાં, પણ નદીનો પતો મેળવી શક્યો નહિ. તે એક તરંગિણીનું અતિ મૃદુ કલસંગીત સાંભળતો હતો પરંતુ અનેક સ્થળે ભટકવા છતાં તેનો ક્યાંય પતો મળ્યો નહિ. ચંદ્રગુપ્ત અતિશય તૃષાતુર થઇને મનમાંને મનમાં વિચારવા લાગ્યો કે;–"હાય! કેવી વિષમ વિડંબના! જેના ભાગ્ય પ્રતિકુળ થાય છે, તેના પ્રત્યે કરૂણામયી પ્રકૃતિ રાણી પણ નિષ્ઠુર બની જાય છે? જે સ્નેહમયી પ્રકૃતિના વક્ષપર મનુષ્ય જીંદગી પર્યન્ત લાલિત પાલિત થાય છે, તે મમતામયી માતા પણ આજે મગધાધિપ નંદની પેઠે મારા પ્રત્યે નિષ્ઠુર બની ગઈ! જેનું થોડીવાર પહેલાંજ સ્તવન કર્યું હતું જેની પ્રશંસા કરી હતી, તે માયાળુ દેવી પણ મારી ભાગ્ય પ્રતિકૂળતાને લીધે પિશાચિકાના સ્વરૂપમાં બદલાઈ ગઈ! અહા! મારાં દુર્ભાગ્યને લીધેજ આ કરૂણામયી પ્રકૃતિના પટપર રહેવા છતાં, આવું કષ્ટ સહન કરૂં છું. તૃષા

મારા પ્રાણને પીડિ રહી છે. નદીનો મૃદુ કલનાદ મને શ્રુતિગોચર થાય છે, તથાપિ સહસ્ત્ર ઉપાય કરવા છતાં હું તેનો કાંઇ પતો મેળવી શકતો નથી. જે વનસ્પતિ સમુહ સર્વદા પોતાનાં સુમિષ્ટ ફળદ્વારા વાચાહીન પક્ષિઓની ક્ષુધાનું નિવારણ કરે છે, તેજ આજે ફળદ્રુપ પ્રકૃતિ મારા ભાગ્યની પ્રતિકૂળતાને લીધે નિષ્ફળા બની ગઈ છે.

ચંદ્રગુપ્ત નિરાશ ચિત્તે તે સ્થાનનો ત્યાગ કરીને આગળ ચાલવા લાગ્યો. એવામાં સ્હામેજ એક નાની લતાથી આચ્છાદિત થયેલું એક સ્થળ જણાયું. તે લતા વિનાતમાં એક વિશાળ પાષાણ શિલા પડેલી હતી. તેના પર માર્ગના થાકથી થાકેલા, તૃષાની તીવ્ર પીડાથી પીડિત થયેલા અને ચિન્તાની જ્વાળાથી દગ્ધ થયેલા રાજકુમાર ચંદ્રગુપ્તે શયન કર્યું. અતિ કલાંત થઇ જવાથી તેને જરા નિદ્રા આવી. પરંતુ તે વધારેવાર તે નિદ્રા–સુખને ભોગવી શક્યો નહિ. સૂતેલો સિંહ, ગુપ્ત રીતે શિકારીના ઝેરીલા અસ્ત્રથી ઘાયલ થવાથી જેવી રીતે અચાનક આર્તનાદ કરી ઊઠે છે, તેવીજ રીતે ચંદ્રગુપ્ત પણ કોઇએ છુપી રીતે ફેંકેલા બાણથી ઘાયલ થઇને તેવોજ ભયંકર ચીત્કાર કરી ઊઠયો. તેણે વિસ્મય સહિત જોયું કે, તેના વિશાળ સ્કંધ પ્રદેશ પર કોઇએ અંતરિક્ષથી ફેંકેલું એક બાણ ચોંટેલું છે. અને તેમાંથી લોહીની ધારા વહી રહી છે. ચંદ્રગુપ્ત તે પાષાણ શિલાપરથી ઊઠીને ઘવાયલા વાઘની પેઠે તે કંદરામાં આમતેમ ભમવા લાગ્યો. ભાથામાંથી તીર કાઢીને, પોતાના અંતરિક્ષ શત્રુનો પતો મેળવવા માટે ચારે બાજૂએ શર સંધાન કરવા લાગ્યો. વારંવાર બૂમો પાડીને કહેવા લાગ્યો કે;–“ઓ વિશ્વાસઘાતક શત્રુઓ ! આવો, મારી સન્મુખ આવો અને તમારી વીરતાનો પરિચય કરાવો અથવા તો મત્યુને માટે તૈયાર થાઓ.” પરંતુ ત્યાં આગળ કોઇ પણ જણાયું નહિ.

પરંતુ તેની વેદના ધીમે ધીમે વધવા લાગી. ચંદ્રગુપ્તે ધાર્યું કે; તેના અંગમાં વાગેલું તીર વિષથી મંડિત થયેલું હતું. તેના રક્તપ્રવાહમાં તે વિષયની ક્રિયા ઉપસ્થિત થઇ છે. વિરાટ બળશાળી વિશાળ દેહ જાણે એક ક્ષુદ્ર તૃણના સમાન હળવો બની ગયો છે. ચંદ્રગુપ્તે બળપૂર્વક તે વિષાક્ત શરને પોતાના ખભાના મૂળમાંથી ખેંચી કાઢયું. અને તે નીકળતાંની સાથેજ તે સ્થળે તે વજ્રથી આહત થયેલા વિશાળ વૃક્ષની પેઠે મૂર્ચ્છિત થઇને ઢળી પડ્યો.

તેને જમીનપર પડતો જોઇને, આઠ માગધી સૈનિકો, વનના ગુપ્ત ભાગમાંથી આવીને તેની સન્મુખ ઉભા રહ્યા. તેમાંનો જે એક મુખ્ય

સૈનિક હતો, તેણે ગંભીર સ્વરે પોતાની સાથેના અન્ય સૈનિકોને આજ્ઞા આપી કે;—"વ્હાલા વીર યોદ્ધાઓ ! સમ્રાટ્‌ની આજ્ઞાનું પાલન કરવામાં આપણે જે સફળતા મેળવી છે, તેનું પ્રમાણ આ જમીનપર પડેલો પ્રચંડ દેહજ છે! આપણા જે ઝેરીલા બાણથી રાજકુમારનો સ્કંધ દેશ વિંધાઈ ગયો છે, તેનાથીજ તેમનું મૃત્યુ થશે. છતાં હજી તેમના જીવનનો અંત આવવામાં કાંઇક વિલંબ છે માટે તમે ખૂબ સાવચેતીથી તેને આ કંદરામાંથી નીચે લઈ આવો અને પર્વત નીચે તમો તમારા અશ્વોને રાખી આવ્યા છો, તેજ અશ્વપર તેને ઉપાડીને સંધ્યા પહેલાં પાટલીપુત્રમાં પહોંચાડી દ્યો. પછીથી મંત્રી ધીરબુદ્ધિને આ અર્દ્ધમૃત દેહ ઉપહાર આપવાની વિશેષ ચેષ્ટા કરજો. હું તમારી પાછળજ ચાલ્યો આવું છું."

## પ્રકરણ ૧૦ મું

## અબળાની અપૂર્વ ઉદારતા

મનુષ્ય ઘણીવાર અનેક કાર્યોને અતિ સહજમાં સિદ્ધ કરી શકાશે એમ ધારી લે છે; પરંતુ કાળનું ચક્ર સર્વદા તેનાથી વિરુદ્ધ કાર્યજ કરતું રહેછે અને તેથી મનુષ્યે ધારેલું સહજ કાર્ય ઘણુંજ મુશ્કેલી ભરેલું થઈ પડેછે. મનુષ્ય ધારેછે કાંઈ અને કાળનું ચક્ર કરેછે કાંઈ. જગતનાં સારાં નરસાં સર્વ કાર્યો શક્તિમય વિધાતા અથવા કર્મ ફળની પ્રેરણાથીજ બની શકેછે એ કર્મફળનું ઉલ્લંઘન કરવાની શકિત કોઈ પણ મનુષ્યમાં હોવી અસંભવિત છે. અને એજ સૂત્રના આધારે ચંદ્રગુપ્ત જેવા વીર પુરુષની દશા પણ તેથી વિપરીત થઈ શકી નહિ.

ત્યારે તેના સમસ્ત શરીરમાં વિષ ફેલાવા લાગ્યું હતું. તેને વાગેલા બાણનું મુખ ખરેખર તીવ્ર હળાહળયુકત હતું. શરીરની સર્વ શિરાઓમાં તે પ્રાણહારક વિષે વ્યાપ્ત થઇને, તેના દેહને ધીમે ધીમે ક્રિયાહીન અને શક્તિહીન કરવાનો આરંભ કરી દીધો હતો, ચંદ્રગુપ્તે ઉપરાઉપરિ એ ત્રણ બાણ ફેંક્યાં હતાં પરંતુ તે નિશાન વગરનાં હોવાથી, ગુપ્ત શત્રુઓનું કાંઈ અનિષ્ટ થયુ નહોતું. તે ત્રણ તીરમાંનું એક તીર એક વૃક્ષ સાથે અથડાઇને ચ્હોંટી રહ્યું હતું. બીજા એકે એક નિર્દોષ મૃગશિશુને વિંધી નાંખ્યું હતું અને ત્રીજું એક પર્વતના કઠિન પાષાણ સાથે અથડાવાથી ચૂર્ણ વિચૂર્ણ થઇ ગયું હતું અને તેની સાથેજ ચંદ્રગુપ્ત પણ મૂર્છિત થઈ પડયો હતો.

કેટલીકવાર પછી ચંદ્રગુપ્તને પકડવા આવેલા એક સૈનિકે કહ્યું કે;–"હવે શા માટે ખોટી થાવ છો, આપણું કાર્ય સફળ થયું છે, માટે એને લઇને ચાલો, ચાલતા થઇએ."

બીજો એક સૈનિક બોલી ઊઠયો કે;– હજી જરા વાટ જુઓ. રાજકુમારની આ બળવતી કાયામાં ઝેરને પૂરી રીતે પ્રસરવા ઘો, જો તેમ થયાં પહેલાં આપણે એમને લઈ જઇશું તો કદાચિત્ કાંઇક સંકટ આવી પડશે અને જો એમને ચૈતન્ય હશે, તો કોઇકિનું જીવન પણ જવાનો પ્રસંગ આવી લાગશે. માટે, જરા વાર થોભો."

ત્રીજા એક પુરુષે પોતાનો અભિપ્રાય દર્શાવીને કહેવા માંડયું કે;– મહારાજાની આજ્ઞા તથા સેનાપતિની ઇચ્છા એવી છે કે, તેમને જીવીત અવસ્થામાંજ નળાન્દાના કારાગૃહમાં પહોંચાડી દેવા અને જો આપણાથી તેમ બની શકશે તો મહારાજા ધનાનંદ પુષ્કળ ધન આપીને આપણને સંતુષ્ટ કરશે."

તે પિશાચોના પરામર્શનો અદ્યાપિ એક નિર્ણય થયો નહોતો એવામાં અચાનક પર્વતની કંદરામાંના એક ગુપ્ત ભાગમાંથી ફેંકેલા બે તીરોએ આવીને પહેલાં તથા બીજા સૈનિકનાં હૃદયને વિંધી નાંખ્યાં અને ક્ષણ માત્રમાં તેઓ ધરણીપર ઢળી પડયા.

બીજા બે જણાઓ આ બનાવથી અતિ વિસ્મિત થઇને, ચારે બાજૂએ જોવા લાગ્યા કે, આ તીર ક્યાંથી આવ્યાં? પરંતુ તેઓ હજી તેનો વિચાર નહિ કરી શક્યા હોય, એવામાં તો આઠ દસ પહાડી સૈનિકોએ આવીને તેને કેદ કરી લીધા.

ત્યાર પછી વળી બીજો એક અદ્‌ભુત બનાવ બન્યો! એક વિદ્યુત-વર્ણી, પરમ રૂપવતી ષોડશીએ સહસા ત્યાં આગળ આવીને પહાડી લોકોને આજ્ઞા આપી કે;–"તમે લોકો આ વીર પુરુષને સત્વર રત્ન-સાગર નામક મહાલયમાં લઈ જાઓ, જે ઓરડામાં હું શયન કરું છું, તે ઓરડામાંજ તેને રાખી આવો અને આ બે નર ઘાતક પશુવત્ પુરુષોને તરતજ કેદ કરીને આજ રાતને માટે તેમને રાજધાનીના કારા-ગારમાં રાખી આવો. સ્હવારમાં મહારાજ પોતે તેમનો યોગ્ય ઇન્સાફ કરશે.

પોતાની સ્વામિનિની આજ્ઞા મળતાંની સાથેજ તે પહાડી સેનામાંના ચાર ભીમ દર્શન, કૃપાણપાણિ પુરુષો ચંદ્રગુપ્તના મૂર્છિત દેહને પોતાના હાથમાં ધારણ કરીને પહાડપર ચઢવા લાગ્યા અને બીજા ચાર સૈનિ-કોએ, તે બન્ને માગધી સિપાહીઓને બન્દીવાન કરીને કઠોર પહેરામાં રાંખીને તે સ્થાનનો ત્યાગ કર્યો.

ત્યાર પછી તે ષોડષી લલના, પોતાના બાણુને ભાથામાં મૂકીને બોલવા લાગી કે;—"ભગવાન મહાકાળે આજે તેની રક્ષા કરી છે. હવે હું સમજી શકીછું કે, મારાં છોડેલાં બન્ને તીરોથીજ, આ બન્ને હતભાગિઓ નિહત થયા છે. બસ, હું એ નીચ નરાધમોના પાપિષ્ટ દેહોથી કાગડા, કૂતરાં, શૃગાલ અને ગીધ આદિ ક્ષુધાર્ત્ત પ્રાણીઓની ક્ષુધાનું નિવારણ કરાવીશ. આ પકડાયલા બન્ને સૈનિકો તેના પોશાક પરથી મગધ દેશના નિવાસી હોય તેમ જણાય છે. પરંતુ એ નીચ માગધી સૈનિકો મારા શાન્તિમય રાજ્યમાં આવો અનર્થ મચાવવા માટે શી રીતે અને કયાંથી આવ્યા? ત્યારે શું મગધ સમ્રાટ્ ધનાનંદ પુનઃ આ રાજ્યપર આક્રમણ કરવાની ચેષ્ટા કરી રહ્યો છે? ગમે તેમ હો, પણ આ રહસ્યનું મારે યોગ્ય નિરાકરણ કરવુંજ પડશે."

"એ તેજસ્વી ચહેરા વાળો પુરુષ કોણ હશે? તેને તો મેં કદી પણ જોયેલ નથી. આવું સુંદર રૂપ તો આ પહેલાં મારી દૃષ્ટિ આગળ દેખાયું નથી. તેને એક ક્ષણમાત્ર જોવા છતાં, મારૂં ચિરશાન્ત હૃદય, આ પ્રમાણે ચંચળ કેમ બની ગયું? ભગવાન મહાકાળના મનમાં કોણ જાણે શું હશે! અહા! કાંઇજ જણાતું નથી? તે ગમે તે હોય, પણ તેની સૌમ્યકાન્તિ, ગૌરવર્ણ, મજબુત બાંધો અને સુંદર શરીર આદિ સર્વે સ્પષ્ટ કહી દે છે કે, તે અવસ્ય કોઈ ઉચ્ચ કુળનો પ્રતાપી પુરુષછે. શત્રુઓએ મારેલા ઝેરી તીરથી વિદ્ધ થવાને લીધેજ અત્યારે તેની આવી અવસ્થા થયેલી છે! એ વિષને ઉતારવાની અનેક વિદ્યાઓ હું સારી રીતે જાણુંછું માટે હુંજ તેને બચાવીશ અને પછીથી તેના મુખેથીજ બધો વૃત્તાંત સાંભળીશ કે, ચિરશાન્તિમય પર્વતરાજ્યના ચિરશત્રુ, માગધી સૈનિકોએ શા ઉદ્દેશથી આ પહાડી રાજ્યમાં પ્રવેશ કર્યો હતો."

આમ કહીને તે ષોડશીએ, તે સ્થળનો ત્યાગ કર્યો. કેટલેક દૂર ગયા પછી ચંદ્રગુપ્તે પોતાના શત્રુઓએ જે તીર તેના ખભાપર માર્યું હતું અને તેણે તેને ખેંચીને ફેંકી દીધું હતું તે તેના હાથમાં આવ્યું. અને પછી તેની બરાબર રીતે પરીક્ષા કરીને જોવા માંડયું તો ખરેખર તે વિષાકતજ નીકળ્યું. તેથી તેણે તે કન્દરામાં વિશેષ સમય નષ્ટ કરવા કરતાં ઘાયલ પુરુષની સુશ્રૂષા કરવાના કાર્યને પોતાનું પ્રથમ કર્તવ્ય ધારીને તરતજ તે સ્થળનો ત્યાગ કરીને પોતાના રાજમહાલય તરફ પ્રયાણ કર્યું.

પર્વતનો સમસ્ત પ્રદેશ તેનાથી પરિચિતજ હતો અને એક ટુંકા માર્ગ દ્વારા સત્વર રાજમહાલય પાસે પહોંચી શકાતું હતું, તે માર્ગ

તરફજ તેણે ચાલવા માંડયું. આ સમયે તેની કમળના જેવી કોમળ કાન્તિએ, સૂર્યના તાપને લીધે રક્તભાવને ધારણ કર્યો તથા તેનો ગંડ દેશ અને કપોલ ભાગ સ્વેદ જળથી પ્લાવિત થવા લાગ્યો.

એ પર્વતની બાજૂની એક કન્દારમાં તેનો એક નાનો રાજમહાલય આવેલો હતો. તે રાજમહાલયની પાસેના એક મનોહર પુષ્પોદ્યાનના પ્રવેશદ્વાર આગળ તે રમણી આવી પહોંચી આ સમયે એક યુવકે હાસ્યયુક્ત વદને તેને સ્નેહમય સ્વરથી સંબોધીને કહ્યું કે;–"બહેન! ક્યાં ગયાં હતાં? આવા સખ્ત તાપમાં મૃગયા કરવા તો નહોતાં ગયાં ને?"

"ના, ભાઇ! હું હવે મૃગયા કરવા માટે જતીજ નથી. વનમાં સ્વાધીનતાથી વિચરતાં નિર્દોષ પશુઓને શસ્ત્ર દ્વારા છેદી નાખવાં, તેમનો વિના વાંકે વધ કરવો એ મને કોઇપણ પ્રકારે પસંદ નથી. આપણા સાધારણ મનોરંજનની ખાતર બિચારાં નિરઅપરાધી પ્રાણીઓનાં વક્ષઃ સ્થળને વિંધી નાખવાં, એને હું હવે મહા પાતક ગણુંછું. ઈશ્વરે આપેલી તેમની સ્વાધીનતાનો લોપ કરવો, એ મને સર્વથા અનુચિત ભાસેછે. હું તો માત્ર તમારા રાજ્યની શોભાનું નિરીક્ષણ કરવા, તમારા રાજ્યની અતિ દરિદ્ર પહાડી પ્રજાની સેવા પરિચર્યા કરવા,માટેજ તે પહાડી પ્રદેશમાં જાઉછું જેમને તમે જોઈ શકતા નથી તેમની હું માતાસ્વરૂપે કન્યાસ્વરૂપે, ભગિની રૂપે અને હિતાકાંક્ષિણી રૂપે પરિચર્યા કરૂંછું–સેવા કરૂંછું. બન્ધુ! હજી સૂધી મેં કદી હરિણને મારૂં તીવ્ર બાણ દ્વારા માર્યું છે, ખરૂં કે? નહિ, એવાં સ્વાભાવિકજ પ્રેમ ઉપજાવનારાં પશુઓને મારી નાખવાં, એ જગત્કર્ત્તાના શાન્તિમય રાજ્યમાં ઉત્પાત મચાવવા સમાન છે તથાપિ વરાહ, વાઘ્ર, સિંહ આદિ હિંસક પ્રાણીઓ, જ્યારે તમારી કોઈ સાધનહીન પ્રજાના અરક્ષિત ગ્રામમાં પ્રવેશ કરીને ઉત્પાતનો આરંભ કરેછે, ત્યારે હું તેમનો શિકાર કરવાના ઇરાદાથી તે ગામડાઓમાં જાઉછું પણ ખરી. પરંતુ તે વેળાએ પણ હું તેમને જીવિતાવસ્થામાંજ પકડવાની ચેષ્ટા કરૂં છું, અને તેમ છતાં ન પકડાય તો છેવટે લાચારીથી મૃત્યુવશ કરીને પ્રજાના સંરક્ષણનું દ્વાર ખુલ્લું મૂકી દઉછું." તે રમણીએ નિર્ભતાપૂર્વક ઉત્તર આપ્યું.

તે યુવકે સ્નેહપૂર્ણ સ્વરે કહ્યું કે;—"મંદાકિની! તું કોણ છે, તે મારાથી જાણી શકાતું નથી. તું સ્વર્ગની પવિત્ર મંદાકિની આ મર્ત્ય લોકપર માનવ દેહ ધારીને મંદકિનીના ઉપનામથી પુનઃ આવિર્ભૂત થઈ છે. તારા સત્કર્મ રૂપી પ્રવાહમાં મારા રાજ્યનાં સર્વ પાપોને તાણી જવા માટેજ તેં આ રાજમહાલયમાં જન્મ ધારણ કર્યો છે. મારા

રાજ્યની અધમતાનો ઉચ્છેદ કરવા માટેજ વિધાતાએ તને મારી સહો-દરા બનાવી છે; ધન્ય છે મન્દા! તારા આવા અલ્પ આયુષ્યમાં તેં એક મહાન યોગી પણ ન કરી શકે, તેવાં સુકૃત્યો કરીને તારો સાચો પરિચય આપ્યો છે. ખરેખર તું આ મૃત્યુલોકના માનવીઓના જીવનની જ્વાળાનું નિવારણ કરવા માટેજ આ સંસારમાં પ્રકટ થઈ છે. હશે બ્હેન, તું અત્યારે બહુજ થાકેલી જણાય છે, માટે જરા વિશ્રામ કર."

આ સાંભળીને તે તન્વંગી કિશોરી બોલી ઊઠી કે;—" બન્ધુ! સત્કર્મ, સદ્વ્યવહાર અને પ્રાણી માત્ર તરફનો સમાન પ્રેમ એજ મનુ-ષ્યના જીવનને ઉન્નત બનાવનારાં છે. ઇશ્વર પણ એથીજ પ્રસન્ન થાય છે, ઇશ્વરની રચના અગમ્ય છે, આપ જરા વિચાર કરી જુઓ કે, જેણે આવાં અનંત બ્રહ્માંડો ઉત્પન્ન કર્યાં છે અને આપણા જેવા અસં-ખ્ય કોટિ માનવોને, પશુઓને અને પ્રાણીઓને પેદા કરીને તેમનું પોષણ કરવાના માર્ગો પણ યોજી રાખ્યા છે. આપણા સુખનાં અનેક સાધનો એકત્ર કર્યાં છે, આપણે માટે અનેક પદાર્થોની સૃષ્ટિ રચી છે, તે પરમ પિતાના શોક—તાપ અને પરિતાપ વિહીન શાંતિના સામ્રાજ્યમાં વ્યર્થ જીવહિંસા, દુરાચાર અને અધમતાનો પ્રચાર કરવો, એનું નામજ ભયં-કર અન્યાય છે, અને અન્યાયનું પરિણામ મનુષ્યને અવશ્ય ભોગવવુંજ પડે છે. તો પછી તેવાં પીડાજનક કાર્ય ન કરતાં હું દીનહીન અને કંગાલ દેશવાસીઓની સેવા કરૂંછું—પરિચર્યા કરૂંછું, એ શું કોઇ પણ પ્રકારે નિંદ્ય છે ખરૂં કે? નહિ—કદિ નહિ. આપ આ રાજ્યના માલિક છો અને હું આપની સહોદરા છું, તેથી આપના રાજ્યના દુઃખિતોની સેવા કરવી એજ મારૂં કર્તવ્ય છે. અને એ કર્તવ્યનું હું પાલન કરૂં છું.

"ભગિની! તમારૂં કહેવું યથાર્થ છે, માનવ માત્રને તમારા કાર્યનું અનુકરણ કરવું ગ્રહણીય છે. પરંતુ હવે તમે જરા વિશ્રામ લ્યો, કારણ કે આજે તમે થાકથી અત્યંત ક્લાંત બની ગયાં હો, તેમ તમારી સુખમુદ્રા કહી આપે છે."

તે સુંદરીએ ઉત્તર આપ્યું કે;—"વિશ્રામ કરતાં પહેલાં મારે તમને કેટલીક વાર્તાઓ કહેવાની છે, જો આપની આજ્ઞા હોય, તો કહી સંભળાવું."

"કયી વાર્ત્તા?"

"તમારા રાજ્યમાં શત્રુઓએ પ્રવેશ કર્યો છે!"

"આ વિશ્વમાં મારો તો કોઈ શત્રુ છેજ નહિ, તો પછી મને શો ભય છે, વારૂ?"

"ભાઇ! જગતમાં શત્રુવિહીન કોણ છે? તમારો એક શત્રુ અ-

ધાપિ આ વિશ્વમાં અસ્તિત્વ ધરાવેછે, અને તમારા નાશના પ્રયત્નો કરાવેછે? શું હજી તમને પૂર્વેની ઘટનાઓનું સ્મરણ નથી થતું કે?"

"કયી ઘટના! કોણ શત્રુ?"

"કેમ ભાઈ, તદ્દન ભૂલીજ ગયા કે! મહારાજ નંદના સાર્વભૌમત્વનો અસ્વીકાર કરીને, તમે એક દિવસ તેનું અપમાન કર્યું હતું, તે વાર્તાને શું છેકજ વિસરી ગયા છો?" મન્દાકિનીએ પૂર્વેની સ્મૃતિ કરાવી આપી.

"નહિ—નહિ. પહાડી લોકો કદાપિ પણ તેમની સ્વાધીનતાનો તો સ્વીકાર નહિ કરે, નંદના ભયથી લેશ પણ નહિ ડરે. અત્યાર સૂધી આપણા પૂર્વ પુરુષો મગધના રાજવંશની સાથે મિત્ર તરીકે કાર્ય કરતા આવ્યા છે, તો પછી હું તેમના દાસત્વનો શા માટે સ્વીકાર કરૂં? હું આ જન્મમાં તો કદાપિ પણ તેમ નહિજ કરી શકું!"

"તે ખરૂં, પરંતુ મહારાજ નંદની ક્રુર પ્રકૃતિને તો આપ જાણો જ છો ને!"

"હા, હું સારી રીતે જાણું છું, પરંતુ મને તેનો બિલ્કુલ ભય નથી."

"પરંતુ, હમણાં તે ભયનું કારણ ઉપસ્થિત થયું છે."

"તમે તે શી રીતે જાણ્યું?"

"આપણી આ શાન્તિમય કન્દરાઓમાં માગધી જાસૂસોએ પ્રવેશ કર્યો હતો અને તેમની સંખ્યા ચાર જન ની હતી. પર્વતક સેનાપતિના સહાયતાથી મેં તેમને બન્દીવાન કર્યા છે તથા બીજા બે જણને મેં મારા તીરથી ઘાયલ કર્યા છે."

"મન્દાકિની! તમે તે ઘણુંજ સારૂં કર્યું છે. મારી ભગિનીને શોભે તેવુંજ કાર્ય કરી બતાવ્યું છે. પરંતુ તમે જેમને બન્દીવાન કર્યા છે, તેઓ ક્યાં આગળ છે વારૂ?"

"તેમને ક્યારનાય કારાગૃહમાં મોકલાવી દીધા છે. કાલે સ્હવારમાં તમે તે પાપત્માઓનો પૂર્ણ ઈન્સાફ કરજો."

આ પ્રમાણે વાર્તાલાપ કર્યા પછી મન્દાકિનીએ તે દિવસે બનેલી ઘટનાઓ પોતાના જ્યેષ્ટભ્રાતાને કહી સંભળાવીને એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો.

મન્દાકિનીના મોટા ભાઈનું નામ સમરકેતુ હતું. તે પોતેજ આ પહાડી રાજ્યનો સ્વતંત્ર સ્વામી હતો. એ રાજ્ય નિત્યને માટે સ્વાધીનંજ હતું. હજી સૂધી પરતંત્રતાની બેડીમાં જકડાયું નહોતું. પોતાની ભગિનીના મુખેથી તે ઘાયલ યુવકના સંબંધમાં સઘળી વાર્તા સાંભળીને સમરકેતુ તેને મળવા માટે ઘણોજ ઉત્સુક બની ગયો. તેણે

ઉત્સુકતા સહિત પ્રશ્ન પૂછ્યો કે;—"બ્હેન ! તે ઘાયલ પુરુષ ક્યાં આગળ છે વારૂ ? તેની સેવા સુશ્રૂષા માટે તમે કાંઇ બંદોબસ્ત કર્યો છે, ખરો કે ?"

"હા, ભાઈ! મેં સર્વ બંદોબસ્ત કરી દીધો છે. તેમને તમારા આગમન પૂર્વેજ મારા ઓરડામાં મોકલી આપ્યા છે. ચાલો, આપણે બન્ને તેમને જોઈ આવીએ. તે વિષાક્ત શરથી ઘાયલ થઇને તેઓ મૂર્છિત બની ગયા હતા, પરંતુ અત્યારે કદાચિત્ કાંઇક ચૈતન્ય આવ્યું હશે. મેં મારા અનુચરોને પ્રથમથીજ તેમને માટે યોગ્ય ઔષધ લાવવાની સૂચના આપી દીધી છે, તેઓ પણ હવે આવી પહોંચ્યા હશે. માટે, ચાલો આપણે સત્વર જઇને તેમની ઘટતી સંભાળ લઇએ." માયાળુ મન્દાકિનીએ ચંદ્રગુપ્ત પાસે જવાની જિજ્ઞાસા દર્શાવી.

તરતજ તે ભાઇબ્હેન બન્નેએ તે ન્હાનકડા રાજમહાલયના સમીપમાં આવેલા એક સાધારણ ગૃહમાં પ્રવેશ કર્યો.

આ સમયે ત્યાં આગળ વિશ્વાસુ વૃદ્ધ અનુચર પર્વતકે, આવીને તે ઘાયલ યુવકની સેવા સુશ્રૂષા માટે સઘળો બંદોબસ્ત કરી રાખ્યો હતો. તે સમરકેતુના પિતાના સમયનો એક અતિ વિશ્વાસપાત્ર સેનાપતિ હતો. તેણેજ રાજપુત્ર સમરકેતુ અને રાજકન્યા મન્દાકિનીને પોતાની ગોદમાં ઊછેરીને મોટાં કર્યાં હતાં અને તેથી અત્યારના રાજકાર્યમાં તેનું કર્યું કારવ્યું થઈ શકતું હતું, તથા તેના સ્વભાવના ગુણોથી સર્વજનો તેનો ભય રાખતા અને ભક્તિપૂર્વક સન્માન આપતા હતા.

સમરકેતુએ આવીને જોયું કે, એક સૌમ્યમૂર્ત્તિ, અદ્વિતીય શક્તિશાળી પુરુષ, તે ઓરડામાંની શ્વેત શય્યામાં સૂતેલો છે. તેનાં ઉભય નેત્રો બંધ છે. ઘાયલ સ્થળે પ્રથમથીજ લેપ મારી દેવામાં આવ્યો હતો, તેથી તેમાંથી વ્હેતું લોહી બંધ થઈ ગયું હતું અને દુધના ફીણ જેવી સુકોમળ શય્યા, જાણે તેના રૂપની પ્રભાથી ઉજ્જ્વલિત થઇ રહી હતી.

શય્યા પાસે આવ્યા પછી સમરકેતુ એક પ્રકારે સ્તંભિત બની ગયો અને મનમાંજ કહેવા લાગ્યો કે;—"અરે ! આ મૂર્ત્તિ તો મારી પરિચિત છે ! આ તો મગધ દેશનો રાજકુમાર ચંદ્રગુપ્ત છે ! પણ ચંદ્રગુપ્ત અહીં ક્યાંથી ? મારા શાન્તિમય રાજ્યમાં તેને આવી નિષ્ઠુર રીતે કોણે ઘાયલ કર્યા ? મારા પ્રિય સખાની આવી વિષમ દશા કયા પાષાણહૃદયી પિશાચોએ કરી ? અવશ્ય હું મારા બંધુ પર આવો જુલ્મ ગુજારનારા હત્યારાઓ પાસેથી તેમના વૈરનો પ્રતિશોધ લઇશ."

કેટલીકવાર વિચાર કર્યા પછી સમરકેતુના સમજવામાં આવ્યું

કે "આ કાર્ય અવશ્ય ચંદ્રગુપ્ત ગુપ્ત શત્રુનુજ હોવું જોઇયે કારણ કે તેની વારતા, પ્રજાપ્રીતિ, અને પ્રતિભાશાળી પ્રતિમાને જોતાં કોઈ મહત્વાકાંક્ષીને ઈર્ષા થાય એ સ્વાભાવિક છે પરંતુ એ શત્રુ નાનો સૂનો નહિ કિંતુ મહા બળવાન હોવો જોઇએ. અને કદાચિત્ મગધનો મહારાજા ધનાનંદ પોતે પણ એનું આ પ્રમાણે કાસળ કઢાવી નાખવાને તૈયાર થયો હોય, તો તે સંભવિત છે. કારણ કે, ચંદ્રગુપ્તના માનની, મહત્તાની અને પરાક્રમની વાર્તાઓથી તેનું હૃદય કમ્પિ ઊઠે છે, તેનાં પ્રમાણો પણ મને અનેકવાર મળી ચૂક્યાં છે; માટે અવશ્ય ધનાનંદ મહારાજજ તેનો શત્રુ છે. અને તેણેજ નિર્દોષ ચંદ્રગુપ્તને આ પ્રમાણે મારી નાખવાનો પ્રયત્ન કરેલો છે."

ત્યાર પછી તે મનમાંને મનમાં વિચારવા લાગ્યો કે;–" મગધરાજ નંદની સાથે હું મિત્રતાના સંબંધથી જોડાયલો છું તેથી જો ચંદ્રગુપ્તને આશ્રય આપીને મેં તેના જીવનની રક્ષા કરી છે, પરિચર્યા દ્વારા, તેની રુગ્ણતાને દૂર કરી છે એ વાર્ત્તા કદાચિત્ પ્રકાશિત થશે, તો ભયંકર વિપદ આવી પડશે, પરંતુ ફિકર નહિ. હું ક્ષત્રિય છું. અદ્યાપિ મારા હૃદયમાં ક્ષાત્ર બળનો, ક્ષાત્ર રક્તનો પ્રવાહ ઉછળી રહ્યો છે. મારી ભુજાઓમાંથી ક્ષાત્ર તેજનો નાશ થયો નથી. અતિથિના સત્કાર માટે કદાચિત્ મારે મારા ક્ષુદ્ર રાજ્યનું, મારા નશ્વર દેહનું અને મારા જીવન સર્વસ્વનું બળિદાન આપવું પડે, તો પણ ચિન્તા નથી. પીડિત, અને નિરાશ્રિતને આશ્રયદાન આપવું એજ ક્ષત્રિય વીરોનો શ્રેષ્ટ ધર્મ છે, પ્રથમ કર્મ છે. ધનાનંદ જેવા હજારો શત્રુઓ કેમ નથી થતા, મારા આ રાજ્યનો આ ક્ષણેજ ધ્વંસ કેમ નથી થતો, પરંતુ મારી ભગિની મન્દાકિનીએ જે વિપદગ્રસ્ત પુરુષને આશ્રયદાન આપ્યું છે, તેનો તો મારાથી કદિપણ ત્યાગ કરી શકાશે નહિ, ક્ષત્રિયોના ધર્મને જીવન પર્યંત તજાશે નહિ. હું મરીશ, મારા સૈનિકો મરવા દઇશ અને રાજ્યની સત્તાને પણ હવામાં ઉડવા દઇશ; પરંતુ ક્ષાત્ર કર્મ, ક્ષાત્ર ધર્મ અને મારા વચનને નહિજ ત્યાગું."

કેટલાંક કારણોને લીધે તેણે મન્દાકિનીને ચંદ્રગુપ્તનો ખરો પરિચય આપવાનું અયોગ્ય ધારીને મૌનવ્રતનુંજ અવલંબન કર્યું તેને આ પ્રમાણે ચિન્તાતુર જોઇને ભગવતી મન્દાકિની આશ્ચર્ય સહિત બોલી કે;–"ભાઇ કેમ કાંઈ બોલતા નથી? આપનું ચિત્ત અત્યારે કયી ગહન ચિંતામાં ગુંથાયુ છે, કેમ આપ આમ મૌન ઉભા રહ્યા છો?

પર્વતરાજ સમરકેતુએ ઉદાસ મુખે ઉત્તર આપ્યું કે;–" બ્હેન!

હું કાંઈ પણ વિચાર કરતો નથી. પણ જોઉછું કે, આ યુવકને ઘણો ભયંકર જખ્મ થયો છે. તેમને જે તીર વાગ્યું છે, તે અવશ્ય ઝેર પાએલુંજ છે. તેથી તેમના જીવનના સંબંધમાં ઘણોજ ભય રહેછે, તથાપિ આપણા રાજવૈદ્ય વિષની ચિકિત્સમાં અતિ પ્રવીણ છે, અને તમે પણ પરહિત વ્રતધારિણી દેવી છો; એટલે રોગીની સુશ્રૂષામાં કોઇપણ પ્રકારની ખામી આવશે નહિ, એવો મારો દૃઢ વિશ્વાસ છે. અત્યારે તો તે સર્વનો મંગળકર મહાકાળના ઉપરજ આધાર રાખું છું."

મન્દાકિનીએ કહ્યું કે;–"ભાઈ! ખરી રીતે તીર ઝેર પાયેલું છે કે કેમ, તેની આપ પરીક્ષા કરશો ખરા કે?"

મન્દાએ કન્દરામાં મળેલા તે તીરને પોતાના ભાથામાં રાખ્યું હતું. તેમાંથી તરતજ તે કાઢીને સમરકેતુને બતાવ્યું. સમરકેતુએ લક્ષપૂર્વક તેનું અવલોકન કરીને કહ્યું કે;–"ખરેખર આ વિષ પાયેલુંજ છે, એમાં જરા પણ શંકા નથી. મન્દા બહેન! જાઓ, તમે મહાકાળની સર્વ પૂજા સામગ્રી લઇને તથા સ્નાનાદિ કૃત્યથી નિવૃત થઇને અહીં આવો; તમારા આવતાં સુધી હું પોતેજ આ ઘાયલ પુરુષની પરિચર્યા કરૂંછું."

મન્દાકિની કાંઈ પણ બોલ્યા વિના તરતજ તે ઓરડામાંથી ચાલી ગઈ. સમરકેતુ રોગીની શય્યા પાસે બેસીને, કેટલીકવાર પર્યંત તે તીરને તાકી તાકીને જોવા લાગ્યો, અને ત્યાર પછી તેને એક ગુપ્ત સ્થળે સંતાડીને, રોગીને પોતાના હાથ વડે વાયુ ઢોળવા લાગ્યો. કારણ કે, રોગી અચેતન અવસ્થામાં હોવા છતા પણ, પોતાને થતી વેદનાને લીધે આમ તેમ સવળાટ કરી રહ્યો હતો અને પરસેવાથી તેનું મુખમંડળ તરબોળ થઈ રહ્યું હતું.

અર્ધાક કલાક પછી મન્દા પૂજાનો સામાન લઇને આવી પહોંચી અને ઉત્સુકતાથી પૂછવા લાગી કે;—ભાઇ! તમે અત્યાર સુધી રોગીની પાસે બેસીને તેના શરીરને બરાબર તપાસી જોયુ છે. એ ઉપરથી એની અવસ્થાના વિષયમાં તમારાથી શું અનુમાન કરી શકાય છે?

"અત્યારની સ્થિતિ જોતાં, ભવિષ્યમાં તેમનો રોગ નષ્ટ થવાની સંપૂર્ણ સંભાવના રહેતી નથી. મેં તેમને બે ત્રણ વાર તેના ગાલ પર મૃદુ સ્પર્શ કરીને બોલાવ્યા હતા, પરંતુ તેમના તરફથી હજી સુધી કાંઈ ઉત્તર મળ્યું નથી. ઝેર પ્રસરવાથી અત્યારે તેઓ તદ્દન બેભાન બની ગયા છે. માટે તમે અહિં બેસો, હું હમણાંજ રાજવૈદ્યને મોકલી આપુંછું. તેઓ આવીને જે પ્રમાણે વ્યવસ્થા કરવાનું કહેશે, તે પ્રમાણે આપણે કરવું પડશે."

એમ કહીને સમરકેતુ તે ઓરડાનો ત્યાગ કરીને ચાલ્યો ગયો. મન્દાકિની સ્નેહમયી ભગિનીની પેઠે, કાંઈ પણ લજ્જા કે સંકોચ રાખ્યા વિના, જખ્મી પુરુષની શય્યા પાસે બેસી ગઈ, અને પ્રથમ ચોપડેલો લેપ સૂકાઈ ગયો હતો, તેને એક પ્રવીણ ચિકિત્સકની પેઠે ઉખેડી નાખીને પુનઃ તે સ્થળે નવો લેપ લગાડયો.

કોણ જાણે કેવા ગુપ્ત કારણને લીધે, પ્રથમ દર્શન થતાંની સાથે જ જાણે મંદાના મનમાં તો તે ઘાયલ, નિરાશ્રય અને આફતમાં આવી પડેલા મુસાફરપર એક પ્રકારની કરૂણાનો આવિર્ભાવ થઇ આવ્યો. તેના હૃદય પ્રદેશની પ્રત્યેક ગુપ્ત ગુહાઓમાંથી મૃદુ પ્રતિધ્વનિ સંભળાવા લાગ્યો કે;–"મન્દા! તું ચિરકાળથી દરિદ્રીઓની અને દુઃખિયાંઓની સેવા કરતી આવી છે, પરંતુ આ પુરુષને જો બચાવી શકાશ તો તને અનંત પુણ્યની પ્રાપ્તિ થશે."

વિવેકના તે અસ્ફુટ અને મૃદુ સંકેતે, મંદાના મનમાંથી સમસ્ત સંકોચનો લોપ કરી દીધો. રોગીની અવસ્થા પણ ધીમે ધીમે સંકટની સન્ધિમાં આવવા લાગી. તે વખતે તેનાં ચક્ષુઓ ઉઘડેલાં અને અતિશય લાલ બનેલાં હતાં. તેના હોઠ પણ થરથર કંપિ રહ્યા હતા અને તેનો સમગ્ર દેહ પણ વારંવાર ચમકી ઉઠતો હતો. તે ઉપરાંત તેણે વ્યર્થ બકબકાટ પણ આરંભી દીધો હતો. મંદાએ બે ત્રણવાર તેના બકબકાટને સમજવાની ચેષ્ટા કરી પરંતુ કાંઇ સમજી શકી નહિ.

રોગીની ભયંકર સ્થિતિ જોઇને તેણે તરતજ રાજવૈદ્યને બોલાવવા માટે એક અનુચરને મોકલી આપ્યો. રાજવૈદ્ય તે મહાલયમાંજ રહેતા હતા અને તેઓ સ્વર્ગીય રાજાના સમયના જુના અને અનુભવી પુરુષ હતા. તેમજ અંતઃપુરમાં પણ તેઓ કોઇપણ પ્રકારની બાધા વિના પ્રવેશ કરી શકતા હતા. તેઓ મન્દાના આહ્વાનથી તરતજ આવીને રોગીની શય્યા પાસે ઊભા રહ્યા અને કેટલીકવાર પર્યંત રોગીની નાડીને પોતાના હાથમાં લઇને પરીક્ષા કરવા માંડી. ચિકિત્સામાં તેઓ પ્રવીણ અને અદ્વિતીય પંડિત હતા. અસંખ્ય વનૌષધિ તેમનાથી પરિચિત હતી પ્રત્યેક રાજા, રાજકુમાર અથવા તો કોઇપણ સેનાપતિ યુદ્ધમાં ભયંકર રીતે ઘાયલ થયા હતા, તેઓ સર્વના પ્રાણ તેમણેજ બચાવ્યા હતા તેથી લોકો તેમને સાક્ષાત્ ધન્વંતરીના નામથીજ ઓળખતા હતા.

પરંતુ એજ સાક્ષાત્ ધન્વંતરી જેવા રાજવૈદ્ય ક્ષેત્રપાળે, રોગીની નાડીની સ્થિતિ જોઇને પોતાનુ મુખ મરડી લીધું. તેમના મુખપર ગંભીર નિરાશાની છાયા છવાઈ ગઈ. ચતુરા મન્દાએ તેમના તે ભાવને જાણી

લીધો. તેથી આગ્રહ સહિત બોલી ઊઠી કે;–"વૈદ્યરાજ! આપને રોગીના સંબંધમાં શું જણાય છે વારૂ?"

"મન્દા બ્હેન! ખરે ખરૂં જ કહી દઉંને?"

"મહારાજ આપ તો કદિ જુઠું બોલતાજ નથી ને!

"હું ખરૂં જ કહીશ, પરંતુ અહીં નહિં, પણ યોગ્ય સ્થળે કહી બતાવીશ. અમે લોકો ચિકિત્સક છીએ તેથી જ્યાં આગળ સ્નેહનું બંધન અતિ દૃઢ હોય, અથવા તો જીવન મરણનો સંધિકાળ હોય, ત્યાં આગળ ક્યારેક ક્યારેક જુઠું પણ બોલીએ છીએ. રોગીના જીવનની આશંકા હોવા છતાં પણ, અમે લોકો કહીએ છીએ કે, "કાંઈ ભય જેવું નથી!" પણ અમારા આ શબ્દો તદ્દન મિથ્યા હોતા નથી, પરંતુ એક પ્રકારનું આશ્વાસનજ છે. જો તમારે સત્ય વાર્ત્તા સાંભળવી હોય તો પ્રથમ તમારા કરૂણાયુક્ત કોમળ હૃદયને દૃઢ કરો. મને સ્પષ્ટ જણાય છે કે, આ રોગીનું જીવન અનેક યત્ન કરવા છતાં બચાવી શકાશે નહિ."

"કેમ, મહાશય? આપ આમ શા માટે બોલો છો?" મન્દાકિનીએ જરા ભયભીત થઇને પૂછ્યું.

"મહાકાળની એવીજ ઇચ્છાછે! તેનો સમય પૂર્ણ થવા આવ્યો છે. વૈદ્ય લોકો ઓષધદ્વારા રોગીને અલ્પ સમયને માટે ચૈતન્ય આપી શકેછે એ ખરૂં, પરંતુ જીવન આપવું અથવા તો તેનાં દુ:ખનું નિવારણ કરવું, એ સત્તા તો સર્વ વ્યાપક—સચરાચર પરમાત્માના હાથમાંજ છે. મનુષ્યની સત્તા, મનુષ્યના યત્નો, ઈશ્વરી સત્તાની આગળ કાંઈ પણ કરી શકતા નથી, માટે મન્દા બ્હેન! હવે આ યુવકના જીવનસૂત્રનો આધાર તે પરમ કૃપાળુ પરમાત્મા પરજ રાખી દેવો યોગ્ય છે. ભગવાન મહાકાળ તેનું રક્ષણ કરશે, તોજ તે જીવી શકશે, નહિ તો આપણા યત્નો કાંઈ પણ કરી શકે તેમ નથી." વૈદ્યરાજે સ્પષ્ટ રીતે પોતાના નિરાશાસૂચક શબ્દોને વ્યક્ત કરી દીધા.

"મહાશય! ત્યારે શું હવે કોઇ પણ ઉપાયજ બાકી રહ્યો નથી? શું આપની અભિજ્ઞતાનો અવધિજ આવી પહોંચ્યો છે?" મન્દાકિનીએ ઉદ્વિગ્ન ચિત્તે પૂછી જોયું.

"હા, તેમજ થયું છે. એના શરીરમાં જે વિષ વ્યાપ્યું હતું, તે હવે પૂર્ણ રીતે પ્રસરી ગયું છે. અને તેના પરિણામે ઘોર વિકાર થઈ ગયો છે. હવે મારી ઔષધિ કાંઇ પણ કાર્ય કરી શકે, તેમ લાગતું નથી." વૈદ્યરાજે પોતાની નિરાશાનો અવધિ કરી બતાવ્યો.

"પરંતુ વૈદ્યરાજ! એ વિકારનું શું કાંઈ ઔષધજ નથી?" મ-

ન્દાએ ઉત્સુક્તાને વધારીને વારંવાર પૂછવાનો પ્રયત્ન જારી રાખ્યો.

"હા છે ખરૂં. પરંતુ તે ઓષધ તીવ્ર હલાહલ સિવાય બીજું કંઈજ નથી." વૈદ્યરાજે ઉત્તર આપ્યું.

"ભલે તે હલાહલ હોય, પરંતુ જો આ યુવકના જીવનની રક્ષા થતી હોય તો, તેનો ઉપયોગ કરવામાં કાંઇ હરકત નથી. આપણા એ પરમાર્થી કાર્યમાં ભગવાન મહાકાળ અવશ્ય સહાયતા કરશેજ." મન્દાકિનીએ અશાન્તિ વત્ ચિત્તે આ શબ્દો ઉચ્ચાર્યા.

મન્દા વિશેષ કાંઇ બોલી શકી નહિ. તેનાં ઇન્દીવર જેવાં નેત્રોમાં આંસુના બિન્દુઓ દેખાવા લાગ્યાં. મન્દાની આંખોમાં આંસુ આવેલાં જોઇને વૈદ્યરાજ બોલી ઊઠયા કે;—"બ્હેન! તમે માનવી નહિ પણ શાપભ્રષ્ટા માનવદેહધારિણી ભગવતી દેવી છો! પરોપકારની પ્રતિમા છો! જ્યારે તમે પોતેજ આ યુવકની સેવા-સુશ્રૂષા કરો છો, ત્યારે યમનું પણ સામર્થ્ય નથી કે, આ યુવકને સ્પર્શ પણ કરી શકે! હું પોતે આશા હીન થવા છતાં પણ, તમારી વાર્ત્તાપર વિશ્વાસ રાખીને આ પુરુષને તે અંતિમ ઓષધજ આપું છું. આ મારો છેલ્લોજ યત્ન છે. આ ઔષધ ખવડાવ્યા પછી, રોગી ચોવીસ કલાક સુધી ઝેરના ઘેનમાં ઘેરાઇને અજ્ઞાન રહેશે. એની એવી વિષમ સ્થિતિ જોઇને તમે જરા પણ ભય પામશો નહિ, બકબકાટ થઈ આવશે, તો પણ ફિકર કરશો નહિ અને ચોવીસ કલાક વીતી ગયા પછી, જો એ આંખો ઉઘાડે અને પુનઃ પ્રથમના જેવી સ્થિતિમાં આવી જાય, તો એમજ જાણજો કે, સ્વયં મહાકાળ પણ એને નષ્ટ કરી શકશે નહિ."

આમ કહીને વૈદ્યરાજે સરસવની એક ન્હાની શીશી બહાર કાઢીને તેમાંથી પ્રમાણસર ઔષધિ એક પત્થર પર વાટી અને પછી થોડુંક ચોક્ખું જળ તેમાં મેળવીને તે ઔષધ રોગીના મુખમાં રેડી દીધું.

ત્યાર પછી તેઓ ધીરજથી કહેવા લાગ્યા કે;—"હું હમણાંજ એક પ્રકારનું ઉત્તેજક પાણી આ રોગીને પાવા માટે મોકલી આપું છું. તે પાણી એની જીવન શક્તિનો ક્ષય થવા દેશે નહિ. તે મૃતસંજીવની સુધાનુંજ દર અર્ધા અર્ધા કલાકે એને પાન કરાવતા રહેજો."

મન્દાએ તેજ ક્ષણથી રોગીની સેવામાં પોતાનું આત્મસમર્પણ કર્યું. તે આહારનિદ્રાનો ત્યાગ કરીને તેની સુશ્રૂષા કરવા લાગી. આ સમયે રોગીની સ્થિતિ ઘણીજ ભયંકર હતી. તે તદ્દન નિર્વાક અને ચેતનહીન બની ગયો હતો. ક્યારેક ક્યારેક તે બકબકાટ પણ કરી રહ્યો હતો. તે બકબકાટમાં માત્ર બે ચાર અસ્પષ્ટ શબ્દો સંભળાતા હતા કે;—"મા- મુરા—નંદ—પ્રતિશોધ—ચન્દ્રગુપ્ત!"

મન્દાએ તેની સંબંધ વગરની પ્રલાપવાણી સાંભળીને મનમાં ને મનમાંજ વિચાર્યું કે;—"આ યુવક તો મગધનો રાજવંશી કુમાર ચંદ્રગુપ્ત તો નહિ હોય?" કારણ કે, આ પહેલાં તેણે સાંભળ્યું હતું કે;—"પ્રજાવર્ગ અને સર્વસાધારણ જનો ચંદ્રગુપ્ત પ્રત્યે અતિ અનુરાગ દર્શાવે છે:અને મહારાજ ધનનંદ તરફ તેઓ વિરક્ત બની ગયા છે. તેથી કદાચિત્ રાજકુમાર ચંદ્રગુપ્ત આત્મરક્ષાને માટે છુપી રીતે રાજધાનીનો ત્યાગ કરીને તેનો આશ્રય લેવા સારૂ આ તરફ આવતો હશે, એવામાં માર્ગમાંજ ગુપ્ત શત્રુ દ્વારા આ પ્રમાણે ઘાયલ થયો છે.

મનમાં ને મનમાં આ પ્રમાણેનું આશ્ચર્ય ઉપજવાથી, મન્દા તરતજ, જ્યાં આગળ ચંદ્રગુપ્તની તલ્વાર રાખી આવી હતી, ત્યાં આગળ જઈ પહોંચી. અને પછી તે તલ્વારને પોતાના હાથમાં લઇને બરાબર રીતે જોવા માંડી તો, તેની એક મુઠના એક ભાગમાં ચંદ્રગુપ્તનું નામ સોનાના સૂક્ષ્મ અક્ષરોથી કોતરેલું જણાયું.

આશ્ચર્યની સાથે તેની કરુણાની ભાવના પણ વૃદ્ધિંગત થઈ ઉઠી. તેણે ચંદ્રગુપ્તના શૌર્યની, વીર્યની અને મહત્ત્વની વાર્ત્તા, અનેક વાર પોતાના જ્યેષ્ટ બંધુ પાસેથી સાંભળી હતી. તે પોતાના મનમાંને મનમાંજ તેના વીરોચિત ગુણોની પ્રશંસા પણ કર્યા કરતી હતી. મન્દાએ વિચાર્યુ કે, આ યુવકના જીવનની રક્ષા કરી શકવાથી અભાગિની મહારાણી મુરાદેવીના અલંકારના અમૂલ્ય રત્નની રક્ષા કરી શકાશે, તેની એકની એક આશાને ઉજ્જડ થતી અટકાવાશે.

રાજા સમરકેતુ અનેકવાર એ ઓરડામાં આવીને, મન્દાની તે સેવા સુશ્રૂષા જોઇને મનમાં ને મનમાં તેની યોગ્ય પ્રશંસા કરી ગયા હતા. તેણે પોતે પણ અનેકવાર રોગીની શય્યા પાસે બેસીને રોગીની સ્થિતિનું અવલોકન કર્યું હતું.

મન્દાની બે સહચરીઓ રાત્રિદિવસ તે ઓરડામાં હાજર રહેતી હતી. તેમાંની એકમધ્ય રાત્રિના સમયે બોલી ઉઠી કે;—"મન્દા બ્હેન! હવે આપ આપના શયનગૃહમાં જાઓ, કારણ આપને જરા વિશ્રામ લેવાની જરૂર છે. અમે બન્ને જણીઓ આ યુવકની યોગ્ય સેવા કરીશું."

મન્દાએ કહ્યું કે;—"એની સેવાનો ભાર બીજા કોઇના પર મૂકવાનો મારો ઈરાદો નથી અને આજે નિદ્રાએ પણ મારો ત્યાગ કર્યો તમે બન્ને સૂઇ જાઓ, જો કાંઈ કામ પડશે તો હું તમને બોલાવી લઈશ."

આ પ્રમાણે સમસ્ત રાત્રિ વ્યતીત કરી. સમય કોઇને માટે પણ રાહ જોતો નથી. દિવસનું આગમન થાય છે, એટલે રાત્રિ તેને પોતાના સ્થળે બેસાડીને, પોતે એક અજાણ્યા રાજ્યમાં ચાલી જાય છે. નક્ષત્ર-

માળાથી વિભૂષિત થયેલી, અંધકારમયી શર્વરીનું નિત્ય આગમન થાય છે અને પાછી પોતાનો સમય પૂર્ણ થતાં ઉજ્જવલ પ્રભાતને પોતાનું આધિપત્ય સોંપી દઈને કોઇક અપરિચિત રાજ્યમાં ચાલી જાય છે. અને એને અનુસરીને તે ઉદ્વેગ અને આકાંક્ષાયુક્ત રાત્રિ પણ વ્યતીત થઈ ગઈ.

રોગી યુવક ત્યારે ઘોર સુશ્રુપ્તિની શાન્તિ ભોગવી રહ્યો હતો. ઉષાની શીતળતામાં, તેનો તે ચંચળ ભાવ અને બકબકાટ પણ ચાલ્યો ગયો હતો. મન્દાકિની તે શીતળ વાયુવાળી ઉષાના આગમન પહેલાંજ, અલ્પ સમયમાં પ્રાતઃક્રિયા આદિ પૂર્ણ કરીને તથા દેવતાના ચરણોમાં પુષ્પાંજલિ અર્પણ કરીને પુનઃ રોગીની શય્યા પાસે આવી પહોંચી હતી.

વૈદ્યરાજ કહી ગયા હતા કે;—"રાત્રે રોગીનો જ્વર ચાલ્યો જવાની સંભવના છે, તેથી તે સમયે એક પ્રકારની પીડા પણ તેને થવા લાગશે. અને જો રાત્રે તાવથી પીડિત ન થતાં પ્રભાતસુધી તેને આરામ રહેશે, તો પછી કાંઇ વિશેષ ભય જેવું નથી."

મન્દાએ આખી રાત જાગ્રતાવસ્થામાંજ રોગીની શય્યા પાસે ગાળી હતી. એક ક્ષણને માટે પણ તેણે પોતાની આંખને બંધ થવા દીધી નહોતી. તે વિપદની રાત્રિને કોઈ પણ પ્રકારની અડચણ વિના વીતેલી જોઇને, તેના હૃદયમાં નવીન આશાનો ઉદય થયો. અને તેજ આશાના બળથી, તે પ્રભાતમાં શય્યાનો ત્યાગ કરીને રોગીના કલ્યાણાર્થે, દેવાલયમાં પ્રાર્થના કરવા ગઈ હતી.

મન્દાએ પાછી આવીને જોયું કે, રોગીના શરીર પર ધીમે ધીમે પરસેવો છૂટવા લાગ્યો છે. અને એ તાવના ચાલ્યા જવાનાં લક્ષણો છે. તેથી તરતજ તેણે વૈદ્યરાજને બોલાવી મંગાવ્યા. વૈદ્યરાજે કેટલીકવાર પર્યંત રોગીની નાડીપરીક્ષા કર્યા પછી કહ્યું કે;—"મન્દા બ્હેન! તમારો પરિશ્રમ સફળ થયો છે. હવે કાંઈ ભય જેવું રહ્યું નથી. ભગવાન મહાકાળની કૃપાથી અને તમારી સુશ્રુષાથી આ અભાગિ રોગીની આ જીવનયાત્રાનું રક્ષણ થયું છે. હું હમણાંજ પુનઃ એક પ્રકારનું ઉત્તેજક પાણી તૈયાર કરી આપું છું, તે પાણીનું આ યુવકને સેવન કરાવો. એથી અલ્પ સમયમાંજ તેને પૂરતું ચેતન આવી શકશે."

વૈદ્યરાજે પોતાના એક નાના ખલિતામાંથી કેટલીક જાતનાં ઓષધો બહાર કાઢીને તેનું પેષણ તથા મિશ્રણ કરી એક પ્રકારનું પાણી તૈયાર કરી આપ્યું. તરતજ રોગીને તે પાણી પીવડાવવામાં આવ્યું. ત્યાર પછી અર્ધાક કલાકે, રોગીને સંપૂર્ણ રીતે ચેતન પ્રાપ્ત થયું અને તેણે પોતાનાં ચક્ષુઓ ઊઘાડ્યાં.

# પ્રકરણ ૧૧ મું

## પરસ્પરનો પરિચય.

"હું અત્યારે ક્યાં છું."

"આપ નિરાપદ સ્થળેજ છો, ભય રાખવાનું કાંઈ કારણ નથી."

"આપ કોણ છો ?"

"આપને તે જણાવવાનો નિષેધ કરવામાં આવ્યો છે!"

"કોણે નિષેધ કર્યો છે?"

"વૈદ્યરાજે. વિશેષ વાર્ત્તાલાપ કરવાથી તેમજ કોઈ પણ પ્રકારની ચિન્તા કરવાથી આપના દેહની આ દુર્બળ અવસ્થામાં કદાચિત્ કાંઈ વિપદ આવી પડે, તેવી સંભવના રહે છે. અને એમ ધારીનેજ તેમણે નિષેધ કરેલો છે."

"તેમણે મને ક્યાં આગળ જોયો? અને હું અહિં શી રીતે આવી પહોંચ્યો, વારૂ?"

"આપ જંગલમાં બેભાન અવસ્થામાં પડેલા હતા, ત્યાંથી અમારા અનુચરો આપને અત્રે લઈ આવ્યા છે."

"તે માટે હું તમારો કૃતજ્ઞ છું. પરંતુ એ કૃતજ્ઞતા દર્શાવવાનો મને પ્રસંગ ન મળ્યો હોત, તોજ મારા ધારવા પ્રમાણે મારૂં કલ્યાણ થાત. મારા જેવા અભાગિના પક્ષમાં મૃત્યુ એજ વિશેષ શ્રેયસ્કર હતું. હાય! પરમાત્માએ મારા જેવા દુર્ભાગીને આ દુનિયામાં શા માટે જીવિત રાખ્યો, મૃત્યુના સન્ધિસ્થળમાં આવેલા અભાગિયાને શા માટે બચાવ્યો?"

"મૃત્યુ તો આ જગતમાં નિર્માયુંજ છે. તે સત્ય છે, ધ્રુવના જેવું અટલ અને અચલ છે! અને એજ મૃત્યુએજ આપને બળપૂર્વક આકર્ષ્યા હતા. પરંતુ રાજન્! આપના જેવા સાહસી વીરને પરાજિત ન કરી શકવાથી, જાણે વિફળ મનોરથ થઈને તે પાછું ફરી ગયું છે."

"મને ઘણીજ તૃષ્ણા વ્યાપી છે, માટે કોણ—આપ દયાવતી? મને જરાક શીતળ જળ આપવાની કૃપા કરશો કે?"

રાજકુમારી મન્દાકિની અને ચેતનાવસ્થામાં આવેલા રાજકુમાર ચંદ્રગુપ્તની વચ્ચે આ પ્રમાણે વાર્ત્તાલાપ ચાલતો હતો. મન્દાકિની અર્ધ અવગુંઠનથી પોતાનું મુખ ઢાંકીને, રાજકુમારના મસ્તક બણી બેઠી હતી. ચંદ્રગુપ્તના ખભાપર અદ્યાપિ દારુણ વેદના થતી હોવાથી તે ઓસીકા બણી નજર કરી શકતો નહોતો. તેનું શરીર તદ્દન અશક્ત બની ગયું

હતું. તેણે બે ત્રણ વાર તે તરફ જોવાનો યત્ન કર્યો હતો, પરંતુ તેમ કરવાથી તેની જખ્મી જગાએ તાણ લાગવાથી, તે છેક અશક્ત બની ગયો હતો. તેની સાથે જે વ્યક્તિ વાર્ત્તાલાપ કરી રહી હતી, તેનો કંઠ-સ્વર અતિ મધુર હતો. તેની સાથે જાણે વાસન્તી વીણાનો મૃદુ ઝંકાર મિશ્રિત થયેલો હતો. તે સ્વરમાં જાણે કરુણા, સહૃદયતા અને સહાનુભૂતિનો સમાવેશ થયો હોયની! એમ જણાઇ આવતું હતું.

મન્દાકિનીએ તરતજ વૈદ્યે બનાવી આપેલા ઉત્તેજક પાણીમાંથી થોડુંક પાણી લઇને ચંદ્રગુપ્તના મુખમાં રેડ્યું. રાજકુમારે દારુણ પિપાસાને લીધે તેનું પાન કર્યું. પાન કરતાંની સાથેજ તેના કંઠનો શોષ અને પિપાસા આદિનો અંત આવ્યો. આથી સહજ સ્વસ્થ થઇને રાજકુમારે હદ ઉપરાંત પ્રસન્ન થઇને પૂછ્યું કે;–"હું હવે કાંઇ પણ જાણવા માગતો નથી, પરંતુ કહો જોઇએ કે, આપે–દયાની મૂર્ત્તિમતી પ્રતિમાએ, આ અધમ પુરુષને માટે આટલાં બધાં કષ્ટનો સ્વીકાર શાં માટે કર્યો છે વારુ?"

મન્દાકિની આ પ્રશ્નનું શું ઉત્તર આપવું, તેનો વિચાર કરવા છતાં પણ દૃઢ નિશ્ચય કરી શકી નહિ. ત્યારે તે કંપીત સ્વરે કહેવા લાગી કે;–"હું–હું કોણ છું, એના પરિચયની અત્યારે આપને કાંઈ આવશ્યકતા નથી. હું તો માત્ર મારા કર્ત્તવ્યનું પાલનજ કરૂં છું. હાલ્ તુરતતો આપ મને આપની સેવિકાજ ધારી લેજો."

ચંદ્રગુપ્તને આપેલા ઔષધમાં એક પ્રકારનો ઉત્તેજક અને માદક પદાર્થ હતો. તે માદકની ક્રિયાશક્તિએ પીડિત રાજકુમારના મસ્તિષ્કમાં પોતાનું આધિપત્ય જમાવી લીધું અને તેથી ચંદ્રગુપ્ત ઘણાજ થોડા વખતમાં નિદ્રાવશ થઇ ગયો.

પરંતુ નિદ્રામાં પણ તેને શાન્તિ મળી નહિ. તે એક સ્વપ્ન જોવા લાગ્યો કે;–"એક ઉચ્ચ સ્થાન પરથી, દૈવની અવકૃપાને લીધે, તે જાણે એક વિશાળ સમુદ્રના ગર્ભમાં પડી ગયો છે, અને તેની ચારે બાજૂએ પહાડના જેવા ઉછળતા તરંગો આમ તેમ અથડાઈ રહ્યા છે. સમુદ્રનો સફેદ ફીણરાશિ તે તરંગોની સાથે અથડાઇને તેને તે અનંતના સ્રોત તરફ ખેંચી જાય છે. અત્યારે તેને એકપણ આશ્રયસ્થાન મળતું નથી, કાંઇપણ આધાર રહ્યો નથી. તે જાણે કમ્પિત બની ગયો છે અને તેના પ્રાણ પણ કંઠપર આવી પહોંચ્યા છે."

આ સમયે એક ન્હાની નૌકા, તે વાયુથી વ્યગ્ર બનેલા સમુદ્રના પટપર ઉછળતા તરંગો ઉપર દેખાવા લાગી. તે ક્ષુદ્ર નૌકા ચંચલ અને આમ તેમ અથડાતા તરંગોમાં પણ અવિકમ્પિત રહીને સ્થિર બનેલી

હતી, અને તે નૌકાની વાહિકા એક પરમા સુંદરી અથવા તો જ્યોતિર્મયી મૂર્ત્તિ હતી."

"ચંદ્રગુપ્ત તેને જોઇ તે તરંગવાળા સમુદ્રમાંથી ચીત્કાર કરીને બોલી ઊઠયો કે; "અરે ઓ દયાવતી દેવી! આ અધમના પર કરુણા કર. આ પ્રચંડ સલિલ પ્રવાહમાં ડૂબતા હતભાગિની બચાવી લે."

"તે રમણીએ તેની આ દુ:ખમય યાચના સાંભળી, કૃપાને આધીન બની જઇને તે યુવકને પોતાની નૌકામાં ખેંચી લીધો. અને પછીથી તે નૌકાને સમુદ્રના પ્રચંડ તરંગોનો ભેદ કરીને, ધીમે ધીમે આગળ ચલાવવા માંડી."

"આવી મહાન વિપદમાં અને જીવનમરણના સન્ધિકાળમાં, તેની કોણે રક્ષા કરી અથવા તો તેની ઉદ્ધારિણી કોણ છે, એ જાણવા માટે ચંદ્રગુપ્ત અનેક યત્નો કરવા લાગ્યો, પરંતુ તે સુંદરીનું મુખ સંપૂર્ણ રીતે અવગુંઠનથી આચ્છાદિત થયેલું હોવાથી, તેના તે યત્નો નિષ્ફળ થયા અને વાસના તૃપ્ત થઈ નહિ. તે વખતે ઉન્માદનું નૃત્ય કરનારા તરંગો તદ્દન શાન્ત બની ગયા હતા."

"એવામાં અચાનક એક ઝંઝાવત ઊઠી આવ્યો. પુન: સ્થિર સમુદ્રનું વક્ષ: અસંખ્ય ફીણવાળી તરંગમાળામાંથી પરિપૂર્ણ થઈ ગયું. તરંગોના તાંડવ નૃત્યને લીધે, જાણે તે ક્ષુદ્ર નૌકા ડૂબી જવાની તૈયારી પર આવી લાગી. પ્રબળ વાયુના વેગવડે તે સુંદરીના અવગુંઠનનો એક ભાગ જરા ઊડી ગયો, તેથી ચંદ્રગુપ્ત વિસ્મયસહિત જોવા લાગ્યો તે પોતાની જીવનરક્ષયિત્રી અતિ રૂપવતી અને અનુપમ લાવણ્યવતી છે. આવું રૂપ તેણે પ્રથમ કદી પણ જોયુંજ નહોતું. આવી ભુવનમોહિની પ્રતિમા કદાપિ તેને દૃષ્ટિગોચર થઇજ નહોતી. તેના જેવી સુકુમારી સુંદરીનો તેને સાક્ષાત્કારજ થયો નહોતો.

"લજ્જા અને સંકોચના યોગે તે સુંદરીએ પુન: અવગુંઠનથી પોતાના વદનને ઢાંકી દીધું. ચંદ્રગુપ્તના હૃદયપર તેના અતુલનીય રૂપની છબિ એક પ્રકારનો દાગ બેસાડી ગઈ. તે કોઈ પણ ઉપાયે પોતાના ચિત્તના આવેગને અટકાવી શકયો નહિ. વિપરીત વાસનાને આધીન થઇને તે આવેગપૂર્વક, તે રમણીને આલિંગન આપવા ગયો."

એ પાપનું ફળ તેને તરતજ મળી ગયું. તે નૌકા જાણે વારંવાર ઉછાળા મારીને અચાનક જળમાં ડૂબી ગઈ, અને તે સુંદરી પણ સહસા તે વાયુપીડિત વિશાળ વારિધિમાં અન્તર્દ્ધાન થઇ. ચંદ્રગુપ્ત પુન: આશ્રય અને આધારના અભાવે, સમુદ્રના જળમાં ડૂબવા લાગ્યો."

ત્યારે તેની ચારે બાજૂએ પ્રલયનો અંધકાર છવાઈ ગયો હતો. તે અંધકારમાં એક હાથ દૂર આવેલી વસ્તુ જોઈ શકવાનો પણ ઉપાય રહ્યો નહોતો. અને તે ઉપરાંત ચારે તરફ પ્રચંડ ઝંઝાવાત ઉછળી રહ્યો હતો. તે ઝંઝાવાતમાં, તેનો શ્વાસ બંધ થવાની તૈયારી કરવા લાગ્યો. તેથી ચંદ્રગુપ્ત ચીત્કાર કરીને બોલી ઉઠ્યો કે;–"દેવિ! દેવિ! મારા જેવા પાપિષ્ટના અપરાધની ક્ષમા કર. મને આ મૃત્યુમાંથી બચાવી લે."

મન્દાકિની તે પથારી પાસેજ બેઠી હતી. અને એક નજરે તે સ્વપ્નના ભયથી ભયભીત બનેલા રોગીના નેત્રવિકારને લક્ષ્યપૂર્વક જોઇ રહી હતી. સહસા ચંદ્રગુપ્તને ભીષણ ચીત્કાર કરતો જોઇને, તે વ્યાકુળતાથી તેની પથારી પાસે આવીને બોલી કે;–"આપને ભય રાખવાનું કાંઇપિણ પ્રયોજન નથી. આપ અત્યારે નિરાપદ સ્થાનેજ છો. ઇશ્વર આપને કોઇપિણ પ્રકારે દુઃખી થવા દેશે નહિ."

ચંદ્રગુપ્તની નિદ્રાનો ભંગ થયો. સુષુપ્તિના અવસાનની સાથે ને સાથેજ સ્વપ્નનું અન્ય દૃશ્ય તેની આંખો આગળથી સરી પડયું ખરૂં, પરંતુ તે ભયંકર સ્વપ્નની સ્મૃતિનો લોપ થયો નહિ.

મન્દાકિની પણ વ્યાકુળતાથી તેની શય્યા પાસે આવીને ઉભેલી હતી, તેથી તેનું મુખ અવગુંઠનથી આચ્છાદિત થયેલું નહોતું. ચંદ્રગુપ્ત તેનું ખુલ્લું મુખ જોઇને, તેને ઓળખી ગયો. તેણે વિસ્મય-સહિત જોયું કે, જે દેવીએ તેનો તે વાયુપીડિત સમુદ્રમાંથી ઉદ્ધાર કર્યો હતો, જેના પર કુવાસનાને આધીન થઇને પોતે અત્યાચાર કરવા ગયો હતો, તેજ પોતાની ઉદ્ધારકારિણી આકૃતિ, પોતાની શય્યા પાસે મન્દાના રૂપમાં આવીને ઉભેલી છે. મન્દાની મૂર્તિમાં કશોપણ તફા-વત નથી.

આ જોઇને ચંદ્રગુપ્ત વ્યાકુલતાથી બોલી ઊઠયો કે;–"શું સ્વપ્ન કદાપિ ખરૂં પડતું હશે ખરૂં કે, દેવિ! તમે કોણ છો? મને તમારો પરિચય આપો. હું તમારો મહાન અપરાધી છું. મારા અપરાધની ક્ષમા આપો."

મન્દાએ જાણ્યું કે, યુવરાજ સ્વપ્ન જોઇને આ પ્રમાણે વ્યાકુળ બની ગયો છે. તેથી શાંત સ્વરે કહ્યું કે–"કુમાર! સ્વપ્ન કદીપણ ખરૂં પડતુંજ નથી. આપ શા માટે વ્યર્થ ચંચળ થાઓ છો? આપે મારો કાંઈ પણ અપરાધ કર્યોજ નથી. આપ તદ્દન નિર્દોષ છો. તેથી હું શી રીતે ક્ષમા કરી શકું વારૂ?"

ચંદ્રગુપ્તે પોતાના ડાબા હાથથી આંખનાં આંસૂ લૂછી નાંખ્યાં,

અને પછીથી અતિ શાંત અને કરુણ સ્વરે કહ્યું કે;–"નહિ–નહિ. સ્વમ અવશ્ય ખરૂંજ પડે છે! તે કદી મિથ્યા થતુંજ નથી! મારા મનમાંથી હજી પણ તે ભયંકર સ્વમની સ્મૃતિનો લોપ શા માટે નથી થયો? ના–ના, મારાથી તેવો કોઇ પણ ભ્રમ થયોજ નથી. તમારા મુખને તમારાં નેત્રોને અને તમારી કરુણામયી કાન્તિને જ મેં સ્વમમાં જોઈ છે! માટે હવે તમે મને વ્યર્થ ભ્રમમાં નાખશો નહિ- મારાથી તમારો ભયંકર અપરાધ થયો છે અને એ અપરાધનું પ્રાયશ્ચિત પણ મારે આ જન્મમાંજ ભોગવવું પડશે. દેવિ! તમે સાક્ષાત્ કરૂણામયી–દયામયી છો તમે કરેલા મારા પરના ઉપકારનું મેં અધમે અવળું પરિણાણ ઉપજાવ્યું છે. તમારા કરેલા અપરાધને લીધે અત્યારે મારૂં હૃદય મને બાળીને ભસ્મીભૂત કરી રહ્યું છે. માટે દેવી ક્ષમા કરો અને આપનો પરિચય આપો કે, આપ કોણ છો!"

મન્દાકિની, ચંદ્રગુપ્તની આ પ્રમાણેની વ્યાકુલતા જોઇને પોતાના હૃદયના આવેગને અટકાવી શકી નહિ. તેના મનમાં એમ થવા લાગ્યું કે, હું પવિત્ર કુળકામિની છું, તેથી આ અપરિચિત યુવકની આગળ મારો સત્ય પરિચય શી રીતે આપી શકું? પરંતુ ચંદ્રગુપ્તનો અતિશય આગ્રહ જોઇને છેવટે મન્દાકિનીએ પોતાના પરિચય આપતાં કહ્યું કે;– "હૂં પર્વતરાજ રાજા મલયકેતુની પુત્રી છું રાજા સમરકેતુ મારા ભાઈ છે, અને મારૂં નામ મન્દાકિની છે."

"કોણ રાજા સમરકેતુ! મલયપૂરના મહારાજા સમરકેતુ? સૌજન્ય અને શૌર્યવીર્યના આધાર સ્વરૂપ સમરકેતુ? શું તેમણેજ મને આશ્રય આપ્યો છે? તેમણેજ મારા જીવનની રક્ષા કરી છે? મન્દાકિની–રાજકુમારી! તેમની સાથે મારાથી એકવાર મેળાપ નહિ કરી શકાય? હું આપની કરુણાયુક્ત સુશ્રૂષાથી, અત્યારે સારી રીતે સ્વસ્થ થઈ શક્યો છું. તમારી પ્રેમમય પરિચર્યાથી મારા જીવનને બચાવી શક્યો છું. જાઓ, તમે એકવાર તેમને અહિં આવવાનું કહો અને આ અભાગિની આકાંક્ષાને પૂર્ણ કરો. ચંદ્રગુપ્તે પૂર્ણ ઉત્સુકતા દર્શાવીને કહ્યું.

બરાબર આ સમયે જ દૈવયોગે રાજા સમરકેતુ તે ઓરડામાં આવી લાગ્યો અને ચંદ્રગુપ્તની શય્યાપાસે આવીને, તે પ્રફુલ્લ મુખે કહેવા લાગ્યો કે;–"રાજકુમાર! હું આપને મળવા માટે ઉત્સુક થઈ રહ્યો હતો, પરંતુ આપની વિકૃતાવસ્થામાં મારાથી મળી શકાયું નહોતું, તેથી હમણાંજ આવી શક્યો છું."

ચંદ્રગુપ્તને શય્યામાંથી ઊઠવાનો યત્ન કરતો જોઇને, રાજા સમરકેતુએ તેને અટકાવીને કહ્યું કે;–"યુવરાજ! આપ વ્યર્થ ચંચળ ન

થશો. જો કે, આપ આવી પડેલી આપદના મુખમાંથી મુક્તિ મેળવી શક્યા છો, તો પણ અત્યારે શય્યાનો ત્યાગ કરવાની શક્તિ આપના શરીરમાં રહી નથી, માટે આપને જે કાંઈ કહેવું હોય, તે શય્યાપર સૂતા સૂતાજ શાન્તિથી કહી સંભળાવો, જ્યારે આપ મારા રાજમહાલયમાંજ છો, તો ચોક્કસ જાણજો કે, કારસ્થાની મહારાજ ધનનંદનાં હજારો સૈનિકો પણ આપનો વાળ વાંકો કરી શકશે નહિ. આપ સુખેથી જે કાંઈ કહેવું તે, કહી દ્યો."

આ વાર્ત્તા સાંભળીને ચંદ્રગુપ્ત ચકિત થઇ ગયો અને ત્યારપછી વિસ્મિત મુખે સમરકેતુની સ્હામે દૃષ્ટિપાત કરીને કહેવા લાગ્યો કે;–"શું કહો છો મહારાજ! હું આપની વાર્ત્તાનો કાંઇ પણ આશય સમજી શકતો નથી. શું મહારાજા ધનનંદે મારા વડીલ બંધુએ, અરે શું આ વિશાલ મગધરાજ્યના મહારાજાએ, મારા જીવનને ધૂળમાં મેળવી દેવાનો યત્ન કર્યો હતો? શું તેમણેજ પોતાના કનિષ્ઠ બંન્ધુના રક્તનું પાન કરવાનો ઇરાદો રાખ્યો હતો? મહારાજા મહાપદ્મનંદના ઔરસ પુત્રને હત્યારાઓના હાથથી મારી નાખવાનો પ્રબંધ કર્યો હતો? શું એ રક્તપિપાસુ રાજા નંદેજ મારા જીવનને નષ્ટ કરવાની ચેષ્ટા કરી હતી? અહા, કેવી આશ્ચર્યની વાત! કેવો ભયાનક પ્રપંચ! કેવી ભયંકર દગાબાજી! કેવો વિષમ વિશ્વાસઘાત!"

સમરકેતુ મહારાજ કાંઈ પણ ઉત્તર આપ્યા વિના તે ઓરડામાંના એક એકાંત ભાગમાં ચાલ્યો ગયો, અને ત્યાં આગળ આવેલા એક ગુપ્ત સ્થાનમાંથી એક તીક્ષ્ણ ધાર વાળું તીર લઇ આવીને તે ચંદ્રગુપ્તના હાથમાં આપીને બોલી ઉઠયો કે;–"રાજકુમાર! આ તીર કોનું છે, તે આપ જાણી શકોછો, ખરા કે?"

ચંદ્રગુપ્તે તે તીરને પોતાના હાથમાં આમ તેમ ફેરવીને ધ્યાનપૂર્વક નિહાળ્યા પછી કહ્યું કે;—"કેવો સર્વનાશ? આ તીર તો માગધી સૈનિકોનું છે."

"બસ, હવે આપને ખાત્રી થઈ, ને?"

"હા, પરંતુ આ તીર આપે ક્યાંથી મેળવ્યું વારૂ?"

"આપનો આ વિશાળ બાહુ એનાથીજ વિંધાયો હતો અને તે બાહુમાંથીજ અમને આં તીર મળી શક્યું છે?"

"જેમણે આ તીર ફેંક્યું, તેમને આપે જોયા છે, ખરા કે?"

મેં જોયા નથી, પરંતુ મારા સૈનિકોએ તે નરપિશાચોને જોયા છે. મારી ભગિનીએ પણ તે દુષ્ટાત્માઓને દેખ્યા છે."

"શું આપની ભગિનિએ જોયા છે? તેઓ તે સમયે વનમાં શા માટે ગયાં હતાં? એવા મધ્યાન્હના પ્રખર તાપને વખતે તેમને ત્યાં જવાનું શું પ્રયોજન?"

આપ એતો સારી રીતેજાણોજ છો કે, અમે લોકો પહાડી પ્રદેશના નિવાસી છીએ. શિકાર ખેલવામાં અને મૃગયા રમવામાં અમને ભાઈ બ્હેન ઉભયને અતિ આનંદ થાય છે. મારી ભગિની તે દિવસે પોતાના અનુચરોને સાથે લઇને, વનમાં વરાહનો શિકાર કરવા ગઇ હતી. અને અને તેણેજ ત્યાં આગળ જોયું કે, કોઇક ગુપ્ત સ્થળેથી એક તીરે આવીને આપના ખભાને વિંધી નાખ્યો છે! તેથી તેમણે એ તીર ફેંકનારા પિશાચોને પકડવા માટે પોતાનાં અનુચરોને આજ્ઞા આપી તથા પોતે પણ પોતાનાં તીર છોડવા લાગી અને એ તીરના આઘાતથી જ આપના એ માગધી-સૈનિકો માર્યા ગયા છે. અને એ સૈનિકો કેદ પકડાયા છે. તે સાથે આપના આ બહુમૂલ્ય જીવનની રક્ષા પણ થઈ શકી છે!" રાજા સમરકેતુએ સત્ય વૃત્તાંત વિદિત કરી દીધો.

મારા જીવનું રક્ષણ કરનારી, એ સ્વર્ગીય સુરબાલાનાં દર્શન કરવાનો મને શું લેશ પણ અધિકાર નથી? તે શાપ ભ્રષ્ટા દેવીનાં પવિત્ર મુખમંડળનાં દર્શન કરવાનો મને એકવાર પણ પ્રસંગ મળી શકે તેમ નથી?" ચંદ્રગુપ્તે મન્દાના મુખને જોવાની ઉત્કંઠા દર્શાવી.

"આપને સંપૂર્ણ અધિકાર છે. અને તે આપની જીવનરક્ષયિત્રીજ અત્યારે આપની સુશ્રૂષામાં નિમગ્ન છે. તેની યોગ્ય સુશ્રૂષાથીજ આપને આટલો સત્વર આરામ મળી શક્યો છે. તેના યત્ન વડેજ આપના જીવનને આ સંસારમાં રહેવાનો પ્રસંગ મળ્યો છે. આપ તેને હવે થોડી વારમાંજ જોઈ શકશો." સમરકેતુએ ઉત્તર આપ્યું.

આ પ્રમાણે વાર્ત્તાલાપ કર્યા પછી સમરકેતુએ ચંદ્રગુપ્તના સંબંધમાં બનેલી સમસ્ત ઘટનાઓ તેને કહી સંભળાવી. ચંદ્રગુપ્ત એ ભયંકર વૃત્તાંત સાંભળીને વિસ્મિત અને મુગ્ધ બની ગયો. તે મનમાં ને મનમાંજ વિચારવા લાગ્યો કે;–"આ મંદાકિનીજ શું મારા સ્વપ્નમાં જોયેલી દેવી હતી? સમુદ્રના ઉછળતા તરંગોમાંથી નૌકાદ્વારા આશ્રય આપીને, પુનઃ ડુબાડી દેનારી આજ તે દેવી હતી કે શું? શું મેં આ અબળાના ઉપરજ અત્યાચાર કરવાની તૈયારી કરી હતી? મારા સ્વપ્નમાં આવેલી દેવી, તે આ મન્દાકિનીજ હતી; આ પર્વતરાજ્યના અધિશ્વર સમરકેતુની સહોદરાજ હતી?"

ચંદ્રગુપ્તે સમરકેતુનું નામ સાંભળ્યું હતું ખરૂં, પરંતુ ઘણા લાંબા

સમય થયાં તેમને જોયા નહોતા. ઘણાજ વર્ષો પહેલાં તેણે પર્વતરાજ સમરકેતુની બાલ્યાવસ્થામાં તેમને બાળકરૂપે જોયા હતા. પરંતુ ત્યાર પછી કેટલું બધું પરિવર્તન થઈ ગયું ? તેમની કિશોર અવસ્થા વ્યતીત થઈ ગઇ હતી અને અત્યારે તેઓ યૌવનની સીમામાં આવી પહોંચ્યા હતા. અને તેથીજ તે સમરકેતુને સાક્ષાત્ જોવા છતાં તેમને ઓળખી શક્યો નહોતો, માત્ર તેમનો પરિચયજ પામી શક્યો હતો.

---

## પ્રકરણ ૧૨ મું

---

### નવીન પ્રસ્તાવ

શુક્લપક્ષના ચંદ્રની પેઠે, ચંદ્રગુપ્તની કાન્તિ હવે દિવસે દિવસે ઉજ્જવલ અને વૃદ્ધિંગત થવા લાગી હતી. તેના જમણા હાથનું જખ્મ હવે સારી રીતે રૂઝાઈ જવા આવ્યું હતું. અત્યારે તે મરજી મૂજબ હરી ફરી શકતો હતો. મન્દાના યત્નથી અને સમરકેતુના સત્કારથી, હમણાં તે વદ્દન નવીન જીવનને ધારણ કરી શક્યો હતો.

એકદિવસ મન્દાકિની અને ચંદ્રગુપ્ત એક પહાડી કન્દરાના નિર્જન શિલાખંડ તળે બેસીને વાર્ત્તાલાપ કરી રહ્યાં હતાં. આપણે તેમનો વાર્ત્તાલાપ ગુપ્તરીતે સાંભળવો જોઇએ, કારણ કે, આપણી કથાનો સંબંધ તેમની સાથે વિશેષ જોડાયલો છે, માટે પાઠક ! આવો આપણે પણ ત્યાં જઈને તેમનો તે વાર્ત્તાલાપ સાંભળી આવીએ. તેઓ બન્ને વચ્ચે આ પ્રમાણે વાર્ત્તાલાપ ચાલી રહ્યો હતો;–

" મન્દાકિની ! વિશેષ શું કહું, પરંતુ તમે મારી જે સેવા કરી છે, તેવી સેવા આ માયાવી સંસારમાં કોઇ પણ કરી શકે તેમ નથી. તમારા જેવા યત્નો માતાથી પણ કરી શકાય તેમ નથી અને બગિની પણ તમારા જેવા અપૂર્વ સ્નેહને દર્શાવવાને શક્તિમાન થઈ શકે તેમ નથી. મારા જીવનની વિપદાવસ્થામાં, તમે ભગવાનની મોકલેલી દૂતિરૂપે જો મને સહાયતા ન કરી હોત, તો મારે કદાચિત્ આ જગત્ સાથેના સર્વ સંબંધનો ત્યાગ કરીને ક્યારનાયે પરલોકવાસી થવું પડત. તમારા આ દેવ દુર્લભ સ્નેહનું ઋણ, આ જીવનમાં હું કદીપણ વાળી શકીશ કે કેમ, તે પણ મારાથી જાણી શકાતું નથી. મારા જેવા નિરાધારને યોગ્ય આધાર આપીને તમે આજસુધી મારૂં રક્ષણ કર્યું છે. પણ હવે મન્દાકિની ! મને વિદાય આપો. આપની કૃતજ્ઞતાનું ઋણ વાળી આપ-

વાનો મને પ્રસંગ આપો." ચંદ્રગુપ્તે આ પ્રમાણે પોતાની આંતરિક ઇચ્છાને વ્યક્ત કરી રહ્યો હતો.

મન્દાકિનીનું વિકસેલી નલિનીના જેવું પ્રકાશિત મુખ, આ વાર્ત્તા સાંભળીને અતિમલિન થઇ ગયું. તેના મુખની તે મલિન અવસ્થા જોતાં જણાતું હતું કે, જાણે પૂર્ણિમાના ચંદ્રની ઉજ્જ્વળ જ્યોતિ, અતિ કાળાં વાદળાંની શક્તિને આધીન બની ગઇ હોયની! કેટલીકવાર પછી મન્દાએ એક દીર્ઘ નિઃશ્વાસ નાંખીને કહ્યું કે;–" રાજકુમાર! હવે તમે ક્યાં જશો વારૂ? અમારા આવા સ્નેહ અને માયાને તિરસ્કાર પૂર્વક પદદલિત કરીને, રાજકુમાર! આપ ક્યાં જશો? સ્નેહના બંધનને તોડી જતાં આપને લેશ માત્ર પણ આઘાત નહિ. થાય, વારૂ?"

ચંદ્રગુપ્તે મલિન મુખે એક દીર્ઘ નિઃશ્વાસ નાંખીને કહ્યું કે;–"ક્યાં જઇશ? કેમ મન્દા, આવો પ્રશ્ન કેમ કરોછો? ભગવાનની આ વિશાળ મેદિનીમાં શું એવું કોઇ પણ સ્થળ નથી કે, જે આ ભાગ્યહીન ચંદ્રગુપ્તને આશ્રય આપી શકે? તે નહિ મળે તો વૃક્ષ નીચે મારૂં આશ્રયસ્થાન થશે. નદીનું શીતળ જળ, મારી તૃષ્ણાનું નિવારણ કરશે. પ્રકૃતિના પટપર ફળેલાં વૃક્ષો, મારી જઠરજ્વાળાને શાંત કરવાનો ભાર ગ્રહણ કરશે. મંદમંદ વ્હેતો વાયુ મારા મનોરંજનનું કાર્ય કરશે. છતાં પણ મારા આ હૃદયમાં તમે બંને ભાઇ–બ્હેન ચિરસ્થાયી રહેશો. હું તમારા અમૂલ્ય ઉપકારોનું કદીપણ વિસ્મરણ કરી શકીશ નહિ. જો હું કદાપિ વિપદમાં આવી પડીશ, અથવા તો વિશાળ વિશ્વમાં ક્યાંય પણ સ્થાન નહિ મેળવી શકું તો, પુનઃ તમારા આશ્રયમાં ચાલ્યો આવીશ. તમારા રાજ્યના સેવક રૂપે હું મારા જીવનને અર્પણ કરીશ."

મન્દાકિની, ચંદ્રગુપ્તની આ વાર્ત્તા સાંભળીને રડી ઊઠી. ચંદ્રગુપ્તની પાસે તેને હવે કાંઇ પણ સંકોચજ રહ્યોજ નહોતો. ભાઇ–બ્હેન વચ્ચે જેવી રીતે એક પ્રકારના પવિત્ર, અસંકુચિત અને જૂદાઇ વગરના ભાવનો ઉદય થાય છે, તેવીજ રીતે અત્યારે તેની અને ચંદ્રગુપ્તની અવસ્થા થઇ રહી હતી.

આ પહેલાં તે ચંદ્રગુપ્તને જોઇને અવગુંઠનથી પોતાના વદનને ઢાંકી દેતી હતી. અતિ અસ્ફુટ અને લજ્જાપૂર્ણ સ્વરે વાર્ત્તા કરતી હતી. એક વાર્ત્તા કહેતાં, ચારવાર વિચાર કરતી હતી, પરંતુ હવે તેવો ભાવ રહ્યો નહોતો. તેથી કોઇપણ પ્રકારના સંકોચ વિના તે ચંદ્રગુપ્તના ગુંચળાયલા વાળોનો છૂટા કરતી કરતી કહેવા લાગી કે;–"અમારો ત્યાગ કરીને તમે ક્યાંય ચાલ્યા જશો, તો અમારા અપરાધી ઠરશો. માટે એવો વ્યર્થ

પ્રયત્ન કદીદપણુ કરતા નહિ. આપ પાષાણુ બનીને, અમારા આ પવિત્ર સ્નેહના બંધનને છિન્નવિચ્છિન્ન કરવાને તત્પર ન થતા. મને સંપૂર્ણ સંભાવના છે કે, આપ શત્રુઓથી ભરેલા મગધરાજ્યમાંના આપના રાજમહાલયમાં કદીપણુ જવાનાજ નથી. પણુ આપનાં નેત્રો આપને જ્યાં આગળ દોરી જશે, ત્યાં આગળ જવાને આપ તત્પર થશો, એવી મારી ચોક્કસ ખાત્રી છે. આપે કદાપિ દુઃખ, વિડંબના અને પ્રવાસનો પરિશ્રમ વેઠયો નથી, તો પછી આપનાથી તેવાં ત્રાસજનક સંકટો શી રીતે સ્હેવાશે ? માર્ગમાં કદાચિત્ ફરીવાર શત્રુઓ દ્વારા ઘેરાઇ જશો અથવાતો ન કરે નારાયણને કાંઇક સંકટમાં સપડાઈ જશો તો, તમારૂં રક્ષણુ કોણુ કરશે, વારૂ રાજકુમાર ? એકવાર આપ આપની અભાગિની માતાનું સ્મરણુ કરો. ને વિચારી જુઓ કે, તમારી અનુપસ્થિતતાથી તેમની શી દશા થઇ હશે ? પાષાણુહૃદયી સ્વાર્થમય પિશાચ મગધેશ્વરે, યોગ્ય અવસર સાધીને, તેમનાપર કેવો અત્યાચાર આદર્યો હશે, કેવો જુલમ ગુજાર્યો હશે ? તેનો આપ જરા વિચાર કરો. મારી વાત સાંભળો અને આ સ્નેહમયી ભગિનીના યુક્તિમય પ્રસ્તાવનો સ્વીકાર કરો. જો તેનો અસ્વીકાર કરશો તો, અવશ્ય આપ પુનઃ વિપદમાંજ આવી પડશો.”

ચંદ્રગુપ્તનું પાષાણવત્ હૃદય, મન્દાના મુખમાંથી નીકળેલા આ સર્વ સ્નેહયુક્ત વાક્યોથી એકવાર પિગળી ગયું. પાષાણુના કઠિન વજ્રને વિદીર્ણ કરીને, મન્દાના શબ્દો સ્નેહની સલિલધારાને વહેવડાવવા લાગ્યા. ચંદ્રગુપ્તે રૂમાલ દ્વારા આંખો લૂછીને ગભરાતા સ્વરે કહ્યું કે;–“મન્દાકિની ! હવે હું તમને કદીપણુ રડાવીશ નહિ. તમારા હૃદયનો શો સંકલ્પ છે, તે જરા કહી સંભળાવો. હું શું કરૂં તો તમે પ્રસન્ન થાવ તેમ છો વારૂ ?”

મન્દાએ ઉત્તર આપ્યું કે;–“ તમે જાણુતાજ હશો કે, અત્યારે તમારી ચારે બાજૂએ શત્રુઓનું વાદળ ઘેરાયલું છે. તમારા શત્રુઓ કાંઇ જેવા તેવા સાધારણુ નથી કે, જેને તમે તમારા પરાક્રમથી પરાજિત કરી શકો. પણુ અસીમ પરાક્રમશાળી મગધપતિ, આર્યાવર્ત્તેશ્વર મહારાજ ધનાનંદ તમારો ભયંકર શત્રુ છે અને તે તમારૂં જીવન લેવાનો, આ દુનિયામાંથી તમારા અસ્તિત્વનો લોપ કરવાનો અને તમને જડમૂળથી ઉખેડી નાંખવાનો પ્રયત્ન કરી રહ્યો છે. તેને તમે શી રીતે પહોંચી શકશો વારૂ ? તમે આ સ્થળનો ત્યાગ કરીને ચાલ્યા જશો, તોપણુ શત્રુઓ તમારા પિછો પકડયા વિના રહેશે નહિ. દુષ્ટ નંદે તમારો નાશ કરવા માટે, તમારા જીવનનો અંતિમ સમય આણુવા માટે જ્યાં ત્યાં

પોતાના ગુપ્ત જાસૂસો અને નરઘાતક મારાઓને ગોઠવી રાખ્યા છે, તેઓ તમને નિરાધાર અને નિરાશ્રયી જોઇને પ્રસંગ મળતાંની સાથેજ તમારો વધ કર્યાવિના તૃપ્ત થશે નહિ. અને ન કરે નારાયણને કદાચિત્ તેવો પ્રસંગ આવી લાગશે, તો પછી તમારી માતા પણ આત્મહત્યા કરીને મૃત્યુવશ થશે અને તેનું પાપ પણ અમુક અંશે તમારાપર ચોંટયા સિવાય રહેશે નહિ. દુષ્ટ અને શઠ નંદ મહા પાપી છે, અને તેની આંખમાં તમારા પ્રત્યેનો દ્વેષાગ્નિ નિત્યને માટે બળતોજ રહે છે, માટે તેનાથી ચેતીને ચાલવું, એ મને વિશેષ મંગળમય જણાય છે. તે ઉપરાંત વળી તમે જ્યારે ભાઇ સમરકેતુની આગળ તમારા આ નિષ્ઠુર પ્રસ્તાવને રજૂ કર્યો હતો, ત્યારે તેઓ પણ તમારી આ વિચિત્ર વાર્ત્તા સાંભળીને અતિ દિલગીર થયા હતા. અને તે વિષયમાં અમારી બન્ને ભાઇ-બ્હેનની વચ્ચે ઘણીવાર સુધી સલાહ-મસલત ચાલી હતી, અને તે સર્વ વૃત્તાંતને તમારે એકવાર જાણી લેવો જરૂરનો છે.”

ચંદ્રગુપ્તે પૂછ્યું કે;-“કહો, કહો તમો બન્નેએ મારે માટે શો વિચાર નિર્માણ કર્યો છે? કહો આનંદદાયિની! તમારા હૃદયની વાર્ત્તા શું છે? સ્નેહમયી દેવી, કહો જોઇએ કે, હું કેવી રીતે વર્ત્તું તો તમે સંતુષ્ટ થઇ શકો, વારૂ?”

મન્દાકિનીએ કહ્યું કે;-“ભાઇ સમરકેતુ કહે છે કે;-આ મલયપૂર રાજ્યની સીમા ઘણીજ વિસ્તારવાળી છે અને એક રાજા દ્વારા આ વિસ્તૃત રાજ્યનું સારી રીતે સંરક્ષણ થઇ શકે તેમ નથી.’ તે ઉપરાંત અત્યારે તમે અમારે ત્યાં રહ્યા છો, એ વાર્ત્તા મગધમહારાજ નંદને વિદિત થઇ ગૂઇ છે. અમારો ગુપ્તચર મગધની રાજધાનીથી સમાચાર લાવ્યો છે કે, સાધારણ બ્હાનું બતાવીને ચંદ્રગુપ્તનો નાશ કરવા માટે નંદ રાજા આ રાજ્ય પર આક્રમણ કરવાનો છે. મારા જ્યેષ્ઠ બન્ધુ કે, જે આપને વડીલ તરીકે માને છે અને ભક્તિપૂર્વક આપની શ્રદ્ધા રાખે છે, તેમને આવી વિપદની વેળાયે એકલા છોડીને ચાલ્યા જવું, એ શું તમારા જેવા વીરપુરુષને માટે કોઇ પણ પ્રકારે યોગ્ય ગણાય, ખરૂં કે? ભાઇ કહે છે કે, મલયપૂરના રાજ્યના ઉત્તરવિભાગનો અધિકાર હું ચંદ્રગુપ્તને અર્પણ કરીશ અને દક્ષિણ પ્રદેશની રાજ્યવ્યવસ્થા હું કરીશ. અને આ બન્ને વિભક્ત રાજ્યોની અસંખ્ય પહાડી-સેનાના અધિનાયક અથવા તો સેનાધ્યક્ષનું પદ તમને સોંપવામાં આવશે. જો આ પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવશે, તો પછી મારા ધારવા પ્રમાણે આપને કાંઇ

પણ હરકત આવશે નહિ. માટે ભાઇની એ વ્યવસ્થાનો સ્વીકાર કરીને હાલ તરત તો આપ અત્રેજ રહી જાઓ."

ચંદ્રગુપ્ત, સમરકેતુની આવી ઉદારતામય વ્યવસ્થાને માટે તેને પોતાના મનમાંને મનમાંજ ધન્યવાદ આપતો કહેવા લાગ્યો કે;–"ધન્ય! સમરકેતુ તમારા રાજત્વને ધન્ય છે! રાજાના નામનું સાર્થક્ય કરનાર મહિમાવાન માનવી, તમારા મનુષ્ય દેહને ધન્ય છે! અને તમારી આ ભગિનીને સહસ્રવાર ધન્ય છે! ભગવાનની આ સૃષ્ટિની અપૂર્વ–માધુરી તમારા ઉભયમાંથી વિકસિત થઇ છે.' ભાઇ અને ભગિની બન્ને સમાન છો! પરંતુ મન્દા! હું તમારો શરણાંગત થઇને રહેવા ઇચ્છિતો નથી. તમારા આ ઉદાર દાનને માટે હું યોગ્ય–પાત્રજ નથી. દેવિ, મારાથી કાંઇ અઘટિત કહેવાયું હોય તો ક્ષમા કરશો. હું તમારી પવિત્રતાના પરમ તેજ આગળ છેક મલિન છું."

ચંદ્રગુપ્તની આવી નિરાશાપૂર્ણ વાર્ત્તા સાંભળીને મન્દાકિનીએ કહ્યું કે;–"રાજકુમાર! શું વિચાર કરી રહ્યા છો? ભાઇના આ પ્રબંધમાં તમે શું સમ્મતિ નહિજ આપો? તેઓ તમને આટલા બધા ચાહે છે, અતિ સ્નેહની દૃષ્ટિથી જુએ છે અને પોતાના વડીલ તરીકે પૂજનીય ગણે છે, છતાં પણ તમે તેમની માત્ર એકજ યાચનાનો સ્વીકાર કરવામાં આ પ્રમાણે સંકુચિત શા માટે થાઓ છો? તમને તેમ કરવામાં કયા પ્રકારની આપદ આવી પડવાનો સંભવ રહ્યા કરે છે?"

ચંદ્રગુપ્તે ઉત્તર આપ્યું કે;–"મન્દા દેવિ! મને સાત દિવસનો સમય આપો, વિચાર કરવાનો અવસર આપો. હું તમારા જ્યેષ્ઠ બન્ધુના આ મહત્ત્વમય દાનને માટે યોગ્ય છું કે નહિ, તેનો એકવાર વિચાર કરવા દો. હું તમારા બન્નેનો અનેક પ્રકારે ઋણી છું. એ ઋણને ચૂકાવી આપવાની મારામાં શક્તિજ નથી. માટે ફરીવાર આપનું ઋણ ગ્રહણ કરવાં પહેલાં, તે ઋણને હું પુનઃ ચૂકાવી શકીશ કે કેમ, તેનો મને જરા વિચાર કરવા દો."

મન્દાએ સહજ ખચકાતાં ખચકાતાં ઉત્તર આપ્યું કે;–"વારૂ! ત્યારે તેમજ કરવામાં આવશે. આપને સંપૂર્ણ રીતે વિચાર કરવાનો યોગ્ય અવસર આપવામાં આવશે જ."

મન્દાકિની અને ચંદ્રગુપ્ત વચ્ચે આ પ્રમાણે વાર્ત્તાલાપ ચાલતો હતો, ત્યારે સન્ધ્યાનો અંધકાર, તે ગિરિકન્દરાના પટપર ધીમે ધીમે વિસ્તરવા લાગ્યો હતો. પ્રકૃતિના સુન્દર હાસ્યમય ભાવનું પરિવર્તન

થઇને, તેની જગાએ એક પ્રકારની ઘોર કાલિમાના ભાવે પોતાનું આધિપત્ય જમાવ્યું હતું. આ જગતની સર્વ વસ્તુઓ પરિવર્ત્તનશીલ છે! ક્યારેક પ્રભાત, ક્યારેક સૂર્યના પ્રકાશથી પ્રકાશિત થયેલો મધ્યાન્હ, ક્યારેક રક્ત રંગથી રંગાયલી સન્ધ્યા અને ક્યારેક ઘોર અંધકામયી રજની આવીને અનુક્રમે પોતપોતાનું પરિવર્ત્તન કર્યે જાય છે. હમેશાં પ્રભાત સ્થાયી રહેતું નથી, તેમજ સન્ધ્યાનું સામ્રાજ્ય પણ સ્થાયી રહી શકતું નથી. સારાંશ કે, જગતની એક સૂક્ષ્મમાં સૂક્ષ્મ વસ્તુથી લઇને મહાનમાં મહાન વસ્તુ સુધીનું પરિવર્ત્તન થયા વિના રહેતુંજ નથી અને એટલા માટેજ જગતને પરિવર્ત્તનીય કહેવામાં આવે છે.

કેટલીક વાર પછી મન્દાકિનીએ કહ્યું કે;—આ સાન્ધ્યપ્રકૃતિની ગોદમાં અને આ પાષાણમય પ્રદેશના પટપર બેઠેલાં વૃક્ષો, લતાઓ અને સર્વ સાધારણ પદાર્થો જાણે એમજ કહી રહ્યા હોયની કે; 'રાજકુમાર! તમે અમારો ત્યાગ કરીને ન જતા, અમારા સ્નેહના દૃઢ બંધનને તોડીને જવાનો વિચાર પણ ન કરવા!' એવો ભાસ થઇ રહ્યો છે. "માટે, યુવરાજ ચંદ્રગુપ્ત! એમના એવા કપટહીન સ્નેહના બદલામાં નિષ્ઠુરતા ન કરો. પણ ચાલો, હવે સમય વિશેષ વીતી ગયો છે, માટે ચાલો આપણે રાજમહાલય તરફ વિદાય થઇએ. ક્યારેક સમય આવ્યે, પુનઃ આ તરફ આવીશું."

મન્દાના આ પ્રમાણેનાં વાક્યો સાંભળીને ચંદ્રગુપ્ત મુગ્ધ બની ગયો. તે મનમાં ને મનમાં વિચારવા લાગ્યો કે;—"અહા! મન્દાકિની! તેં મને તારા પવિત્ર સ્નેહથી કર્તવ્યજ્ઞાનવિહીન બનાવી દીધો છે! તારા અમૂલ્ય ઉપદેશે મારી વિચારશક્તિને સ્તંભિત બનાવી દીધી છે. હાય! હું કેવો હતભાગિ!—"

એવામાં મન્દા વચ્ચમાંજ બોલી ઊઠી કે;—"ચાલો રાજકુમાર! શું વિચાર કરી રહ્યા છો?" આ સાંભળીને ચંદ્રગુપ્તના વિચારમાં બાધા પડી અને ત્યાર પછી તેઓ બન્ને તે આછા અંધકારવાળા, કન્દરાના માર્ગ દ્વારા રાજમહાલય તરફ વિદાય થયાં. આ સમયે તેઓ બન્ને કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના મૌનવ્રતને ધારણ કરીને ધીમે ધીમે ચાલ્યાં જતાં હતાં, ઉભયનાં મનમાં એક પ્રકારની વિષમ ચિન્તા વ્યાપેલી હતી અને તે ચિન્તાનો પ્રવાહ પરસ્પરથી વિરુદ્ધ દશામાં વહી રહ્યો હતો.

---

# પ્રકરણ ૧૩ મું

—:૦:—

## યુદ્ધનો પેગામ

રાજમહાલયમાંનો સર્વથી સુંદર, સુસજ્જિત અને સુવિસ્તૃત ઓરડો ચંદ્રગુપ્તના નિવાસ માટે નિર્ધારિત થયો હતો. ચંદ્રગુપ્તે, તે ઓરડામાં જઇને પોતાના પોશાક આદિનું પરિવર્તન કર્યું અને ત્યાર પછી સ્વસ્થ ચિત્તે એક પુસ્તકનું અધ્યયન કરવાનો આરંભ કર્યો. એ પુસ્તક સમરકેતુએ તેને વાંચવા માટે તથા તેના ચિત્તને શાન્તિ મેળવવા માટે આપ્યું હતું. પુસ્તકનું નામ "શુક્રાચાર્ય નીતિ" હતું અને તે યુદ્ધ તથા મનુષ્યના નૈતિક સિદ્ધાંતોને અનુલક્ષીને લખવામાં આવેલું હતું.

ચંદ્રગુપ્ત હમેશાં એ પુસ્તકના એક એક અધ્યાયનો નિયમિત રીતે પાઠ કરતો હતો. તેનો પાઠ તે શા માટે કરતો હતો, તે અમારાથી બરાબર રીતે કહી શકાતું નથી, તથાપિ એટલું અનુમાન કરી શકાય છે કે, ચંદ્રગુપ્ત સાચો વીર પુરુષ હતો અને તેથી પોતાના સમયને વ્યર્થ ન ગુમાવવાના ઇરાદાથી અથવા તો યુદ્ધ સંબંધી યોગ્ય શિક્ષણ મેળવવા માટે, તે આવા અમૂલ્ય પુસ્તકનું અધ્યયન કરતો હોવો જોઇએ. પરંતુ આજે તેને પ્રાણથી પણ અધિક પ્રિય એવું તે પુસ્તક પસંદ પડતું નહોતું, તેનું વાચન આજે તેને શુષ્ક અને રસહીન જણાતું હતું તેથી તે પુસ્તકને બંધ કરીને શાન્ત ચિત્તે તે કાંઇક વિચાર કરવા લાગ્યો.

તેની ચિન્તાનો પ્રવાહ અનેક દિશાઓમાં પ્રસરી રહ્યો હતો. તે મનમાંને મનમાં વિચારતો હતો કે;—"આર્યાવર્ત્તના સમસ્ત રાજ્યોમાં મુકુટ–મણિ ગણાતા મગધરાજ્યના માલિક મહાપદ્મનંદનો હું ઔરસ પુત્ર છું અને મહારાજ ધનનંદ મારા ભ્રાતા છે. તેજ ધનનંદે મારા તરફ આવું અયોગ્યાચ્ચરણ કર્યું છે, એ કેવી અજાયબીની વાત કહેવાય? રાજેશ્વર પિતા તેને સિંહાસન પર પ્રતિષ્ઠિત કરી ગયા છે, તેથી તેના બાહુઓમાં અધિક બળ છે. અને તેણે આ વિશાળ રાજ્ય અને વિપુલ દ્રવ્યનો અધિકારી થઇને, મને માર્ગનો ભીખારી બનાવી દીધો છે. જો મેં પ્રથમથીજ, તેમના એ સંકલ્પમાં વિઘ્ન નાંખવાની ચેષ્ટા કરી હોત, તો આજે મારે આવું ભયંકર પરિણામ ભોગવવું ન પડત. હું એ વિષયમાં આજ સૂધી ભ્રમમાંજ ભટકતો આવ્યો છું અને એ ભ્રમનું પરિણામજ અત્યારે મારે ભોગવવું પડે છે. મારી સરલતાજ મારો ગ્રાસ કરવાને તત્પર થઈ રહી છે! હાય કારસ્થાની દુનિયા! મને તેં તારા કપટજાળમાં

કેમ ફસાવ્યો? મારી માતા રાજરાણી છે. સ્વર્ગીય સમ્રાટે, મારી માતાના સુંદર રૂપપર મોહિત થઇનેજ તેને પત્ની રૂપે ગ્રહણુ કરી હતી પિતાની હયાતીમાં, મારી માતા પટરાણીનું ઐશ્વર્ય ભોગવતી હતા. પિતાના મૃત્યુ પછીજ તેમની આવી ભયંકર દુર્દશાનો આરંભ થયો છે. પરંતુ તેમની એ દુર્દશાનું કારણુ કોણ છે? ફક્ત મહારાજ ધનનંદ. તે દુષ્ટ પ્રકૃતિના નંદ દ્વારા માતા અત્યારે પીડિતા, લાંચ્છિતા અને અપમાનિતા બની ગઇ છે. મેં અત્યાર સુધી નંદના આ સર્વ અત્યાચારોના સંબંધમાં કાંઈ પ્રતિવાદ પણુ ન કર્યો, તેના પરિણામેજ આ સર્વ અનર્થ ઉત્પન્ન થવા પામ્યો છે. કપટીઓના કારસ્થાન તરફ લક્ષ ન આપવાથીજ આજે મારે અન્યનો આશ્રિત થવાનો પ્રસંગ આવી પડ્યો છે. હું મારી માતાને દુઃખી થવા દઉં છું, એ મારી અયોગ્યતા, નિર્બળતા અને અધમતા સિવાય અન્ય કાંઈજ નથી. પણુ ચિન્તા નહિ, આ ક્ષણથીજ હું માતૃઋણના પ્રતિશોધની ચેષ્ટા કરીશ. ગર્વથી ઉન્નમત બનેલાં નંદરાજાના મસ્તકને નીચું નમાવીશ."

આમ વિચાર કરતાં કરતાં ચંદ્રગુપ્ત કેટલીકવારપર્યન્ત તદ્દન શાન્ત અને કોઇ એક ગંભીર ચિન્તામાં લીન થઇ ગયો. ત્યાર પછી પુનઃ પોતાના હૃદયમાં છુપાયલા વિચારોની ધીમે ધીમે આલોચના કરવા લાગ્યો કેઃ—

"અહા! બીજી બાજૂએ મન્દાકિનીનો અપૂર્વ સ્નેહ, નિઃસીમ આગ્રહ અને પવિત્ર ઉપદેશ મારા હૃદયને ક્ષુબ્ધ બનાવી દે છે. મન્દાકિની રાજકુમારી છે. પવિત્ર ક્ષત્રિય કુળમાં જન્મેલી છે. મન્દા, રૂપવતી છે. માત્ર રૂપજ નહિ પરંતુ ગુણમાં પણુ સર્વદા અવર્ણનીય છે. તેનું આચરણુ માનવદેહધારિણી માનિનીના જેવું નહિ, પરંતુ સ્વર્ગમાં વસતી પવિત્રા દેવીના જેવું છે. ખરેખર મન્દાકિની તે મન્દાકિની અથવા તો સ્વર્ગ ગંગા છે. અને આ પૃથ્વીપર મારા જેવા અધમોનો ઉદ્ધાર કરવા માટેજ તે આવિર્ભૂત થઇ છે. મારાથી કહી શકાતું નથી કે, હું કયા દૈવયોગને લીધે તે મન્દાના રાજ્યમાં આવી ચઢ્યો છું. સાહસી વીરપુરુષ હોવા છતાં પણુ હું આ રમણીના મહત્ત્વની આગળ પરાજિત થઇ ગયો છું. મન્દાએ, વિપદના મુખમાંથી મારી રક્ષા કરી છે. મારા જીવનની અતિ વિપદાવસ્થામાંથી સેવાસુશ્રૂષા દ્વારા, મારા પ્રાણને બચાવ્યા છે. ભગિનીના અપૂર્વ અને પવિત્ર સ્નેહદાનથી, એ મન્દાકિની મૃત્યુના રાજ્યમાંથી મને જીવનના માર્ગ તરફ ખેંચી લાવી છે. હું અત્યારે દરિદ્ર છું—માર્ગનો ભીખારી છું, છતાં પણુ તે મને અતિ ચાહે છે. રમણીનું રૂપ જો ને

હું કદીપણ મુગ્ધ થયો નથી. પરંતુ મન્દાકિનીના હૃદયના આ મહત્ત્વને જોઇને મારે મુગ્ધ થવું પડ્યું છે. આ પાષાણુ–પ્રાણે સ્નેહની પવિત્ર સલિલધારાથી ભિંજાઇને, મન્દાને દેવીરૂપે મારા હૃદય–મંદિરમાં વિરાજાવી છે. જગતની સર્વ વસ્તુઓ કરતાં મને મન્દાના મોહમય શબ્દોમાં વિશેષ મિષ્ટતા ભાસે છે અને મન્દાની વાણીના માધુર્ય આગળ સમસ્ત શૂન્ય લાગે છે. ”

“ વળી તે ઉપરાંત રાજા સમરકેતુનો સ્નેહ મારા હૃદયને આર્દ્ર કરી નાખે છે. તે મારો સમવયસ્ક છે, તથાપિ તે મને પોતાનો વડીલ બન્ધુ ધારીને યોગ્ય સન્માન આપે છે. મન્દાના મુખેથી જે કાંઇ સાંભળ્યું છે, તે જો સમરકેતુના હૃદયની વાર્તાઓજ હોય તો, મહત્ત્વ અને ઉદારતામાં, તે મન્દાના કરતાં પણ વિશેષ ઉચ્ચ છે. તેમના ઉપર જે વિપદ આવવાની સંભાવના રહે છે, તે માત્ર મારે માટેજ ઉપસ્થિત થવાની છે. સમરકેતુના સૈનિકોએ, માગધી સૈનિકોને મૃત્યુવશ કરીને, તેણે મને આશ્રય આપ્યો છે, એટલા માટેજ મહારાજ નંદ તેના રાજ્યપર આક્રમણ કરવાની ચેષ્ટા કરી રહ્યો છે. જે મારો બન્ધુ છે, જેણે મને પોતાનું સર્વસ્વ સમર્પણ કરી દીધું છે, તેની વિપદની વેળાયે છેક કૃતઘ્નની પેઠે હું તેનો ત્યાગ કરીને ચાલ્યો જાઉં, એ શું મારે માટે યોગ્ય ગણાય, ખરૂં કે ? મને જણાય છે કે, એમના આ સ્નેહઋણના બદલાનો કોઇ સુઅવસર, ભવિષ્યમાં મારા જેવા અભાગિના ભાગ્યમાં પ્રાપ્ત થઇ શકશેજ નહિ. અત્યારેજ એ ઋણનો બદલો વાળવાનો સુઅવસર પ્રાપ્ત થયો છે, માટે મારે અહિંથી ચાલ્યા જવું, એ કોઇ પણ પ્રકારે યોગ્ય નથી. ”

“ રાજકુમારી મન્દા જાણે મારા પક્ષમાં વિષમ પ્રલોભન જેવી થઇનેજ ઉભેલી છે ? હું મારા હૃદયની વર્ત્તમાન દુર્બળ સ્થિતિમાં હવે મારા ચિત્તપર વિશ્વાસ રાખી શકતો નથી. જે રમણી જાતિને હું આજસુધી અભાવની દૃષ્ટિથી જોતો આવ્યોછું, તેજ રમણીએ મારા હૃદયમાં અત્યારે એક પ્રકારનું આધિપત્ય જમાવ્યું હોય, એમ મને સ્પષ્ટ જણાવા લાગ્યું છે. મન્દા–મન્દા–તું મારો આ પ્રમાણે સર્વનાશ શામાટે કરે છે ? તું જાણતી નથી કે, તારી મીઠી વાર્ત્તાઓ સાંભળીને હું ભૂલભુલામણીમાં ભમી રહ્યોછું, તારૂં તે દેવોને પણ દુર્લભ એવું મનોહર રૂપ જોઇને મેં અતિ ગુપ્ત રીતે તારા ચરણોમાં આત્મસમર્પણ કરી દીધું છે. મારા અંતરમાં અને અંતરની બહાર આદિ સર્વસ્થળે તું રાજરાજેશ્વરી રૂપે વિરાજમાન થઇ રહી છે. પહાડી નદીનો કલકલ ધ્વનિ

સાંભળતાં મને એવો આભાસ થાય છે કે જાણે તુંજ તારા વીણાને પણ પરાજિત કરે તેવા સુકોમળ કંઠમાંથી મધુર સ્વરનો આલાપ કાઢી રહી છે. પ્રકૃતિના પટપર શ્વેત કિરણોનો વિસ્તાર થયેલો જોઇને, મને એમજ જણાય છે કે, તારી ઉજ્જવલ રૂપપ્રભાના એકાદ અંશને પ્રાપ્ત કરીને પ્રકૃતિદેવી આવી ઉજ્જવલ થઈ રહી છે. જંગલની ઘાટી ઘટાઓમાં કોકિલા અને પપૈયાનો મધુર કંઠસ્વર સાંભળવાંની સાથેજ મને એવું સ્મરણ થઇ આવે છે, જાણે તું તારા મધુર સ્વરથી મારી સાથે વાર્ત્તાલાપ કરી રહી છે. મનોહારિણી મન્દાકિની ! તું આવી ઉજ્જ-વળ રૂપપ્રભાને, આવી દેવદુર્લભ રૂપકાન્તિને અને આવા અનુપમ લાવણ્યને ધારણ કરીને મારી સન્મુખ્ શામાટે આવી હતી, વારૂ ?"

"જો કોઇપણ પ્રકારની વિડંબના આવી પડશે, તો અંતે આ સ્થળનો પણ મારે ત્યાગ કરવોજ પડશે. મારા જેવા દરિદ્રના સુખના સ્વપ્નની સફળતા કદીપણ થઈ શકશે નહિ. મન્દાને હું આ ભવમાં કદાપિ મેળવી શકું, એવી આશા રાખવી એ આકાશકુસુમ સમાન છે. સમરકેતુ કદાચિત્ પોતાના હૃદયના મહત્ત્વને લીધે અથવા તો ઉદારતાને વશીભૂત થઇને, પોતાના રાજ્યનો એકાદ ભાગ મને આપી દેશે એ ખરૂં, પરંતુ પોતાની ભગિનીને તે કદીપણ મારા કરમાં સમર્પણ કરશે નહિ. જેણે પોતાની શ્રેષ્ઠતાના ગર્વથી મોહિત બનીને એક દિવસ સ્વયં મગધેશ્વરની એ યાચનાનો પ્રતિકાર કર્યો હતો, તેજ સમરકેતુ મારા જેવા ક્ષુદ્ર અને હતભાગિનીય એ યાચનો સ્વીકાર કરે એ સર્વથા અસંભવિત છે."

"મારા ભાગ્યની સાથે એકવાર હું ભયંકર સંગ્રામ કરીશ, મન્દાને મેળવવા માટે બનતા યત્ન કરીશ. છતાં જો તેમાં નહિ ફાવી શકું, તો મલયરાજ્યનો ત્યાગ કરીને જીંદગી પર્યંત કોઇક અપરિચિત દેશમાં ચાલ્યો જઇશ. તેમ કરવાથી ચંદ્રગુપ્તના શૌર્ય અને વીર્યની યોગ્ય પરીક્ષા થઈ શકશે. પરંતુ એક વાર્ત્તા વિચારવા યોગ્ય છે કે, જેવી રીતે હું મન્દાને માટે ઉન્મત્ત બની રહ્યોછું, તેવીજ રીતે તે મારે માટે કોઇપણ રીતે ઉન્મત્ત બની છે કે કેમ ? જો તેમ નહિ થાય, તો પછી મારા કાર્યની સિદ્ધિ શી રીતે થઈ શકશે ? હું મન્દાને જેવી રીતે ચાહું છું, તેવીજ રીતે તે મને ચાહતી હશે, તો પણ એના સંવાદ મને કોણ સંભળાવી શકશે વારૂ ?"

"સમુદ્રની જેવી રીતે સીમા નથી. આકાશ જેવી રીતે અસીમ છે, તેવીજ રીતે મારી દુશ્ચિન્તાઓ પણ વિરામહીન છે. જગતમાંની મારી

આશાઓનો ઉચ્છેદ થયો છે! પિતાના સ્વર્ગવાસ પછી મારી ભયંકર દુર્દશાનો આરંભ થયો છે. બન્ધુ પણ વૈરી બની બેઠો છે, મારા ઉકળતા લોહીનો પિપાસુ થઇ ગયો છે. માતા બિચારી આંસૂ સારતી, ક્રંદન કરતી અને દુઃખના ડાંભોથી પીડાતી અત્યારે ભયંકર યાતના ભોગવી રહી છે. અહા! કેવું વિચિત્ર પરિવર્ત્તન! હાય ભાગ્ય! તારો આ કેવો ભીષણ અત્યાચાર? કેવી ભયંકર નિર્દયતા!

આ પ્રમાણે ચિન્તા કરતો કરતો ચંદ્રગુપ્ત, પોતાના આસનનો ત્યાગ કરીને ધીમેથી એક વાતાયન(બારી)ના દ્વાર આગળ આવીને ઊભો રહ્યો. આ સમયે તેની સ્હામે, અનંત સૌન્દર્યથી ભરેલી કુદરત પોતાનું સૌન્દર્ય દર્શાવી રહી હતી. ચંદ્રના કિરણોથી ઉજ્જ્વલ થયેલી સુષમામયી ધરણી, એક અતિ મધુમય શોભાનો વિકાસ કરી રહી હતી. આકાશમાં પૂર્ણચંદ્ર હસી રહ્યો હતો અને તેની ચારે બાજૂએ અસંખ્ય ઉજ્જ્વલ તારાઓ વિંટળાઈ રહ્યા હતા. તારાઓ વારંવાર ચમકી ઊઠીને પાછા શમી જતા હતા. ચંદ્રદેવ પણ પોતાની શીતળતાની સાથે સુધાનું મિશ્રણ કરીને તેને પૃથ્વી પર રેડવાનો પૂર્ણ પ્રયત્ન કરી રહ્યા હતા.

ચારે બાજૂએ ગગનચુંબિત પર્વતશ્રણી આવેલી હતી તથા તેના શિખરપરના વિશાળ પત્થરોપર અને આસપાસની કન્દરાઓના પાષાણોપર વિવિધ પ્રકારની લતાઓ, વેલાઓ આમતેમ વિસ્તરીને એક નયનરંજક દશ્યને દર્શાવી રહી હતી. ચંદ્રનાં કિરણોથી મંડિત થઇને તે પર્વતનાં શિખરો અને વનસ્પતિથી ઢંકાયલી કન્દરાઓ અતિ સુંદર અને મનોહર દેખાતી હતી.

પ્રકૃતિના એવા નેત્રને શીતળ કરનારા મધુર સૌન્દર્યને જોવા છતાં પણ, તેનું હૃદય શાન્તિપૂર્ણ ન થયું. ચંદ્રગુપ્ત જ્વાળામય હૃદયે, પુનઃ તે વાતાયન પાસેથી પોતાની શય્યા તરફ ચાલ્યો આવ્યો. તેના હૃદયમાં જાણે કોઇ એક પ્રકારની વ્યાકુલતા વ્યાપેલી હતી. અને તે વ્યાકુળતા જાણે એક પ્રકારની મહાન શૂન્યતાથી પરિપૂર્ણ થયેલી હતી. તથા તે શૂન્યતા અતિ કષ્ટકર હતી. પુનઃ તે મનમાં ને મનમાં વિચારવા લાગ્યો કે;—"હાય! મન્દાકિનીજો તું અત્યારે મારી પાસે હોત તો, કદાચિત્ આ ભયંકર શૂન્યતામય હૃદય, આવી વિષમ યંત્રણાથી અધીરૂં થઇ શકત નહિ."

ચંદ્રગુપ્ત આ પ્રમાણે પોતાની ચિન્તામાં નિમગ્ન હતો, એ સમયે કોઇએક વ્યક્તિએ આવીને અતિ મૃદુતાથી તેના પૃષ્ટદેશનો સ્પર્શ કર્યો. ચંદ્રગુપ્તે પાછા ફરીને જોયું કે, રાજા સમરકેતુ આવી લાગ્યો છે.

સમરકેતુએ ભાવપૂર્ણ સ્વરે અથવા તો એક પ્રકારના મૃદુતાને ધારણ કરીને કહ્યું કે;—" ભાઈ! તમે અમને છોડીને ચાલ્યા જવાના છો કે શું?

ચંદ્રગુપ્તે પૂછ્યું કે;–"તમને એ વાર્તા કોણે કહી, વારૂ?

" મન્દાએ."

" તેણે જે કહ્યું છે, તે સત્યજ છે. ભાઈ! હું તમારા કાળગ્રહ તરીકે અત્રે આવ્યો છું. મને જણાય છે કે, હવે થોડાજ વખતમાં મારે માટે તમારાપર ભયંકર આફત આવી પડશે. માટે મને જવા દ્યો. મારા જવાથી તમારાપર આવતી આફત અટકી જશે, અને મારા શત્રુનું ચિત્ત પણ કાંઇક અંશે શાન્ત થશે." ચંદ્રગુપ્તે અતિ વિનયપૂર્વક પોતાના હાર્દિક ભાવને વ્યક્ત કરી બતાવવાનો આરંભ કર્યો.

સમરકેતુ એ સાંભળીને અતિ ચકિત બની ગયો. તે કહેવા લાગ્યો કે;—" રાજકુમાર ચંદ્રગુપ્ત! ગમે તેવી આપદ આવે, તોપણ મને કશો ભય નથી. જો તમારી સહાયતા મને મળી શકશે, તો તેવી હજારો આફતોનો હું સ્વીકાર કરીશ. તમારી સહાયતાથી શત્રુઓને ત્રાહ્ય-ત્રાહ્ય પોકરાવીશ. પણ ભાઈ! હું તમને એક પ્રશ્ન પૂછું છું કે? તમે શું વિચાર કરતા હતા વારૂ? હું તમારો બન્ધુ છું–સહોદર તુલ્ય છું. મારી આગળ કાંઈ પણ ગુપ્ત રાખતા નહિ. હું તમારૂં કોઈ પણ રીતે અશુભ ઇચ્છનારો નથી, પરંતુ તમારા શુભને માટે સમય આવ્યે પ્રાણ આપું તેવો છું. માટે કાંઇપણ સંકોચ રાખ્યા વિના, કહી દ્યો કે, તમે શું વિચારતા હતા વારૂ?

" રાજન્! હું અન્ય કાંઈ પણ વિચારતો નહોતો, પણ માત્ર મારા આ ભયાનક ભાગ્યના સંબંધમાંજ વિચારી રહ્યો હતો."

" તમારૂં ભાગ્ય ભયાનક છે, એમ તમને કોણે કહ્યુંવારૂ? ચંદ્રગુપ્ત! ભાઈ!! હું દિવ્ય ચક્ષુ વડે જોઈ શકું છું કે, એક દિવસ તમારા અસીમ શૌર્ય–વીર્ય અને ભાગ્યની પ્રબળતાને લીધે તમે અવશ્ય મગધ રાજ્યના મહારાજાધિરાજ બનીજ શકશો. ભારતના સમ્રાટ્ તરીકે આર્યજાતિના ઇતિહાસમાં તમારૂં નામ અગ્રગણ્ય ગણાશે. માટે ચિન્તા ન કરો. તમને અત્યારે શું દુઃખ છે? કદાચિત્ દુઃખ પડે તોપણ વીર પુરુષોએ તેનાથી ભયભીત બની જવું, એ સર્વથા અયોગ્ય છે, વીરની વીરતાને અછાજતું છે. સુખના સમયમાં ગર્વથી ઉન્મત્ત બની જવું જેવી રીતે અયોગ્ય ગણાય છે, તેવીજ રીતે દુઃખમાં કાયર બની જવું એ પણ પુરુષના પરાક્રમને નામોશી લગાડે તેવું છે. ભાઇ ચન્દ્રગુપ્ત! તમેજ

ભારતના ભાવી સમ્રાટ છો અને મગધ રાજ્યના મહારાજા છો. એક વિલક્ષણ પુરુષની સહાયતાથી નંદ વંશનો નિત્યને માટે આ પૃથ્વીપરથી લોપ થશે અને તમારી રાજસત્તાનો ત્યારથી સર્વદા જયજયકાર થતો રહેશે. માટે ભાઈ! વ્યર્થ ચિન્તાને હૃદયમાંથી કાઢી નાખો અને ભવિષ્યમાં વિજય મેળવવાની આકાંક્ષા રાખો." રાજા સમરકેતુએ પોતાની વિદ્વતાનો પરિચય કરી બતાવ્યો.

ચંદ્રગુપ્ત આ વાર્ત્તા સાંભળીને કમ્પી ઊઠયો અને ત્યાર પછી કેટલીક વારે અતિ કમ્પીત સ્વરથી કહેવા લાગ્યો કે;–" નહિ–નહિ. એવી વાર્ત્તા બોલતા નહિ. મગધપતિ મહારાજા નંદ, મારા પર ગમે તેટલો અત્યાચાર કરે, મારૂં લોહી પીવાની હૃદયમાં આકાંક્ષા ધરે, મારી સર્વ માલમતાનું અપહરણ કરે અને કદાચિત્ મારા પ્રાણને પણ પરિહરે, તો પણ મારાથી એવી અશુભ ધારણા ધારી શકાશે નહિ, કારણ કે, તેઓ ગમે ત..., તો પણ મારા વડીલ બન્ધુ છે. તેમના સંતોષને માટે મેં પોતેજ મગધ દેશનો ત્યાગ કર્યો છે. સંન્યાસવ્રતને ધારણ કરીને કદાપિ મારે મારા જીવનને ગાળવું પડે, તો તેમ કરવાને પણ હું તૈયાર છું. હું આ જીવનમાં કદીપણ મારી ઇચ્છાને આધીન થઇને, તેમનું અનિષ્ટ કરીશ નહિ. તેમના અનિષ્ટની ધારણા પણ ધરીશ નહિ. ઇશ્વર પોતે પોતાની મેળેજ તેમને અને મને પોતપોતાનાં કર્મનું ફળ આપી રહેશે."

પરંતુ તેઓ જો તમારૂં અનિષ્ટ કરશે, તમારા પ્રાણનો સૃષ્ટિમાંથી વિનાશ કરશે તો?" સમરકેતુએ પૂછ્યું.

"હું તેમને તેમના તે અપરાધની ક્ષમા આપીશ અને ઇશ્વર પાસે તેમને સન્મતિ મળે એવી પ્રાર્થના કરીશ." ચંદ્રગુપ્તે ઉત્તર આપ્યું.

"તમે તેમને શી રીતે ક્ષમા કરી શકશો? કારણ કે, તેઓ તો કાંઈ તમારી ક્ષમાના ભીખારી નથી, તેમજ તમારા તરફથી મળતી ક્ષમાના આકાંક્ષા રાખનારા પણ નથી. જેમને ક્ષમાની કીમત નથી, તેમને ક્ષમા આપવામાં શો લાભ?" સમરકેતુએ ઉત્કંઠિત ચિત્તે પૂછી લેવાનો પ્રયત્ન કર્યો.

"પણ, મારે તેઓ ક્ષમા કરે કે, ન કરે તે તરફ લક્ષ આપવાનું શું પ્રયોજન છે? હું તો માત્ર મારા કર્ત્તવ્યનેજ બજાવીશ અને જનસમાજ આગળ મારી નિર્દોષતાનો પરિચય કરી બતાવીશ. તેઓ મારા વડીલ છે અને તેટલા માટે મારે તેમનું શુભ ઇચ્છવું, એ મારો પરમ ધર્મ છે. પરમાત્મા તેમને સદ્બુદ્ધિ આપશે, તો છેવટે તેઓ પોતે પોતાની ભૂલને જોઇ શકશે, અને મારા પ્રત્યેના દ્વેષને વિસરી જશે. તેઓ

ક્ષમા યાચે અથવા ન યાચે, એમાં મને લાભ કે હાનિ કાંઇજ નથી. હું કેવળ મનુષ્ય છું, ઇશ્વરનો બનાવેલો ક્ષુદ્ર જીવ છું, માટે મારે તે મનુષ્ય ધર્મ અને જીવનનાં સત્ય કર્મને અવલંબીનેજ ચાલવું જોઇએ. મનુષ્યત્વનો પૂર્ણ પરિચય કરાવવો, એજ પ્રત્યેક માનવનો પ્રથમ ધર્મ છે, એવી મારી દૃઢ માન્યતા છે. વળી તેઓ મારા જીવનના એક રીતે અધિકારી છે અને હું તેમની આજ્ઞા પ્રમાણે વર્તવાને બંધાયલો છું, કારણ કે; તેઓ મારા સ્વર્ગીય પિતાના પુત્ર છે—મારા વડીલ—જ્યેષ્ટ બન્ધુ છે." ચન્દ્રગુપ્તે પોતાની સરળતા જણાવવા માંડી.

"ચંદ્રગુપ્ત! આમ ધારવામાં તમારી ભયંકર ભૂલ થાય છે તમારો વિચારો કેવળ યોગીઓને માટેજ યોગ્ય છે. શું ભગવાન કૃષ્ણચંદ્રે, કૌરવકુળની કપટનીતિનો નાશ કરવા માટે, કુરૂક્ષેત્રની રણભૂમિમાં અર્જુનને ઉત્સાહિત બનાવીને યુદ્ધમાં પ્રવૃત્ત કીધો, એ કાર્ય અનુચિત હતું, એમ કહી શકશો ખરા કે? ધનનંદ કપટ અને કૂટ નીતિમાં એક્કો છે. અક્ષોહિણી સેના તેના તાબામાં છે, અને તેનો રાજભંડાર, અત્યારે કરોડો સુવર્ણ—રત્નોથી પરિપૂર્ણ છે, તે શું આ ભવમાં કદાપિ તમારા જેવા શક્તિવિહીન પુરુષનો સ્વીકાર કરશે ખરો કે? તે તમારી ક્ષમાને લક્ષમાં લાવશે ખરો કે? નહિ—કદી નહિ. આ જગતમાં જો કોઇ તેનો પ્રતિસ્પર્ધી હોય, તો તે માત્ર તમેજ છો. અને તમારૂં કાસળ કાઢીને તે તમારો, પોતાના પ્રતિસ્પર્ધીનો નાશ કરવા માટે ભૂખ્યા વાઘની પેઠે તલપી રહ્યો છે. માટે એવા માનવહન્તા પિશાચ પ્રત્યે પ્રેમ, વાત્સલ્ય, અને પૂજ્યભાવ રાખવો, એ પણ મને તો અતિ તુચ્છ કાર્ય જણાય છે. વૈરીના પ્રત્યે દયા દર્શાવવી એ ક્યારેક જીવનનો નાશ કરવાનાં બીજ વાવ્યા સમાન છે. રાજકુમાર! તમારૂં હૃદય અદ્યાપિ સરલતાથી ભરપૂર છે, તેવીજ રીતે રાજનીતિને માટે જોઇતી કપટતાથી શૂન્ય છે. અને એ સરલતા તથા શૂન્યતાજ તમને આ પ્રમાણે પીડી રહ્યાં છે. જ્યારે તમને સર્વ વિષયમાં પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થશે, ત્યારે જોઇ શકશો કે, દુનિયા કેવી દગાબાજ બની ગઇ છે! ધનનંદ તમારો નાશ કરવા માટે અનેક કાવત્રાં રચી રહ્યો છે, તેનાં એક નહિ પણ અનેક પ્રમાણો વિદ્યમાન છે." રાજા સમરકેતુએ પોતાના પ્રત્યક્ષ અનુભવનો ચંદ્રગુપ્તની આગળ તાદૃશ ચિતાર રજૂ કરી આપ્યો.

"તમે જે પ્રમાણો મેળવ્યાં છે અને મને જણાવી દીધાં છે, તેનાથી વિશેષ પ્રમાણો શું તમે મેળવી શક્યા છો, ખરા કે?" રાજકુમાર ચંદ્રગુપ્તે વિશેષ પ્રમાણો મેળવવાની ઉત્સુકતા દર્શાવીને આ પ્રમાણેનો પ્રશ્ન પૂછી જોયો.

"હા-હા. તેનાથી પણ વિશેષ પ્રમાણો અત્યારે મારી પાસે જ વિદ્યમાન છે, જૂઓ, આ રહ્યું, તે કપટવિશારદ ધનનંદનું પત્ર."–

આમ કહીને રાજા સમરકેતુએ પોતાના ગજવામાંથી એક પત્ર કાઢીને ચંદ્રગુપ્તના હાથમાં આપ્યું. ચંદ્રગુપ્ત તે પત્રના હસ્તાક્ષર જોઇને ચમકી ઊઠયો. કારણ કે, તે પત્રનો લેખક સ્વયં મગધેશ્વર મહારાજ નંદ જ હતો.

પત્ર વાંચી રહ્યા પછી, ચંદ્રગુપ્તના મુખમંડળપર પ્રથમ એક પ્રકારની ગંભીરતા છવાઈ ગઈ. પરંતુ તેણે તે ગંભીરતાને બળાત્કારે છુપાવી દઇને, મૃદુ હાસ્યપૂર્વક કહી સંભળાવ્યું કે;–"કદાપિ મને કેદીરૂપે મેળવવાથી, મગધ દેશના મહારાજાને સંતુષ્ટતા થતી હોય, તો તમારા કલ્યાણને માટે હું તેમનો કેદી થવાને પણ તૈયાર છું. હું મારી ઇચ્છા-પૂર્વક તેમની આગળ આત્મસમર્પણ કરીશ અને તમારા પ્રત્યે થયેલા તેમના વિષમ ભાવને પુનઃ શુભ ભાવનાના રૂપમાં પરિણત કરવાનો પ્રયત્ન કરીશ. તમારાપર આવનારી આપદનું નિવારણ હું મગધ રાજ્યનો બન્દીવાન બનીને પણ કરી આપીશ."

સમરકેતુએ અતિ ગંભીર સ્વરે કહ્યું કે;––"ના–ના. ચંદ્રગુપ્ત! જ્યાં સુધી આ વિશ્વમાં સમરકેતુનો દેહ અસ્તિત્વ ધરાવતો હશે, જ્યાં સુધી પૃથ્વીના પડપર તે જીવતો–જાગતો હશે, ત્યાં સુધી કદાપિ તેમ બની શકશે નહિ. કદાચિત્ આ રાજ્યનો લોપ થશે, સમરકેતુનું નામ ધરાના વક્ષપરથી વિલુપ્ત થશે, તોપણ તે તલમાત્ર ડગશે નહિ–પોતાની પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થશે નહિ. હજારો આફતો આવશે, લોહીની નદીઓ રેડાશે, અખૂટ દ્રવ્યનો ભંડાર લૂટાઈ જશે, સમસ્ત રાજ્ય અને સુખને તિલાંજલિ આપવી પડશે, તો તે સર્વને સમરકેતુ સ્વીકારી લેશે, કિન્તુ શરણાંગત ચંદ્રગુપ્તનો કદીપણ ત્યાગ કરી શકશે નહિ. તમે જાણતા નથી કે, રાજકુમાર! આ સર્વ રાજ્ય મેં તમને અર્પણ કર્યું છે અને મારા પ્રાણને પણ તમારા ચરણોમાં ક્યારનાએ સમર્પી દીધા છે, તો પછી મને શો ભય છે? હવે આ રાજ્યની રક્ષાનો ભાર, ધર્મ અને ન્યાયની રીતે તમારાપરજ રહે છે. મેં મારા મસ્તકના રાજમુકુટને ઉતારીને તમારા મસ્તકપર ધારણ કર્યો છે, માટે તમારે હવે એ મુકુટનું માન જાળવવુંજ જોઇએ. ક્ષાત્રધર્મનો પરિચય તમારે હવે કરાવવોજ જોઇએ. હવેથી તમે વડીલ તરીકે રાજ્યનો અધિકાર પ્રાપ્ત કરી ચૂક્યા છો, માટે તમેજ રાજ્યશાસન ચલાવજો અને હું અનુજ–કનિષ્ઠ બન્ધુ તરીકે તમારી આજ્ઞાનું પાલન કરીશ. જો હવે તમારામાં શક્તિ હોય, તો અમારા સ્નેહબંધનને છિન્ન વિછિન્ન કરીને ચાલ્યા જાઓ."

આમ કહીને સમરકેતુએ, પોતાના મસ્તકપરથી મુકુટ ઉતારીને, ચંદ્રગુપ્તના મસ્તકપર ઓઢાડી દીધો. પોતાના કટિભાગમાંથી સુવર્ણ-ખચિત તલ્વાર છોઠીને, તેને ચંદ્રગુપ્તના કટિભાગ પર બાંધી દઇને કહ્યું કે;—"જો હવે તમારામાં શક્તિ હોય, તો અત્યારે તમે અમારો ત્યાગ કરીને ચાલ્યા જાઓ."

ચંદ્રગુપ્ત આ વિષયમાં હા કે ના કાંઈ શક્યો નહિ. સમરકેતુના હૃદયની અપૂર્વ ઉદારતા જોઇને તે અતિ વિસ્મિત બની ગયો. કેટલીક વાર સુધી તેનાથી કાંઈ પણ બોલી શકાયું નહિ.

ત્યાર પછી ચંદ્રગુપ્તે આવેગમાં આવી સમરકેતુને આલિંગન કરીને કહ્યું કે;—"ભાઈ! હુ આજ સમજી શક્યોછું કે, આ વિશાળ વિશ્વમાં હુ આશ્રયહીન નથી. પરમાત્માએ મને છેક આધારવિહીન બનાવ્યો નથી. તમારા અપૂર્વ સ્નેહનું પ્રતિદાન આપવાની મારામાં શક્તિજ નથી. તમારા ઇચ્છિત અને સ્થાપિત કાર્યોમાં કોઇપણ પ્રકારની બાધા નાખવાનું સામર્થ્ય મારામાં અવશિષ્ટ રહ્યું નથી તથાપિ તમે મારી એક વાર્તાનું ચિરકાળને માટે સ્મરણ રાખજો કે, રાજ્યેશ્વર થવાની મારી બિલ્કુલ ઇચ્છાજ નથી. હું તમારા સેનાપતિના પદનો ભારજ ગ્રહણ કરીશ. તમારા માટે મારે જીવન આપવું પડશે, તોપણ હું તત્પર રહીશ. જ્યાં સુધી તમે આહ્‌વમાંથી મુક્ત થશો નહિ, ત્યાં સુધી હું તમારી સોબતનો પરિત્યાગ કરીશ નહિ. મારૂં લોહી રેડીને, મારા જીવનની આહુતિ આપીને, પણ હું તમારા રાજ્યની, તમારી અને તમારા પરિવારની રક્ષા કરવામાં કદી પાછી પાની કરીશ નહિ. તમારા રાજ્યનો પ્રબંધ રાખવામાં, તમારી પ્રજાની આબાદી વધારવામાં, તમારા શત્રુઓનો ધ્વંસ કરવામાં અને તમારૂં કોઇપણ પ્રકારે હિત થાય તેવા ઉપાયો યોજવામાં હું સર્વદા તત્પર રહીશ. તમારા સ્નેહના પ્રતિશોધમાં હું તમારો દાસાનુદાસ બનીને મારા જીવનનો ભોગ આપવામાં એક પ્રકારનો અમૂલ્ય આનંદ માનીશ. તમારી સેવા કરીને મારા હૃદયને શાન્તિ આપીશ."

સમરકેતુ એક પ્રકારના આગ્રહ અને ઉત્કંઠાની સાથે કહેવા લાગ્યો કે;—ભાઈ! તમારો આ નિશ્ચય જોઇને મને અતિ આનંદ થાય છે, પરંતુ તે સાથે એક પ્રકારની ઉદાસીનતાનો આવિર્ભાવ થયા વિના રહેતો નથી. કારણ કે આપને મેં મારા પૂજ્ય પુરુષ માનેલા છે. તેથી આપ મારી સેવા કરવાનું કહોછો, એ સર્વથા અનુચિત છે. પરંતુ હવે એ વિષયમાં વિશેષ ઊહાપોહ કરવાની કાંઈ આવશ્યકતા જણાતી નથી. તમારે મારી યાચનાનો સ્વીકાર કરવોજ પડશે. પણ હવે આપણે શું

કરવું અગત્યનું છે, તે તમે જાણો છો, ખરા કે? મગધથી આવેલા રાજદૂતને કાલે પ્રભાતમાંજ નંદ રાજાના પત્રનું ઉત્તર આપવું પડશે. મેં માત્ર તમારી સાથે સલાહ કરવાના વિચારથીજ અત્યાર સૂધી વિલંબ કરીને, તેને કાંઈ પણ ઉત્તર આપ્યું નથી. પણ હવે આપનો એ વિષયમાં શો અભિપ્રાય છે, તે જરા જાણવો જોઈએ?"

ચંદ્રગુપ્તે ઉત્તર આપ્યું કે;—"જે કાંઇ ઉત્તર આપવું હોય, તે કહી નાખો, એટલે હું વરતજ પત્રપર તે લખી નાખવાંને તત્પર છું. તમારી જેવી ઇચ્છા હોય, તે પ્રમાણે વર્તવાને હું સર્વદા આતુરછું. જો તમારી ઇચ્છા મારી પાસે ઉત્તર લખાવવાની છે, તો હું પોતેજ લખી નાખુંછું. કલમ અને શાહીનું પાત્ર આદિ લખવાની સર્વ સામગ્રી તે ગૃહમાં તૈયારજ હતી. તેથી ચંદ્રગુપ્તે રાજા સમરકેતુની પાસેના એક આસનપર બેસીને, શાંતચિત્તે મગધરાજના પત્રનું ઉત્તર લખવા બેઠો. સમરકેતુ તેની બાજૂએ બેસીને, એક નજરે ચંદ્રગુપ્તનું લેખન–કાર્ય જોવા લાગ્યો.

લખાણ સમાપ્ત થયું એટલે, ચંદ્રગુપ્તે તે પત્ર રાજા સમરકેતુના હાથમાં આપીને કહ્યું કે;—"વિશેષ વાર્તા લખવાનું કાંઇ પણ પ્રયોજન નથી. આ મલયપૂરના નાના રાજ્યનો ઉચ્છેદ કરવાનું કાર્ય અતિ સહજ છે, એમ રાજા નંદનું માનવું છે. માટે મારે પોતાનેજ આ રાજ્યનો સર્વ બંદોબસ્ત કરવો પડશે અને નીતિહીન નંદરાજાને બતાવી આપવું પડશે કે, સમરકેતુના રાજ્યપર હલ્લો કરવાનું કાર્ય સહેલું નહિ, પરંતુ અતિ હાનિકારક છે. અને એટલા માટેજ તેમના લાંબા લચક પત્રનું આ પ્રમાણે સંક્ષિપ્ત ઉત્તર આપવાનું મને યોગ્ય લાગે છે."

નંદરાજાના પત્રનું ઉત્તર, ચંદ્રગુપ્તે આ પ્રમાણે આપ્યું હતું કે;-

"મગધેશ્વર મહારાજ નંદ!

"આપના મનમાં ઘણા લાંબા સમય થયાં, એવોજ એક પ્રકારનો ભ્રમ થઈ રહ્યો છે કે, પહાડી રાજવંશી ઘણા વર્ષો થયાં નંદવંશના ખંડિયાઓ હોવા છતાં, આપના સાર્વભૌમિકત્વનો સ્વીકાર કરતા નથી. અત્યારે જેના હસ્તમાં મલયપૂરના રાજ્યનો અધિકાર છે, તે પણ પોતાની દુર્બળતાને લીધે તલ્વારને ધારણ કરતો નથી, તો તેમ ધારવામાં મગધદેશના ભૂપાલનો પ્રમાદ થાય છે અને કાંતો તેમને પહાડી રાજાઓનો ભય લાગે છે. પણ મહારાજ! મગધ રાજ્યનું શિક્ષિત સૈન્ય, જો પહાડી પૃથ્વીપતિઓના પરાક્રમની પરીક્ષા કરવા માટે અગ્રેસર થશે, તો તેઓ યોગ્ય શિક્ષા પામ્યા સિવાય અથવા તો ભયંકર

હાર ખાધા વિના પાછું ફરી શકશે નહિ. આશ્રિતનો પરિત્યાગ કરવાની પ્રથા અસભ્ય પહાડીઓમાં નથી. તેઓ પોતાના જીવનનું બળિદાન આપીને પણ આશ્રિતની રક્ષા કરવામાં પાછા હટે તેવા નથી. તમારા ઉત્પાતથી કદાચિત્ ન કરે નારાયણને જો મલયપૂરના રાજ્યનો ધ્વંસ થશે, તો તેમ કરવામાં પણ રાજા સમરકેતુ પ્રસન્ન ચિત્તે તત્પર રહેશે. જ્યાંસુધી એક પણ પહાડી સૈનિક જીવિત રહેશે, ત્યાં સુધી, મગધપતિ આ રાજધાનીની સીમામાં પ્રવેશ પણ કરી શકશે નહિ. અમારી ધારણા પ્રમાણે તમે મોકલેલી રજત-શૃંખલા અને તલ્વાર પોતાના વિનાશને માટેજ મોકલી આપી હશે. ચિરસ્વાધીન પાર્વતીય જાતિ કદીપણ શૃંખલામાં આબદ્ધ થવાની વાસના રાખતીજ નથી. એટલા માટે અમે તે તમને પરત મોકલી આપીને કેવળ તલ્વારનેજ ગ્રહણ કરીએ છીએ, અને એ તલ્વાર દ્વારા મગધરાજ્યના માલિકને અમારા પહાડી લોકોનું પરાક્રમ દર્શાવવાની આકાંક્ષા રાખીએ છીએ."

"પહાડી પ્રદેશનો પૃથ્વીપતિ સમરકેતુ."

ઉપર્યુક્ત પત્ર વાંચીને સમરકેતુ બોલી ઊઠયો કે;—"ભાઈ! તમને મારા હૃદયની આંતરિક ભાવનાઓ જાણે કોઈ ગૂઢ રહસ્યના બળને લીધે અવગત થઈ ચૂકી છે, અને તે સર્વનો તમે આ પત્રમાં સમાવેશ કરી દીધો છે. એટલે, મારે હવે કાંઈ વિશેષ કહેવા જેવું રહ્યું નથી. કાલે પ્રભાતમાંજ મગધના દૂતને આ પ્રમાણેનો જવાબ આપી દઈશ. પરંતુ હવે તમને વિશ્રાંતિ મળી શકશે નહિ. રાત્રિના પ્રથમ પ્રહર પહેલાં, હું તમારી પાસે આવી જઈશ. અને ત્યાર પછી તમારે મારી સાથે એક ગુપ્ત સ્થળે આવવું પડશે."

કોઈ પણ વિષયના ગુહ્ય કારણનો પત્તો મેળવવા માટે, ચંદ્રગુપ્તે કદીપણ કૌતુહલને પ્રકટ થવા દીધું નહોતું. તેથી તેણે સહાસ્ય મુખે કહ્યું કે;—"તથાસ્તુ. હું તમારી આજ્ઞાનું પાલન કરવાને સર્વદા તૈયાર છું."

## પ્રકરણ ૧૪ મું

### પિશાચોના પંજામાં પકડાયલી પ્રમદા

રાત્રિ લગભગ બે પ્રહર જેટલી વીતી જવા આવી હતી, એ સમયે સમરકેતુએ ચંદ્રગુપ્તના ઓરડામાં પ્રવેશ કરીને કહ્યું;—"સમય થઈ જવા આવ્યો છે, માટે સત્વર મારી સાથે ચાલો."

ચંદ્રગુપ્તે આગ્રહસહિત પ્રશ્ન કર્યો;—"મન્દા, ક્યાં છે, વારુ?

"તે પોતાના શયનગૃહમાં સૂતી છે."

"ભાઇ! આવી ગંભીર રાત્રે આપણે ક્યાં જવાનું છે?"

"આપણે જ્યાં આગળ જવાનું છે, તે સ્થળ વધારે દૂર નથી. આ રાજમહાલયની સ્હામી બાજૂએ જે પર્વત દેખાય છે, તે પર્વતની એક ગુપ્ત ગુહામાં આપણે જવું પડશે."

"આટલી મોડી રાત્રે ગિરિની ગહન ગુહામાં જવાનું શું પ્રયોજન છે?

"તમારા અને મારા ભાગ્યની પરીક્ષા માટે."

"શું કોઇ સાધુ અથવા સંન્યાસીની પાસે જવાનું છે, કે?"

"તમે એ વાર્ત્તા શી રીતે જાણી, વારૂ?

"મન્દાએ એક દિવસ મને કહ્યું હતું કે, આ પહાડમાં એક ત્રિકાળજ્ઞાની મહાપુરુષ વસે છે, અને તેઓ ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાનને પ્રત્યક્ષ જોઇ શકે છે, તેમનું નામ પણ યોગાનંદ સ્વામી છે, કેમ ખરૂં કે નહિ?"

"બરાબર છે, તેમનું નામ યોગાનંદ સ્વામીજ છે. ખરેખર તેઓ પ્રત્યક્ષદર્શી છે. મન્દાના સંબંધમાં તેમણે ભવિષ્ય ભાખ્યું હતું. કે;–"

સમરકેતુએ અસાવધતાથી સહસા મન્દાની વાર્ત્તા કહી દીધી હતી. પરંતુ તેને જણાયું કે, આ વાર્ત્તા જણાવવી યોગ્ય નથી. પણ તીક્ષ્ણ બુદ્ધિ ચંદ્રગુપ્ત, તેને સહસા ચૂપ થયેલો જોઇને મનમાં ને મનમાં સંદેહાન્વિત થવા લાગ્યો. જ્યાં આગળ સંદેહનો, ઉદ્‌ભવ થાય છે, ત્યાં આગળ આશ્ચર્યનો આવિર્ભાવ પણ થવા લાગે છે. તેથી ચંદ્રગુપ્તે પણ આશ્ચર્યને આધીન થઇને, સમરકેતુને પૂછ્યું કે;–"મન્દાના સંબંધમાં યોગીરાજે શું ભવિષ્ય ભાખ્યું હતું, વારૂ?"

સમરકેતુએ ઉત્તર આપ્યું કે;–"ભાઇ! તમારી આગળ હું કાંઇ પણ ગુપ્ત રાખીશ નહિ. ચાલો, હવે આપણે રાજમહાલયમાંથી બહાર નીકળી જઇએ. માર્ગમાં હું તમને સર્વ વાર્ત્તા કહી સંભળાવીશ."

તે નક્ષત્રમાળાને ધારણ કરનારી અને ચંદ્રના પ્રકાશથી શોભતી ભયંકર રાત્રે, તેઓ બન્નેએ રાજમહાલયનો ત્યાગ કર્યો. સફેદ ચાંદનીથી ચળકતા માર્ગે તેમના જવામાં કોઇ પણ પ્રકારનું વિઘ્ન નાખ્યું નહિ. બન્ને જણાએ ધીરે ધીરે પહાડપરથી ઉતરીને એક ક્ષુદ્ર કન્દરામાં પ્રવેશ કર્યો. અને એ ગુહાના મેદાનમાંથી તેમણે જોયું કે, ઉપરની કન્દરામાં ચંદ્રના પ્રકાશથી ભૂષિત થયેલી રાજધાની અને તેની જોડેનું મહાકાળનું સફેદ મન્દિર અતિ સુંદર અને સુશોભિત જણાઇ રહ્યું હતું.

સમરકેતુ એ નાના ગુહામાર્ગમાં આવીને ચંદ્રગુપ્તને કહેવા લાગ્યો:–

"રાજકુમાર! તમે મન્દાના સંબંધમાં તેના ભવિષ્યની વાર્ત્તા જાણવાની જિજ્ઞાસા કરી હતી, કેમ? ભાઇ! એ વાર્ત્તા અતિ ભયંકર છે. તે કહેતાં મારૂં કાળજું પણ કમ્પી ઊઠે છે. એ વાર્ત્તા અતિ શોચનીય છે! મન્દાને પણ હજીસુધી એ વાર્ત્તા જણાવવામાં આવી નથી અને જણાવવાનું કાંઈ પ્રયોજન પણ નથી. મન્દાને અદ્યાપિ અવિવાહિતા રાખી છે, તેનું કારણ જણાવવાની યોગાનંદ સ્વામીએ મના કરેલી છે. મન્દાના ભાગ્યમાં વૈધવ્ય છે. તેનાં સોળ વર્ષ વીતી ગયા પછી, તેનો તે વૈધવ્યયોગ ચાલ્યો જશે અને તે સમય પસાર થવામાં હજી સાત માસ બાકી છે."

ચંદ્રગુપ્ત આ વાર્ત્તા સાંભળીને ચમકી જઇને કહેવા લાગ્યો:- "તમે આ સર્વ શું કહો છો? પવિત્રતાની પ્રતિમાના ભાગ્યમાં પણ આવો ભયંકર પ્રસંગ? કેવો સર્વનાશ? કેવી ભયાનક વાર્ત્તા? પરંતુ ભાઈ! મનુષ્ય માત્ર ભ્રમમાં ભમેલાંજ હોય છે અને તેને અનુસરીને સ્વામીજીના ભવિષ્યમાં કદાચિત્ કાંઇક ભૂલ થઈ હશે!"

સમરકેતુએ દૃઢ સ્વરે કહ્યું:—"ના ભાઈ! એવી વાર્ત્તા બોલશો નહિ. મનુષ્યના ભાગ્યનું ભવિષ્ય કહેવું એ તેમનો નિત્યનો વ્યવસાય નથી. મારા સ્વર્ગીય પિતાને તેઓ ઘણા ચહાતા હતા, અને તે સ્નેહના પરિણામેજ હું વારંવાર તેમને મળવા માટે જઉં છું. આ પર્વતની એક ગંભીર ગુફામાં તેમનું આશ્રમ આવેલું છે. અતિ વનવૃક્ષોથી એ પર્વત છવાયલો રહેતો હોવાથી, સહજમાં કોઈ ત્યાં આગળ જઇ શકતું નથી. ઘણાખરા લોકો તેમના આશ્રમનો માર્ગ પણ જાણતા નથી. દર માસની પૂનમે, હું તેમની પાસે જઇને એકવાર મળી આવું છું. હું એકલોજ જઉં છું અને એકલોજ આવું છું. આજે તમને સાથે લઇ જઉં છું, તેનું કારણ માત્ર તમારા આશ્ચર્ય અને કૌતુહલનું નિવારણ કરવાનુંજ છે. હું જાણવા માગું છું કે, તમારા અને મારા ભાગ્યમાં શું લખેલું છે. આપણા બન્નેની સન્મુખ ભયંકર આફત આવી પડી છે. તેનું પરિણામ શું આવશે એ જાણવાની મને તીવ્ર જિજ્ઞાસા ઉત્પન્ન થઇ છે. જો મગધેશ્વરની સાથે યુદ્ધ થશે તો ભવિષ્યમાં કોનો જય અથવા પરાજય થશે, એનો પૂર્વાભાસ મેળવવા માટેજ હું અત્યારે ગુરુદેવ પાસે જાઉં છું. સર્વ વિષયોનું શું ફળ ઉપજશે, એ જાણવાની જિજ્ઞાસાથીજ આવી ગંભીર રાત્રે આપણે રાજમહાલયનો ત્યાગ કરીને અત્રે આવી પહોંચ્યા છીએ."

આ સમયે વાદળાંથી વિહીન બનેલા આકાશમાં ચંદ્રદેવ પો-

તાના પ્રકાશની રૂપેરી ધારા રેડીને અતિ મધુરતાથી હાસ્ય કરી રહ્યા હતા. સમીપમાંજ એક પહાડી નદીનું નૈશસંગીત, તે ચન્દ્રમાશાલિની મધુરી યામિનીના મલયવક્ષ પર, બહુજ ધીરે ધીરે પોતાના મૃદુ પ્રતિધ્વનિને પ્રસારી રહ્યું હતું. ચંદ્રગુપ્ત અન્ય કાંઈ પણ વાર્તા વિનોદ કર્યા વિના, પ્રકૃતિની આવી સુંદર શોભા જોતો જોતો અને મન્દાકિનીના ભાગ્યની વાર્ત્તા વિચારતો વિચારતો ચાલ્યો જતો હતો, આ સમયે તે જનમાનવવિહીન ગંભીર વનપ્રદેશમાં, જાણે કોઇનો એક આર્ત્ત નાદ સંભળાયો કે;—"આટલામાં કોઇ છે કે? આવો મારી રક્ષા કરો."

સહસા આવી ગંભીર નિશાના ભયંકર સમયે, વનમાં આવો આર્ત્તનાદ સાંભળીને, તેઓ બન્ને ચમકી ઉઠયા અને સ્તંભિત થઇને એક સ્થળે ઉભા રહ્યા. કયી બાજૂએથી આ સ્વર આવે છે, તે નક્કી કરીને, તેઓ બન્નેએ એક ગાઢા જંગલમાં પ્રવેશ કર્યો.

ચંદ્રગુપ્ત એક સાંકડા માર્ગમાં ઉભો રહીને સમરકેતુને પૂછવા લાગ્યો;–"ભાઈ! તમે આ માર્ગની સંભાળ રાખવા માટે અત્રે ઉભા રહો. હું આગળ જઇને જોઈ આવું છું કે; ત્યાં આગળ શો બનાવ બન્યો છે?

સમરકેતુએ કહ્યું કે;–"રાજકુમાર! મારૂં આ રાજ્ય સુવ્યવસ્થિત અને પૂર્ણ રક્ષાથી રક્ષાયલું છે. મારી આ પ્રજામાં, એવો કોઈ ધર્મજ્ઞાનહીન પુરુષ પિશાચ નથી, કે જે રમણીના ઉપર અત્યાચાર અથવા જુલમ ગુજારી શકે. પણ, અહિંનો બનાવ કાંઇક ભયંકર ભાસે છે. મારા હૃદયમાં એક પ્રકારનો સંદેહ થાય છે, માટે તમને એકલા જવા દેવા એ મને અનુચિત લાગે છે, ચાલો હું પણ તમારી સાથેજ આવું છું."

તરતજ બન્નેએ પોતપોતાના હાથમાં ખુલ્લી તલ્વારો લઇને તે જંગલમાં પ્રવેશ કર્યો. ત્યાં આગળ જઇને તેમણે જોયું કે, તે ગંભીર જંગલમાં એક ગુપ્ત સ્થળે, ચાર બળવાન સૈનિકો, એક યુવતીને ઝાડ સાથે બાંધીને તેના પર બળાત્કાર કરવાની ચેષ્ટા કરી રહ્યા હતા.

ચંદ્રગુપ્તે એક ક્ષણ પણ વ્યર્થ ગાળ્યા વિના, તરતજ પોતાની તલ્વારવડે તે સૈનિકોપર સપાટો ચલાવવા માંડયો. તેની તલ્વારના આઘાતથી તે શયતાનોમાંનો એક શયતાન પૃથ્વીપર ઢળી પડયો. બીજા ત્રણ જણાએ ચંદ્રગુપ્તને ચારે બાજૂએથી ઘેરી લીધો.

સમય સાધીને, રાજા સમરકેતુએ પણ તેમના પર આક્રમણ કર્યું.

તેની તલ્વારના અમુક ઘાવથી એ શયતાનો ઘાયલ થયા અને બાકી એક જણ બચી ગયો. તે ન્હાસવાની તૈયારી કરી રહ્યો હતો; એવામાં ચંદ્રગુપ્તે તેને પકડી પાડીને; તેના માથાપર એક સખ્ત મુષ્ટાઘાત કર્યો. તેથી તે તરતજ ધરણીપર ગબડી પડયો.

સમરકેતુએ તરતજ પોતાનો સાફો છોડીને, તે પાપિષ્ટને ઝકડીને બાંધી લીધો.

જે રમણીપર પિશાચો જુલ્મ ગુજારવાની મહેનત કરી રહ્યા હતા, તે રમણી અતિ સુંદર યુવતી હતી !

ચંદ્રગુપ્તે તરતજ તે રમણીને બન્ધનમાંથી મુકત કરીને કહ્યું;—"બ્હેન ! તમે કોણ છો ? તમારો પરિચય આપો. તમારા દુશ્મનોમાંના ત્રણ મરણ પામ્યા છે અને બીજો એક અમારા હાથમાં કેદ પકડાયોછે."

તે બ્હીકથી બાવરી બનેલી રમણીએ કમ્પતાં કમ્પતાં કહ્યું;—"ભગવાન આપનું કલ્યાણ કરો. આપે મારા ધર્મની અને જીવનની રક્ષા કરી છે. જો આપ અત્યારે અહિં ન આવી ચઢયા હોત, તો મારૂં આખું જીવતર ધૂળ મળી જાત. મારી સર્વે વાસનાઓ બળીને ભસ્મ થઈ જાત. મારા પવિત્ર કુળની લજ્જા તથા મર્યાદાનો આ સ્થળેજ અંત આવી જાત. પણ પરમેશ્વરે આપને સદ્‌બુદ્ધિ આપીને અચાનક અહિં મોકલી આપ્યા છે, એ મારાં અહો ભાગ્યની વાર્તા છે. હું અભાગિની છુ, એટલે એ વિના આપને મારો વિશેષ :પરિચય શું આપી શકું ?'

ચંદ્રગુપ્ત બોલ્યો;–"આપનો પરિચય મળશે, તો કદાચિત્ અમે અત્યારે આવી ગંભીર રાત્રેજ આપને આપના ઘરપર પહોંચાડી દઈશું."

તે રમણીએ કહ્યું કે;–"હવે ઘેર જવાની મારી બિલ્કુલ ઇચ્છાજ નથી. હું બ્રાહ્મણની કન્યા છું અને વળી વિધવા છું. મારે આ સંસારમાં મારા એક રક્ષક પિતા વિના અન્ય કોઈ નથી. મારા પિતા શાસ્ત્રનું અધ્યયન કરનાર પંડિત છે. કોઇક શિષ્યને ત્યાં કાંઇક ક્રિયા કરવાની હોવાથી, તેઓ બહાર ગામ ગયા છે. તેમને ઘેર આવવાને હજી ઘણી વાર છે. મારા ઘર આગળ પણ હું તદ્દન નિરાપદ નથી. તેથી આપ જો મને સ્વામી યોગાનંદના આશ્રમમાં કોઈ પણ રીતે પહોંચાડી દેશો, તો હું સુખે રહી શકીશ."

ચંદ્રગુપ્તે પૂછ્યું કે;–"તમારા પર જુલ્મ ગુજારનારા પિશાચો કોણ હતા વારૂ ? તેમનો પોશાક આદિ જોતાં તો માગધીસૈનિકો હોય તેમ જણાય છે !"

તે રમણીએ ઉત્તર આપ્યું:–" હા, ખરેખર તેઓ માગધી સૈનિકોજ હતા. તેઓ મહારાજા નંદ રાજાના સાળા કુપટકના અનુચરો હતા. એ નરાધમ કુપટક ઘણા દિવસ થયાં મારા પર જુલ્મ ગુજારવાની ચેષ્ટા કરતો હતો. તે નરપિશાચે એટલે સુધી સાહસ કર્યું હતું કે, તેણે એક ગુપ્ત દૂતીને પણ મારી પાસે મોકલાવી હતી. મારા પિતાનો સ્વભાવ અતિ ક્રોધિત છે તેથી આ વાર્તા સાંભળીને કદાચિત્ તેઓ ભયાનક કાંડ મચાવી મૂકશે, એમ ધારીને મેં કુપટકના અત્યાચારની વાર્તા તેમને કહીજ નહોતી. પિતા હમેશાં મારી પાસે રહેતા હોવાથી, તે દુષ્ટ મારાપર કોઇ પણ પ્રકારનો જુલ્મ ગુજારી શકે એવો અવસર આવ્યો નહોતો. પરંતુ પિતાની ગેરહાજરીનો લાભ લઇને, એ પાપિષ્ઠે મારા ઓરડામાં પ્રવેશ કર્યો હતો. પણ મેં ભયંકર બૂમરાણ મચાવી મૂકવાથી, આસપાસના પાડોસીઓ જાગી ઉઠયા અને મને સહાયતા આપવાને તૈયાર થઈ ગયા, તેથી બ્હીકનો માર્યો તે દુષ્ટ કુપટક ત્યાંથી તરતજ ન્હાસી ગયો. મારી સ્થિતિ નિરાપદ નથી, એમ ધારીને, હું મારા પિતાના ગુરૂદેવ યોગાનંદ સ્વામીના આશ્રમમાં જવા માટે, આજે સન્ધ્યા સમયે ઘર બહાર નીકળી હતી. મને જણાય છે કે, મને બળપૂર્વક હેરાન કરવા માટે, એ લોકો પ્રથમથીજ તૈયાર થઇને મારી પાછળ પડી રહ્યા હતા. કેટલીક વાર પછી આ વનમાં હું અચાનક આ લોકોના દ્વારા ઘેરાઈ ગઈ અને આત્મરક્ષાની ચેષ્ટા કરવા લાગી. તેથી તે પાપિષ્ઠે ક્રોધના આવેશથી આવી જઇને પોતાના સાથીઓને આજ્ઞા આપી કે;–" આ સ્ત્રીને વૃક્ષની સાથે બાંધીને પછીથી બરાબર રીતે માર મારવા માંડો, તેથી તે કદાચિત્ માની જશે, અને નહિ માને તો પછી છેવટે તેનું મુખ બાંધીને તેને આપણા મહાલયમાં લઈ જઇશું તથા છેવટે આપણી ગુપ્ત વાસનાને તૃપ્ત કરવા માટે યોગ્ય ઉપાય યોજીશું." આ સમયે તો આપે બન્નેએ આવી પહોંચીને મારા જીવન તથા ધર્મની રક્ષા કરી છે. મહાનુભાવ ! આ અબળાને આપનો પરિચય પામવાનું સૌભાગ્ય મળી શકશે, ખરૂં કે ? "

ચંદ્રગુપ્તે ઉત્તર આપ્યું કે;–" આ ભાઈ મલયપૂરના મહારાજા સમરકેતુ અથવા મલયકેતુના પુત્ર છે અને મારૂં નામ ચંદ્રગુપ્ત છે."

" ચંદ્રગુપ્ત ? શું મગધ દેશના રાજકુમાર ચંદ્રગુપ્ત ? "

ચંદ્રગુપ્ત કુપટકને ઓળખતો હતો. કેટલીક વાર પર્યંત બરાબર લક્ષ્ય કરીને જોવાથી તે છદ્મવેશી કુપટકને ઓળખી શક્યો. જેને તેમણે કેદી બનાવ્યો હતો તે પોતેજ કુપટક હતો.

મહારાજ સમરકેતુએ ચંદ્રગુપ્તને કહ્યું:–" તમે આ અબળાની રક્ષા કરો. હું આ શયતાનને , કેદખાનામાં મૂકી આવીને તરતજ પાછો આવું છું. "

સમરકેતુએ તે કન્દરાને ઓળંગી ગયા પછી તરતજ એક ભયંકર શંખધ્વનિ કર્યો. એટલે એક ક્ષણવારમાં તે શબ્દ સાંભળવાની સાથેજ, પહાડી સેનાના એક ટોળાંએ રાજધાનીમાંથી તેવાજ પ્રકારનો શંખધ્વનિ કરીને, સમરકેતુને પોતાને ત્યાંથી વિદાય થવાનો સંકેત કરી દીધો.

તેઓને નજીકમાં આવેલા જોઇને સમરકેતુએ તેઓમાંના એક મુખ્ય પુરુષને આજ્ઞા આપી કે;–" આ નરાધમને બહુજ સાવચેતીથી કેદમાં લઈ જાઓ. "

તે રાત્રેજ રાજા ધનાનંદના સાળા કુપટકને મલયપૂરના રાજ–કારાગારમાં લાવવામાં આવ્યો, અને ત્યાર પછી ચંદ્રગુપ્ત અને સમરકેતુ તે દુ:ખી અબળાને સાથે લઇને યોગાનંદસ્વામીના આશ્રમમાં જઈ પહોંચ્યા.

---

# પ્રકરણ ૧૫ મું

## કર્ત્તવ્યપાલનનો મહામંત્ર

સ્વામી યોગાનંદ એક મહા સિદ્ધ પુરુષ હતા. તેઓ કદીપણ જનસમાજ સમક્ષ બહાર નીકળતા નહોતા. તેમના મઠમાં એક ગુપ્ત ગુહા હતી અને તેમાંના યોગાસન પર બેસીનેજ તેઓ ભગવાનની ધ્યાનધારણા અને સ્તુતિ–પ્રાર્થનામાં પોતાનું જીવન ગાળતા હતા. આસ પાસના પ્રદેશના સર્વ લોકો તેમનો ભય રાખતા અને ભક્તિ કરતા હતા. સાધારણ લોકોથી વારંવાર તેમના આશ્રમમાં જવાનું સાહસ કરી શકાતું નહોતું.

પરંતુ પર્વતરાજ સમરકેતુને તે આશ્રમમાં જવાને કશો પણ પ્ર-ત્યવાય નડતો નહોતો, તેમને માટે આશ્રમનાં દ્વાર સદાને માટે ખુલ્લાંજ હતાં. તે ગમે તે દિવસે અને ગમે તે સમયે, એ યોગસિદ્ધ મહાપુરુષની સાથે સાક્ષાત્કાર કરી શકતો હતો.

દુરાચારીઓના પંજામાં જે રમણી સપડાઈ હતી, તેનું નામ કુપાલિની હતું. અમે પ્રથમજ એનો પરિચય આપી ચૂક્યા છીએ, કે, તે કુપાલિની પંડિત શ્રેષ્ઠ ચાણક્યની કન્યા હતી. અને ચાણક્ય પંડિત, યોગાનંદ સ્વામીનો પ્રિય શિષ્ય હતો. તેથી સમરકેતુએ દૃઢ નિશ્ચય કર્યો

કે, ચાણક્યની કન્યા કપાલિનીને યોગાનંદ સ્વામીના આશ્રમમાં પહોંચાડી દેવી જોઇએ.

સમરકેતુએ આશ્રમમાં આવીને જોયું કે, સ્વામીજી એકાગ્રચિત્તે ગીતાનો પાઠ કરી રહ્યા હતા. જ્યાં સુધી તેમનો પાઠ પૂર્ણ ન થયો, ત્યાં સુધી સમરકેતુ બાજૂના એક ઓરડામાં તેમની વાટ જોતો ઉભો રહ્યો. લગભગ એક કલાક પછી સ્વામીજી પોતાના ઓરડામાંથી બહાર આવ્યા એટલે, રાજા સમરકેતુએ, ચંદ્રગુપ્તે અને કપાલિનીએ તેમના ચરણોમાં દંડવત્ કર્યા.

યોગાનંદ સ્વામી તેમને સર્વને આર્શીવાદ આપીને બોલ્યા કે;–"સર્વ મંગળ તો છો ને?"

સમરકેતુએ કરજોડીને, સ્વામીજીને પ્રણામ કર્યા પછી ઉત્તર આપ્યું:–"આપના આશીર્વાદથી સર્વ કુશળ છીએ. પરંતુ એક નવીન આપ્ત્ત આવવાની સંભાવના હોવાથી અત્રે આપની સલ્લાહ લેવા માટે આવ્યા છીએ."

સ્વામીજીએ હસતા મુખે કહ્યું:–"મને લાગે છે કે, એ આપ્ત્ત અવશ્ય આ સ્ત્રીને માટેજ ઉપસ્થિત થઇ હશે! સમરકેતુ! આ અવગુંઠનવાળી રમણી કોણ છે, વારૂ?"

સમરકેતુના ઉત્તર આપતાં પહેલાંજ કપાલિનીએ અવગુંઠનને મુખ પરથી અળગું કરી નાખીને ધીમેથી મહારાજના ચરણો આગળ જઇને વંદન કર્યું.

સ્વામીજીએ આ પહેલાં કપાલિનીને અનેકવાર જોઈ હતી. પરંતુ ત્યારે તે સૌભાગ્યવતી હતી અને આજે તે વિધવાના રૂપમાં તેમની આગળ ઉપસ્થિત થઈ હતી. તેથી તેઓ તેને બરાબર રીતે ન ઓળખી શકવાથી એક પ્રકારના સંદિગ્ધ સ્વરે બોલ્યા:–"આ કન્યાને મેં પ્રથમ ક્યાંક જોઇ હોય, એવું મને સ્મરણ થઈ આવે છે. સમરકેતુ, આજે શો બનાવ બન્યો છે અને આ રમણી તે કોણ છે, વારૂ?"

રાજા સમરકેતુએ, અત્યાર પહેલાંનો સર્વ વૃત્તાંત સ્વામીજીને કહી સંભળાવ્યા પછી વિશેષમાં કહ્યું કે;–"આ વીર પુરુષ જો મારી સાથે ન હોત, તો હું કદાચિત્ એ પાખંડીઓનો પરાજય પણ કરી શકત નહિ. હશે, જે બન્યું તે ખરૂં, પણ એ પિશાચોના હાથમાંથી આ વિધવા બ્રાહ્મણ કન્યાની રક્ષા થઈ છે, તે માટે વિધાતાને ધન્યવાદ આપવો જોઇએ. પ્રભુ! આ આપના જેવા તપસ્વીઓનાં તેજવડે તેજોમય બનેલા મારા પવિત્ર રાજ્યમાં પિશાચો આવીને આવો અત્યાચાર

આદરે, એમ અમારાથી સહન થઈ શકે ખરૂં કે ? અને એટલા માટેજ અમે તેમનો નાશ કરીને આ અબળાનું રક્ષણ કર્યું છે, ક્ષાત્રધર્મનું પાલન કર્યું છે."

યોગાનંદ સ્વામીએ કૃપાલિનીને ઉદ્દેશીને કહ્યું;—"બ્હેન ! તમે પાસેના ઓરડામાં જઈને જરા વિશ્રાંતિ લ્યો. મારો મુખ્ય શિષ્ય, તમને જરૂર પડશે તે સર્વ વસ્તુઓનો બંદોબસ્ત કરી આપશે. તમે મારા શિષ્યની કન્યા છો, માટે મારા આશ્રમમાં તમારે કાંઇ પણ સંકોચ રાખવાની જરૂર નથી."

કૃપાલિની ગુરૂજીની આજ્ઞા પ્રમાણે બીજા ઓરડામાં ચાલી ગઇ. ત્યાર પછી યોગાનંદ સ્વામીએ સમરકેતુને કહ્યું;–"મન્દાકિની તો કુશળ છે, ને ?"

સમરકેતુએ ઉત્તર આપ્યું;—જયાં આગળ આપના મંગળ આશીર્વાદની રાત્રિ દિવસ વૃષ્ટિ થયા કરે છે, ત્યાં આગળ કોઇ પણ પ્રકારની આશંકાનો આવિર્ભાવ થવો, સર્વથા અશક્ય છે, પ્રભુ !"

યોગાનંદ સ્વામીએ મૃદુ સ્વરથી કહ્યું:—"ભાઈ સર્વનું રક્ષણ કરનાર કેવળ ઇશ્વરજ છે. મન્દા, આ મર્ત્ય લોકની માનવી નહિ. પણ સ્વર્ગભૂમિની દેવી છે. સંસારમાંનું સામાન્ય પુષ્પ નહિ, પણ દેવભૂમિનું પારિજાતક છે. તેણે જો યોગ્ય યત્ન ન કર્યો હોત તો, ચંદ્રગુપ્તના જીવનની રક્ષાનું કાર્ય અસંભવિત થઇ પડત. પિશાચોની પાશવવૃત્તિ દ્વારા દુનિયાના એક મહાન પુરુષનું ઉચ્છેદન થઈ જાત. ભારતના ભાવિસમ્રાટ ચંદ્રગુપ્તને વિના દોષે વ્યર્થ નાશ થવાનો પ્રસંગ આવી લાગત, કેમ ચંદ્રગુપ્ત, ખરૂં કે નહિ ?"

ચંદ્રગુપ્ત, સ્વામીજીના મુખમાંથી પોતાના નામનો ઉચ્ચાર થયેલો જોઇને ઘણોજ વિસ્મિત બની ગયો. સમરકેતુના આશ્ચર્યનો તો અવધિજ થયો. તેણે સ્વામીજીના અદ્દ્ભુત યોગબળના સામર્થ્યને તરતજ જાણી લીધું. તેથી ગુરૂદેવે શી રીતે ચંદ્રગુપ્તના સંબંધમાં સર્વ વાર્ત્તાઓ જાણી લીધી, તે વિષયમાં તેને કાંઈ વિશેષ આશ્ચર્ય ન થયું.

પરંતુ તે પોતાના મનમાં ને મનમાંજ કહેવા લાગ્યો;–"અહા ! પ્રિયભૂમિ ભારત ! તું ખરેખર ધર્મવીરોની, કર્મવીરોની અને યોગીવીરોની જન્મદાત્રિ છે, તારા સંતાનો અતિશય શક્તિસંપન્ન છે, જ્ઞાનયોગ, કર્મયોગ અને ભક્તિયોગને યથાર્થ રીતે જાણનારાં છે અને તેના બળને લીધેજ તેઓ આ લોક અને પરલોકમાં ઇચ્છિત વસ્તુને,–ધર્મ, અર્થ, કામ અને મોક્ષને પ્રાપ્ત કરી શકે છે ! ધન્ય વીરપ્રસવિની વસુધા ભારત !

તને અનેકવાર ધન્ય છે! તારા આ દીવ્યજ્ઞાની સંતાનોની તુલનામાં સમસ્ત સંસારનાં મનુષ્યો તારાથી કનિષ્ઠ છે. ધન્ય ભારત મૈયા, તારો મહિમા અપાર છે! તારા—"

આ પ્રમાણે સમરકેતુ વિચારમગ્ન થઇ રહ્યો હતો. એવામાં સ્વામીજીએ વચ્ચમાંજ પ્રશ્ન કર્યો કે;—"વત્સ, સમરકેતુ! તું અત્યારે શા વિચારમાં ગુંથાયો છે? ભારતમાતાને માટે તારી ભાવના આવી ઉચ્ચ છે, એ પણ પ્રશંસાને પાત્ર છે. પ્રત્યેક ભારત સંતાનોએ કર્મવીર બનવાની આકાંક્ષા રાખવીજ જોઇએ, પણ કહે જોઇએ, કે તું અત્યારે કયા પ્રકારની ચિન્તામાં લીન થયો છે, વારૂ?"

સમરકેતુએ ઉત્તર આપ્યું કે;—"દેવ! આપ સર્વજ્ઞ છો, મનુષ્યના હૃદયની ગુપ્તમાં ગુપ્ત વાત પણ આપનાથી અવિદિત રહેતીજ નથી. આપ આપના યોગબળવડે સમસ્ત બ્રહ્માંડની સર્વ પ્રકારની વાર્તાઓને ઇચ્છા થાય ત્યારે જાણી શકવાને સમર્થ છો, તો પછી મારા જેવા ક્ષુદ્ર માનવના હૃદયની ચિન્તા આપનાથી અનભિજ્ઞ હોય, એ સર્વથા અસંભવિતજ છે. ભૂત અને ભવિષ્ય કાળની સર્વ ઘટનાઓ આપની તીક્ષ્ણ દૃષ્ટિને આધીન બનેલી છે. મહારાજ! હું આ રાજકુમાર ચંદ્રગુપ્તને મારા સહોદર સમાન ગણુંછું. તેમનું હિતાહિત અને મંગળામંગળનું કાર્ય અત્યારે મારે માટે નિર્ધારિત થઇ ચૂક્યું છે, અને તેથી તેમને કોઇ પણ પ્રકારની વિડંબના વેઠવી ન પડે, એ મારી ચિન્તાનો મુખ્ય વિષય થઇ પડયો છે. આત્મરક્ષા માટેજ એમણે મગધદેશનો ત્યાગ કર્યો છે, પરંતુ તેમ છતાંયે વિધાતાએ તેને જંપીને ન બેસવા દેવાનો દૃઢ આગ્રહ જારી રાખ્યો છે. તેમાંથી નિસ્તાર મેળવવા માટેજ અત્રે અમારૂં આવવું થયું છે, કૃપાનાથ!"

આમ કહ્યા પછી સમરકેતુએ, ચંદ્રગુપ્તના સંબંધમાં બનેલા સર્વ બનાવોનું રહસ્ય સંક્ષેપમાં યોગાનંદ સ્વામીની આગળ રજૂ કરી દીધું.

ત્યારપછી કેટલીક વારે યોગાનંદ સ્વામીએ એક પ્રકારનું મૃદુહાસ્ય કરીને કહ્યું છે;—"વત્સ! એના સંબંધમાં સર્વ ઘટનાઓ હું પ્રથમથીજ જાણી શક્યો છું. જ્યારે એ ભયાનક રીતે પીડાઇ રહ્યો હતો, એનું જીવન જ્યારે મહા સંકટમાં હતું અને તમે સર્વ જ્યારે એના મૃત્યુના આશંકાથી અધીરા બની ગયા હતા, ત્યારે એના જીવનની રક્ષા માટે તથા શાન્તિ મેળવવા માટે, મન્દાએ પર્વતકને મારી પાસે મોકલ્યો હતો. તે સમયે મેં પણ બનતી રીતે ભગવાનની પ્રાર્થના કરી હતી. તેણે પણ પોતાના જીવનની આશાનો ત્યાગ કર્યો હતો, પણ ભગવાનની

લીલા અતિ અદ્ભુત છે. તેમની કરુણા અસીમ છે. મહાકાળ ભગવાનની કૃપાથી સર્વ સારૂંજ થાય છે, તેમનામાં દૃઢ વિશ્વાસ રાખનારનું તેઓ અવશ્ય કલ્યાણજ કરે છે. આ રાજકુમાર ચંદ્રગુપ્ત, રાજોચિત ગુણોથી સંપૂર્ણ રીતે ભૂષિત છે, તેના ભાગ્યમાં દુઃખ નહિ પરંતુ એક ચક્રવર્તી સમ્રાટ્ થવાનું સૌભાગ્ય લખાયું છે. વત્સ, એટલું તો નિશ્ચયપૂર્વક જાણજે કે, આ જગતનાં સુખ, દુઃખ ક્લેશ, અશાન્તિ. આનંદ પરિતાપ આદિ સર્વ સર્વદા પરિવર્તનશીલ છે, ક્ષણભંગુર છે. ચિરકાળ પર્યન્ત કોઈ દુઃખી રહેતું નથી તેવીજ રીતે કોઇ સુખી પણ રહી શકતું નથી. નિશાના અવસાન પછી જેવી રીતે દિવસનું આગમન અવશ્યમ્ભાવી છે, તેવીજ રીતે મહાદુઃખની પછી સુખનો સમય પણ અવશ્ય આવનારો જ છે, આ રાજકુમારના ભાગ્યમાં અવશ્ય એક દિવસ શુભ અવસર પ્રાપ્ત થશે, આજની ભિક્ષુક દશામાંથી તે ભારતના સમ્રાટ્‌ના બહુમૂલ્ય પદને પ્રાપ્ત કરી શકશે."

"મગધદેશનો મહારાજ ધનનંદ મહા ગર્વિષ્ટ છે, આત્મશ્લાઘી છે, સર્વદા ક્રોધિત અને મદોન્મત રહે છે. તે કુબેરના સમાન ઐશ્વર્યવાન હોવાં છતાં, તેના તરફ પ્રજાની ભક્તિ અતિ અલ્પ છે. આ વિશાળ મગધરાજ્યના માલિક થવામાં જે સદ્‌ગુણોની ખાસ આવશ્યકતા છે, તે સર્વ ગુણોથી તદ્દન વંચિત છે. પુષ્કરિણીનું નિર્મળ જળ શેવાળથી આચ્છાદિત થવાથી, જેવી રીતે તેની નિર્મળતા લોકદૃષ્ટિથી અગોચર થઈ જાય છે, તેવીજ રીતે મહારાજ નંદના અંતરમાંની સદ્‌ગુણાવલી ગુપ્તભાવે રહેવા છતાં પણ મદ અને ગર્વને લીધે તે ગુણો, શેવાળથી આચ્છાદિત થયેલી નિર્મળ પુષ્કરિણીના સલિલની પેઠે ઢંકાઇ રહ્યા છે. વત્સ! જ્યાં આગળ અહંકારનો ઉદ્‌ભવ થાય છે, ત્યાં આગળ અધઃપતન આવીને અવસ્ય ઉભુંજ રહે છે. અહંકાર, ક્રોધ, કામ, લોભ, મોહ, માયા, હિંસા અને પ્રતિહંસા આદિ સર્વ તામસ ગુણો મનુષ્ય માત્રનું ક્ષણવારમાં અધઃપતન કરી નાખવાને સમર્થ છે. રાજ્યની મહત્વાકાંક્ષા અને પાંડવોપ્રત્યેની પ્રતિહિંસા લેવાજતાં ભારતના ચક્રવર્તી ગણાતા સમ્રાટ્‌નું ક્ષણવારમાં અધઃપતન થયું છે. ક્રોધ અને અહંકારમાં અંધ બનેલા જરાસંધનો ભગવાન કૃષ્ણે પળવારમાં વાયુના ગોળાની પેઠે નાશ કરાવ્યો છે. મોહ અને રમણીના રૂપમાં મુગ્ધ બનીને તથા માયાના ભયાનક ચક્રને આધીન થઇને દુષ્ટ કીચકે, પાંચાલીપર કુદૃષ્ટિ નાંખતાં, તેને પણ ભીમની ભયંકર ગદાવડે અલ્પ સમયમાં મૃત્યુને આધીન બનવાનો પ્રસંગ પ્રાપ્ત

થયો છે. માટે નંદને પણ તેના સર્વ અવગુણોનું અને અનીતિનું પરિણામ હવે થોડાજ સમયમાં મળી રહેશે. તે જે સત્તાના દોર, પર નૃત્ય કરીને આવા પૈશાચિક કાંડ મચાવી રહ્યો છે, જે સત્તાના દોરપર સમસ્ત દુનિયાને અધર્મના માર્ગપર ડોલાવી રહ્યો છે, તેજ દોર ભયંકર ધર્માગ્નિ પ્રજવળી ઉઠતાંની સાથેજ બળીને ખાક થઇ જશે અને તે સાથેજ તેની ઉન્મત્તતા, અહંતા,–ગર્વિષ્ટતા આદિ સર્વ પાપલીલા પલકમાં રસાતળમાં મૂકાઇ જશે અને તેની દુષ્ટતાનો તત્કાળ લોપ થઇ જશે."

"મહારાજ! ભવિષ્યમાં નંદવંશની શી સ્થિતિ થશે? મગધ મહારાજ્યનો મહારાજા થવાના ભાગ્યને કયો વીર પુરુષ પ્રાપ્ત કરી શકશે?" સમરકેતુએ વચ્ચમાંજ પ્રશ્ન પૂછવાનો પ્રયત્ન કર્યો.

"સાંભળ, વત્સ! તે પણ હું કહી સંભળાવું છું. નંદ રાજાના અત્યાચારની સર્વ સ્થળે બૂમો પડવા લાગી છે, મહારાજા મહાપદ્મનંદના પુણ્યમય કાર્યોનો લોપ કરવાની તેના તરફથી ચેષ્ટાઓ થવા લાગી છે. પ્રજાનો પોકાર ચોમેરથી એક સરખી રીતે સંભળાવા લાગ્યો છે, તેનું પરિણામ અવસ્ય ભયંકર આવશેજ. આ સર્વ તેની પડતીનાં ચિન્હો છે, તેનો નાશ થવાનાં સ્પષ્ટ લક્ષણો છે. બાંધવ રક્તનું પાન કરનાર પિશાચવૃત્તિના નંદનો નાશ થવા બેઠો છે. તેની પ્રબળ સત્તારૂપી ઇમારત, ધર્મનો ભયંકર ઝંઝાવત થતાંની સાથેજ ભૂતળશાયી થવાની છે, અને જે ચંદ્રગુપ્તનો તે અત્યારે નાશ કરવાની તૈયારી કરે છે, તેજ ચંદ્રગુપ્તનું તે શરણુ ગ્રહણુ કરવાનો છે." મહારાજ યોગાનંદ સ્વામીએ તે વિષયનો વિશેષ સ્ફોટ કરતાં વિશેષમાં જણાવ્યું કે;–"હું રાજકુમાર ચંદ્રગુપ્તના વિશાળ લલાટદેશમાં રાજચિન્હને જોઈ શકું છું અને થોડા વખતમાં મગધ રાજ્યનો માલિક થવાની આકાંક્ષા ધરાવું છું. એક દિવસ મદાન્ધતાના પરિણામે નંદવંશનું પતન થશે, રાજમુકુટનો લોપ થશે અને નંદવંશના નિર્માલ્ય રાજાઓનો નાશ થશે. તેમની ઉદ્ધતાઈ, ગર્વિષ્ટતા, મદોન્મત્તતા, પ્રજાપીડનતા, દુષ્ટતા અને ક્રોધિષ્ટતાને માટીમાં મળી જવાનો પ્રસંગ આવશે અને તેમનાં કુકૃત્યોજ તેમનું ભક્ષણ કરવાને તત્પર થશે. મહારાણી મુરાદેવીનો ગર્ભજાત આ રાજકુમાર ચંદ્રગુપ્ત ભારતરાજ્યનો ચક્રવર્તી રાજા થશે. જેનામાં દુઃખ સહન કરવાની શક્તિ છે, જે સુખ–દુઃખને સમાન ગણનાર છે, તેની ઉન્નતિ અવસ્ય થવાનીજ છે. હું અત્યારે એના ઉજ્જવલ લલાટપ્રદેશમાં જે રાજચક્રવર્તી અને સાર્વભૌમિકતાનું ચિન્હ ઝાંખી રીતે જોઈ શકું છું, તેજ ચિન્હ એક દિવસ પૂર્ણ ઉજ્જવલતાની સાથે ખીલી નીકળશે. તેના પ્રખર તેજમાં સર્વ

જનો અંજાઇ જશે અને ચંદ્રગુપ્તના ભાગ્યના સિતારા પૂર્ણ પ્રકાશિત બનીને ચમકી ઊઠશે."

આ પ્રમાણેની ભવિષ્ય વાણી સાંભળીને, ચંદ્રગુપ્તે ભક્તિપૂર્વક યોગાનંદ સ્વામીના ચરણોમાં વંદન કર્યું. એટલે તે સૌમ્યમૂર્ત્તિ મહાપુરુષે ચંદ્રગુપ્તને પ્રસન્ન ચિત્તે આશીર્વાદ આપ્યો. વિશ્વની ઘટમાળને અનુસરીને સ્વામી યોગાનંદની આશીર્વાદ વાણી વિફળ ન થતાં અક્ષરસઃ સત્ય જ નિવડી.

સમરકેતુ આ સર્વ વૃત્તાંત સાંભળીને અત્યંત પ્રફુલ્લિત થયો. અને ચંદ્રગુપ્તને પોતાના સહોદર સમાન ચહાવા લાગ્યો. તેણે પોતાના જીવનનો સઘળો સ્વાર્થ ચંદ્રગુપ્તની સાથે સાંધી દીધો હતો. મિત્રને સુખ અને સૌભાગ્ય પ્રાપ્ત થાય એવી કામના સદૈવ સદ્‌મિત્રો રાખ્યાજ કરે છે. અને તે કામના સફળ થવાની સંભાવના જોઇને, જેઓ ખરા મિત્રો હોય છે, તેઓ ઘણાજ આનંદિત થાય છે. તે પ્રમાણેજ સમરકેતુ સ્વામી યોગાનંદની આ ભવિષ્ય વાણીથી ઘણોજ પ્રસન્ન થયો.

સમરકેતુ, માત્ર કુપાલિનીને યોગાનંદ સ્વામીના આશ્રમમાં પહોંચાડવા માટેજ આવ્યો હતો, તેમ નહોતું. પણ સારાં કે નરસાં સર્વ કાર્યમાં, આફતમાં કે સુખના દિવસોમાં, સારા કે નઠારા વિષયમાં તે સ્વામીજીની સલાહ લીધા વિના કાંઈ પણ કાર્ય કરતો નહોતો. તે સમયે એક ગહન વિષયે તેના ચિત્તને અતિ વ્યગ્ર બનાવી દીધું હતું. તે વિષય એ હતો કે, માગધી–સેનાએ પોતાના સ્વાધીન પહાડી રાજ્યમાં પ્રવેશ કરવાની સૂચના આપી દીધી હતી તેથી ભવિષ્યમાં મહાન વિગ્રહ જાગવાની સંભાવના રહેતી હતી.

તે પોતાના મનમાં ને મનમાં વિચારી રહ્યો હતો કે;—"મેં મગધરાજની સાર્વભૌમિકતાનો સ્વીકાર કર્યો નથી, તેથી જ તે મારા પ્રત્યે આ પ્રમાણે ક્રોધિત બની ગયો છે. મને પોતાના અધિકારમાં લાવવા માટે, તેણે ઘણા દિવસ થયાં દૃઢ સંકલ્પ કરી રાખ્યો છે. ચંદ્રગુપ્તને મેં આશ્રય આપ્યો છે, એ સંવાદ પણ અવશ્ય તેને મળી ગયા છે. તેના સૈનિકોને બન્દી કર્યા છે, અને તે ઉપરાંત કુપાલિનીનો આ બનાવ બન્યો છે. તેનો સાળો તથા પરમ આત્મીય ગણાતો કુપટક અત્યારે મારો બન્દીવાન બન્યો છે. મારા રાજ્યમાંજ તેણે આવો ભયંકર અપરાધ કર્યો છે, માટે મારે પોતાનેજ તેનો અદલ ઇન્સાફ કરવો પડશે. જો હું તેમ નહિ કરૂં તો, રાજધર્મની અપકીર્ત્તિ અથવા નિંદા થશે, રાજમુકુટની વ્યર્થતા સાબિત થશે. રાજાના સાળા કુપટકે એક

બ્રાહ્મણ-વિધવા પર જુલ્મ ગુજારીને આ ગુન્હો કર્યો છે, પહાડી રાજ્યના પ્રબંધ અનુસાર, તેને માટે દેહાંતદંડની શિક્ષાજ આપવી પડશે. રાજાના સાળાનું મૃત્યુ કરવાથી, ભયંકર અનર્થ જાગશે. મગધેશ્વરે આજ સુધી ક્રોધિત શનિની પેઠે પોતાના જે ક્રોધને છુપાવી રાખ્યો છે, તે ક્રોધને પ્રજ્વલિત થવા દેવાનો પ્રસંગ આપવો પડશે. મગધરાજ મારા આ ક્ષુદ્ર રાજ્યપર ચઢાઈ કરશે અને તેના પરિણામે ભયંકર શોચનીય પરિણામ વેઠવું પડશે. આ સર્વ વિષયોનો હું મારે પોતાને માટે વિચાર કરતો નથી. હું તો સુખેથી આ રાજ્યનો ત્યાગ કરીને, રાજભોગનો ત્યાગ કરીને, વનમાં ચાલ્યો જવાને ખુશી છું, પરંતુ પ્રિય ભગિની મન્દાકિનીનું શું થશે?"

આ પ્રમાણે સમસ્ત કષ્ટકર ભાવિ ચિન્તાઓથી વ્યથિત થઇને, સમરકેતુએ યોગાનંદ સ્વામીને પૂછયું કે;-"હું અનેક આફતોથી ઘેરાઇને અત્યારે આપની પાસે આવ્યો છું, માટે મહારાજ! મને યોગ્ય માર્ગ બતાવો, હું તે પ્રમાણે વર્ત્તવાને તૈયાર છું."

યોગાનંદ સ્વામી આ વાર્ત્તા સાંભળીને સહજ વિસ્મિત થયા અને કહેવા લાગ્યા:-"સમરકેતુ! તને શું દુઃખ છે? તારા પર એવી તે કયી આફત આવી પડી છે, કે આજે તું તારા સિંહ સમાન પરાક્રમને વિસરી જઇને હરિણના જેવો કરુણ બની ગયો છું. ભાઈ! તેં ધર્મને આશ્રય આપ્યો છે, કર્મને યોગ્ય રૂપમાં પ્રકટ કરી બતાવ્યાં છે. માટે તારા પર કદીપણ આફત આવી શકશે નહિ. ધર્મના ધગધગતા અંગાર આગળ પાપનો પ્રચાર બળીને ભસ્મીભૂત થઇ જાય છે. સત્કર્મીઓના નેત્રમાંથી નીકળતી જ્યોતિની આગળ પાપાત્માઓ પ્રજ્વલિત થઇ ઉઠે છે. માટે ભાઇ! હીમ્મત ન હાર, કર્ત્તવ્યપરથી વિશ્વાસને ન ઊઠાવ. સર્વનું કલ્યાણ કર્ત્તા ઇશ્વર તારૂં રક્ષણ કરશે, તારા સર્વ સંતાપોને સંહારશે."

"પ્રભુ? મને જણાય છે કે, મારૂં આ ન્હાનું રાજ્ય, સત્વર માગધી સેનાદ્વારા ઘેરાઈ જશે, અને કદાચિત્ ભયંકર પરિણામ પણ ઉપસ્થિત થશે." રાજા સમરકેતુએ ભયપૂર્ણ સ્વરે કહ્યું.

"કદાચિત્ તેમ થશે, તો પણ તને શું હાનિ થનાર છે? સિંહના બાળને મૃગનું બાળક શું કરનાર છે? પ્રભાકરને પરાજિત કરનાર કેતૂની આગળ એક ક્ષુદ્ર તારાનું બળ ક્યાં સૂધી ટકનાર છે? ધનુષધારી સમરની આગળ ભયને હૃદયમાં ધરનાર નાદાન નંદનું શું વળનાર છે? ભાઈ! ધર્મમાં વિશ્વાસ રાખ, શત્રુ તરફના ભયને કાપી નાખ. છેવટે ધર્મનો જય છે, પાપનો ક્ષય છે. ધર્મના આશ્રયીઓનોજ વિજય થનાર

છે અને પાપના પોષક ધૂળમાં મળનાર છે." સ્વામી યોગાનંદે સમરકેતુને ઉત્સાહિત બનાવવાના ઉદ્દેશથી પ્રમાણ સહિત ઉત્તર આપવા માંડયાં.

"પણ, મહારાજ! મારૂં સૈનિકબળ અતિ અલ્પ છે, અને મગધ મહારાજનું સૈન્ય અનહદ છે." સમરકેતુએ પોતાના પ્રત્યવાયને પ્રદર્શિત કરી બતાવ્યો.

"ભાઈ! તેથી પણ તને કાંઈ હાનિ થનાર નથી! સેનાબળ અધિક હોવાથીજ વિજય મળી શકે છે, એનું કાંઇ પ્રમાણ છે? કુરુક્ષેત્રના મેદાનમાં ઉપસ્થિત થયેલા કૌરવોનું સેનાબળ, પાંડવોના કરતાં ઘણુંજ અધિક હતું, છતાં તેમાં પાંડવોનો વિજય અને કૌરવોનો પરાજય થયો હતો. લંકાના રાજા રાવણનું સૈન્ય અતિ વિશાળ હતું અને ભગવાન રામચંદ્રનું સૈન્ય અતિ અલ્પ હતું. છતાં રામનો જય થયો અને રાવણ રણમાં રોળાઈ ગયો હતો. માટે ભાઇ! ધર્મના આશ્રિતોના ગળામાંજ ઇશ્વર વિજયમાળાને પહેરાવે છે અને રાજલક્ષ્મીને તેના અધિકારમાંજ સુપ્રત કરે છે. તું ધૈર્યને ધારણ કર, કર્મને કરમાં ધર, આશાને ઉરમાં આકર્ષી લાવ અને વિજયમાળાને ઉત્કંઠિત ચિત્તે પ્રાપ્ત કરવાના પ્રયત્નોને અમલમાં મૂકી બતાવ." રાજા સમરકેતુના હૃદયમાં યોગાનંદ સ્વામીએ ઉત્સાહની ધારા રેડવા માંડી.

"પ્રભુ! મારી પહાડી સેના માગધી સેનાના સમાન સુશિક્ષિત નથી, તેમજ શક્તિસંપન્ન પણ નથી. મહારાજ નંદ અર્થબળમાં અને શસ્ત્રબળમાં પણ મારાથી મહાન છે, તેથી મારો વિજય થવો એ આકાશકુસુમ અથવા વંધ્યાપુત્ર સમાન છે." સમરકેતુ પોતાની નિર્બળતાનો પરિચય કરાવ્યો.

"પાંડવોએ અર્જુનના શૌર્યથીજ જય મેળવ્યો હતો, તો ભાઈ, તારે તો તે અર્જુનની શક્તિ મેળવવાની અસંભાવના છેજ ક્યાં? આ રાજકુમાર ચંદ્રગુપ્તને તું તારા સેનાપતિના પદપર નિયુક્ત કર. તારા પહાડી સૈનિકોને સુશિક્ષિત કર. માગધી સેનાના યુદ્ધ કૌશલ્યથી આ રાજકુમાર સારી રીતે વાકેફ છે, માટે એનેજ તારા સૈન્યને કેળવવાનું કાર્ય સોંપી દે. ધનનંદના રાજ્યમાં જ્યારે પ્રજાએ બળવો ઉઠાવ્યો હતો, ત્યારે આ ચંદ્રગુપ્તેજ સેનાપતિરૂપે તે બળવાના અગ્નિને હોલવી નાખ્યો હતો."

"મહાત્મન્! આપના શ્રીમુખમાંથી આ આજ્ઞા નીકળતાં પહેલાંજ મેં ઘણા સમય થયાં એને સેનાપતિનું પદ સમર્પી દીધું છે. એટલુંજ નહિ, પરંતુ મારા રાજ્યને પણ એના હાથમાં સોંપી દીધું છે." સમરકેતુએ કહ્યું.

"શું ચંદ્રગુપ્ત એ ભાર ગ્રહણ કરવાને તૈયાર છે, ખરો કે ?

"જો કે, સંપૂર્ણ રીતે તૈયાર નથી, પરંતુ કાંઇક તેવી ભાવના હોય એમ જણાય છે."

"તેનું શું કારણ?"

"તે ભ્રાતૃવિદ્રોહી થવાનું પસંદ કરતો નથી. પોતાના જ્યેષ્ટ બન્ધુની સ્હામે હથિયાર ઉઠાવવાની વાર્ત્તાને તે અધમતાના નામથી ઓળખાવે છે."

"ચંદ્રગુપ્ત જો આવી એક પ્રકારની ભ્રમિત ધારણાને વશીભૂત થયો હોય, તો તે મહાભ્રમમાં પડેલો છે. તને સહાયતા કર્યા વિના તેનો છૂટકો થાય તેમ નથી. કાર્યનું કારણ જોવા બેસીએ છીએ તો તું માત્ર નિમિતજ છે. પરંતુ તારી સાથે મગધરાજનું જે યુદ્ધ થવાનું છે, તેનું મૂળ કારણ ચંદ્રગુપ્તજ છે. અસંખ્ય વીર યોદ્ધાઓથી રક્ષાયલા આ પહાડી રાજ્યનો તું માલિક છે. તેથી મગધરાજ તને છેક તિરસ્કારની દૃષ્ટિથી જોતો હોય, તેમ પણ નથી. પણ જ્યારે તેં તેની સાર્વભૌમિકતાનો અસ્વીકાર કર્યો છે, ત્યારે તે તારા રાજ્યપર આક્રમણ કરીને તને વિધ્વસ્ત પણ કરી શકે તેમ છે. પરંતુ તારા કરતાં પણ વિશેષ તે આ સહાયહીન, સંપત્તિહીન ચંદ્રગુપ્તથી વધારે ડરે છે. ચંદ્રગુપ્તમાં જે વજ્રની દહનશક્તિ ગુપ્ત ભાવે છુપાયલી છે, તે શક્તિદ્વારા એક દિવસ તે સમસ્ત મગધ રાજ્યને બાળીને ભસ્મીભૂત કરી નાંખશે, એ પણ તે સારી રીતે જાણે છે."

ચંદ્રગુપ્ત, સમરકેતુની બાજૂમાં બેસીને સ્વામીજીની આ સર્વ વાર્ત્તાઓ સાંભળી રહ્યો હતો. તેણે યોગાનંદ સ્વામીની સર્વ વાર્ત્તાઓ સાંભળી લીધા પછી વિચાર્યું કે;–" સ્વામીજી જે કાંઈ કહે છે, તે અક્ષરે અક્ષર સત્યજ છે. મહારાજ ધનનંદે મારૂં શું અનિષ્ટ કર્યું છે? તેનો કાંઇ પણ વિચાર કર્યા વગર, વિના અપરાધે રાજ્યમાંથી દેશાંતર દંડના અપરાધને ધારણ કરીને જંગલમાં પશુની પેઠે હું આમ તેમ આથડતો હતો. ત્યાર પછી તેની સેનાએ મારી હત્યા કરવાનો યત્ન કર્યો હતો. જો આ ઉદારહૃદય સમરકેતુની ભગિની મન્દાકિની, મને મારી સેવા કરવા માટે રાજમહાલયમાં ન લાવી હોત, તો મારો દેહ, કાગડા, કૂતરાં અને શિઆળવાં આદિ હિંસ્ત્ર પશુઓ ફોલી ખાત. મગધરાજે સ્વેચ્છાપૂર્વકજ જ્યારે પોતાના જ્યેષ્ટત્વના અધિકારનો તિરસ્કાર કર્યો છે, ત્યારે આત્મરક્ષાને માટે, પર્વતરાજ સમરકેતુના કરેલા ઉપકારના છેદી ન શકાય તેવા ઋણનો બદલો વાળી આપવા માટે, તેને સહા-

યતા કરવી એ મારે માટે સહુથી વિશેષ લાભદાયક અને કલ્યાણજનક કાર્ય છે. બસ, એજ મારો ધર્મ છે. ”

ચંદ્રગુપ્ત જ્યારે આ પ્રમાણે વિચાર કરી રહ્યો હતો, એવામાં સ્વામી યોગાનંદ વચ્ચમાંજ બોલી ઊઠયા કે:—“ ચંદ્રગુપ્ત ભાગ્યનો તિરસ્કાર કરતો નહિ, ઇશ્વર અવસ્ય તારૂં કલ્યાણજ કરશે. અત્યારે સમકેતુને તારે સહાયતા કરવીજ જોઇએ, કારણ કે એ તારૂં પ્રથમ કર્ત્તવ્ય છે. કર્ત્તવ્યહીન પુરુષ પશુ સમાન ગણાય છે, એ વાર્ત્તા તો તને યાદજ હશે. માટે સાવધ થા, કર્ત્તવ્યના માર્ગમાં પ્રવૃત્ત થા અને અન્ય સર્વ જંજાળોને ભૂલી જા. ”

આ સાંભળીને ચંદ્રગુપ્ત પુનઃ વિચારના વમળમાં ગોથાં ખાવા લાગ્યો. તે પોતાના મનમાંજ કહેવા લાગ્યો કે;—“ હાય ! સંસાર કેવો ભીષણ છે, કેવો પ્રપંચમય છે. જે નંદ રાજાના કલ્યાણ માટે હું રાત્રિદિવસ તત્પર રહેતો હતો, તેજ નંદે આજે મને કૃતઘ્ન અને નીચ ગણીને આ પ્રમાણે દેશાંતરદંડ આપ્યો, તેજ નંદે મને ઘરઘરના ટુકડા માગી ખાનાર ભીખારી બનાવ્યો. હું ત્યાંથી છૂટીને મારા ભાગ્યને અજમાવવા માટે બહાર નીકળી પડયો તોય તેણે મારો પીછો ન છોડયો. ખરેખર ! સંસારમાં સત્યવાદીઓ સુખેથી રહી શકતાજ નથી અને પિશાચોના પ્રાબલ્ય આગળ ધર્માત્માઓનો ધર્મ ટકી શકતોજ નથી. ”

આમ કહીને તે પુનઃ પોતાના હૃદયનેજ સંબોધીને કહેવા લાગ્યો કે;—

“ કલંક કૃતઘ્ની તીવ્ર શર, મમ દેહમાં ખૂંચી ગયું;
જડપ અડતાં જોશની, ત્યાં પ્રાણ પક્ષી તરફડયું.
આવ્યું ત્યાંથી ભાગીને, વિદેશના ડુંગર પરે;
કાળરાત્રિ ભાવિની ત્યાં, માર્ગ કાંઈ નવ મળે.
વિચારોના વિકરાળ પશુઓ આર્ત્તનાદ કર્યા કરે;
નિર્દોષ શશિ જો પ્રકટ થાયે, તો શાન્તિ ×દરીએ તે ચરે. ”

“ ભાઇ ! આ પ્રમાણે મિથ્યા પ્રલાપો કરવામાં વ્યર્થ સમય શા માટે ગાળે છે ? તને શું કલંક લાગ્યું છે, કે લાગવાનું છે ? તારા ભાગ્યમાં કોઇપણ પ્રકારનું દુઃખ નથી, માટે તારા મનોરવિકારને વિદારી દે અને શાન્તિને સ્વીકારી લે. ” યોગાનંદ સ્વામીએ તેના હૃદયના આંતરિક ભાવોને પોતાના યોગબળથી જાણી લઇને પુનઃ તેને કર્ત્તવ્યના માર્ગમાં અગ્રેસર થવાનો ઉપદેશ આપ્યો.

“ મહારાજ ! આપનું કથન યથાર્થ છે, હું મારી નિર્બળતાનો

---

× દરી–ગુફા.

ત્યાગ કરૂં છું. આપના અનુપમ ઉપદેશે મારા ચૈતન્યહીન હૃદયમાં નવીન ચૈતન્યની સુધાધારા રેડીને મૃત ચૈતન્યને સંજીવન કર્યું છે. હવે આજ્ઞા આપો તેમ કરવાને હું તૈયાર છું” ચંદ્રગુપ્તે ઉત્સાહના આવેશમાં આવીને કહ્યું.

“રાજકુમાર ! જીવનરક્ષાની કૃતજ્ઞતાનું ઋણ શોધી શકાય અથવા તો વાળી શકાય તેવું નથી. જીવન આપીનેજ એ ઋણનો બદલો વાળી શકાય છે. અને તેમ ન કરવાથી મહા પાતક લાગે છે. વત્સ ! તારૂં પોતાનું જીવન પણ આ ઉપસ્થિત થયેલા ક્લેશમાં વિપદગ્રસ્તજ થયેલું છે. માટે જો તું તારા શોચનીય ભાગ્યફળને વિદારવા ધારતો હો તો તારા ભ્રમિત સંસ્કારોનો સત્વર ત્યાગ કર. સ્વયં ભગવાને પણ અર્જુનના સારથ્યનો સ્વીકાર કર્યો હતો, તેવીજ રીતે તું પણ અર્જુનની પેઠે સમરકેતુને સહાયતા કરવા માટે સમરભૂમિમાં અવતીર્ણ થા. આ યુદ્ધમાં અવશ્ય તમારોજ વિજય થવાનો છે. આ યુદ્ધમાં તું જે ગૌરવને પ્રાપ્ત કરી શકીશ, તે ગૌરવદ્વારા ભવિષ્યમાં તારા ભાગ્યની દિનપ્રતિદિન ચઢતી થતી જશે.” યોગાનંદ સ્વામીએ ચંદ્રગુપ્તના ચલાયમાન ચિત્તને દૃઢ કરવા માટે પુનઃ યોગ્ય ઉપદેશ આપ્યો.

ગુરુના ઉપદેશથી ચંદ્રગુપ્તનું પાષાણવત્ હૃદય ચૂર્ણવિચૂર્ણ થઇ ગયું. તેમના ઉપદેશથી એક નવીન કર્ત્તવ્યની પ્રેરણામાં, ચંદ્રગુપ્તના પહેલાંના વિચારો, પ્રબળ પ્રવાહવાળી સરિતાના પ્રવાહમાં જેવી રીતે એક ક્ષુદ્ર તણખલું તણાઇ જાય છે, તેવીજ રીતે તણાઇ ગયા. તેણે પ્રતિજ્ઞા કરી કે;—“જીવન રક્ષાને માટે, જીવનદાન આપીશ. મારા પોતાના જીવનના વિનિમયમાં હું સમરકેતુને સંપૂર્ણ સહાયતા આપીશ. જીવનદાનનો બદલો હૃદયનું રક્ત રેડીને, વાળી આપીશ.”

---

## પ્રકરણ ૧૬ મું

—:૦:—

### મન્દા કે સ્વર્ગગંગા ?

વિદાય થતી વેળાયે ચંદ્રગુપ્તે સ્વામી યોગાનંદના ચરણોની પદધૂલિ લેવા માટે પોતાનું મસ્તક નમાવ્યું, એટલે સ્વામીજીએ અતિ પ્રસન્ન થઇ, હૃદયપૂર્વક આશીર્વાદ આપીને તેને કહ્યું:–“વત્સ! તું જગત્ વિજયી સમ્રાટ્ થા, એવો મારો આશીર્વાદ છે. ભગવાન મહાકાળ તારૂં મંગળ કરો.”

ચંદ્રગુપ્ત સ્વામીજીના આશીર્વાદથી, એક નવીન ઉત્સાહને ધારણ કરીને અતિ પ્રસન્ન થયો. તેના હૃદયમાં જે એક પ્રકારની નિરાશા,

વૈરાગ્યતા અને વિષાદ આદિ જણાતાં હતાં, તે સર્વે પ્રબળ વાયુના પ્રવાહમાં જેવી રીતે વાદળાં ઘસડાઇ જાય છે, તેવીજ રીતે ઘસડાઇ ગયાં. તે જાણે પોતાના ઘોર અંધકારમય ભાગ્યાકાશમાં એક ચમકતા સિતારાને જોવા લાગ્યો.

સ્વામીજીના ચરણોમાં વંદન કરી રહ્યા પછી, ચંદ્રગુપ્તે પ્રફુલ્લિત ચિત્તે કહ્યું કે;—" મહારાજ ! આપના જેવા સમર્થ, સિદ્ધ અને મહાપુરુષનો આશીર્વાદ કદીપણ નિષ્ફળ થઇ શકતો નથી. હું આપનો દાસાનુદાસ છું. આપનો સદાનો આજ્ઞાધારક સેવક છું. આપના આશીર્વાદથી મારા હૃદયમાં જાણે એક નવીન બળનો સંચાર થયો છે, આશાનો ઉદય થયો છે અને મૃત ગતિને પામેલી વીરતા પુનઃ સંજીવન શક્તિને પ્રાપ્ત કરી શકી છે ! દેવ ! કૃપાળુ ! આપનો પ્રભાવ અલૌકિક છે ! આપનું યોગ્યબળ અપરિસીમ છે. ધન્ય ! ધર્મદાતા ! આપને અનેકધા ધન્ય છે ! ! "

યોગાનંદ સ્વામીએ સમરકેતુને આશીર્વાદ આપીને કહ્યું કે;— " વત્સ! દારુણ દુર્દૈવવશાત્ મગધ મહારાજ નંદની મતિ ભ્રમિત થઈ છે—ભ્રષ્ટ બની ગઈ છે. તે સ્વાર્થ, ક્રોધ અને મહત્ત્વાકાંક્ષાને વશીભૂત થઇને નાના પ્રકારના અનર્થો આદરવા લાગ્યો છે, ધર્મથી ચલિત થઇને નીતિનું ખૂન કરવાને તત્પર થયો છે; માટે અલ્પ સમયમાંજ તેનો અધઃપાત થશે. બેટા ! જગત્‌નું સૂત્ર જ એવા પ્રકારે નિર્માણ થયું છે કે, પાપાત્માઓની પાપલીલા પૂર્ણ પ્રસરી જાય, એટલે તેનું અધઃપતન થવાનુંજ. ગર્વથી ઉન્મત્ત બનેલા દુર્યોધનના અત્યાચારનો અવધિ થતાં, તેને જેવી રીતે કુરુક્ષેત્રના યુદ્ધમાં રોળાવું પડયું હતું, મતિભ્રષ્ટ રાવણના અહંકારનો અને દુષ્ટતાનો અવધિ થતાં, ભગવાન રામચંદ્રના હાથથી ક્ષણવારમાં કૃતાન્ત કાળને આધીન થવું પડયું હતું, તેવીજ રીતે રાજા નંદના દરેક પ્રકારનાં પાપોની પરિપૂર્ણતા થતાં તેને આ વિશાળ રાજ્ય, અખૂટ ધનભંડાર અને અતુલનીય વૈભવ—વિલાસ આદિ સર્વે છોડીને એક દિવસ કાળના ભીષણ ચક્રની અંદર સપડાવુંજ પડશે.

" સમરકેતુ ! તારે ભય રાખવાનું કાંઇ પ્રયોજન નથી. કારણ કે, તે હમણાંજ તારા રાજ્યપર આક્રમણ કરશે, એમાં તો લેશ માત્ર સંદેહ નથી. પરંતુ ભગવાન મહાકાળ તારા રક્ષક છે એટલે તેઓ તારી રક્ષા જ કરશે. તારો તેનામાં દૃઢ વિશ્વાસ છે, તો તેઓ અવશ્ય તને પાપીઓનો પરાજય કરવાનું સામર્થ્ય પ્રદાન કરશે. તારા બાહુઓમાં યોગ્ય બળ આપશે અને તે દ્વારા નંદનો નાશ કરાવશે. ઈશ્વર તને જે શક્તિ

આપશે, તે શક્તિને હું યજ્ઞાગ્નિ ધારૂં છું. એ યજ્ઞાનલના હોમ કરનાર પુરોહિત તરીકેની શક્તિ અને તેજની કીર્ત્તિ આ વીરવર ચંદ્રગુપ્તને પ્રાપ્ત થશે. વત્સ ! ભગવાનની કૃપા અને આધાર સ્વરૂપ આ ચંદ્રગુપ્તની સહાયતાથી તું અવશ્ય વિજય-લક્ષ્મીને પ્રાપ્ત કરી શકીશ."

"હવે એક અન્ય વાર્ત્તા એ છે કે, ચાણક્યની સહાયહીન કન્યા હમણાં મારી પાસેજ રહેશે. ચાણક્ય અત્યારે દૂર દેશમાં પોતાના યજમાનને ત્યાં ગયો છે. તે મારો શિષ્ય છે. તેના સ્વભાવને હું સારી રીતે જાણું છું. ચાણક્યને આ સર્વ વાર્ત્તાઓ જણાવવાની કાંઈ જરૂર નથી. તે સ્વાભાવિક જ અતિ ક્રોધિત સ્વભાવનો છે, કોઇ પણ પ્રકારના બંધન વગરનો છે. ખરી રીતે જોતાં તો તે, મહાશક્તિશાળી મગધરાજના સાળાને કાંઇ પણ કરી શકે તેમ નથી. પરંતુ તે સાથે હું એટલું પણ જાણું છું કે, તેનો શત્રુ વિનાશક મંત્ર-શાપ કદીપણ વ્યર્થ જતો નથી. તેનો ક્રોધ કદાપિ સહજમાં શાન્ત થતો નથી. માટે હું પોતેજ જરૂર પડયે તેને અહિં બોલાવીશ અને ત્યાર પછી તેને સર્વ વૃત્તાંત કહી સંભળાવીશ."

ત્યાર પછી ચંદ્રગુપ્ત અને સમરકેતુ, યોગાનંદ સ્વામી પાસેથી વિદાય લઇને, રાજધાની તરફ રવાના થયા. પ્રથમ તો તેઓ બન્ને વાચાહીન બની ગયા હતા. કારણ કે તેઓ ભયંકર ચિન્તામાં લીન થઈ ગયા હતા. સમરકેતુ ભાવિયુદ્ધની વાર્ત્તાનો વિચારતો હતો અને ચંદ્રગુપ્ત યોગાનંદ સ્વામીના આશીર્વાદની વાર્ત્તાની મનમાં ને મનમાં આલોચના કરી રહ્યો હતો.

એવામાં સહસા મૌનનો ભંગ કરીને, ચંદ્રગુપ્તે સમરકેતુને પૂછ્યું કે;—"રાજા ! કદાચિત્ અનિવાર્ય વિગ્રહ જાગી ઊઠશે, તો પછી આપ શો પ્રબંધ કરશો વારૂ ?"

"મારાથી તો એ વિષયમાં કાંઇ સમજી શકાતું નથી." સમરકેતુએ ટુંકામાંજ ઉત્તર વાળ્યું.

"મલયરાજ ! આપની સૈન્ય-સંખ્યા આશરે કેટલીક છે ?" ચંદ્રગુપ્તે પૂછ્યું.

"દસ હજાર, સૈનિકો લડવાને શક્તિવાન છે."

"તેઓ સઘળા પહાડી સૈનિકો જ છે કે ?"

"ના, સઘળા પહાડી નથી, તથાપિ અર્ધ ઉપરાંતની સંખ્યા તેમની જ છે."

"રાજન્ ! ત્યારે નિરાશ થવાનું કાંઇ કારણ નથી. પહાડી સૈન્ય

ધનુર્વિદ્યામાં અતિ કુશળ છે, બાણ ચલાવવામાં તો તે લોકો સમસ્ત ભારતમાં એક્કા ગણાય છે, માટે તમારે ચિન્તા રાખવાની જરૂર નથી. પહાડી લોકોના પરાક્રમથી રાજા નંદને નિર્મૂળ થવાનો પ્રસંગ આવી લાગશે, અને માગધી સેનાને અવશ્ય પરાજિત જ થશે."

"પરંતુ, મહારાજ ધનનંદ ઇચ્છાનુસાર લાખો સૈનિકોને મેળવી શકશે અને તેથી તેમના વિશાળ સૈન્યની આગળ આપણું મુઠ્ઠીભર સૈન્ય શું કરી શકશે, વારૂ ?"

"ભાઇ ! યુદ્ધમાં સ્હામા પક્ષના સેનાબળની વિશેષતા છે, એમ ધારીને ભયભીત બની જવું એ સર્વથા અયોગ્ય છે. કારણ કે, સૈનિકોની સંખ્યા પરજ યુદ્ધનો વિજય અવલંબિત રહેતો નથી. તમારા એ જ સૈનિકોને જો આપણે નવીન પદ્ધતિથી સુશિક્ષિત કરી શકીશું, તો તેમના બળ આગળ મગધરાજના લાખો સૈનિકોને પણ પરાજિત થવું પડશે. તે તમારા પહાડી વીરોજ મગધદેશના મહારાજાની રેવડીદાણાદાણ કરી નાખવાને સશક્ત થઇ શકશે. તમે એટલું તો નિશ્ચયપૂર્વક માની લેજો કે, બળના કરતાં હમેશાં કૌશલ્યથીજ યુદ્ધમાં વિજય મળી શકે છે."

"**ભાઈ**! તમે મારા વિશ્વાસપાત્ર છો, મારા બાહુઓનું બળ પણ તમેજ છો. તમે મને જે કાંઇ કરવાનું કહેશો, તે હું ઘણીજ ખુશીની સાથે કરવા માટે તૈયાર થઇશ.

"આ ખુલ્લા આકાશના ઉર્ધ્વભાગમાં સ્વર્ગ આવેલું છે અને એ સ્વર્ગમાં સાક્ષાત્ શ્રી પરમાત્માનો નિવાસ છે તેમના તરફ જોઇને હું પ્રતિજ્ઞા કરૂં છું કે, આ યુદ્ધમાં હું તમારે માટે મારા પ્રાણનું બળિદાન આપીશ,—શત્રુઓના ક્રૂર કરવાલથી મારા દેહના ખંડ દ્વિખંડ કરાવીશ."

"તમારા આવા મહત્ત્વમય આત્મોત્સર્ગ માટે, હું તમને હૃદયપૂર્વક ધન્યવાદ આપું છું. આ યુદ્ધના સંબંધનો સઘળો ભાર તમને સોંપુ છું. હવેથી તમે એમજ માનજો કે, આ પર્વતમય રાજ્ય અન્ય કોઇનું નહિ, કિન્તુ તમારૂં પોતાનુંજ છે. અને તમારો અનુજ તુલ્ય આ સમરકેતુ સદાને માટે તમારો દાસાનુદાસ છે, મન્દાકિની પણ તમારી અનુગતા દાસીજ છે.

ચંદ્રગુપ્ત, સમરકેતુના આવા આત્મસમર્પણ અને અતિ વાત્સલ્યને જોઇને મોહિત બની ગયો અને કેટલીકવાર પછી ઉત્સાહપૂર્ણ મુખથી કહેવા લાગ્યો કે;—ભાઈ! નિરાશ થતા નહિ. તમે મહાકાળ ભગવાનના એકાન્તિક ભક્ત છો. અને તે પુતપ્રવાહમયી મન્દાકિનીના સમાન અતિ પવિત્રા કુમારી મન્દાકિની, નિરંતર મહાકાળના મંદિરમાં

જઇને ભક્તિસહિત સ્તુતિ પ્રાર્થના કરે છે. યોગાનંદ સ્વામીએ જે કહ્યું છે, તે યથાર્થજ છે. અર્થ—લક્ષ્મી, દંભને ખેંચી લાવી છે અને એ દંભ હિતાહિતના વિચારનો સર્વથા લોપ કરી નાંખે છે. મગધરાજ નંદે ઐશ્વર્યના ગર્વથી ઉન્મત્ત બનીને વિનાદોષે અને વિનાકારણે આ શાન્તિમય રાજ્યપર આક્રમણ કરવાનો સંકલ્પ કર્યો છે. પણ તેમનો એ સંકલ્પ ધર્મહીન હોવાથી નિષ્ફળ નિવડશે."

આ સમયે તેઓ બન્ને રાજમહાલયના દ્વાર આગળ આવી પહોંચ્યા હતા. તેમણે દ્વારમાં પ્રવેશ કર્યો એટલે પહેરેગીરોએ તેમને જોઇને પોતાનાં અસ્ત્ર નમાવીને તેમના માનમાં વૃદ્ધિ કરી. ત્યાર પછી તે બન્ને વીરો વિશ્રામભવનમાં પ્રવેશ કરવાની તૈયારી કરી રહ્યા હતા, એવામાં મન્દાકિની ત્યાં આગળ આવી પહોંચી. તેનું મુખ જાણે એક પ્રકારના વિષાદની કાલિમાથી રંગાયલું હતું. ચંદ્રગુપ્તને જોવાંની સાથેજ તેની તે કાલિમાં અનેકવાર ચાલી જતી અને હાસ્યનો મધુરભાવ તે સ્થળે પોતાનો અધિકાર જમાવતો હતો, પરંતુ આજે તેમ ન થવાં તે ભયંકર કાલિમાએ તેના મનોહર મુખપરથી પોતાના અધિકારનો લેશ માત્ર પણ ત્યાગ ન કર્યો.

પોતાની ભગિનીના આવા વિષાદયુક્ત મુખને જોઇને કહ્યું કે;— "મન્દાકિની! સ્નેહમયી ભગિની! તારા હસતા મુખે આજે આવા મલિનભાવને કેમ ધારણ કર્યો છે, સદાના હાસ્યનો ક્યાં લોપ થયો છે?"

"બન્ધુ! આજે મગધદેશથી પુનઃ એક રાજદૂત આવ્યો છે અને તે ભયંકર સંવાદ લાવ્યો છે." મન્દાકિનીએ પોતાની મલિનતાનું કારણ દર્શાવ્યું.

"ક્યાં છે એ દૂત?" સમરકેતુએ ઉત્સુકતા દર્શાવીને પૂછ્યું.

"મેં પર્વતકની સાથે જઇને તેને રાજ—અતિથિઓને માટે જે પ્રાસાદ રાખવામાં આવ્યો છે, ત્યાં આગળ રહેવાની વ્યવસ્થા કરી આપી છે." મન્દાએ ઉત્તર આપ્યું.

"તમારી તે વ્યવસ્થા યોગ્ય છે. પણ તે દૂત કાંઈ પત્રાદિ લાવ્યો છે ખરો કે?" રાજા સમરકેતુએ પોતાની ઉત્કંઠાને વ્યક્ત કરી બતાવી.

"હા, તે એક પત્ર લાવ્યો છે." મન્દાકિનીએ ગંભીર ભાવે કહી સંભળાવ્યું.

"તે પત્ર ક્યાં આગળ છે વારૂ?"

"આ રહ્યું તે પત્ર."

આમ કહીને મન્દાએ, સમરકેતુના હાથમાં એક પત્ર આપ્યું. સમરકેતુએ તે વાંચીને ચંદ્રગુપ્તને આપતાં કહ્યું;—"ભાઈ! દાંભિક

મગધરાજની ધૃષ્ટતાના પરિણામરૂપી આ પત્રને એકવાર વાંચી જૂઓ, પાપાત્માના પાપલીલાને સંપૂર્ણ રીતે નિહાળો.”

ચંદ્રગુપ્તે આગ્રહને વશીભૂત થઇ તે પત્રને બરાબર વાંચી લીધું. તેમાં લખ્યું હતું:—

“ પર્વતરાજ, સમરકેતુ !

“હું તમારી સાથે બે કરારથી મિત્રતાના સંબંધને પુનઃ વધારવા માગુંછું અને પરસ્પરની મૈત્રી–સૂત્રમાં આબદ્ધ થવાની ધારણા રાખુંછું. પ્રથમ કરાર એ કે, હું ચંદ્રગુપ્તને મારો બન્દીવાન કરવા ધારૂંછું, માટે તમે તેને મારે સ્વાધીન કરો. જ્યારે મારૂં સૈન્ય તમારી રાજધાનીમાં પ્રવેશ કરવા માગે ત્યારે તમારાથી તેને અટકાવી શકાશે નહિ અને નિર્ભયતાથી તેને વિચરવા દેવું પડશે. બીજો કરાર એ છે કે, રાજાના સાળાને આપે બન્દી કરી રાખ્યો છે. તેને સર્વથી પ્રથમ મુક્ત કરવો પડશે.

જો તમે મારી સાથે આ બે કરારોથી બંધાશો, તો ભયંકર વિપદમાંથી મુક્તિ મેળવી શકશો અને મગધરાજના પ્રિયપાત્ર બની શકશો. મગધરાજની મિત્રતા થતાં તમારી સર્વ આફતો અળગી થશે અને તમારા હૃદયને હચમચાવી મૂકનારી ભયંકર ચિન્તા સદાને માટે દૂર થશે. ખુલ્લી રીતે જો તમે પ્રબળ પ્રતાપાન્વિત મહારાજ ધનનંદની સાથે શત્રુતા કરશો તો જીવથી માર્યા જશો, માર્ગના ભીખારી થશો અને ચંદ્રગુપ્તની પેઠે અન્યના આશ્રિત બનશો. માટે, રાજા સમરકેતુ ! સમજી જાઓ, મગધરાજના મિત્ર બની જાઓ, ચંદ્રગુપ્ત જેવા નરાધમને દૂર કરવામાંજ તમારૂં હિત સમાયલું છે એનો ખ્યાલ કરતા થઈ જાઓ.

મગધરાજ, માત્ર ચંદ્રગુપ્તના નાશ માટેજ આ સર્વ કાંડ કરવાને ઉપસ્થિત થયો છે, પોતાના ભયંકર વૈરનો પ્રતિશોધ લેવાને તત્પર થયો છે, માટે એ નાલાયકને દૂર કરો અને મગધરાજના ક્રોધાગ્નિમાંથી તમારા રાજ્યને ભસ્મીભૂત થતું બચાવો.”

મગધ સમ્રાટ્ મહારાજ ધનનંદ

પત્ર વાંચી રહ્યા પછી ચંદ્રગુપ્તના મુખે એક પ્રકારના મલિન ભાવને ધારણ કરી લીધો. ત્યાર પછી તે મલિનતા ગંભીરતાના રૂપમાં પરિણત થઈ ગઇ. જળહીન વાદળાં પર જેવી રીતે અતિશય જળપૂર્ણ વાદળાં ચઢી આવીને, એક પ્રકારના ઘોર અંધકારને લાવી મૂકે છે, તેવીજ રીતે ચંદ્રગુપ્તના ચિન્તાવિહીન શ્વેત વદન પર ચિન્તા, ગંભીરતા અને વિષાદતાએ ભયંકર ભાવને લાવી મૂક્યો.

ત્યાર પછી કેટલીક વારે ચંદ્રગુપ્તે પોતાના મૌનનો ભંગ કરીને કહ્યું કે;–"કદાચિત્ એમ પણ બને ખરૂં!"

સમરકેતુએ અત્યાર સુધી ચંદ્રગુપ્તને ચૂપ રહ્યા પછી અચાનક આવા શબ્દો બોલતો જોઇને કહ્યું કે;–"શું છે રાજકુમાર?"

ચંદ્રગુપ્તે પુનઃ વિષાદપૂર્ણ સ્વરથી કહ્યું કે;–"જો મને બન્દીવાન કરવાથી મગધરાજનો સર્વ ભય દૂર થતો હોય, જો મારા આ હૃદયના શોણિતથી પોતાના સિંહાસનને રંગિત કરવાથી તેની ઉજ્જવલતામાં વૃદ્ધિ થતી હોય, તો તેમ થવા દેવાને હું તૈયાર છું. જો મારા આ દેહનું પતન થવાથી તેની અશાંતિ દૂર થતી હોય, જો મારા આ મસ્તકને ધડથી વિખૂટું કરવાથી તેના ક્રોધનો અવધિ આવી જતો હોય, તો હું તેમ કરવાને તત્પર છું. મારા જેવો એક હતભાગી જીવ, ભગવાનના આ વિશાળ સામ્રાજ્યમાંથી નષ્ટ થશે–હરાઇ જશે તો તેથી તેની કાંઈ પણ ખોટ જણાશે નહિ. કોઇને પણ હાનિ થશે નહિ. મારા જેવા એક કંગાલ અને આધારવિહીન મનુષ્યનો નાશ થવાથી વિશ્વકર્ત્તાના વિશાળ બ્રહ્માંડમાં કાંઈ પણ ન્યૂનતા આવશે નહિ, જગતના કોઇપણ પ્રાણીને રડવું આવશે નહિ. પરંતુ મારે માટે તમને કાંઇ પણ કષ્ટ વેઠવું પડે એ મને પસંદ નથી. ભાઇ! અત્યારે મારી જે ભયંકર સ્થિતિ થઇ છે, તે જોતાં પાષાણ પણ પિગળી જાય તેમ છે, પણ મહારાજ નંદને તેથી પણ તૃપ્તિ થઈ નથી."

આમ કહીને ચંદ્રગુપ્ત પુનઃ બોલતો બંધ થયો અને પોતાનાં મન સાથેજ કહેવા લાગ્યો કે;–"હાય! નંદ!! તને મારી શોચનીય સ્થિતિ પર દયા નથી આવતી, દુઃખથી પીડાતા, ચિન્તાથી રિબાતા અને વેદનાથી વ્યથિત થતા તારા આ દીન બંધુ પર પણ તને જરાયે અનુકંપા નથી ઉપજતી? તારા પાષાણહૃદયમાં જરા પણ દયાનો સંચાર નથી થતો?"

"ચંદ્રગુપ્ત? પુનઃ આ પ્રમાણે નિર્બળતાને ધારણ કરીને તમારા દૃઢ નિશ્ચયપરથી પતિત થયા, ખરા કે? ચિન્તાને હૃદયમાં વારંવાર સ્થાન ન આપો. કારણ કે, એ પિશાચિકા છે, દેહનું દમન કરનારી છે. પંડિતોએ તેના સંબંધમાં યોગ્યજ કહ્યું છે કે;—

चिता चिन्ता द्वयोर्मध्ये, चिन्तानाम गरीयसि।
चिता दहति निर्जीवं चिन्ता प्राण समः वपु॥

માટે હે ભાઇ! વ્યર્થ ચિન્તા ન કરો." સમરકેતુએ યોગ્ય ઉપદેશ આપ્યો.

"હું અન્ય કાંઈ પણ ચિન્તા કરતો નથી, માત્ર મારા મંદ ભાગ્યનોજ અફસોસ કરી રહ્યો છે." આમ કહીને ચંદ્રગુપ્ત પુનઃ પોતાના મનમાંજ નિમ્નલિખિત ઉદ્દગારો કાઢવા લાગ્યોઃ—

"રડી રડી આંસુડાં ખૂટયાં ! સદાયે છે છતાં રોવું !
નસીએ આ લખાવેલું–હૃદયને છે રીબાવાનું !
ઉગે આનન્દના તારાઃ ખરી જાતાં વહે ધારા !
ધરી આકાશમાં આશા–હૃદયને છે રીબાવાનું !
દિલે બંધાય કિલ્લા કૈંઃ દિવાલો તૂટતી તેની !
જતાં ઉડી મીઠી આશા–હૃદયને છે રીબાવાનું !
બધે વરસાદ આવે છેઃ અને તૃપ્તિ થતી સૌને !
તૃષાથી તોય ચાતકના હૃદયને છે રીબાવાનું !"

હા, ભાગ્ય તેં મને ભૂલભૂલામણી ભમાવ્યો છે, કર્તવ્યના માર્ગથી ચળાવ્યો છે. પણ ફિકર નહિ. હું પુરુષાર્થ કરીશ, મારા જીવનદાતાને માટે પ્રાણનું અને દેહનું બળિદાન આપીશ. બસ હવે હું મારા મંત્રનું સાધન કરીશ અને કાંતો દેહનું પતન કરીશ."

ભાઈ સમરકેતુ! હું હવે તમારી વાર્તા સાંભળીશ નહિ, મારા દૃઢ નિશ્ચયથી ચળીશ નહિ, ચંદ્રગુપ્ત ઉત્સાહના આવેશમાં આવીને સમરકેતુને સંબોધીને કહેવા લાગ્યોઃ–"આ જીવનની રક્ષા તમારા દ્વારાજ થઈ છે, માટે તે જીવન તમનેજ સમર્પીશ. તમારી આફતોને અળગી કરવા માટે મારા જીવનની આહુતિ આપીશ. હુંજ તમારા આ સોનાના સંસારમાં રાહુરૂપ થઈ પડયોછું, તો તમે જેને સૂર્ય માનીને ભય કરો છો, તે મગધરાજ સૂર્યનો હું રાહુરૂપે ગ્રાસ કરીશ. મારે માટેજ તમારે આટલી વિપદો વેઠવી પડી છે, તે વિપદોમાંથી હું મારૂં લોહી રેડીને નિસ્તાર કરીશ. પણ હજી જો તમને ભય રહેતો હોય તો આ ઉત્પાતી રાહુરૂપ ચંદ્રગુપ્તનો ત્યાગ કરો, એટલે તમારી સર્વ વિપદો વાયુમાં ઉડી જશે અને પુનઃ શાન્તિનું સામ્રાજ્ય છવાઈ જશે."

આ સાંભળીને સમરકેતુ અશ્રુપૂર્ણ નેત્રે બોલ્યો કે;—"ભાઈ! જો કદાપિ હું મારી જમણીભુજાને છેદી નાખવાને સમર્થ હોઉં અથવા તો એ વાર્તા સંભવનીય હોય, તો હું તમારો ત્યાગ કરી શકીશ. કદાચિત્ પર્વતરાજ હિમાલય પોતાના સ્થાનપરથી ચ્યુત થઈ શકતો હોય, સમુદ્ર પોતાની ભયંકર ગર્જના ગર્જાવીને વસુંધરાનો વિલય કરી

શકતો હોય, વાયુ વિકમ્પિત થઇને મેરુ જેવા પર્વતને ઉડાવી શકતો હોય અથવા તો તદ્દન સ્તંભિત થઇને વિશ્વને વ્યાકુળ કરી શકતો હોય, ભગવાન અનંત કદાચિત્ પૃથ્વીને પોતાના મસ્તકપરથી ગબડાવી દેવાને તૈયાર થતો હોય, અગ્નિ જો શીતળ બનીને સૃષ્ટિને સુખ આપતો હોય, હળાહળ વિષના પાનથી જો સંજીવન શક્તિ પ્રાપ્ત થઈ શક્તિ હોય, તોજ હું તમારો ત્યાગ કરી શકું તેમ છું તે વિના કદીપણુ મારાથી તેમ બનનાર નથી. ભાઇ! આ રાજ્યનું ઐશ્વર્ય, ગૌરવ અને માન આદિ સ્થાયી રહેવાનાં નથી અને અદ્યાપિ કોઇનાં રહ્યાં નથી, તો પછી છતી આંખે અંધ બની તેના મોહને આધીન થઇને, હું મારી પ્રતિજ્ઞાનો, મારા આતિથ્યસત્કારનો શામાટે નાશ થવા દઉં ?

" વાસ્તવિકજ જે વસ્તુ સ્થાયી નથી, જે મૃત્યુ પછી સાથે આવવાની નથી, જેનાથી પરલોકમાં સ્વર્ગ જેવા સુખદ સ્થાનની પ્રાપ્તિ થવાની નથી, એવી મોહમય અને માયાવીનિ વસ્તુઓમાં મુગ્ધ બનીને હું તમારા જેવા એક સુભટશિરોમણી વીરનરનો ત્યાગ શા માટે કરૂં ? આ રાજ્ય, લક્ષ્મી, વૈભવ, વિલાસ, ઐશ્વર્ય, ગૌરવ અને જીવન આદિ સર્વ ક્ષણભંગુર છે, વાયુના ગોળાની પેઠે એક પળમાત્રમાં ઊડી જાય તેવાં છે, તેમાં હું મારા પરમપ્રિય મિત્રનો ત્યાગ કરીને કયી મહત્ત્વાકાંક્ષાને પરિપૂર્ણ કરવા માટે અગ્રેસર થાઉં ? "

" એ મદથી ગર્વિત બનેલો નંદ રાજા પણ સ્થાયી રહેવાનો નથી, હું કે તમે પણ રહેવાના નથી. માત્ર સુકીર્ત્તિ, સુનામ અને યશજ ચિરકાળને માટે વિદ્યમાન રહેવાનાં છે. બન્ધુ! ધર્મ એજ દુર્બળોનો આશ્રય છે. સહાયતાનું સ્થાન છે. મેં તમને જ્યારે મારા વડીલ ધારીને આદરપૂર્વક ગ્રહણ કર્યા છે, તમારા જીવનને બચવાની કાંઇપણુ સંભાવના નહોતી. ત્યારે યત્ન અને સેવા દ્વારા તમારા આ અમૂલ્ય જીવનની રક્ષા કરી છે, માટે ચોક્કસ જાણજો કે, મારાથી તમારો ત્યાગ કદાપિ કરી શકાશે નહિ. તમે જો સ્વેચ્છાપૂર્વક આત્મસમર્પણ કરવાને તૈયાર થશો તો, હું તેમાં વિઘ્ન નાખીશ. જો તમે એ વિઘ્નને ઓળંગીને તેનો અનાદર કરશો તો હું આ રાજ્ય-કોઇપણુ પ્રકારના ક્લેશ કે વિગ્રહ વિનાજ મગધરાજના હાથમાં સોંપી દઇશ. મને મારા આ ક્ષુદ્ર અધિકાર પરથીજ તે ભ્રષ્ટ કરવાની ચેષ્ટા કરી રહ્યો છે, તે ચેષ્ટાની સ્હામે હું કાંઇપણુ વાંધો ઊઠાવીશ નહિ. હું ભગવાન મહાકાળને તેમજ તે વિમાનના અંતરાલમાં રહેલા ષડૈશ્વર્યમય પરમાત્માને સાક્ષી રાખીને કહુંછું કે, હું મારા સર્વસ્વનો ત્યાગ કરીશ, માર્ગનો ભીખારી બનીશ.

હસતાં હસતાં મારા જીવનને વિસર્જન કરીશ, તોપણ તમારા સંબંધને વિચ્છિન્ન કરીશ નહિ. તમે હવે કદાપિ આવી વાર્ત્તા કહેશો નહિ. હું તમારી પાસેથી કાંઈ સહાયતા માગતો નથી. હું પોતેજ આ રાજ્યની રક્ષા કરીશ; પરંતુ, તમારો કદીપણ ત્યાગ કરી શકીશ નહિ.”

મન્દાકિની શાન્ત રીતે ઉભી રહીને ચંદ્રગુપ્ત અને સમરકેતુની ઉપર્યુક્ત વાતચીત સાંભળી રહી હતી. પોતાના જ્યેષ્ટ બંધુનું આતિથ્ય-વાત્સલ્ય અને હૃદયની અપૂર્વ ઉદારતા જોઇને તેનાં ઇન્દીવર જેવાં કોમળ નયનોમાંથી અશ્રુની અનર્ગલ ધારા વહેવા લાગી. ત્યાર પછી કેટલીકવારે તે બોલી કે;—“ રાજન્ ! હતાશાને હૃદયમાં કદીપણ ધારણ કરશો નહિ. દુઃખિત મનુષ્યની રક્ષા કરનાર કેવળ ભગવાનજ છે. જે કૃષ્ણ પરમાત્માએ પાંડવોનો પક્ષ લઇને કૌરવકુળનો નાશ કરાવી તેમને ભયંકર વિપદમાંથી ઉગાર્યા, જે દયાળુ દેવ કૃષ્ણે જરાસંધ જેવા જબરા રાજાની લોહશૃંખલાઓને તોડી નાખીને અનેક રાજા-મહારાજાઓને અને નિર્બળ મનુષ્યોને તેના ભયંકર અત્યાચારની અધમતામાંથી મુક્ત કરાવ્યા, તેજ સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાન આપણું પણ અવશ્ય કલ્યાણજ કરશે. તમારૂં બહુમૂલ્ય જીવન જ્યારે સંકટાવસ્થામાં સપડાયું હતું, દુઃખના ડુંગરો તમારા શિરપર તૂટી પડયા હતા, ત્યારે તમારા જીવનની રક્ષા પણ તે દયાનિધિ ભગવાનેજ મારા અંતઃકરણમાં અનુપમ અનુકંપાને ઉપજાવીને કરી હતી. જો હું યથાસમયે તમને બાણ વાગ્યું તે વેળાયે આવી પહોંચી નહોત અને તમારી આટલી સેવા સુશ્રૂષા પણ ન કરી હોત તો નિષ્ઠુર નંદ, અવશ્ય તમારા હૃદયના લોહી દ્વારા પોતાના હસ્તને કલુષિત કરી ચૂકયો હોત. માટે તમારા આ મોંઘા અને મૂલ્યવાન જીવન પર જો કોઇનો અધિકાર અસ્તિત્વ ધરાવતો હોય, તો તે અમારોજ છે. તમારા જીવનનાં અને મનનાં જે કાંઈ સ્વાધીન કૃત્યો હશે, તે સર્વ અત્યારે અમારી ઇચ્છા મૂજબજ અમલમાં મૂકવાં પડશે. જો કોઇપણ પ્રકારના કારણ વિના તમે તેમાં બાધા નાખશો, તો યાદ રાખજો રાજકુમાર ! કે, તેથી તમારે એક નહિ પણ અનેક પ્રકારના પ્રત્યવાયોને આધીન થવું પડશે. હું ભગવાન મહાકાલને, જગતના સંચાલક સ્વામીને સાક્ષીભૂત રાખીને કહુંછું કે, અમે લોકો તમને અમારા પ્રાણથી પણ અધિક પ્રિય ગણીએ છીએ. સંસારમાં જો કાંઈ જૂદાઈ એવી વસ્તુ હોય, તો તેનો સમાવેશ માત્ર આપના હૃદયમાંજ થયેલો છે.”

“ મન્દા ! મન્દા ! આ શું કહો છો ? ભ્રમણાના માર્ગમાં ભટકતા ભીખારીને ભયાનક માર્ગમાંથી વારવાને બદલે, આવાં ઉપાલંભોની વૃષ્ટિ

કેમ કરોછો ? હું અત્યારે અસ્થિરછું, મારૂં હૃદય અસ્થિર છે. જગતના બાહ્ય અને આંતરિક જ્ઞાનથી હું અત્યારે તદ્દન અનભિજ્ઞ બની ગયોછું. માટે મારી રક્ષા કરો.” ચંદ્રગુપ્તે ભયકંપીત સ્વરે કહ્યું.

“રાજકુમાર ? હું આપને ઉપાલંભો નથી આપતી, પણ કેવળ તમારા કર્મનો માર્ગ બતાવું છું, ભ્રમિત હૃદયને ભ્રમણાના કૂપમાંથી ખેંચી લાવીને સત્કર્મની સૃષ્ટિમાં આવવાની દિશા દર્શાવું છે. અત્યારે અમારા આત્મીય–સ્વજન, પ્રિય, આદરણીય જો કોઈ હોય, તો તે તમે પોતેજ છો. ચોક્કસ માનજો રાજકુમાર ! કે, જો તમે મારા ભાઈની વાર્ત્તાને અગ્રાહ્ય કરીને સ્વેચ્છાનુસાર મગધરાજના ચરણોમાં તમારા મસ્તકને ધરશો, તો આ અભાગિની મન્દા પણ આત્મહત્યા દ્વારા પોતાનું જીવન વિસર્જન કરવાને શક્તિવાન થશે. તેની એ સ્વાધીન ઇચ્છામાં, બાધા નાખવા માટે કોઈપણ અગ્રેસર થઇ શકશે નહિ. તેમ થવાથી તમે નારી હત્યાના પાતકી ઠરશો અને એટલું પણ જાણી લેજો રાજકુમાર ! કે, આ યુદ્ધમાં જો તમારૂં મૃત્યુ થશે, તો આ મન્દાકિની આંખોનાં આંસૂ સારતી સારતી, પોતાના હાથથીજ તમારી ચિતા ખડકી આપશે. પવિત્ર ચંદનના રંગથી તમારા વીરવપુને રંગી દેશે. તેમ કરવામાં તે લેશ માત્ર વિચલિત થશે નહિ, પરંતુ પોતાને મહાન ગૌરવાન્વિત માની લેશે. તે ઉપરાંત રાજકુમાર ! તમે તમારી અભાગિની માતાનો જરા વિચાર કરો. તમારૂં અફસોસજનક પરિણામ જોઇને તે ચોક્કસ આત્મહત્યા કરશે અને તેથી તમે બે નારીઓની હત્યાના પાતકી ઠરશો. જગત્ વીરવર ગણાતા ચંદ્રગુપ્તના નામને કાયર અને બ્હીકણના ઉપાલંભોથી ધિક્કારશે–ફિટકારશે. તમે તમારા ક્ષત્રિય ધર્મનું પાલન કરો, વીરોચિત કર્મને પ્રત્યક્ષ અમલમાં લાવી બતાવો.”

ચંદ્રગુપ્ત મન્દાકિનીની આવી તેજોમય વાર્ત્તાઓ સાંભળીને પ્રથમ તો છેક સ્તંભિતજ બની ગયો. એક બાજૂએ ભ્રાતની હત્યાએ અને બીજી બાજૂએ કૃતજ્ઞતાના ઋણે તેને વિચલિત બનાવી દીધો. એક તરફ ગંભીર કર્ત્તવ્યપાલન અને બીજી તરફ ભયંકર કાપુરુષતા તેને સ્પષ્ટ રીતે જણાવા લાગી. ચંદ્રગુપ્તે, સમરકેતુના હિતને માટે જ તેનો ત્યાગ કરીને મગધરાજ નંદ પાસે પોતાનું આત્મસમર્પણ કરવાની ઇચ્છા પ્રકટ કરી હતી. તેનો અત્યારે તેને સંપૂર્ણ રીતે ખ્યાલ થઈ આવ્યો કે, મેં જે કાર્ય ધાર્યું છે તે ઇષ્ટ નહિ, પણ અનેક પ્રકારના અનિષ્ટની સૂચના આપનારૂં કાર્ય છે.

તે સમયે તેની અભાગિની માતાનું મલિન મુખ, તેની દૃષ્ટિ આ-

ગળ આવીને તરવા લાગ્યું. તેણે કલ્પનાના નેત્રથી જોયું કે, મહારાણી મુરાદેવી એક ભીષણ અંધકારથી આચ્છાદિત થયેલા કારાગૃહમાં દુઃખિત અવસ્થામાં પડેલી છે. તેના હાથ–પગ દોરડાંથી જકડાયલા છે. નિષ્ઠુર અને મમતાહીન સ્ત્રી–પહેરેગીરો તેના કોમળ અંગોપર નિષ્ઠુરતાથી ચાબૂકનો માર મારી રહી છે. અને તેથી તેનું શરીર વિદીર્ણ થઇને તેમાંથી ભયંકર કમકમાટ ઉપજાવે તેવી લોહીની ધારાઓ છૂટી રહી છે. તેનાં કમળ જેવાં કોમળ નેત્રોમાંથી અશ્રુની અનર્ગલ ધારાઓ વહેવા લાગી છે અને તે રક્તની સાથે મિશ્રિત થતાં એક વિચિત્ર પ્રકારના દૃશ્યને દેખાડી રહી છે. તેની જનની યંત્રણાને આધીન થઇને ઘોર આર્ત્તનાદ કરી રહી છે.

કલ્પનાના પરિણામે ઉપજેલાં આ ઉત્તેજનામય અને શોચનીય દૃશ્યને ચંદ્રગુપ્ત જોઈ શક્યો નહિ–સહન કરી શક્યો નહિ. ઉન્માદને આધીન થયેલી વ્યક્તિની પેઠે તે ભયંકર ચીત્કાર કરીને બોલી ઊઠ્યો કે;–" ના, ના. મારી માતા પર અત્યાચાર–જુલમ ગુજારનારા ચાંડાલ પાસેથી હું મારા ભયંકર વૈરનો બદલો લઇશ, એક બાજૂએ મારા જીવનની કૃતજ્ઞતાનું ઋણ, માતૃઋણ આવેલું છે, અને બીજી બાજૂએ ભ્રાતાના વિપક્ષમાં ઉપસ્થિત થવાનું છે. હું મારી અભાગિની જનનીના સુખ–સ્વાતંત્ર્યને માટે, કારાગૃહમાંથી મુક્ત કરવા માટે, ભ્રાતાનો દ્રોહ કરવાના માર્ગનુંજ અવલંબન કરીશ. મારી પવિત્ર માતા પર જુલમ ગુજારનારા હત્યારા પાસેથી તેનું લોહી રેડીને સમસ્ત મગધરાજ્યનું તર્પણ કરીશ. જાઓ સમરકેતુ! અત્યારે જ તે ગર્વિષ્ટ અને ઉન્મત્ત મગધરાજને લખી મોકલો કે, 'યુદ્ધને માટે અમે લોકો સંપૂર્ણ રીતે તૈયાર છીએ. મગધરાજના ગર્વને ચૂર્ણ–વિચૂર્ણ કરવા માટે પહાડી સૈનિકોનાં ઘણા દિવસનાં ક્ષુધાર્ત્ત કૃપાણો તૈયાર છે. જો તમને તમારા જીવનની, રાજ્યરક્ષાની અને નંદ પરિવારના હિતની કાંઈ પણ આકાંક્ષા હોય, તો હજી અમોને ન છેડો. જો વારંવાર અમારી પાસે દૂતોને પાઠવ્યા કરશો, તો છેવટે અમારે મગધાધિપનું અપમાન કરીને છેવટે બિચારા નિર્દોષ દૂતને ધૂળ ચાટતો બનાવવો પડશે–મૃત્યુને આધીન કરવો પડશે. જો મગધદેશની રાજ્યપતાકાને બળીને ભસ્મીભૂત ન થવા દેવી હોય, તો અમારો કેડો ન પકડો, સૂતેલા મણિધરને જગાડીને–છંછેડીને મૃત્યુને આધીન થવાની ચેષ્ટા ન કરો. અમોને જો હવે વિશેષ છંછેડશો તો છેવટે મગધરાજ્યના મહામુકુટને ભૂતળશાયી બનવાનો પ્રસંગ આવી લાગશે."

"રાજા સમરકેતુ! હવે હું કદીપણ તે મગધરાજ્યના નીચ–તુચ્છ

અને હીચકારા રાજા નંદ પાસે આત્મસમર્પણ કરવાની કલ્પના પણ નહિ કરૂં. જે નરાધમે, અસાહાયા બ્રાહ્મણ વિધવા પર પૈશાચિક અત્યાચાર કરવાનું સાહસ કર્યું હતું, તે નાલાયક રાજાનો સાળો હોવા છતાં પણ હું તેના પર કરુણા કે ક્ષમા નહિ કરૂં. તે તુચ્છ, પામર ભીખારીને ભયંકર રીતે મારી નાંખવો એજ મને સર્વ પ્રકારે યોગ્ય લાગે છે. હું મગધરાજના એમાંથી એક પણ કરારને માન્ય રાખવામાં છેક નાસમ્મત છું. ભીડભંજન ભગવાનજ આપણો સાચો સહાયક થશે."

ચંદ્રગુપ્તના મુખેથી, આ પ્રમાણેની વાર્ત્તા સાંભળીને, મન્દાકિની અને સમરકેતુ બેઉ અત્યંત પ્રસન્ન થયાં. અને ત્યાર પછી ભવિષ્યમાં કરવાના કર્ત્તવ્યનો વિચાર કરવા લાગ્યાં. કેટલીક વાર પછી સર્વ એક પ્રકારના દૃઢ નિશ્ચય પર આવી ગયાં કે;–" **अर्थं साध्यामि वा देहं पातयामि।** "

સમરકેતુએ પોતાના હાથે મગધરાજના પત્રનું ઉત્તર લખી આપીને, યથાસમયે રાજદૂતને રવાના કર્યો. જે અગ્નિ ધીરે ધીરે સળગ્યા કરતો હતો, તે એક દિવસ મહાઉગ્ર અને પ્રચંડ સ્વરૂપ ધારણ કરીને ભયંકર શબ્દની સાથે પ્રજ્વળી ઊઠયો.

---

## પ્રકરણ ૧૭ મું

### પ્રચંડ જ્વાળામુખી !

ચંદ્રગુપ્ત અને સમરકેતુનો ત્યાગ કરીને, આવો પાઠક ! આપણે એકવાર મગધરાજના ગુપ્ત વિચારાલયમાં જઈ આવીએ. ત્યાં આગળ સમરકેતુની પાસેથી મળેલા તે ગર્વિત્ત પત્રોત્તરથી જે ભયાનક કાંડ ઉપસ્થિત થયો છે, તેને એકવાર જોઈ આવીએ.

મહારાજ મગધેશ્વર ધનનંદ, તે પ્રત્યુત્તરવાળા પત્રને હાથમાં લઇને, ચંચળતાથી વિચારાલયમાં પદચારણા અથવા ચહલકદમી કરી રહ્યો હતો. તેના મુખમંડળ પર દારુણ દુશ્ચિન્તાનાં ચિન્હો પ્રકટી રહ્યાં હતાં. તેની દૃષ્ટિ આગળ એક પ્રકારનો ભયંકર વિવાદાત્મક પ્રશ્ન ઉપસ્થિત થયો હતો અને તે પ્રશ્નનું નિરાકરણ ન થઈ શકવાથી તે અધિક વિચલિત થઇ રહ્યો હતો.

સેંકડો ઉજ્જવળ દીપકોના પ્રકાશથી તે વિચારાલય પ્રકાશિત

થઈ રહ્યું હતું, છતાં તે પ્રકાશમંડિત ઓરડામાં પણ અસીમ પરાક્રમશાળી મગધરાજેશ્વરને ભયંકર અંધકારની છાયા છવાયલી જોવા આવતી હતી.

તેણે ઉત્તેજિત કંઠે પહેરેગીરને બોલાવ્યો. ક્ષણવારમાં મહારાજાનો એક અંગરક્ષક તે સ્થળે આવીને ઉભો રહ્યો. મહારાજા ધનનંદે તેને કઠોર સ્વરથી કહ્યું કે;—" જા, હમણાંજ મંત્રી ધીરબુદ્ધિને અહીં મારી પાસે આવવાનું કહી દે. "

પહેરેગીર ચાલ્યો ગયો. મગધેશ્વર પહેલાંની માફકજ ચિન્તામાં મગ્ન થઇ ગયો. સમસ્ત બ્રહ્માંડ જાણે તેની દૃષ્ટિ આગળ દોડવા લાગ્યું. ગગનના ગાત્રનું અવલંબન રાખનારા ગ્રહો, જાણે સ્થાન ભ્રષ્ટ થઇને આમ તેમ ભ્રમણ કરી રહ્યા હોયની ! એમ તેને જણાવા લાગ્યું. તારાઓ જાણે ધૂમકેતુની પેઠે મહાવેગપૂર્વક ભૂતળપર સરી પડતા હોયની ! એમ તેને ભાસવા લાગ્યું. પ્રકૃતિના પટપર જાણે એક પ્રકારના વિકટ નરકની ગંધવાળો ધૂમાડો છવાઇ ગયેલો જણાવા લાગ્યો. ચારે બાજૂએ ભીષણ દૃશ્ય દેખાડનારાં નરકંકાલો, હાડકાંઓ, ખાપરીઓ અને ભડકતા અગ્નિની ચિતાઓ ભાસવા લાગી. આસપાસ અગણિત નરમુંડો અને ભયંકર ચીત્કારના ધ્વનિઓ સંભળાવા લાગ્યા. ક્યાંક લોહીની નદીઓ વહેતી અને ક્યાંક માંસના ઢગલાઓ ચગદાતા દેખાવા લાગ્યા અને પોતાનાં શરીરમાંથી લોહીની ધારાઓ વહાવતો, અનેક પુરુષોનાં મસ્તકોને ધડથી વિખૂટાં કરતો આવતો, નરમુંડોને પોતાના પગવડે ચગદતો આવતો અને ભયંકર ગર્જના સંભળાવતો એક વીરપુરુષ હાથમાં તીક્ષ્ણ તલ્વાર લઇને પોતાના તરફ દોડતો આવતો જણાવા લાગ્યો. કોણ એ ચંદ્રગુપ્ત હતો?

કલ્પનાનાં ચક્ષુઓ વડે આવું કમ્પાવનારૂં ભયંકર દૃસ્ય જોઇને મગધેશ્વર ધનનંદ અતિશય વિચલિત થયો. તેમનું કાળજું કમ્પિ ઊઠ્યું. હૃદય સ્તંભિત થયું. મુખમુદ્રા મલિન બની ગઇ. અને અનેક પ્રકારની ઉથલપાથલ કરનારાં દૃસ્યોએ તેને ભયથી છેક વિહ્વલ બનાવી દીધો. મગધરાજથી વિશેષવાર આવું ભયંકર દૃસ્ય જોઈ શકાયું નહિ. તેને આકાશ અને અવની એક જણાવા લાગ્યાં. પાતાળ અને પૃથ્વીનો. સંયોગ થયેલો દેખાવા લાગ્યો. ત્યાર પછી કેટલીક વાર તે સહજ સ્વસ્થ થઇને ભાગ્યા તૂટયા સ્વરથી પોતાના મનમાંજ કહેવા લાગ્યો કે;—" આટલી બધી ગર્વિષ્ટતા ! આટલો બધો ઉન્માદ ! આવું પરાક્રમ ! આવી અધમતા । આટલી બધી અમર્યાદા ? હાય ! ચંદ્રગુપ્ત ! મેં તને જીવિત શામાટે રહેવા દીધો ? પ્રથમથીજ તારા જેવા ભયંકર કંટકને

કેમ નાબૂદ ન કર્યો ? આ પત્ર તારૂંજ લખેલું છે, તારી ઉચ્છૃંખલતાનું પરિણામ છે. પણ યાદ રાખજે કે, મારી ઇચ્છા માત્ર થતાંજ, તારા મિત્ર સમરકેતુનું પહાડી રાજ્ય પૃથ્વીપર અસ્તિત્વ ધરાવતું અટકી પડશે. તારા આશ્રયદાતાનું પળ માત્રમાં નિકંદન નીકળી જશે. શું મારા સાર્વભૌમિકત્વ તરફ આવો ભયાનક તિરસ્કાર ! આવી વિચિત્ર વિદૂપતા ! બસ, એ ધૃષ્ટતાનો પ્રતિશોધ લઇશ. ચંદ્રગુપ્તને છિન્નમુંડ કરી નાખીશ. સિંહ કદાપિ એવા મુષકોની ધૃષ્ટતાને સહ્ય કરી શકશે નહિ. રાજા કદાપિ રંકનાં કઠિન વાક્યો સાંભળી શકશે નહિ. ”

આવું અક્ષૌહિણી સંખ્યાનું સેનાબળ, આટલા યોધ્ધા, ધીરબુધ્ધિના જેવો સુદક્ષ રાજમંત્રી હોવા છતાં પણ, મારે આવું કષ્ટ સહન કરવું પડેછે! સમગ્ર આર્યાવર્ત્ત મારા ચરણતળે ચગદાયલું છે, મારૂં નામ સાંભળતાં જ અન્ય સર્વ પ્રદેશોના રાજાઓ ભયથી કમકમી ઊઠે છે, મારી વીરહાકથી યોધ્ધાઓ પણ કમ્પાયમાન થઇ જાય છે, મારા કોષાગારમાં અનેક પેઢીઓથી સંચિત થએલી અસંખ્ય સુવર્ણમુદ્રાઓ અત્યારના પૃથ્વીપરના સર્વ ભૂપાળોની સંપત્તિ કરતાં વિશેષ પ્રમાણમાં અદ્યાપિ અસ્તિત્વ ધરાવે છે, જે મુદ્રાઓનો મગધરાજ્યની આ સીમાથી પેલી સીમાપર્યંત વિસ્તાર કરવા છતાં પણ વધી જાય તેમ છે, અને રાજભંડાર ભરપૂરનો ભરપૂર જ રહે તેમ છે, તથાપિ મારે એક ક્ષુદ્ર ચંદ્રગુપ્તને માટે આવી આશંકા શા માટે રાખવી જોઇએ ?

‘ છટ્, છટ્ ! શું હું મૂર્ખ બની ગયો છું! મેં મારા બુદ્ધિહીન મંત્રીની સલાહ પ્રમાણે કાર્ય કરવામાં ભયંકર ભૂલ કરેલી છે. પરંતુ હવે તે રોદણાં રોવામાં કશો લાભ મળવાનો નથી. અત્યારે બે ભયંકર કાર્યો મારે કરવાનાં છે. એક તો, ચંદ્રગુપ્તના મસ્તકને ધડથી વિખૂટું કરીને અવનીપરથી તેના અસ્તિત્વને નાબૂદ કરવાનું અને બીજું, પહાડી રાજ્યની સ્વાધીનતાનો લોપ કરવાનું, તેના રાજ્યની પતાકાને બાળીને ભસ્મીભૂત કરવાનું કાર્ય મારે હવે સત્વર કરવું જોઇએ.

સમગ્ર વિશ્વમાં મારી દિગંતવ્યાપી કીર્ત્તિનો વિસ્તાર કરીને હું તે નાદાન ચંદ્રગુપ્તને બતાવી આપીશ કે નંદરાજાની સ્હામે કાવાદાવા કરવાનું અને શિષ્ટાચારની મર્યાદાનો ભંગ કરવાનું પરિણામ કેવું વિષમ આવે છે. એક છેક તુચ્છ મુષક અનંત દુરાત્માઓનો સંહાર કરનાર કાળભૂજંગ સર્પની સ્પર્ધા કરે, એક અતિ નિર્બળ શૃગાલ વનવિહારી પ્રચંડ મૃગરાજ કેસરીની સન્મુખ પોતાના પરાક્રમને દર્શાવવાનો પ્રયત્ન કરે એ સર્વ આકાશકુસુમ અથવા તો વંધ્યાપુત્ર સમાન છે. પ્રબળ

પ્રતાપાન્વિત મહારાજ નંદની સ્હામે દુષ્ટતા દર્શાવવાનું કેવું ભયંકર પરિણામ આવે છે, એ ચંદ્રગુપ્તને બતાવી આપીશ.

ક્ષત્રિયાધમ સમરકેતુની આવી સ્પર્ધા ? મારો જે ચિરકાળનો શત્રુ છે, તેને તેણે આશ્રય આપ્યો, મારી સાથે નિત્યને માટે વૈરભાવ બાંધ્યો? તેણેજ ચંદ્રગુપ્તને મૃત્યુના મુખમાંથી ઉગાર્યો? ધિક્કાર છે એ અધમને. હું તે સમરકેતુનો સંહાર કરીશ અને ચંદ્રગુપ્તની સાથેજ આ પૃથ્વીપરથી તેનો સત્વર નાશ કરીશ. શું તેણે ચંદ્રગુપ્તની રક્ષા કરવા માટે પ્રતિજ્ઞાને ધારણ કરી છે, રાજલક્ષ્મીને ચંદ્રગુપ્તના ગળામાં આરોપી છે, જો તેમ જ છે, તો હું તેની પ્રતિજ્ઞાનું પતન કરીશ અને રાજલક્ષ્મીને મારા પગતળે ચગદી નાંખીશ. મારે એ દુષ્ટને ધૃષ્ટતાનું ફળ હવે સત્વર જ આપવું જોઇશે."

મગધાધિપ જ્યારે આ પ્રકારની દુશ્ચિંતાથી દગ્ધ થઈ રહ્યો હતો, વીંછીના ડંસની તીવ્ર જ્વાળાનો હૃદયમાં અનુભવ કરી રહ્યો હતો, એવામાં એજ ભયાનક સમયે મંત્રી ધીરબુદ્ધિ તે ઓરડામાં આવીને બોલી ઊઠયો કે;–"રાજરાજેશ્વર મગધેશ્વર ચિરવિજયી થાઓ."

મહારાજા નંદે પાછા ફરીને જોયું કે, વૃદ્ધમંત્રી ધીરબુદ્ધિ, તે સ્થળે ઉભેલો છે. તેને જોતાંની સાથેજ તે ક્રોધથી કમ્પી ઉઠયો અને કઠોર સ્વરથી કહેવા લાગ્યો કે;–"હા, હા! તમારા જેવા સલ્લાહકારો હોવાથી અવશ્ય મારો વિજય થશે, સ્વર્ગનું રાજ્ય સ્વયં આવીને મારી સન્મુખ ઉભું રહેશે, સમજ્યાને બુદ્ધિના નામને ધારણ કરનારા ધીરબુદ્ધિ મંત્રીવર? પિતાના સમયથી મંત્રીપદને ભોગવતા આવતા હોવાથી અને ખોટા વિશ્વાસની અંધશ્રદ્ધામાં રહેવાથી મેં હજીસૂધી તમને કારાગૃહની કઠિન સજાનો સ્વાદ ચખાડયો નથી, એટલેજ તમારૂં વર્ત્તન દિન પ્રતિદિન આ પ્રમાણે સ્વચ્છંદી બનતું જતું હશે, ખરૂં કે નહિ? પરંતુ મને હવે જણાય છે કે, તમારા પ્રતિસ્પર્ધી શટકારને જમીનમાંના કારાગૃહમાં ન રાખતાં, તમને પોતાનેજ રાખ્યા હોત તો, આજે મારે આવો ભયંકર મનસ્તાપ સહન કરવો પડત નહિ. તમે મંત્રીપદને માટે સર્વથા અયોગ્ય અને અપાત્ર છો, એનો મને અત્યારે સંપૂર્ણ રીતે ખ્યાલ થઈ આવ્યો છે.

રાજાના મુખનો વિચિત્ર ભાવ જોઇને અને તિરસ્કારજન્ય વાર્ત્તાઓ સાંભળીને મંત્રી ધીરબુદ્ધિ કેટલીકવારપર્યન્ત શૂન્ય બની ગયો. અને પછી રાજાની સન્મુખ જઇને ઉભો રહ્યો. રાજા તેની આવી સ્થિતિ જોઇને કહેવા લાગ્યો કે;–"હું સારી રીતે જોઈ શકું છું કે, જે કાર્યમાં મને તમારી સલ્લાહ મળે છે તે કાર્ય અવશ્ય નિરાશાના રૂપમાંજ પરિ-

ગુપ્ત થઇ જાય છે. મેં તમને અંગુલિના ઇશારા દ્વારા સંકેતમાં સમજાવ્યું હતું કે ચંદ્રગુપ્તનો વધ કરો, પરંતુ તમે તેમ કર્યું નથી. તેથી મને એમજ લાગે છે કે. તમે અતિ મૂર્ખ છો શઠ, છો, નાલાયક છો. ધિક્કાર છે તમને અને તમારા મંત્રિત્વને?

"મારા મનની વાર્ત્તાને ન સમજતાં, તમે તેને નજરબન્દી કરીને રાખ્યો હતો. લોક લજ્જાની ખાતર અને તમારી તે ઉદારતાને લીધેજ મારે આટલું નુકસાન વેઠવું પડયું છે. તે ઉપરાંત ચંદ્રગુપ્ત જ્યારે મગધરાજ્યમાંથી ન્હાસી ગયો, ત્યારે તમને આજ્ઞા આપી હતી કે, તેની પાછળ કેટલાક વિશ્વાસુ અને શક્તિવાન યોદ્ધાઓને ગુપ્ત રીતે મોકલી આપજો. પરંતુ તેની પણ તમે એવીજ વ્યવસ્થા કરી કે, જેથી મારૂં તમામ કામ બગડી ગયું છે. પણ હવે ગઇ ગુજરીને સંભારવાથી અથવા તો તેનો ખેદ કરવાથી કાંઇ સારૂં પરિણામ આવી શકે તેમ નથી. અત્યારે તો હું કેવળ ભવિષ્યનોજ વિચાર કરૂં છું. તમારાં બીજા પત્રનું શું ઉત્તર આવ્યું છે, તે જરા વાંચી જુઓ. લ્યો આ તે પત્ર."

મંત્રી ધીરબુદ્ધિ કમ્પીત સ્વરે બોલ્યો કે;–"મહારાજ! મારો ગુન્હો માફ કરો. હવેથી આપના મુખમાંથી જે હુકમ થશે, તેનું યોગ્ય પાલન આ તાબેદાર સેવક કરી બતાવેશજ. પ્રભુ! હવેથી હું આપના હુકમને અક્ષરે અક્ષર અમલમાં મૂકી બતાવવાનો યત્ન કરતો રહીશ." એમ કહીને મંત્રીએ મહારાજના હાથમાંથી તે પત્ર લઇને વાંચવા માંડયું પત્ર વાંચી રહ્યા પછી તે પુનઃ કહેવા લાગ્યો;–"અન્નદાતા રાજા સમરકેતુની પડતી નજીક આવી હોય એમ તેના આ પત્ર પરથી સ્પષ્ટ જણાય છે. એક સાધારણ રાજ્યનો માલિક વિશાળ મગધરાજ્યના માલિક સ્હામે આવા પ્રકારનું ગર્વિષ્ટ ઉત્તર આપે, એ તો તેની અધમતાનો અવધિજ કહેવાય. પણ, તે ગમાર રાજાને હજી ક્યાં ખબર છે કે, મગધરાજના સૈનિકો કેવા બળવાન છે, તેમનું સૈન્ય કેટલું વિશાળ છે? બસ, પ્રભુ! તે એક સાધન અને શક્તિ વગરના તુચ્છ રાજાને આપણે સત્વર ધૂળ ચાટતો બનાવવો જોઇએ."

આ સાંભળીને મગધરાજ ધનનંદ અતિ પ્રસન્ન થયો અને હસતા મુખથી કહેવા લાગ્યો કે;–"બરાબર છે, તમારી ધારણા ખરેખર પ્રશંનીય છે. મારા પિતાશ્રીની શ્રાદ્ધક્રિયા કરવાનો સમય હવે બહુજ નજીક આવી લાગ્યો છે, તેને માત્ર એક પખવાડીયાંનીજ વાર છે. એ ક્રિયા પૂર્ણ કર્યા પછી, તરતજ આપણે એ બળવાખોર સમરકેતુના રાજ્યપર ચઢાઈ કરીશું, તેના ગર્વને માટીમાં મેળવીશું અને બતાવી આપીશું કે,

મગધમહારાજને મગરૂરી ભરેલુ ઉત્તર આપવાથી કેવું માઠું પરિણામ આવે છે. પરંતુ તે સાથે એટલો પણ વિચાર કરવાનો છે કે, ચંદ્રગુપ્ત જ્યારે સમરકેતુની સાથે જોડાયલો છે, ત્યારે તેને યુદ્ધમાં હંફાવવો એ મહામુશ્કેલીનું કામ છે. માગધી સૈન્ય બળવાન અને કેળવાયલું હોવા છતાં, પણ પહાડી લોકોના જેવું કુશળ અને ચાલાક તો નથીજ, એ ખાસ ધ્યાનમાં રાખી લેવા યોગ્ય છે. છુપા જાસૂસ દ્વારા મેં જે કાંઈ સમાચાર મેળવ્યા છે, તે પરથી જણાય છે કે, પર્વતરાજ સમરકેતુ લગભગ પચાસ હજાર ઉપરાંત સૈનિકોને લડાઈના મેદાનમાં એકઠા કરી શકશે. એ સઘળું લશ્કર જો ચંદ્રગુપ્તના હાથ નીચે કેળવાશે, તો તે આપણા એક લાખ સિપાહીઓને પણ પ્હોંચી વળવાને શક્તિવાન થઈ શકશે, એવો મારો દૃઢ વિશ્વાસ છે."

"તે યુદ્ધમાં આપણે એક લાખ ઉપરાંત યોદ્ધાઓને ઉતારવા પડશે, તે વિના આપણો વિજય થઈ શકશે નહિ. તે દુષ્ટ પહાડી ઉંદર સમરકેતુનો ધ્વંસ કરવા માટે આપણે ભયંકર કાળભૂજંગનું ઉગ્રસ્વરૂપ ધારણ કરવું પડશે. હું તમને પંદર દિવસનો સમય આપું છે, તે અરસામાં તમે યુદ્ધને માટે સર્વ તૈયારી કરાવી રાખજો. તમને જેટલા દ્રવ્યની જરૂર પડે, તેટલું દ્રવ્ય રાજભંડારમાંથી લઇ લેજો. આ પંદર દિવસ પછી હું પોતેજ સેનાપતિ બનીને સમરકેતુ તથા ચંદ્રગુપ્તનો નાશ કરવા માટે તૈયાર થઇશ. લડાઈના મેદાનમાં પણ હું પોતેજ હાજર રહીશ. બસ, આ મારી છેલ્લીજ આજ્ઞા છે."

મંત્રી ધીરબુદ્ધિ કોપાન્વિત રાજાને હદ ઉપરાંત પ્રસન્ન થયેલો જોઇને, સાહસપૂર્વક બોલી ઊઠયો કે;—"મહારાજાધિરાજ ! આપનો આ સેવક આપની સર્વ આજ્ઞાઓનો સત્વર બંદોબસ્ત કરી નાંખશે. મારી પ્રથમની ભૂલોની ક્ષમા કરો. મરહુમ મહારાજાના અમલથી હું આ રાજ્યનું મંત્રિત્વ ભોગવતો આવ્યો છું, અનેક વિરુદ્ધપક્ષના રાજાઓની સાથે યુદ્ધ કરવામાં હું સ્વર્ગીય મહારાજાના સોબતી તરીકે ભયંકર યુદ્ધભૂમિમાં હાજર રહ્યો છું, પરંતુ કદાપિ હું કોઈ પણ કાર્યમાં નિષ્ફળ નિવડયો નથી અથવા મારા નામને કલંક લાગ્યું નથી. ભગવાનના આશીર્વાદથી આપણે અવશ્ય સફળતાને પ્રાપ્ત કરી શકીશું અને દુશ્મનોનું દમન કરી શકીશું."

મહારાજ ધનનંદે હસીને કહ્યું;—"તમારી શુભ ઇચ્છા પૂર્ણ થાઓ. પરંતુ મારે તમને એક બીજી વાર્તા કહેવાની છે !"

ધીરબુદ્ધિએ બન્ને હાથ જોડીને કહ્યું;—"સેવકને આજ્ઞા કરો, મહારાજ !"

"તે બુદ્ધિહીન દુષ્ટ શકટાર, અત્યારે ક્યાં છે, વારૂ ?"

"આપની આજ્ઞાથી તેને તુરંગમાં કેદ રાખવામાં આવ્યો છે, પ્રભુ !"

"તેને દરેક રીતે સંભાળી શકાય, એવો બંદોબસ્ત કરેલો છે, કે કેમ ?"

"રાજન્ ? આપના આ તાબેદાર ગુલામે તેમાં કાંઇ પણ ખામી આવવા દીધી નથી, તેને સંભાળવામાં કશી ન્યૂનતા રાખી નથી."

"શકટારનો પુત્ર અને કન્યા અત્યારે ક્યાં આગળ છે, વારૂ ?"

"તેઓ અન્ન અને જળના અભાવે તે કેદખાનામાંજ મરણ પામ્યાં છે."

"શકટારના મૃત્યુને હવે કેટલોક વિલંબ છે ?"

"હવે ઘણોજ થોડો વખત બાકી રહ્યો છે. તેના શરીરપરનું માંસ અને લોહી તદ્દન સૂકાઈ ગયાં છે, માત્ર હાડકાંજ બાકી છે, તે પણ હવે ધીમે ધીમે ગળવા લાગ્યાં છે. તેનો દેહપણ દિવસે દિવસે આહાર ન મળવાથી છેક નબળો થઇ ગયો છે. પ્રભુ ! હાલ તો તે દીવાનો બની જવા આવ્યો છે."

"તે પોતાની મેળેજ મરણ પામશે કે, તેની હત્યા કરાવવાની અથવા ગુપ્ત મારાઓ દ્વારા મરાવવાની જરૂર પડશે, વારૂ ?"

"તેની હત્યા કરાવવાનું કાંઇ કારણ નથી. ભૂખ અને તરસના દારુણ દુઃખથી તે સત્વરજ આ લોકમાંથી હણાઇ જશે, મરણને સ્વાધીન થશે."

"ઘણીજ ઉત્તમ વાર્ત્તા. હું નરરક્તથી મારા હાથોને વ્યર્થ રંગવા માગતો નથી. પણ, તેની સ્ત્રી ક્યાં છે ?"

"મેં તેની ઘણીયે તપાસ કરી, પરંતુ તેનો કયાંય પણ પતો મળી શકતો નથી."

"એ સ્ત્રીને તમે કોઇ દિવસ તમારી નજરે જોઇ છે, ખરી કે ?"

"ના, મહારાજ ! મને એવો કોઇ સુયોગજ મળી શકયો નથી."

"બીજું કોઇ તેને ઓળખે છે ખરૂં કે ?"

"મારી એક દાસી તેને ઘણીજ સારી રીતે ઓળખે છે. કારણ કે, તેણે શકટારને ત્યાં ઘણા દિવસસૂધી કામકાજ કર્યું હતું."

"શકટારની સ્ત્રીની તપાસ માટે તમે જે કાંઇ યત્ન કર્યા છે, તેનાં પ્રમાણ શાં છે ?"

"મારા મુખની વાર્ત્તા એજ મુખ્ય પ્રમાણ છે. અત્યારસૂધીમાં જે કોઇ સ્ત્રીપર તેની પત્ની છે એવો મને સંદેહ થયો હતો, તે સર્વ

સ્ત્રીઓને મેં અટકાવીને પુરતી તપાસ કરી લીધી હતી. જો કે મને તેના સંબંધમાં સંપૂર્ણ માહિતી મળી શકી નથી, તો પણ હું એટલું તો સારી રીતે જાણું છું કે, **શકટાર**ની તે સ્ત્રી અતિ રૂપવતી અને યુવતી છે. એ સ્ત્રી **શકટાર**ની ત્રીજીવારની વિવાહિતા પત્ની છે."

"તેના પિયરિયામાં તપાસ કરાવી હતી કે ?"

"તેમાં પણ કાંઇ કચાશ રાખી નથી. પરંતુ ત્યાં આગળ પણ કોઈ નથી. **શકટાર**ના સસરાનું ઘર તદ્દન જનમાનવવિહીન થઇને કેવળ ખાલીજ પડેલું છે."

"મેં એકવાર સાંભળ્યું હતું કે, **શકટારે** પોતાની પત્નીનો ત્યાગ કર્યો છે, શું એ વાત ખરી હતી કે ?"

"મેં પણ તેમજ સાંભળ્યું હતું, પરંતુ તેણે શા કારણથી તેનો ત્યાગ કર્યો, એ સંબંધમાં અત્યારસુધી હું કાંઈપણ સમાચાર, મેળવી શક્યો નથી."

"કદાચિત્ એ સ્ત્રી ખરાબ ચાલની હશે, તેથીજ **શકટારે** તેનો ત્યાગ કર્યો હોવો જોઇએ,"

"ના, મહારાજ ! મેં ઘણીવાર **શકટાર**ને પોતાની પત્નીના ગુણની અને પાતિવ્રત્યની પ્રશંસા કરતો સાંભળ્યો છે. તે સ્ત્રીનું ચારિત્ર ખરાબ હોય, એવું અનુમાન કરવાનાં કાંઈ પણ પ્રમાણો મળી શકતાં નથી."

"ગમે તેમ હો, આપણે એ વાર્ત્તાની સાથે સંબંધ રાખવાની કાંઈ જરૂર નથી. જો કદાચિત્ તમને એવું પ્રમાણ મળે કે, તે સ્ત્રી પતિનું હિત ઇચ્છનારી છે, તો તેનો પતો મેળવવાનો યત્ન કરજો. નહિ તો વૃથા યત્ન કરવાનું કાંઇ પ્રયોજન નથી."

આ પ્રમાણે વાર્ત્તાલાપ કર્યા પછી મગધરાજ ધનનંદ કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના તે રત્નજડિત ઓરડામાં આમ તેમ ચહલકદમી કરવા લાગ્યો. મંત્રી ધીરબુદ્ધિ, શાન્ત રીતે ઉભો રહીને તેની મુખમુદ્રા તરફ જોઇ રહ્યો હતો, એ વખતે નંદ રાજાએ મંત્રીની પાસે આવીને કહ્યું કે;–"મારા પિતાના શ્રાદ્ધને દિવસે હું આ મગધમાં એક શ્રેષ્ઠ અને પંડિત બ્રાહ્મણને શ્રાદ્ધની ક્રિયા કરાવવા માટે નિયુક્ત કરવા માગું છું. અત્યારસુધી મારી સભાના પંડિતોજ એ પદને પ્રાપ્ત કરતા આવ્યા છે, માટે હવે આ રાજ્યમાંના બીજા કોઇ નવીન પંડિત બ્રાહ્મણને આમંત્રણ આપવા માગું છું. તમારા ધ્યાનમાં એવો કોઇ સારો પંડિત અને સર્વગુણસંપન્ન બ્રાહ્મણ છે ખરો કે ?"

મંત્રી ધીરબુદ્ધિએ ઉત્તર આપ્યું કે;–"હા, મહારાજ ! આપને પસંદ પડે તેવોજ એક ગુણવાન અને બુદ્ધિમાન બ્રાહ્મણ મારા ધ્યાનમાં છે. મંત્ર અને તંત્ર વિદ્યામાં પારંગત થયેલા મહા વિચક્ષણ પંડિત, વાસુદેવ સાર્વભૌમ, આપના રાજ્યમાં એક પ્રતિષ્ઠિત પંડિત છે, તેમને આપની આજ્ઞા થશે કે, તરતજ હું આપની પાસે લાવી આપીશ."

"સારૂં ત્યારે, તેમનેજ લઈ આવજો." એમ કહીને મહારાજ ધનનંદ બાજૂના એક બીજા ઓરડામાં ચાલ્યો ગયો. મંત્રી ધીરબુદ્ધિ પણ સમય સાધીને તે સ્થળેથી સરી પડયો અને પોતાના ઘર તરફ વિદાય થયો.

---

## પ્રકરણ ૧૮ મું

:o:

### પાપની પ્રતિમા

કુપટકને કારાગૃહમાં રાખીને નિરર્થક કષ્ટ આપવાનું, અનુચિત લાગવાથી, સમરકેતુએ ચંદ્રગુપ્તની સલાહ લઇને, તેને છોડી મૂકવાનોજ નિશ્ચય કર્યો. એ કુપટક રાણી રજતકુમારીનો દૂરનો એક સગો થતો હતો. રાજદરબારમાં એવા અનેક મનુષ્યો લાગવગથી પેસી જઇને પોષાયાજ કરે છે અને એવાઓમાંના આ એક પણ હતો. સુખ, વિલાસ અને સ્વચ્છંદતામાં રહેવાથી અનેક મનુષ્યો સ્વાભાવિકજ ચારિત્રહીન અને કુત્સિત બની જાય છે. કુપટકપણ તેવાજ પ્રકારનો ચારિત્રવિહીન અને લંપટ પુરુષ હતો. તે ઉપરાંત તે પૂર્ણ મૂર્ખ હતો. તે પોતાના મનમાં એવોજ મદ રાખતો કે હું જ આ મગધ રાજ્યનો બીજો એક માલિક છું. અભિમાન અને ગર્વને પણ તેણે પુરતો આશ્રય આપ્યો હતો. તેને પોતાના ખર્ચ માટે રાજદરબાર તરફથી અમુક વેતન મળતું હતું, તેનો તે પુરતો દુરૂપયોગ કરતો હતો તેના કુમિત્રો પણ અનેક હતા. ઘોર મૂર્ખની આસપાસ પિશાચોનું મંડળ એકઠું થવાથી જેવું અનિષ્ટ પરિણામ આવે છે, તેવુંજ પરિણામ કુપટકને પણ અનેકવાર વેઠવું પડતું હતું. તે હમેશાં ગણિકાના સહવાસમાંજ આનંદ અને તૃપ્તિ માનતો હતો. નાચ, ગાન અને નઠારા વિલાસથી, તેની રાત્રિ વીતીને પ્રભાત થતું હતું. માગધી મહુડાંમાંથી બનાવેલો ઉત્કૃષ્ટ અને નશાવાળો મદિરા તેના ભંડારમાં સદૈવ ભરપૂર રહેતો હતો. તે કામિની, કાંચન અને મદિરાનો ખાસ સેવક હતો.

પરંતુ રાજરાજેશ્વર મગધરાજ નંદથી તે ઘણોજ ડરતો હતો.

એટલી બધી સાવચેતી અને ગુપ્તતાથી તે વિલાસ–વૈભવ ભોગવતો હતો કે, મહારાજ નંદ તેને અતિ નિર્દોષ અને મૂર્ખ વિના બીજું કાંઈ ધારતોજ નહોતો. રાજમહાલયથી લગભગ અર્ધો માઇલ દૂર આવેલા ગંગા-નદીના કિનારાપરના એક સાધારણ બગીચામાંના બંગલામાં કપટક રહેતો હતો, ખાસ કરીને તે પોતાની ઇચ્છાનુસાર, રાજાની પાસે આવવાનું પસંદ કરતો નહોતો.

એક દિવસ એ કપટક શિકાર કરીને પાછો આવતાં, ચાણક્યની ઝૂપડી પાસેના માર્ગપર આવી ચઢયો હતો, દૈવયોગે આ સમયે ચાણક્યની રૂપવતી વિધવા કન્યા કપાલિની પાણીનું બેડું લઇને, તળાવપરથી પોતાના ઘર તરફ આવી રહી હતી. ચાણક્યની કન્યા બાળવિધવા હતી અને તેના રૂપનું તેજ અતુલનીય હતું. બ્રાહ્મણ કન્યાનું આવું રૂપ જોઇને કપટક મુગ્ધ બની ગયો. તેના પાપપૂર્ણ હૃદયમાં પાપનો અધિક સંચાર થયો. તેનાં વિષયાસક્ત નેત્રો વિશેષ આશક્ત બની ગયાં !

કપાલિનીને જોતાંની સાથેજ તેના મનમાં તેને સત્વર પોતાની પર્યંકશાયિની બનાવવાનો વિચાર થવા લાગ્યો. ભયંકર દાવાનળની ચારે બાજૂએ ભયંકર વાયુના પ્રવાહે અચાનક ઉત્પન્ન થઇને, જાણે તે અગ્નિને પ્રબળ શક્તિસંપન્ન બનાવી દીધો. તેના પાપ વાસનાથી પરિપૂર્ણ થયેલા હૃદયમાં, તેના નઠારા સોબતીઓએ અધિક પાપનો પ્રચાર કરવા માંડયો. કુત્સિત ભાવનાઓથી ભરપૂર થયેલા તેના જીવનપ્રવાહમાં, વિષયાસક્તિ રૂપી ભયંકર હલાહલનું મિશ્રણ થયું.

જેવી રીતે એક મનુષ્યને એક વસ્તુને પ્રાપ્ત કરવાની તીવ્ર આકાંક્ષા ઉત્પન્ન થાય છે અને યત્ન કરવાથી તે આકાંક્ષા જ્યારે પૂર્ણ નથી થતી ત્યારે તેને પૂર્ણ કરવા માટે જેમ જેમ સંકટો આવતાં જાય છે, તે સર્વને સહીને પણ પોતાની તે આકાંક્ષાને પૂર્ણ કરવા માટે અનેક વિડંબનાઓ વેઠવામાં પણ તે કાયર થતો નથી, તેવાજ પ્રકારની દશા કપટકની પણ થઇ. પરંતુ તે સાથે તે અત્યંત ભયભીત પણ બની ગયો હતો. કારણ કે, ચાણક્ય એ અતિ ક્રોધિત સ્વભાવનો તેમજ તાંત્રિક અને જ્યોતિષ વિદ્યામાં અતિ કુશળ પુરુષ હતો. તેનો આપેલો શાપ કદાપિ વ્યર્થ જતો નહિ. દરિદ્ર હોવા છતાં પણ ચાણક્ય પંડિત મંત્રબળથી તેનો વિનાશ કરવાને શક્તિવાન હતો. તેને ભયભીત બનવાનું બીજું કારણ, સ્વયં મગધરાજ ધનનંદનો ભય પણ હતો. મગધરાજ નંદનો સ્વભાવ પણ ઘણોજ ક્રૂર અને ક્રોધિત હતો. પ્રજા વર્ગને યોગ્ય ન્યાય આપવામાં અને ધર્મની મર્યાદા જાળવવામાં તે નિત્ય તત્પર રહેતો હતો. આ

સર્વ કારણોથી કુપટક ભયભીત બની ગયો હતો, તેથી છુપી રીતેજ કપાલિનીને મેળવવાનો યત્ન કરી રહ્યો. બનતાં સુધી પોતાની આ ગુપ્ત વાર્ત્તાને તે કોઇની આગળ પણ પ્રકટ કરતો નહિ.

કુપટક પોતાનો અતિ નિકટનો સંબંધી હોવા છતાં, પણ મહારાજા નંદ તેને છેક મૂર્ખ અને બુદ્ધિહીનજ ધારતા હતા. કુપટક પણ રાજાની પાસે જવાનું સાહસ કરી શકતો નહોતો. દરબારમાંથી તે પોતાના ખર્ચ માટે દરમાસે જે કાંઇ મેળવતો, તે દ્વારાજ પોતાનો નિર્વાહ ચલાવતો. નિત્ય નવીન નવીન રૂપવતી લલનાઓના રૂપને ભોગવવાની પ્રબળ વાસના તેના ચિત્તને વ્યગ્ર બનાવ્યા કરતી હતી અને તેવાં સર્વ દુષ્ટ કર્મોમાં તેને ઉત્સાહ આપનાર તેમજ અનીતિને માર્ગે દોરી જનાર તેના કેટલાક દુષ્ટ અને લંપટ અનુચરોજ હતા, જ્યારે તેઓ કોઈ કુળવાન કન્યાને મેળવી શકતા નહિ, ત્યારે કોઈ રૂપવતી વેશ્યાને પ્રતિષ્ઠિત કુળની લલનાઓના જેવા સુંદર પોશાકથી ભૂષિત કરીને, કુપટકની આગળ તે કુળહીન કામિનીનો પરિચય એક પ્રતિષ્ઠિત પરિવારની પ્રમદા તરીકેનોજ કરાવતા. આવા અનેક પ્રપંચી ઉપાયોના આધારે, ઘોર મૂર્ખ કુપટક પાસેથી પૈસા પડાવવાનો અને પોતાનાં ખીસાં તર કરવાનોજ તેમનો તથા તેમના જીવનનો ઉદ્દેશ હતો. છતાં બુદ્ધિવિહીન કુપટક એટલું પણ સમજી શકતો નહોતો કે;—

**वेश्यासौ मदनज्वाला रूपेन्धन समेधिता ।**
**कामिभिर्यत्र हूयन्ते यौवनानि धनानिच ॥**

અર્થાત્: "વેશ્યા કામદેવનો અગ્નિ છે, તેનું રૂપ તે અગ્નિનું ઇંધન છે, જેમાં કામી પુરુષો પોતાના યૌવન અને ધનનો હોમ કરે છે."

વળી:—

**एता हसन्तिच रुदंति च वित्तहेतो—**
**विश्वासयन्ति पुरुषं नच विश्वसन्ति ।**
**तस्मान्नरेण कुलशीलसमन्वितेन ।**
**वेश्याः श्मशान घटिका इव वर्जनीयाः**

અર્થાત્: "ધન પ્રાપ્ત કરવાને માટેજ (તે) હસે છે અને રડે પણ છે. વિશ્વાસ કરવા છતાં પણ એ કરતી નથી, તે માટે કુલશીલવાળા મનુષ્યોએ વેશ્યાને સ્મશાનના ઘડાની પેઠે તજી દેવી જોઇએ."

આવા અમૂલ્ય ઉપદેશનું કુપટકે સ્વપ્નમાં પણ સ્મરણ કર્યું ન હોતું, પરંતુ પોતાના જીવનમાં તે અનેક પાપ કરી ચૂકયો હતો. જેવી રીતે રાવણના છેલ્લા પાપનો અવધિ સીતાના હરણથીજ આવી ચૂકયો

હતો, તેવીજ રીતે કપટકના પાપની પૂર્ણાહુતિ પણ કપાલિની પર અત્યાચાર ગુજારતાંની સાથેજ થઇ ચૂકી. એ ભયંકર પાપ તેનાથી સહી શકાયું નહિ, તે પાપનું પરિણામ અલ્પ સમયમાંજ તેને મળી ચૂક્યું. સતીના સતીત્વનો નાશ કરવા જતાં, તે ભયંકર જંગલમાં ચંદ્રગુપ્ત અને સમરકેતુના હાથમાં સપડાઈ ગયો અને તેમના કારાગારનો કેદી બન્યો.

આજે તે હતભાગિ કપટકના ઇન્સાફનો દિવસ હતો. કારાગૃહમાં કેદ થયા પહેલાં તેના મનમાં એક પ્રકારનો એવો દૃઢ નિશ્ચય થઇ ગયો હતો કે; “ હું મહારાજ ધનનંદનો કુટુંબી છું, તેથી તેઓ સમરકેતુને સમજાવીને મને કેદમાંથી મુક્ત કરાવી શકશે, હાલ તરત તો સમરકેતુ મને કેવળ ભય બતાવવાની ખાતરજ કેદમાં રાખશે અને પછીથી નંદ રાજાનો સંદેશ મળતાંની સાથેજ મને અહિંથી મુક્ત કરી દેશે. વળી હું રાજકુટુંબનો પરિચયી પુરુષ છું, એટલે સમરકેતુ મારાપર કદાપિ અત્યાચાર કરી શકશે નહિ, મને કોઇ પણ પ્રકારની કઠિન શિક્ષા ફરમાવી શકશે નહિ. ”

આવા પ્રકારના એક ભ્રમને લીધે, તે લેશ માત્ર પણ હિમ્મત હાર્યો નહોતો. અનેક પહેરેગીરોને રિસ્વતની લાલચ બતાવીને, ન્હાસી જવાનો પ્રયત્ન કરવામાં પણ તેણે કશી કચાશ રાખી નહોતી. પરંતુ સમરકેતુના પહેરેગીરો ઘણાજ સ્વામીભક્ત અને સાવધાન રહે તેવા હતા, તેથી તેઓએ સમરકેતુની આગળ જઇને કપટકના રિસ્વત આપવાનાં સર્વ ભેદને ખુલ્લો કરી દીધો હતો.

પ્રભાતના ઉજ્જવલ પ્રકાશથી, પત્થરથી મંડિત થએલો રાજસભાનો ઓરડો અતિ પ્રકાશમાન થઈ રહ્યો હતો. રાજા સમરકેતુની આજ્ઞાથી પહેરેગીરોએ કપટકને રાજસભામાં હાજર કરી દીધો હતો. આ સમયે રાજા સમરકેતુ એક સુંદર અને સુશોભિત સિંહાસનપર બેઠેલો હતો, તેની દક્ષિણ બાજૂએ આવેલા એક રત્નજડિત આસન પર યુવરાજ ચંદ્રગુપ્ત બેઠો હતો અને તેની સ્હામેના આસનપર રાજ્યનો મુખ્ય મંત્રી તથા મુખ્ય ન્યાયાધીશ અનુક્રમે બેઠેલા હતા.

સમરકેતુની સભામાં સર્વત્ર નિઃસ્તબ્ધતાજ પ્રસરી ગઈ હતી, એવામાં રાજા સમરકેતુએ તે નિઃસ્તબ્ધતાનો ભંગ કરીને ઘણાજ ગંભીર સ્વરથી કપટક તરફ દૃષ્ટિપાત કરી તેને સંબોધીને કહ્યું કે;–“ કપટક! તારો અપરાધ ઘણોજ ભયંકર અને તિરસ્કારજનક છે. એક પાશવી વૃત્તિનો પુરુષ પણ જે કાર્ય કરતાં કુણ્ઠિત થાય છે, તેવા કાર્યમાં તે આજે હસ્તાક્ષેપ કરીને અક્ષમ્ય અપરાધને તારા શિરપર વ્હોરી લીધો

છે. મારા રાજ્યની સીમામાં આ અપરાધ થયેલો છે, માટે ન્યાયની અને ધર્મની રીતિ પ્રમાણે તેનો ઇન્સાફ આજે મારે પોતાનેજ કરવો પડયો છે. ચાણક્ય એક શાસ્ત્ર વિશારદ પંડિત છે, સર્વની પૂજનીય ગણાતી જાતિનો બ્રાહ્મણ છે. મેં સાંભળ્યું છે કે, તેના જેવો જ્ઞાનવાન પંડિત આ પૃથ્વીપર બીજો કોઇજ નથી. હું બ્રાહ્મણોને મારા મસ્તકના મુકુટમણિ માનું છું. સાક્ષાત્ દેવતા જાણુંછું અને આ પૃથ્વીના પૂજ્ય પરમાત્મા તુલ્ય માનુંછું, બ્રાહ્મણ વિધવા સ્વાભાવિકજ દેવસેવાપરાયણા, પરહિતધારિણી અને સંસારની દેવીસ્વરૂપિણીજ હોય છે. આ દરિદ્ર બ્રાહ્મણ કન્યાપર જુલમ ગુજારીને, તેના ધર્મનો નાશ કરવાની તેં જે ચેષ્ટા કરી છે, તેને માટે તારે આ રાજ્યના નિયમાનુસાર યોગ્ય સજા ભોગવવી પડશે. હું વ્યવહારકુશળ પંડિતો અને મહાત્માઓ પાસેથી આ પહેલાં રાજ્યતંત્ર ચલાવવાની વિદ્યાને સારી રીતે પ્રાપ્ત કરી શકયો છું. માટે તે વિદ્યાના વિધાન અનુસાર હું તને દેહાંડ દંડની આજ્ઞા આપવા ઇચ્છું છું. કહે જોઇએ વારૂ, કે તું મરવાને તૈયાર છે. ખરો કે? કાળનો કવલ બનીને તું તારા પાપનું પ્રાયશ્ચિત કરવા માટે સમ્મત થવા ધારે છે કે?"

આવી ભયંકર વાર્ત્તા સાંભળીને કપટકનું હૃદય કમ્પિ ઉઠયું. સમરકેતુના મુખનો ભાવ જોઇને તેણે એમજ માની લીધું કે, તે પોતાની મશ્કરી કરે છે. પરંતુ તરતજ તે મનમાં ને મનમાં વિચારવા લાગ્યો કે:–હું મગધરાજ ધનનંદનો સાળો છું, તેથી મારા શરીરનો સ્પર્શ કરવાને અથવા તો દેહાંડદંડ આપવાને આ અવનીમાં કોણ સામર્થ્ય ધરાવી શકે તેમ છે?"

આ પ્રમાણે વિચાર કરીને તેણે સહજ સાહસ કરીને કહ્યું કે;–"મગધરાજ ધનનંદની અથવા અખિલ આર્યાવર્ત્તના રાજાની રૈયતમાંનો હું પણ એક પ્રજાજન છું, તેથી મારો ઇન્સાફ કરવાનો તમને કશોય અધિકાર નથી. સિંહના બાળકનો ઇન્સાફ કરવાનો અધિકાર મૃગલાંનો નહિ પણ મૃગરાજ કેસરીનોજ છે. હું મગધરાજનો આત્મીય છું, કુટુંબી છું, તેથી મારા સંબંધમાં એક અક્ષર ઉચ્ચારવાની પણ તમને સત્તા નથી, કારણ કે, તમે સાર્વભૌમ રાજા ધનનંદના ખંડિયા રાજા છો, તેમની આજ્ઞાનું અને તેમના આત્મીયજનોના સન્માનનું પાલન કરવાને સર્વ રીતે બંધાયલા છો. એક નાના જેવા પહાડી રાજ્યનું આટલું બધું અભિમાન, આટલી બધી ઉદ્ધતાઇ! જો તમારી આજ્ઞાથી મારો એક વાળ પણ ખંડિત થશે, તો યાદ રાખજો કે, તમારૂં આ રાજ્ય

પણ ઘડીકમાં નષ્ટ થઇ જશે, પ્રબળ પ્રતાપાન્વિત રાજા ધનનંદનો કોપાગ્નિ પ્રજ્વલિત થતાંના સાથેજ તમારા તનની તેમાં આહુતિ અપાશે અને તમારો પરિવાર પણ તેમાં બળીને ભસ્મીભૂત થશે. ”

કુપટકના મુખમાંથી નીકળતા આવા ગર્વિષ્ટ શબ્દો સાંભળીને રાજા સમરકેતુ ક્રોધના આવેશમાં આવીને કહેવા લાગ્યો કે;—“ દુષ્ટ, મૂર્ખ અને બુદ્ધિહીન કુપટક ! જરા વિચારીને બોલ, કોના સમક્ષ આવા શબ્દો ઉચ્ચારે છે, તેનો જરા તોલ કરી જો, તારા જીવનને લંબાવવું હોય, તો ક્ષમા માગીને તારા અપરાધને વિચારી જો. તારો મગધરાજ જેવી રીતે પોતાના તાબાના રાજ્યોનો સાર્વભૌમિક ભૂપતિ છે, તેવીજ રીતે હું પણ મારા આ પહાડી રાજ્યનો સાર્વભૌમિક સમ્રાટ્ છું. તારા નંદરાજા જેવા અનેક નૃપાળોને મારા દાસના પણ દાસ બનાવવાને શક્તિવાન છું. હજી પણ તારી જિવ્હાને અઘટિત બોલતી અટકાવી દે, સભ્યતાને સંભાળી લે અને જીવનમુક્તિનો સન્માર્ગ સાધી લે. દુરાત્મન્ ! ન્યાયની મર્યાદા જાળવવામાં, ધર્મનું સન્માન સાચવવામાં અને અપરાધીને યોગ્ય દંડ આપવામાં, હું કદાપિ પણ વિચલિત થાઉં તેમ નથી, નંદ જેવા નૃપાળોનો કાંઇ પણ ભય રાખું તેમ નથી. મેં અત્યારસુધી મગધરાજના સાર્વભૌમિકત્વનો સ્વીકાર કર્યો નથી અને આ જીવન રહેશે ત્યાંસુધી કરીશ પણ નહિ. મારા મુખમાંથી જે દંડની આજ્ઞા એકવાર અપાઈ ચૂકી છે, તે આજ્ઞાનો ભંગ કરવાનું સામર્થ્ય આ દુનિયામાં કોઈ પણ મનુષ્ય ધરાવી શકે તેમ છેજ નહિ. તને યોગ્ય શિક્ષા ફરમાવતાં, કદાચિત્ મારે મગધરાજની સાથે વિવાદ કરવો પડશે, તો તે પણ કરીશ. આ રાજ્યનો ધ્વંસ થશે, તો તે પણ થવા દઇશ, પરંતુ મારી પ્રતિજ્ઞાને ચલિત થવા નહિજ દઉં, તારા જેવા નરપિશાચને ક્ષમા આપવાથી, દયાનો દુરૂપયોગ કર્યો ગણાશે, માટે તારા ગુન્હાની સજા પણ તેવીજ ભયંકર ફરમાવવામાં આવશે. અબળાપર અત્યાચાર ગુજારનારા અંધ આદમીને ફરીવાર તેવાં કુકર્મ ન કરે, તેવી ભયાનક સજાજ થવી જોઇએ. પાપીપર દયા લાવવી એ કેવળ પાપનો પ્રચાર કરવા માટેજ. હરામખોરને યોગ્ય સજા ન આપવી તે રાજ્યમાં એક પ્રકારની અનીતિ ફેલાવવા માટેજ. દુષ્ટ કુપટક ! પ્રભુને સંભારી લે, તારા આ જીવનમાં કરેલાં અનેક કુકર્મોની તે પરામાત્મા પાસેથી ક્ષમા માગી લે અને તારા ભયંકર ગુન્હાઓની સજા ખમવા માટે સર્વ પ્રકારની તૈયારીઓ કરી લે. ”

“ રાજા સમરકેતુ ! આ એક પ્રકારનો અન્યાય થાય છે, મગધ-

રાજાના ક્રોધાગ્નિને પ્રજ્વલિત કરીને તે અગ્નિ દ્વારા તમારા રાજ્યનો લોપ કરવાની તૈયારીઓ તમારા પોતાના હાથથીજ થતી જણાય છે. મારો વધ કરશો તો, તમારો પણ વધ થશે. મારાપર અત્યાચારની તીક્ષ્ણ છુરી ચલાવો છો તો તમારા પર અનાચારની ચળકતી તલ્વાર ચાલશે, રાજાના સાળાનું આવું ભયંકર અપમાન! મગધરાજના ડાબા હાથ સમાન ગણાતા કપટકની ગર્દન કાપવાનું આવું કઠિન ફર્માન! મહારાજા સમરકેતુ! રાજ્યના મદમાં અંધ બનીને તમારી ભાવિ દશાના વિચારોને ન ભૂલી જાઓ, આવો હડહડતો અન્યાય આપવાને એકદમ તૈયાર ન બની જાઓ, આ કપટકનો વધ કરતાં, જરા વિચાર કરો, સારા સારનો ખ્યાલ રાખો, જો મને મારી નાખશો, તો તમારૂં આ સભાસ્થાન લોહીની નદીઓથી ભીંજાઈ જશે, અનેક માનવીઓનાં મસ્તકો ધડથી વિખૂટાં થશે. મહારાજ નંદ તમારો તરતજ નાશ કરશે, તમારા અભિમાનને ભૂતળશાયી બનાવશે." કપટકે જન્મ મરણના વિચારને બાજૂએ મૂકીને ઇચ્છા મૂજબ આવા પ્રકારનું સંભાષણ કહી સંભળાવ્યું.

"દુષ્ટ, નરાધમ અને નીચ કપટક! શું તું તારી નીચતાથી મને બ્હીવડાવવા માગે છે, જીવનની જુટ્ઠી આશામાં ધર્મના સત્ય માર્ગપરથી પતિત કરવા ધારે છે? ઓ સંસારના સર્વ વ્યવહારોથી અનભિજ્ઞ રહેલા બુદ્ધિહીન કપટક! હજી પણ તું જરા સારાસારનો વિચાર કર. તારા જીવન પર મૃત્યુ રૂપી તલ્વાર લટકી રહી છે તેનો ખ્યાલ કર, મગધરાજનો વૃથા ભય કોઇ ક્ષાત્રગુણવિહીન ષંઢ પુરુષને બતાવજે, તારા જેવા કાપુરુષોનેજ તેવા વ્યર્થ ભયથી ડરાવજે. સિંહના સુતને શૃંગાલનો ભય બતાવવામાં તારો એક જાતનો પ્રમાદ થાય છે, તારી બુદ્ધિ બ્હેર મારી ગઇ જણાય છે. તું પોતેજ અનીતિના માર્ગનું અવલંબન ગ્રહીને અંધ બની ગયો છે, તેથી સમસ્ત સંસારને તારા જેવો અંધ ધારે છે, એ પણ તારી એક પ્રકારની મૂર્ખતાજ છે. તું વ્યભિચારી, વિષય લંપટ અને અપરાધહીન અબળાઓ પર અનાચાર આદરનાર એક પાપાત્મા છે, તેથી બધી દુનિયાને તારા જેવીજ માની બેઠો છે. બસ હવે હું તારા જેવા ઘોર કુકર્મીની સાથે લેશ પણ બોલવા માગતો નથી, પહેરેગીરો! જાઓ, તમે આ હતભાગિ નરપિશાચને હમણાંને હમણાંજ વધભૂમિમાં લઇ જાઓ અને એને પ્રત્યક્ષ જણાવી આપો કે, સમરકેતુની આજ્ઞાનો ભંગ કરનાર વ્યક્તિની તેમજ તેના રાજ્યના નિયમોનું ખંડન કરનાર પિશાચોની આવી ભયંકર દશા

થાય છે. તમારી તીક્ષ્ણ તલ્વારથી તેની ગર્દન ઉડાવી દ્યો અને આ પાપાત્માને પૃથ્વીપર સદાને માટે સૂલાવી દ્યો." સમરકેતુએ ક્રોધના આવેશમાં આવીને તત્કાળ કુપટકને ગર્દન મારવાનો હુકમ આપી દીધો.

આવી કઠિન આજ્ઞા જોઇને કુપટકે મનમાં જ વિચાર્યું કે;–"હવે આ આજ્ઞાનો અનાદર કરીને મૃત્યુની ભયંકર સજામાંથી ઉગરવાનો કાંઇ પણ ઉપાય રહ્યો નથી. જેઓ ધર્મના જ્ઞાનથી વંચિત રહીને, સાક્ષાત્ અત્યાચારી પિશાચના સ્વરૂપને ધારણ કરે છે, તેમને કાપુરૂષ ધારીને સમરકેતુ યોગ્ય સજા આપવામાં કદાપિ પણ પાછી પ્હાની કરતો નથી. માટે હવે મારે ગમે તે પ્રકારે ક્ષમા–ભિક્ષા માગીને પણ રાજા સમરકેતુને શાંત કરવો જોઇએ, અને જો તેમ કરી શકીશ તો જ આ મૃત્યુમાંથી મારો ઉદ્ધાર થઈ શકશે. તે વિના જીવનની આશા રાખવી એ કેવળ હવામાં કિલ્લા બાંધવા સમાન છે, આકાશ કુસમનેપ્રાપ્ત કરવા સમાન છે."

તે ઉપરાંત કુપટક, સમરકેતુની શક્તિ અને સામર્થ્યથી સર્વ પ્રકારે વાકેફ હતો, એટલે અત્યારસુધી તે જે દંભ રાખતો હતો, તે દંભને ભયના રૂપમાં પરિણત કરીને તે સમરકેતુના સિંહાસન પાસે આવી બન્ને હાથ જોડીને કહેવા લાગ્યો;—રાજન્! હું મારા ગુન્હાને કબુલ રાખીને, ખરેખરૂં કહી દઉં છું કે, હું આપનો ભયંકર અપરાધી છું. આપે મને જે સજા આપવાનું ફરમાન કર્યું છે, તે ફરમાન બરાબરજ છે. પરંતુ પ્રભુ! ક્ષમા એ રાજાનો મુખ્ય ધર્મ છે. વિદ્વાનો પણ **ક્ષમા વીરસ્ય ભૂષણમ્**ના મંત્રનો ઉપદેશ આપી રહ્યા છે. માટે મને પણ એ ક્ષમાનું દાન આપવાની કૃપા કરો. મેં મારી ભ્રમિત બુદ્ધિને લીધે સારાસારનો વિચાર કર્યા વિના જે ગુન્હો કર્યો છે, તેથી હું ભયંકર પાપી બન્યો છું એ ખરૂં, પરંતુ મહારાજ! મેં હજી તે બ્રાહ્મણ કન્યાના સતીત્વને અથવા ધર્મને નષ્ટ કર્યો નથી. તે કન્યા હજી પૂર્ણ પવિત્રજ રહી છે, માટે હું આપ મહારાજની પાસે ક્ષમા માગું છું. રાજન્! રાજોચિત ગણાતા ક્ષમાના ગુણનું દર્શન કરાવીને રાજનીતિની મર્યાદાનું રક્ષણ કરો. મારા ભયંકર ગુન્હાના બદલામાં મારા પ્રાણ ન લેતાં, યોગ્ય લાગે તેટલા દ્રવ્યનો દંડ કરો. પરંતુ મારા આ આશાન્વિત જીવનવૃક્ષને જડમૂળથી છેદી નાંખીને આશાવિહીન ન બનાવો. હું મનુષ્ય છું એટલે ભૂલને પાત્રછું અને ભૂલને પાત્રછું એટલે ક્ષમાને પાત્ર પણ બની શકું તેમછું."

પરંતુ સમરકેતુની આજ્ઞા કદાપિ ચલિત થતી નહોતી. કુપટકે

જો પ્રથમ તેને ભય ન દર્શાવતાં ભિક્ષાજ માગી હોત, તો તે કદાચિત્ તેને ક્ષમા આપી શકત. તે જ્યારે ક્રોધિત બની જતો ત્યારે તેને શાન્ત કરવાનું કાર્ય અતિ કઠિન થઇ પડતું હતું. ચંદ્રગુપ્ત, આટલા દિવસ તેની સાથે રહીને, તેની રહેણી કરણીથી સારી રીતે પરિચિત થઇ ગયો હતો, તેથી તે આ વિષયમાં પોતાની અનુમતિ આપવાનું સાહસ કરી શક્યો નહિ.

સમરકેતુની આજ્ઞાથી, પહેરેગીરો સાંકળોથી જકડાયલા કપટકને વધભૂમિ તરફ લઈ જવાને તૈયાર થઇ રહ્યા હતા, એ વેળાયે જનપૂર્ણ રાજસભાંમાં એક પ્રકારનો અસ્પષ્ટ કોલાહલ થવા માંડયો. એક કદાવર અને કાળી કાયા વાળો બ્રાહ્મણ, આશીર્વાદ આપતો આપતો અને પોતાની આજૂબાજૂનાં મનુષ્યને ખસેડતો ખસેડતો ઠેઠ સમરકેતુના સિંહાસન પાસે આવી લાગ્યો.

વલ્કલના વસ્ત્ર પહેરેલા અને ત્રિપુંડ્રને ધારણ કરનારા, તે તેજોમય શરીર વાળા બ્રાહ્મણને આવી નિર્ભયતાથી રાજસભામાં આવેલો જોઇ, સર્વ મનુષ્યોએ ભયભીત બનીને તેને જવાનો માર્ગ કરી આપ્યો.

બ્રાહ્મણ પોતાના બન્ને હાથ વડે પુષ્પ ઉછાળતો અને આશીર્વાદ આપતો, સમરકેતુને સંબોધીને કહેવા લાગ્યો કે;–" મહારાજ ! જરા શાન્ત થાઓ. આ રાજસભાના બહારના ચોકમાંજ, મેં તમારી રાજાજ્ઞાને સાંભળી લીધી છે, આપની તે આજ્ઞા તદ્દન ન્યાય યુક્ત હોય, એવી મારી માન્યતા નથી. માટે તમે તેનો પુનઃ વિચાર કરો. "

આ સાંભળીને સમરકેતુ તથા ચંદ્રગુપ્તે બન્નેએ સિંહાસનપરથી નીચે ઉતરીને તે બ્રાહ્મણના ચરણોમાં મસ્તક નમાવીને પ્રણામ કર્યા. આગંતુક બ્રાહ્મણે તેમને આશીર્વાદ આપીને કહ્યું:–" તમો બન્ને સદાસર્વદા ચિરવિજયી થાઓ."

બ્રાહ્મણના આશીર્વાદનો સ્વીકાર કર્યા પછી સમરકેતુએ બન્ને કરજોડીને કહ્યું કે;–આપનું આ ત્રિપુંડ્રની રેખાઓથી અંકિત થએલું વિશાળ લલાટ તથા પ્રતિભાપૂર્ણ મુખમંડળ અમોને કહી આપે છે કે, આપ મહા પંડિત છો ! મહાત્મન્ ! આપનો પરિચય આપવામાં આપને કશો પ્રત્યવાય તો નથી ને ?"

તે મનુષ્યોથી પરિપૂર્ણ થએલા સભામંડપે આ સર્વ બનાવથી એક પ્રકારની નિઃસ્તબ્ધતાને ધારણ કરી હતી, તે સમયે એમજ જણાતું હતું કે, ત્યાં આગળ એક પત્ર પડયું હોત તો તેનો શબ્દ પણ સ્પષ્ટ સંભળાઈ શકત.

તે શબ્દવિહીન સભાસ્થળની નિઃસ્તબ્ધતાનો ભંગ કરીને, તે આગંતુક બ્રાહ્મણ કહેવા લાગ્યો કે;–" મારૂં નામ ચાણક્ય છે. હું પોતે જ તમારા આ મુકદ્દમાનો વાદી છું વાદી અને પ્રતિવાદીની હાજરી વિના, કોઈ પણ મુકદ્દમાનો ઇન્સાફ આપી શકાયજ નહિ. વ્યવહાર શાસ્ત્રનો જ એવો નિયમ છે. મહારાજ ! હું વાદી તરીકે આપના આ સભાસ્થાનમાં આવી પહોંચ્યો છું, માટે મારા મુકદ્દમાનો ઇન્સાફ ફરીવાર થવો જોઇએ. ગુરુદેવનાં આશ્રમમાં ગયા પછી, ત્યાં આગળ કુપાલિનીને આવેલી જોઇને તેને પ્રશ્ન પૂછતાં હું બધા બનાવથી વાકેફ થઈ ચૂકયો છું. માટે મહારાજ ! આ વિષયનો પુનઃ અદલ ઇન્સાફ આપવાની પેરવી કરો."

આ સાંભળીને સમરકેતુ બોલ્યો કે:–" ભૂદેવ ! આ વિષયમાં સાક્ષી કે સાબિતીની કાંઈ જરૂર નથી. આ પહાડી રાજ્યનો પ્રથમથી જ એવો નિયમ ચાલતો આવ્યો છે કે," બ્રાહ્મણની કન્યાના સતીત્વનો નાશ કરનાર પુરુષને માત્ર દેહાંતદંડની સજાજ આપવી જોઇએ."

ચાણુક્યે કહ્યું:–" મહારાજ ! હું બ્રાહ્મણ છું, હું આ મુકદ્દમાનો વાદી છું, માટે આપની પાસે કેવળ એકજ પ્રાર્થના કરૂં છું કે, ગુન્હેગારને મરણની સજા ન ફરમાવતાં બીજી કોઇપણ પ્રકારની સજા ફરમાવો. મનુષ્ય વધ જેવું ઘોર કર્મ માત્ર મારી કન્યાની ખાતરજ થાય એ મને પસંદ નથી, માટે તેને કોઈ અન્ય પ્રકારની સજા ફરમાવો. મરણોન્મુખ કપટકને તેના ગુન્હાની માફી બક્ષીને ફરીવાર જીવનદાન આપો."

" પંડિતવર્ય ! આપ બ્રાહ્મણ છો, શાસ્ત્રનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરી શકયા છો, માટે પૃથ્વીપર મોટા મોટા ભૂપાળોએ પણ આપની આજ્ઞા અનુસાર વર્ત્તવું જોઇએ. પ્રભુ ! આપ જે આજ્ઞા આપશો. જે બંદોબસ્ત કરશો, તે સર્વને હું માન્ય રાખીશ, આપના જેવા સમર્થ પુરુષોની આજ્ઞાનો અનાદર કરવામાં, હું એક પ્રકારનું ભયંકર પાપ માનું છું." રાજા સમરકેતુએ ચાણુક્યને તેના વિચાર પ્રમાણેનીજ અનુમતિ આપી.

" સમરકેતુ ! રાજા એ ધર્મનો પ્રતિનિધિ છે. ધર્મનું, ન્યાયનું અને નીતિનું સંરક્ષણ કરવા માટેજ ઇશ્વરે આ અવનીપર રાજા એવું અસ્તિત્વ સ્થાપ્યું છે. રાજા એ પ્રજાનો પાલકપિતા છે, તેણે પોતાની પ્રજાનું પૂર્ણ રક્ષણ કરવું જોઇએ. પોતાના રાજ્યમાં થતા અત્યાચાર કે અનાચારને શાન્તચિત્તે અટકાવવા જોઇએ, પ્રજાજનોને સંતુષ્ટ રા-

ખવા માટે દરેક પ્રકારના યત્નો કરવા જોઇએ. આવા સર્વ વિષયોથી તમે સારી રીતે માહિતગાર છો, તેમજ ધર્માત્મા પણ છો. આપના સ્વર્ગીય પિતામહ રાજા મલયકેતુ શાસ્ત્રજ્ઞ, પ્રજાપાલક, પંડિત અને ક્ષમાશીલ હતા. ચંચળ બુદ્ધિને વશ થઇને તેઓ સહસા કોઈ પણ કાર્ય કરતાજ નહિ. માટે મહારાજ! આપને પણ તેવાજ ગુણોથી મંડિત થવુંજ જોઇએ" ચાણક્યે સમરકેતુને રાજનીતિનો ઉપદેશ કરવા માંડ્યો; "મહારાજ! આ કુપટક, મૂર્ખ, નાદાન અને પ્રપંચજ્ઞાનવિહીન પુરુષ છે. પૂર્વજન્મમાં કરેલાં કૃત્યોના પરિણામેજ તે આવો દુરાચારી, વ્યભિચારી અને ચારિત્રવિહીન લંપટ પુરુષ બની ગયો છે. આપની આજ્ઞાથી જો અત્યારેજ તેનું મત્યુ થશે તો તેને આ જન્મમાં અને પૂર્વજન્મમાં કરેલાં પાપોનું પ્રાયશ્ચિત કરવાનો સમય પણ મળી શકશે નહિ. આજના ગુન્હાની ક્ષમા મળતાં અને તેનું જીવન બચતાં, જો તેની વિચાર શક્તિ પુનઃ જાગરિત થશે, તો તે કદાચિત્ ભવિષ્યમાં પણ આદર્શ-પુરુષ બની શકશે. અને જો તેમ નહિ કરે તો, તે પોતાના દુષ્કર્મના જાળમાં કોઇકિ દિવસ પણ સપડાઇ જશે અને તેના બદલામાં તેને પુનઃ કઠિન સજા ભોગવવી પડશે. આ નરાધમ જો કે મારી પાલિતા કન્યાપર પાશવિક અત્યાચાર ગુજારવા ગયો હતો, ધર્મનો ભંગ કરવાને તત્પર થયો હતો, નીતિનું ખૂન કરવાને અગ્રેસર થયો હતો, પરંતુ હું તેના તે સર્વ અપરાધોની ક્ષમા આપું છું પ્રસન્નચિત્તે તેને જીવનદાન આપું છું. ક્ષમા એજ બ્રાહ્મણોનો મુખ્ય ગુણ છે. બ્રાહ્મણોનું બ્રહ્મત્વ દયા, ક્ષમા, શાન્તિ, અહિંસા, ઉદારતા આદિ સદ્ગુણોમાંજ સમાયલું છે. વિશ્વ જેને પૂજનિય માને છે, તેવી બ્રાહ્મણ જાતિએ સર્વદા ક્ષમા જેવા ઉત્તમ ગુણને ધારણ કરવોજ જોઇએ. રાજા! આઘાતનો બદલો પ્રત્યાઘાતથી લેવો એ કાર્ય સાધારણ મનુષ્યનું છે, મહા પુરુષનું કર્તવ્ય તો ઉદારતાજ છે. શાસ્ત્રમાં યોગ્યજ કહ્યું છે કે; "**उदार चरितानां वसुधैव कुटुम्बकम्**" માટે મારે પણ એ સૂત્રને અનુસરીને આ પામર પુરુષને ક્ષમાજ આપવી જોઇએ. જો તેને પોતાના આત્માના કલ્યાણનો વિચાર હોત તો, કુપટક કદાપિ આવો અનર્થ નજ કરત. તે મૂર્ખ છે, જ્ઞાનહીન છે, એટલેજ આવું અનીતિયુક્ત કાર્ય કરવાને તત્પર થયો છે, માટે આપણે તેની મૂર્ખતાને લક્ષમાં ન લાવતાં કેવળ ઉદારતાનુંજ અવલંબન કરવું જોઇએ."

"બ્રાહ્મણો સ્વાભાવિકજ ક્રોધિત સ્વભાવના હોય છે. તેમના કોપથી સમસ્ત બ્રહ્માંડ પણ સળગી ઉઠે છે. પરંતુ એ ભયંકર ક્રોધની

સાથે એક પ્રકારની અનુપમ ક્ષમા પણ સર્વદા વિરાજ્યા કરે છે, અને તે ક્ષમાના પ્રભાવથી કાંઇ પણ ભયંકર અનર્થ થઈ શકતો નથી. મહારાજ સમરકેતુ! હું આ દુષ્કર્મના કરનાર અધમાધમ પાપીને ક્ષમા આપું છું. આપ જો મારા આ પ્રબંધનું પાલન કરશો, તો હું આપને આશીર્વાદ આપીને ચાલ્યો જઇશ. મારા મનમાં હું આપના એ ક્ષમાગુણની અને રાજનીતિની સર્વદા પ્રશંસા કરતો રહીશ. આપના રાજ્ય નિયમની મર્યાદાનું રક્ષણ કરવા માટે, આપ તેનું મસ્તક મુંડાવીને તે દુષ્ટ કપટને આ રાજધાનીમાંથી દૂર કરો."

સમરકેતુએ, સ્વામી યોગાનંદના મુખેથી સાંભળ્યું હતું કે;—ચાણક્ય સ્વાભાવિકજ અતિ કોપિત સ્વભાવનો છે, પરંતુ તેના હૃદયમાં જે એક ક્ષમાનો ઉત્તમ ગુણ વ્યાપેલો જોઇને તે ઘણોજ વિસ્મિત થયો. સમરકેતુથી ચાણક્યની અભિલાષાથી વિરુદ્ધ વર્ત્તવાનું સાહસ થઇ શક્યું નહિ.

સભાના સર્વજનો, ચાણક્યની આવી અપૂર્વ ઉદારતા જોઇને વિમુગ્ધ બની ગયા. ઘણા ખરા લોકો, નરપિશાચ કપટકનું કપાયલું મસ્તક જોવાને ઉત્સુક થઈ રહ્યા; પરંતુ ચાણક્યના નવીન પ્રબંધથી તેઓ સર્વ આશ્ચર્યાન્વિત બની ગયા. અત્યાચારીપર આવી કરુણા કરેલી જોઇને, સભામાંના સર્વ સભાસદો ચાણક્યની ધન્ય ધન્યનો પોકાર કરીની પ્રશંસા કરવા લાગ્યા.

અને કપટકની શી દશા થઇ વારૂ! તે નરાધમ તો એમજ વિચારવા લાગ્યો કે;—"પોતાના પરમ આયુષ્યના આધારેજ તે આ મરણની શિક્ષામાંથી મુક્તિ મેળવી શક્યો છે. પરંતુ તેમ છતાં પણ, તે મનમાં ચાણક્યના ક્ષમાગુણની યથેષ્ટ પ્રશંસા કર્યા વિના રહી શક્યો નહિ.

રાજા સમરકેતુએ, કપટકનું મસ્તક મુંડાવીને તેને પહાડી રાજ્યની સીમાં બહાર કાઢી મૂકવા માટે, કેટલાક અનુચરોને આજ્ઞા આપી દીધી.

તે દિવસે રાજસભામાં બીજું કાંઇપણ કામકાજ થયું નહિ, તેથી તરતજ સભાને વિસર્જન કરવામાં આવી. તે જનમાનવપૂર્ણ રાજસભા, કપટકનો ઇન્સાફ થયા પછી એક ક્ષણવારમાંજ જનશૂન્ય બની ગઈ.

ત્યાર પછી સમરકેતુએ ચાણક્યને વિનયપૂર્વક કહ્યું કે;—"મહાત્મન્! આપના ગુરુદેવ સ્વામી યોગાનંદ મહારાજ આ અધમાધમ દાસને ઘણાજ ચાહે છે. તેમણે મારા પર કૃપાકરીને મને શિષ્ય તરીકે

સ્વીકાર્યો છે. હું આપના સુનામ, સુયશ અને પાંડિત્યની વાર્ત્તા સાંભ-ળતો આવ્યો છું, પરંતુ આપના પવિત્ર ચરણોની પવિત્ર પદધુલિને પ્રાપ્ત કરવાનું સૌભાગ્ય અદ્યાપિ મને પ્રાપ્ત થયું નથી. મેં નિર્ભાગીએ હજીસૂધી તેની આશા પણ કરી નથી. આપે જ્યારે કૃપા કરી આ અધમના ગૃહમાં પધારીને આપના દર્શનનો લાભ આપ્યો છે, ત્યારે એક બે દિવસ રહીને મને કૃતાર્થ કરો."

"રાજન્! હું તમને આશીર્વાદ આપું છું કે, તમે સર્વદા સમર વિજયી થાઓ. દીર્ઘજીવનને પ્રાપ્ત કરો અને તમારા સુયશને ચારે બાજૂએ ફેલાવતા રહો. અધર્મ અને અનાચાર આપના સિંહાસનને કદાપિ સ્પર્શ પણ ન કરી શકે, એવી શુભ ભાવના રાખતા રહો. આપનું સૌજન્ય અને આતિથ્ય જોઇને હું અતિ પ્રસન્ન થયો છું. અને એટલા માટે તમને અસંખ્ય ધન્યવાદ આપું છું. ભવિષ્યમાં તમારા આતિથ્યનો સ્વીકાર કરવાના અનેક પ્રસંગો ઉપસ્થિત થશે, માટે મને વિશેષ આગ્રહ ન કરો. કારણકે, હું મારા એક પ્રિય શિષ્યના પિતાની ઉત્તર દેહિક ક્રિયા માટે બહાર જવાનો છું અને તેનો સમય પણ ભરાઇ ચૂક્યો છે. મારે આજે જ ઘણે દૂર આવેલા તે ગામમાં શ્રાદ્ધની ક્રિ-યાને પૂર્ણ કરાવવા માટે જવું જોઇશે. હવે તે ક્રિયા કરાવવાને માત્ર બે દિવસનીજ વાર છે માટે મારે સત્વર જવું જોઇશે. મારો શિષ્ય એક સાધારણ સ્થિતિનો બ્રાહ્મણ છે, તેથી તેના કાર્યને મારે સારી રીતે સંપૂર્ણ કરી આપવું જોઇએ. જો આપનો આગ્રહજ મને અહિં રાખ-વાનો છે, તો પછી હું મારી ઇચ્છાનુસાર એક દિવસ અહીં આવી જઈશ અને પછી ખુશીથી રાજમહાલયના આતિથ્યનો યોગ્ય સ્વી-કાર કરીશ."

આમ કહીને એક પણ શબ્દ બોલ્યા સિવાય ચાણક્ય, રાજા સમરકેતુને તથા ચંદ્રગુપ્તને આશીર્વાદ આપીને ચાલ્યો ગયો.

આ સમયે સમરકેતુ અને ચંદ્રગુપ્ત બન્નેજણા અતિ વિસ્મયમુગ્ધ બની ગયા હતા. એ વિસ્મયનું મૂળ કારણ ચાણક્યના હૃદયની અ-પૂર્વ ઉદારતાજ હતી. કેટલીકવાર પછી સમરકેતુ અસ્પષ્ટ સ્વરે બોલી ઉઠ્યો કે;–"અહા! બ્રાહ્મણના હૃદયમાં કેવો અનુપમ ક્ષમાગુણ સમા-યલો છે! એ ક્ષમાના ગુણને લીધેજ બ્રાહ્મણો સમસ્ત ભારતમાં દેવ-તાઓની પેઠે પૂજાય, તો તેમાં આશ્ચર્ય જેવું પણ શું હોઇ શકે?

"બન્ધુ! તમારૂં કથન અક્ષરશઃ સત્ય છે. બ્રાહ્મણની ઉદારતાનો પૂર્ણ વિકાસ હું અત્યાર સૂધી જોઇ શકયો નહોતો, આજે તમારી કૃપાથી હું તે સુઅવસરને પ્રાપ્ત કરી શકયો છું, ભૂમંડળમાં સર્વ માન્ય ગણાતી

બ્રાહ્મણજાતિજ આર્યાવર્ત્તની શોભા છે, સર્વસ્વ છે. એ બ્રાહ્મણોનું આસન અસીમ પરાક્રમશાળી રાજાઓ કરતાં પણ અતિ ઉચ્ચ છે. બ્રાહ્મણોના તપના પ્રભાવેજ વસુંધરા આ અનંત પ્રાણીઓના ભારને સહી રહી છે. બ્રાહ્મણોની ક્ષમાના પ્રતાપેજ ભારતવર્ષ ભૂમંડળમાં પંકાઇ રહ્યું છે. આ ધર્મભૂમિ ભારત આજે પણ બ્રાહ્મણોની શિક્ષા દીક્ષા અને હૃદયના મહત્ત્વને લીધેજ આવી ગૌરવમંડિત બની રહી છે. ત્યાગનો અને ક્ષમાનો આદર્શ પણ તે પૂજનીય બ્રાહ્મણોજ છે. બ્રાહ્મણના બ્રહ્મતેજથી સમગ્ર ભરતભૂમિ અત્યારે પણ ઝળહળી રહી છે. બ્રાહ્મણોજ આર્યાવર્ત્તના સાચા ઉદ્ધારક છે, ધર્મની ભાવનાઓનું સ્મરણ કરાવનાર પણ તે ભૂદેવોજ છે. કાળના કરાળ સ્વરૂપને પણ અમુક હદપર્યંત અટકાવી શકવાને પણ બ્રહ્મર્ષીઓ શક્તિવાન છે. ધન્ય ! ભારતમૈયાના આદર્શ સંતાનરૂપ ગણાતા બ્રાહ્મણો તમને સહસ્ત્રવાર ધન્ય છે ! તમારા ધાર્મિક કાર્યોજ ભારતવાસીઓને ધર્મ, કર્મ અને જ્ઞાનનો મંત્ર આપી રહ્યાં છે ! અહા ! ક્ષમાના આદર્શરૂપ ચાણક્ય દેવ ! તમે આ મૃત્યુ લોકના માનવી નહિ, કિન્તુ સ્વર્ગભૂમિના કોઇ દેવતા હો, એમ જણાય છે. 'અહા ! શી તેમની ઉદારતા ! કેવી અનુપમ 'ક્ષમતા. ધન્ય ! ધન્ય ! બ્રાહ્મણ નામનું સાર્થક્ય કરનાર સાક્ષાત્ દેવરૂપ ચાણક્ય તમને હું અનેકવાર ધન્યવાદ આપું છું. તમારા અવર્ણનીય આચરણને મારા હૃદયમાં નિત્યને માટે આદર્શતાની મૂર્ત્તિમતી ભાવના તરીકે સ્થાપિત કરૂં છું. ” ચંદ્રગુપ્તે ચાણક્યના તથા તેની જાતિના ગુણની પ્રશંસા કરતાં કહેવા માંડ્યું; ” નીતિના તથા ન્યાયના આદર્શ માર્ગનું દિગ્દર્શન કરાવનાર, યોગ અને ભક્તિનાં સાધનોની દિશા બતાવનાર મહામુનિ બ્રાહ્મણોજ છે. ભાઇ સમરકેતુ ! આજે આપણે એક અદ્ભુત ઘટનાના ચક્રમાં પડીને પંડિત શ્રેષ્ઠ ચાણક્યની પદધૂલિને પ્રાપ્ત કરવાનું, તેમના હૃદયની અપૂર્વ ઉદારતા જોવાનું અને સાક્ષાત્ બ્રહ્મતેજની પ્રતિમાના દર્શનનું સૌભાગ્ય મેળવી શક્યા છીએ. ધન્ય ચાણક્ય દેવ ! ધન્ય બ્રાહ્મણ જાતિ ! ! ”

---

## પ્રકરણ ૧૯ મું

### કારાગૃહમાં કારસ્થાન !

જે સમયે રાજા સમરકેતુની સભામાં, આ પ્રમાણેનો વ્યવહાર ચાલી રહ્યો હતો તે સમયે મગધદેશની રાજધાની પાટલીપુત્ર નગરના એક

ગુપ્ત મહોલ્લામાં, અન્ય એક પ્રકારની ઘટનાનો આરંભ થઇ રહ્યો હતો. આપણે પણ એકવાર ત્યાં આગળ જવાની ખાસ આવશ્યકતા છે. કારણ કે, પાછળની સર્વે ઘટનાઓ સાથે, એ નવીન ઘટનાનો પણ કેટલોક સંબંધ જોડાયલો છે.

રાત્રિના બે પ્રહર વીતી ગયા હતા, એ સમયે ગંગા નદીના કિનારા પર આવેલા એક ભગ્ન શિવમંદિરના જનશૂન્ય નૃત્યમંદિરમાં ઉભાં રહીને બે મનુષ્ય ધીમે ધીમે વાર્તાલાપ કરી રહ્યાં હતાં, એમાંનો એક જન પુરુષ હતો અને અન્ય એક સ્ત્રી હતી.

તે દેવમંદિર તદ્દન પ્રકાશશૂન્ય હતું એમ કહી શકાય તેમ નથી. કેમકે, તેના આંતરભાગમાં એક મંદ દીપક ધીમે ધીમે બળી રહ્યો હતો અને શિવલિંગના ભાંગ્યાતૂટયા મંદિરમાં પોતાના ક્ષીણ પ્રકાશને વિસ્તારી રહ્યો હતો. મંદિરમાં, બ્રહ્મરાસક્ષ ઉત્પન્ન થઇને ભયંકર ઉત્પાત્ત મચાવી મૂકે છે, એવી સર્વજનોની માન્યતા હોવાથી ત્યાં આગળ કોઇ પણ મનુષ્ય જઈ શકતું નહોતું. તેમજ કેટલાક વીર અને સાહસિક પુરુષો કદાચિત્ દિવસે ત્યાં આગળ જવાને તત્પર થતા હતા એ ખરૂં, પરંતુ રાત્રિના ભયંકર અંધકારને વખતે તેઓ પણ ત્યાં જવાનું સાહસ કરી શકતા નહોતા. કેટલાંક ખાસ કારણોને વશીભૂત થઇનેજ આ બન્ને વ્યક્તિઓ ત્યાં આગળ ઉપસ્થિત થઈ હતી. ત્યાં આવેલા પુરુષનું નામ ચન્દ્રપાલ હતું અને તે ચન્દ્રપાલ મહારાજ નંદનો મુખ્ય કારારક્ષક હતો. તથા તેની સાથે આવેલી સ્ત્રીનું નામ લલિતા હતું.

ચન્દ્રપાલ તે ભયંકર અંધકારમાં સ્થિરતાથી ઉભો રહીને, ઘણીવાર થયાં કોઈ એક વિષયની વિષમ ચિન્તા કરી રહ્યો હતો. આ સમયે જાણે તેની તે ભયંકર ચિન્તાનું અવસાન થયું અને તે પોતાની સાથેની અબળાને સંબોધીને કહેવા લાગ્યો કે;—"લલિતા ! ત્યારે શું તું હજી પ્રથમની પેઠેજ દૃઢપ્રતિજ્ઞ રહેવા માગે છે ?"

"ચન્દ્રપાલ! રમણીની પ્રતિજ્ઞાનું મૂલ્ય જાણવાને તમે સર્વથા અશક્ત છો. મેં તમારૂં મુખ જોઇને મારા હૃદયમાં એક પ્રકારની આશાને ધારણ કરી છે. હું અત્યારે તમારી આશ્રિતા છું, માટે મારી રક્ષા કરો. મેં તમને મારા ભ્રાતાના નામથી સંબોધ્યા છે, માટે તમે તમારી ભગિનીના દુઃખને દૂર કરો. ભાઇ થઇને ભગિનીને સહાયતા કરવામાં કુણ્ઠિત થશો નહિ." લલિતાએ પોતાના આંતરિક ભાવને વ્યક્ત કર્યો.

"પરંતુ લલિતા! તમે ધારેલું કાર્ય કેવું જોખમભરેલું છે, એ તમે જાણો છો ખરાં કે ?" ચંદ્રપાલે પૂછ્યું.

"ના, હું તે જાણુંતી નથી, પરંતુ તે જોખમ વેઠવાની શક્તિ ઇશ્વિર અવશ્ય આપણુને આપશેજ, એવી મારી દઢ માન્યતા છે." લલિતાએ ઉત્તર આપ્યું.

"મહારાજ નંદનો સ્વભાવ કેવો ક્રોધિત અને વિલક્ષણુ છે, એતો તમે સારી રીતે જાણોજ છો કે, જેની દ્વારા તેનું તલમાત્ર અનિષ્ટ થાય છે, તેના પ્રાણુ લેવામાં પણુ તે પાછી પાની કરે તેવો નથી. માટે લલિતા ! આ ભેદભરેલું કાર્ય કરવાં પહેલાં, કોઈ પણુ પ્રકારનો દઢ નિશ્ચય કરી લેવો એ મને વિશેષ લાભદાયક જણાય છે." ચન્દ્રપાલે પોતાના ભયને પ્રદર્શિત કરી આપ્યો.

"તમે કદાપિ રાજરોષમાં પડી શકશો નહિ. પ્રથમ તમે જે પ્રતિજ્ઞા લીધી છે. તેનું પાલન કરો. હવે હું તમને વિશેષ કાંઈ કહેવા માગતી નથી. તમે તમારી પ્રતિજ્ઞાનું પાલન કરીને મારા કાર્યનો આરંભ કરી આપશો એટલે બાકીનું કાર્ય હું મારી પોતાની મેળેજ કરી લઇશ."

"તમારાથી તે બની શકશે ખરૂં કે ?"

"ચન્દ્રપાલ ! નારીઓની શક્તિને તમે જાણો છો ? અબળાઓના કાર્યની સત્તાને પિછાણો છો ? તમે તમારૂં કાર્ય પૂર્ણ કરી આપો એટલે હું તેના અવશિષ્ટ રહેલા ભાગને સારી રીતે પૂર્ણ કરી નાખીશ."

"શું સર્વ નારીઓ એક સરખી શક્તિ સંપન્ન હોતી હશે, ખરો કે ?"

"હું અત્યારે એનું ઉત્તર આપવા ઇચ્છિતી નથી, પરંતુ કર્મ કરી બતાવીને તમારા તે ભ્રમનું નિવારણુ કરવાની જિજ્ઞાસા રાખું છું."

"પણુ હું તમને બીજી એક વાર્ત્તા કહેવા માગું છું કે, મારી આ નોકરી અતિ સુખની છે, તેથી કદાચિત્ હું આ ભયાનક કાર્યમાં લિપ્ત થઇશ અને એ વાર્ત્તા જો રાજાને વિદિત થઇ જશે, તો મારે આ નોકરી, આ રાજધાની આદિ સર્વનો ત્યાગ કરીને ગુપ્ત વેશે મારો પોતાનો પરિચય છુપાવીને દેશોદેશમાં ભટકવું પડશે અને સદાની સુખની નોકરીનો ત્યાગ કરવાં પડશે."

"અને કદાચિત્ તેમ નહિ કરો તો ?"

"તો પછી મારે આ વિશાળ જગતમાં રહેવું ભારે થઇ પડશે. જીવિકાને માટે મારે કોઇપણુ પ્રકારનો આધાર નહિ રહે. અત્યારના મિત્રો પણુ શત્રુ થઇને ઉભા રહેશે,"

"તમે તમારી આખી જીંદગીપર્યંત નોકરી કરીને જેટલું દ્રવ્ય પ્રાપ્ત નહિ કરી શકો, તેનાથી વીસગણું દ્રવ્ય હું તમને આપીશ, તો

પછી તમને અને તમારા પરિવારને કોઇપણું પ્રકારનું દુઃખ વેઠવું પડશે ખરૂં કે ?"

"તમે કેટલુંક દ્રવ્ય આપી શકશો, તેનો અંદાજ તો જણાવો."

"વીસ હજાર સોના મોહોર."

"તમે આપશો ? તદ્દન અસંભવિત !"

"બિલ્કુલ અસંભવિત નથી, પરંતુ પૂરેપૂરૂં સંભવિત અને સત્યજ છે."

"તેનું છે કાંઈ પ્રમાણુ ?"

"હા, લ્યો, આ તેનું પ્રત્યક્ષ પ્રમાણુ છે તૈયાર !"

"આ તામ્રપટ પર લખેલા લેખને તમે પોતેજ વાંચી સંભળાવો ?"

"પરંતુ અહિં આગળ પ્રકાશ નથી, એટલે શી રીતે વાચી સંભળાવું ?"

"આ મંદિરમાં દીપક પ્રકાશી રહ્યો છે, ત્યાં આગળ ચાલો, એટલે સુખેથી વાંચા શકાશે."

"આ પ્રમાણે વાર્ત્તા કર્યા પછી તરતજ તેઓ બન્ને તે અંધકારમય અગાસીનો ત્યાગ કરીને, ઘણીજ સાવચેતીથી દેવમંદિરના દીપક પાસે આવી લાગ્યાં. મંદિરમાં સળગતા તે દીપક આગળ જઇને કારારક્ષક ચન્દ્રપાલ તામ્રપટપર લખેલી તે લિપિને વાંચવા લાગ્યો. અને કેટલીકવાર સૂધી શાન્તભાવને ધારણ્ કર્યા પછી વિસ્મતતાથી પૂછવા લાગ્યો કે;—"લલિતા ! આ તામ્રપટ તમે ક્યાંથી મેળવ્યું વારૂ ?"

"મેં ગમે ત્યાંથી મેળવ્યું હોય, તે વાર્ત્તાની સાથે તમારે કશોય સંબંધ નથી-અને તે વિષયમાં વિશેષ પૂછપરછ કરવાનું તમને કાંઇ પ્રયોજન હોય, એમ મને જણાતું નથી. તમે તો પૈસા પ્રાપ્ત કરવાથીજ સંતુષ્ટ થાવ તેમ છો અને એટલા માટે મેં તમને આ તામ્રપટ આપ્યું છે. તમે જેટલું દ્રવ્ય માગ્યું છે, તેટલું દ્રવ્ય આપવાને હું સર્વ રીતે તૈયાર છું." લલિતાએ માત્ર ખપ પૂરતી વાર્ત્તાજ કહી સંભળાવી.

"શું તમે મને વીસ હજાર સુવર્ણમુદ્રા આપી શકશો ?"

"હા—"

"આ તામ્રપટ પરથી જણાય છે કે, કોઈ પણ ગુપ્ત સ્થળે અર્ધોલાખ ઉપરાંત સુવર્ણ મહોરોને સંતાડવામાં આવી છે."

"તમારી ધારણા ખરી છે."

"પરંતુ લલિતા ! ગુપ્ત ધનનો માલિક તો તે દેશનો અથવા તે ભૂમિનો રાજાજ ગણાય છે, ગુપ્ત સ્થળેથી મળી આવેલું ધન રાજાના અધિકારનુંજ લેખાય છે."

"તેમ કહેવામાં તમને શો લાભ થાય તેમ છે, વારૂ ?"

"આવા પ્રપંચમાં ન પડતા, જો રાજાની પાસેજ આ સંવાદ પહોંચાડી દઉં, તો ઘણીજ સહેલાઈથી અને કોઈ પણ પ્રકારની મહેનત વગર હું રાજા પાસેથી પુષ્કળ પુરસ્કાર પ્રાપ્ત કરી શકું તેમ છું, અને તેની સાથે મારી નોકરીમાં પણ હું ઉચ્ચ પદવી મેળવી શકું તેમ છું."

"ચન્દ્રપાલ! તમારૂં ચિત્ત ભ્રમિત બની ગયું હોય, એમ જણાય છે. હૃદયમાં પાપી અને કલુષિત ભાવનાનો ઉદ્દ્ભવ થયો હોય એમ મને સ્પષ્ટ સમજાય છે. શું તમે તમારી પ્રતિજ્ઞાનો ભંગ કરશો, અબળા સાથે અનીતિનું વર્ત્તન આદરશો ? તમે હજી મહારાજ નંદની પ્રકૃતિને પૂર્ણ રીતે ઓળખી શક્યા નથી અને તેથીજ તમારૂં ચિત્ત અત્યારે આવું વિકારી બની ગયું છે. જો તમે નંદ રાજાને આ ગુપ્ત ધન બતાવવાના સંવાદ આપવા જશો, તો પુરસ્કારને બદલે શૂળીની સજાને પામશો. નોકરીને બદલે બેડીને ધારણ કરતા થશો. પ્રયત્ન કર્યા વિના ધન પ્રાપ્તિની અથવા ઉચ્ચ પદવીની આશા રાખવી, એ કેવળ મૂર્ખતાનાંજ લક્ષણો છે, કાપુરૂષોનું કાર્ય છે. ઊઠો ! પુરુષાર્થ કરો અને પછીથી પૈસા પ્રાપ્ત કરવાની આકાંક્ષા રાખો, તમે તમારી પ્રતિજ્ઞા પૂર્ણ કરો એટલે દ્રવ્ય એની મેળેજ આવી મળશે."

"મગધરાજ નંદ મને શામાટે શૂળીની સજા આપશે, મારા કયા અપરાધનું આવું ભયંકર વૈર વાળશે ?"

"કેવળ મારી એક વાર્ત્તાના વિશ્વાસ પર જ, તેઓ તમને તેવી ભયંકર સજાના અધિકારી બનાવશે અને ક્ષણ માત્રમાં તમારા આયુષ્યનો અવધિ લાવી આપશે."

"શું તમારી વાર્ત્તાના વિશ્વાસ પરજ મારૂં જીવન અવલંબી રહેલું છે. ?

"હા. હા. તેમ જ છે. શું તેમાં તમને કાંઈ સંદેહ લાગે છે, મારી વાર્ત્તાપર અવિશ્વાસ આવે છે ?"

"લલિતા—લલિતા ! આમ ધારવામાં તારો ભયંકર પ્રમાદ થાય છે, પુરુષના પરાક્રમનું તારા હૃદયમાંથી વિસ્મરણ થયું જણાય છે. પ્રપંચ વિદ્યાના પ્રભાવ વડે પૃથ્વીપતિઓને પોતાના પક્ષમાં લાવવા, એ કાર્ય કાંઇ જોઇએ તેવું કઠિન હોય, એવી મારી માન્યતા નથી. હુ રાજાની પાસે જઇને જુઠ્ઠી સાક્ષી આપીશ કે, એ ગુપ્ત ભંડારમાં બે કરોડ સોના મહોરોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. અને તેનો મુખ્ય ભાગ તેં છુપાવી રાખીને આ અલ્પ ભાગજ તેને બતાવી આપ્યો

છે. લલિતા ! જ્યારે હું આ પ્રપંચ વિદ્યાના પ્રસ્તાવને રાજા આગળ રજૂ કરીશ, ત્યારે તારી શી દશા થશે ? તારા બચાવની કયી બારી બાકી રહેશે ?"

"ચંદ્રપાલ ! તમે નંદ રાજાને તમારી આ વાર્ત્તા વિદિત કરવાનો પ્રસંગ પણ પ્રાપ્ત કરી શકશો નહિ. મારી વિરુદ્ધ કોઇપણ કારસ્થાન રચવાનો હું તમને અવસર પણ મળવા દઇશ નહિ. કહો, પછી તમારી પ્રપંચ વિદ્યા શા કામમાં આવશે ?"

"ત્યારે શું તમે મારી હત્યા કરવા માગો છો, મને મરણવશ કરવા ધારો છો ?"

"હા, તેમજ થશે. સીધી રીતે નહિ માનો તો પછી તેવાંજ પગલાં ભરવામાં આવશે. તમારી હત્યા કરવાથી હું કોઇપણ પ્રકારના વિઘ્ન વગર જ આ ગુહામાં છુપાયલાં સર્વ દ્રવ્યને પ્રાપ્ત કરી શકીશ."

"તમારાથી તેમ થઇ શકશે નહિ. તમે છેવટે નિરાશાની જ્વાળામાં તમારા તનની આહુતિ આપીને આત્મહત્યાજ કરશો."

"નિરાશા શાની ? મારે નિરાશ થવાનું શું છે પ્રયોજન ?"

"તમે તમારી ધારણાને ફળીભૂત કરી શકશો નહિ, એજ તમારી નિરાશાનું મુખ્ય કારણ છે !"

"આવી કલ્પના કરવામાં તમારી ભૂલ થાય છે. જરા આ શિલાલિપિને લક્ષ્ય પૂર્વક વાંચી જૂઓ, અને જો તમારી શક્તિ હોય તો તે ગુહામાં છુપાવેલા ધનનો તપાસ કરીને તે ધનને મેળવી લ્યો."

ચંદ્રપાલે આગ્રહવશ થઇને તે લિપિનો અંતિમ ભાગ વાંચી લીધો. પરંતુ તેમાં લખેલા વિષયના ભેદને તે બિલ્કુલ સમજી શકયો નહિ. તેથી તેણે તરતજ પોતાના દુષ્ટ સંકલ્પનો ત્યાગ કરી લલિતાને ઉદ્દેશીને કહ્યું કે,–"લલિતા ! હું દારૂણ લોભને લીધે ઉન્મત્ત બનીને દશે દિશાઓના જ્ઞાનથી શૂન્ય બની ગયો હતો. લોભ મનુષ્યને અતિ ભયાનક હિંસ્ર જીવ જેવાં બનાવી દે છે. લલિતા ! તમે મને ક્ષમા કરો. આ મંદિરમાંના શિવલિંગ સન્મુખ હું શપથ લઉં છું કે, મારૂં જીવન જતાં સુધી હું તમને સહાયતા કરીશ. શકટાર આ અઠવાડિયામાંજ મુક્ત થાય, એવો બંદોબસ્ત કરી આપવા તૈયાર છું. તમારૂં તે કાર્ય કરવા જતાં, કદાપિ મારે મગધરાજ્યનો ત્યાગ કરીને દેશોદેશમાં ગુપ્તવેશે ભટકવું પડશે, તો તેમ કરવાને પણ નાહિમ્મત થઇશ નહિ. મારે મારી આ પ્રિય જન્મભૂમિ પાટલીપુત્રનો ત્યાગ કરીને કદાચિત્ શૃગાલ આદિ જંગલી જાનવરોથી ભરેલા વિકટ વનમાં વ-

સવું પડશે, તો તેમ કરવાને પણ હું તૈયાર થઇશ. તમારી વાત પર હું સોળેસોળ આના વિશ્વાસ રાખું છું. પરંતુ આવો એક સ્વપ્ન સમાન બનાવ જોઇને મને ઘણુંજ આશ્ચર્ય થાય છે. "

" આશ્ચર્ય શાનું ? "

" તમે મને એકવાર તે ગુહામાંની સુવર્ણ મુદ્રાઓ બતાવી આપો, એટલે મારૂં સર્વ આશ્ચર્ય દૂર થશે. "

" હું તે બતાવવા તૈયાર છું. પરંતુ કદાપિ તમે તે ગુપ્ત ગુહામાં મારાપર કોઈ પણ પ્રકારનો જુલમ ગુજારસો તો તરતજ તમારૂં મૃત્યુ થશે. "

" ના. હું એકલિંગેશ્વરના સોગન ખાઇને કહું છું, કે તમારા પર હું કાંઇપણ અત્યાચાર ગુજારીશ નહિ. આ દેવસ્થાનમાં પ્રતિજ્ઞા લેવા છતાં પણ જો હું તે પ્રતિજ્ઞાના ભંગ કરીશ, તો ભગવાન એકલિંગદેવ મારા મસ્તકપર વજ્ર વર્ષાવશે અને મને બાળીને ભસ્મીભૂત બનાવશે. "

" સારૂં ત્યારે ! હું આજે જ તમને તે ગુપ્ત ધન–ભંડાર બતાવી આપવાને તૈયાર છું. "

" શું આજે જ ? "

" આજે અને અત્યારેજ. "

" પણ તે સ્થળે તો ભયંકર અંધકાર છવાયો છે ને ? "

" તેની કાંઈ ચિન્તા નથી. કારણ કે, તે ગુહામાં પ્રવેશ કરવાના દ્વાર આગળજ બત્તી સળગાવવાનો સર્વ સમાન તૈયાર કરી રાખ્યો છે. "

" કોણે તૈયાર કરી રાખ્યો છે વારૂ ? "

" મેં પોતેજ. "

" ત્યાં આગળ કોઇને રક્ષક તરીકે રાખવામાં આવ્યો છે ખરો કે ? "

" ના— "

" ત્યારે તો ચાલો આપણે સત્વર ત્યાં આગળ જઇ આવીએ. "

" જઇએ છીએ, પરંતુ તમારે એક બીજી બાબત માનવી પડશે. "

" શું ? "

" હું આ શિવમંદિર પાસેનો બગીચો ઓળંગીને તમારી આંખોપર પાટા બાંધવા ધારૂં છું. અને તમારે તેજ અવસ્થામાં ગુહાના દ્વાર સુધી મારી સાથે આવવું પડશે. "

" હું તે પ્રમાણે વર્તવા તૈયાર છું. "

તે સમયે રાત્રિના લગભગ બે એક પ્રહર વીતી જવા આવ્યા

હતા. ચારે બાજૂએ ભયંકર અંધારૂં છવાઇ ગયું હતું. તે અંધારામાં છેક નજીદીકની વસ્તુપણ જોઈ શકાતી નહોતી. નીલ આકાશમાં અસંખ્ય તારા પ્રકાશી રહ્યા હતા, પરંતુ તેનાથી અંધારાની ભયાનકતાનો સંહાર થવા સિવાય, જાણે ઉલટો તેમાં વિશેષ વધારો થતો હતો.

તે દિવસે પ્રકૃતિ દેવીએ અતિ નિઃસ્તબ્ધતાને ધારણ કરી હતી. વાયુ પણ સ્તંભિત થઇ ગયો હતો. તે ઉદ્યાનમાં આવેલાં અનેક વૃક્ષો અને વેલાઓની એક શાખા પણ હાલતી ચાલતી નહોતી. આવી નિઃસ્તબ્ધતામાંથી, લલિતા અને ચંદ્રપાલે, તે ભયાનક અંધકારને ભેદીને આગળ પ્રયાણ કર્યું.

શિવમંદિરની પાસેના બગીચાની સીમા, લગભગ પાએક કોશ દૂર આવેલા એક નાના જેવા માર્ગ સૂધી વિસ્તરેલી હતી. તે શિવમંદિર ઘણા દિવસનું પુરાણું હતું અને નગરના એક ગુપ્ત વિભાગમાં આવેલું હતું. ત્યાં આગળ બ્રહ્મરાક્ષસ અને ભૂત પ્રેત આદિનો ભય છે, એમ ધારીને રાત્રે એ નિર્જન સ્થાનમાં આવવાનું સાહસ કોઈ પણ મનુષ્યથી કરી શકાતું નહોતું.

બગીચાની સીમા પૂરી થયા પછી, સ્હામેજ એક જંગલ આવતું હતું અને તે જંગલ ઘણુંજ ગીચ અને ઘટાદાર હતું. તે જંગલ પાસેના એક માર્ગપર આવીને લલિતા અચાનક સ્થિરતાથી ઉભી રહી, અને ત્યાર પછી ચંદ્રપાલને સંબોધીને કહેવા લાગી કે;–"ચંદ્રપાલ ! આ સર્વ માર્ગોને હું સારી રીતે જાણું છું. તમારે ભય રાખવાનું કાંઈ કારણ નથી. તમે તમારો ફેંટો છોડી નાખો એટલે તે વડે હું તમારી આંખોપર પાટા બાંધી દઉં."

મંત્રથી મુગ્ધ થયેલા ચંદ્રપાલે, પોતાના મસ્તકપરથી પાઘડી ઉતારી આપી. લલિતાએ, તે પાઘડીથી તેની આંખો દબાવી દીધી અને પછી તેના હાથ ઝાલીને કહ્યું:–"હું તમારો હાથ પકડીને તમને મેં પ્રથમ દર્શાવેલી જગાપર લઈ ચાલું છું. માટે કોઇપણ પ્રકારનો શક રાખ્યા સિવાય મારી પાછળ પાછળ ચાલ્યા આવો."

ચંદ્રપાલે અનુમાન દ્વારા વિચાર્યું કે, લલિતા એક વાંકાચૂંકા માર્ગ પર ચાલી રહી છે. ઘણોજ સમય વીતી ગયો, તો પણ તે માર્ગ જાણે ખૂટતોજ નહોતો.

માર્ગપર ચાલવાથી કંટાળી જઇને છેવટે ચંદ્રપાલે ચીડાઇને કહ્યું કે;–"લલિતા ! હવે કેટલીકવાર છે ? શું તમે મને ભ્રાન્તિમાં ભમાવવા માટે, મને આ માર્ગમાં આવી રીતે અથડાવી રહ્યાં છો? હું

હવે તદ્દન થાકી ગયો છું, મારામાં ચાલવાની શક્તિ રહી નથી."

"હા, અમુક અંશે તમારી કલ્પના સત્ય છે! પરંતુ મેં તમને માર્ગમાં હજી વિશેષ રખડાવ્યા નથી. તમારી આંખોપર પાટા બાંધેલા છે, તેથીજ તમને આ પ્રમાણે ત્રાસ થતો હશે. પણ હવે આપણે છેક નજીદીકમાં આવી પહોંચ્યા છીએ હમણાં તમે આ સ્થળે શાન્તિથી ઉભા રહો, હું થોડાજ સમયમાં પાછી આવી પહોંચું છું." લલિતાએ ઉત્તર આપ્યું.

ચંદ્રપાલ ત્યાં આગળજ ઉભો રહ્યો. તે સ્થળે એક ભાંગી તૂટી ઇમારતમાં પ્રવેશ કરવાનું એક દ્વાર આવેલું હતું, તે દ્વાર ઉઘડવાનો શબ્દ સાંભળીને ચંદ્રપાલ બોલી ઉઠયો કે;–"અહિં આગળ પણ કોઈ ઘર આવેલું છે કે શું ?"

લલિતાએ ઉત્તર આપ્યું:–"હા. પરંતુ તે ઘર સહજમાં જોઇ શકાય તેમ નથી. એક ગંભીર ગુહામાં તે છુપાયલું છે, તે કયા જમાનામાં બંધાવવામાં આવ્યું છે, તેની કલ્પના પણ કોઇથી કરી શકાતી નથી.

તે દ્વારની એક બાજૂના ગવાક્ષમાં, ચકમક અને ગજવેલ આદિ અગ્નિ સળગાવવાનાં સાધનો તૈયાર હતાં. તે સમયે ત્યાં આગળ મશાલ પણ તૈયાર રાખવામાં આવી હોય, એમ જણાતું હતું. કારણ કે જો તેમ ન હોય તો લલિતા તત્કાળ તે મશાલને સળગાવી શકે પણ શી રીતે ?

ગુહામાં પ્રવેશ કર્યા પછી, લલિતાએ પ્રથમ તે દ્વારને બંધ કરી દીધાં અને પછી અંદરની બાજૂથી તેને તાળું વાસી દીધું. ત્યાર પછી કેટલીકવારે તેણે ચંદ્રપાલની આંખો પરના પાટા છોડી દીધા અને કહ્યું કે;–"હવે તમે કાંઇપણ શંકા રાખ્યા વિના જ મારી પાછળ પાછળ ચાલ્યા આવો. હવે હું તમને બંધનયુક્ત રાખવા માગતી નથી, એટલા માટેજ તમારા પાટા છોડી દેવામાં આવ્યા છે. માટે તમે ખુશીથી મારી સાથે ચાલ્યા આવો."

ચંદ્રપાલે સહજ સ્મિત કરીને કહ્યું કે;–"લલિતા! તમારૂં ચાતુર્ય અપાર છે, તમારી શક્તિ અલૌકિક છે. આવી ગંભીર રાત્રે, કોઇ પણ પ્રકારના ભય વગર, આવા ભયાનક માર્ગમાં આવવાનું સાહસ કરતાં પાષાણ તુલ્ય કઠિન હૃદયના વીર પુરુષો પણ કમ્પી ઉઠે તેમ છે, ત્યાં આગળ તમે એક અબળા હોવા છતાં, પણ આવવાનું સાહસ કરી બતાવ્યું છે. લલિતા! ખરેખર તમારી બુદ્ધિને ધન્યવાદજ ઘટે છે."

લલિતા કેટલાક સમયને માટે ત્યાંથી અદશ્ય થઇને બીજી એક નાની ચાવી લઈ આવી અને તે ચાવી વડે બીજા એક સાંકળથી જકડાયલા ઓરડાના દ્વારને ઉઘાડી નાખ્યું. આ સમયે તે અંધકારમય ઓરડામાં અચાનક મશાલનો પ્રકાશ થયેલો જોઇને ચંદ્રપાલ અજાયબ થઇ ઉઠ્યો. તે ઓરડો વિવિધ પ્રકારના સાજસરંજામથી શૃંગારાયલો હતો, અને ત્યાં આગળ સ્વચ્છતાનો પણ સંપૂર્ણ સાક્ષાત્કાર થઇ આવતો હતો. આ સર્વે સુવ્યવસ્થા પરથી ત્યાં કોઈ મનુષ્યનો વસવાટ હોય, તેમ જણાઇ આવતું હતું.

ચંદ્રપાલે ચારે બાજૂએ વિસ્મિતતાથી જોઇને કહ્યું કે;–"તમારી મોહોરો શું આ ઘરમાંજ છે કે ?"

" ના, તે મોહોરો ક્યાં આગળ રાખવામાં આવી છે, તે તમને હમણાંજ બતાવી આપું છું " આમ કહીને લલિતાએ તે ઓરડાની દિવાલ પાસેના એક ગુપ્તસ્થાન પરના એક પાટીઆને ખસેડી લીધું, એટલે તેની નીચે એક ભયંકર અંધકારમય ભોંયરૂં જણાઇ આવ્યું.

ત્યાર પછી લલિતાએ કહ્યું કે;–" આપણે હવે આ ભોંયરામાં ઉતરવું પડશે. તમે જો માત્ર મારી વાર્ત્તાપર વિશ્વાસ કરશો, તો પછી આ ભોંયરામાં ઉતરવાની કાંઇ જરૂર રહેશે નહિ. પરંતુ જો તમે મારા પર વિશ્વાસ ન કરતાં, કેવળ તે ભોંયરામાં ઉતરવાનીજ આકાંક્ષા રાખશો, તો તમારે પુનઃ કેટલુંક દુઃખ વેઠવું પડશે. "

ચંદ્રપાલની ઉત્સુકતાનો હજી અંત આવ્યો નહોતો, એટલે તેણે લલિતાની વાતપર વિશ્વાસ રાખ્યા વિનાજ કહી દીધું કે;–" ના, લલિતા ! હું નીચે ઉતરીને અંદરની સર્વ વ્યવસ્થા જોવા માગું છું. જો કે, મને તમારી વાર્ત્તાપર બિલ્કુલ અવિશ્વાસ તો છે જ નહિ, કિન્તુ તે સાથે મારે આ ભોંયરૂં જોવાની જે ઇચ્છા છે, તે પણ હજી તૃપ્ત થઇ નથી. માટે ચાલો, કૃપા કરીને મને ત્યાં આગળ તેડી જાઓ."

" ત્યારે ચાલો, પરંતુ ત્યાં આવતાં પહેલાં ખૂબ સાવચેતી રાખજો. આ સીડી બરાબર ભોંયરાના તળીયાં સુધી પહોંચેલી છે, માટે સંભાળીને ચાલજો, જો એક પગથીયું પણ ચૂકી જશો તો, તરતજ મરણને સ્વાધીન થશો. "

આમ કહીને લલિતા આગળ ચાલવા લાગી અને ચંદ્રપાલ પણ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. ખરેખર ભોંયરામાં ઉતરવાની સીડી એટલી બધી સાંકડી હતી કે, બે માણસો ભાગ્યેજ તેના પર ચાલી શકે તેમ હતું. પરંતુ ચંદ્રપાલ કાંઇ જેવો તેવો પુરુષ નહોતો

તેથી, તે સાંકડી સીડી પરથી ઘણીજ સાવચેતીથી નીચે ઉતરી આવ્યો.

સીડી પરથી ઉતરી આવ્યા પછી તેઓ એક સપાટ ભૂમિપર આવી લાગ્યા. આ સ્થળ ચોખ્ખુ અને અંધકાર યુક્ત હતું. લલિતાએ અંધકારને દૂર કરવાના ઉદ્દેશથી પોતાના હાથમાંની મશાલને ઉંચી કરી અને પછી ચંદ્રપાલને સંબોધીને કહ્યું કે;–" ચંદ્રપાલ ! તમે જે વસ્તુ જોવા માટે આટલું દુઃખ વેઠીને અહિં આવ્યા છો, તે વસ્તુને બરાબર લક્ષ્યપૂર્વક જોઈ લ્યો. જૂઓ, આ સર્વ તામ્રકળશો મોહોરોથી જ ભરાયલા છે. "

આમ કહીને લલિતાએ પોતાની પાસેના બે ત્રણ કળશો પરથી ઢાંકણાં ઉઘાડી લીધાં અને તે સર્વ મોહોરો ચંદ્રપાલને બતાવી આપી. આ જોઇને ચંદ્રપાલ અજાયબ બની ગયો. તેણે જાયું કે, તે સર્વ કળશો સુવર્ણ મુદ્રાઓથી ભરપૂર ભરેલા હતા અને તેનાં ઢાંકણાં ઉઘડવાની સાથેજ તેમાંની મોહોરો મશાલના પ્રકાશથી ચળકતા સોનાની પેઠે ચળકાટ મારી રહી હતી.

આ સર્વ મોહોરો જોઇ રહ્યા પછી ચંદ્રપાલે ઘણીજ અજાયબીથી પૂછ્યું કે;–" અહા ! લલિતા ! તમારૂં આટલું બધું ઐશ્વર્ય ! આટલું બધું ધન ! તમે તો એક રાજરાણીની પેઠે તમારા જીવનને સુખમય સ્થિતિમાં વીતાડી શકો તેમ છો ! આટલી બધી સંપત્તિનાં સ્વામિની હોવા છતાં, તમે આવાં નિરાભિમાની છો, એ જોઇને મને આશ્ચર્ય થાય છે. "

" ચંદ્રપાલ ! ધન અને સંપત્તિની સત્તાથી ઉન્મત્ત બની જતાં માનવો હમેશાં ધિક્કારને પાત્ર ગણાય છે. ધન એ ક્ષણિક વસ્તુ છે, માટે તે પ્રાપ્ત થવાથી આનંદ માનવો એ પણ મનુષ્યની મહાન ભૂલ છે, ધનની પ્રાપ્તિ થયા પછી અભિમાનને વશ થવું, કુકર્મના કર્ત્તા બનવું એ સજ્જન પુરુષનું કર્ત્તવ્ય નથી. " લલિતાએ પોતાની નિરાભિમાનતાનો પરિચય કરાવી આપ્યો.

" લલિતા ! ત્યારે તમે આ સર્વ સંપત્તિની શી વ્યવસ્થા કરવા ધારો છો ? " ચંદ્રપાલે જિજ્ઞાસાતુર હૃદયે પૂછ્યું.

" ચંદ્રપાલ ! મને આ સંપત્તિની લેશ માત્ર પણ સ્પૃહા નથી. આ અતુલનીય કુબેરનો ધન ભંડાર જો કે મારા જ અધિકારમાં છે, પરંતુ હું એ ઐશ્વર્યનો ભોગ કોને માટે કરૂં ? મારા ભાગ્યમાં આ સંપત્તિનું સુખ લખાયું હોય, એમ મને જણાતું નથી. મારા હૃદયમંદિરનો અધિશ્વર અને જીવનનો આધાર, કારાગૃહમાં અનાહારે રહે અને

મારાથી આ સુખને શી રીતે સ્હેવાય ?" લલિતાએ નિરાશા પૂર્ણ ચિત્તે કહી સંભળાવ્યું.

"કદાચિત્ દુર્દૈવયોગે શકટારનો ઉદ્ધાર નહિ થાય તો પછી તમે શી વ્યવસ્થા કરશો ?" ચંદ્રપાલે જિજ્ઞાસાતુર થઇને પૂછ્યું.

"જો મારા સૌભાગ્ય રવિનો અસ્ત થશે, મારા જીવન મુકુટનો મણિ લૂંટાઇ જશે અને મારા હૈયાનોહાર છીનવાઈ જશે, તો પછી આ ધન-ભંડાર આ સ્થળેજ પડયો રહશે." લલિતાએ ઉત્તર આપ્યું.

"અને જો કદાપિ તેને પુનઃ મેળવી શકશો તો ?

"જો ઇશ્વિર તેવા દિવસો બતાવશે તો હું મારા પ્રાણાધારને સાથે લઇને રાજરાણીના જેવા ઐશ્વર્યનો ભોગ કરીશ મને જો મારા પ્રિયતમની પ્રાપ્તિ થશે તો હું આ અખૂટ ધન-ભંડારનો યોગ્ય વ્યય કરીશ અને વૈભવ તથા વિલાસમાં મારા દિવસોને ગાળતી રહીશ. વળી મારા સ્વામીને જે વ્યક્તિ કારાગૃહમાંથી મુક્ત કરાવી આપશે તે વ્યક્તિને ફકીરમાંથી અમીર બનાવી દઇશ."

"ત્યારે શું તમે શકટારનાં વિવાહિતા પત્ની છો ?"

"ના, હું તેમની વિવાહિતા પત્ની નથી, પરંતુ તે પ્રશ્ન પૂછવાનો તમને કશો પણ અધિકાર નથી. કોઇના જીવનનો ખાનગી વૃત્તાંત જાણુવાની જિજ્ઞાસા રાખવી, એ સજ્જન પુરુષની કર્તવ્ય નથી. ચંદ્રપાલ ! હવે પછી આવો પ્રશ્ન પૂછવાની તકલીફ ન લેશો, મર્યાદાનો ભંગ કરવાનો યત્ન કદાપિ કરશોજ નહિ.

લલિતા જ્યારે ઉપર પ્રમાણે વાર્તા કરી રહી હતી, ત્યારે તે વાયુ અને પ્રકાશ વગરના ઓરડામાંથી એક પ્રકારનો તીવ્ર દુર્ગન્ધ આવવા લાગ્યો. ચંદ્રપાલથી તે દુર્ગન્ધ નહિ સહી શકાવાથી તરતજ તે બોલી ઊઠયો કે;–"લલિતા ! આ દુર્ગન્ધમય સ્થાનમાં હવે મારાથી એક ક્ષણુ પણ રહી શકાતું નથી, માટે ચાલો આપણે ઉપરના હવાવાળા ઓરડામાં ચાલ્યાં જઇએ."

લલિતાએ તે મોહોરોના કળશોપર ઢાંકણાં ઢાંકી દીધાં અને પછી આગળ ચાલવા લાગી. કેટલીક વાર પછી તેઓ પુનઃ તે સ્વચ્છ અને શૃંગારાયલા હવાયુક્ત ઓરડામાં આવી પહોંચ્યાં. ત્યાર પછી જેવી રીતે તેઓ આ ભોંયરાના મહાલયમાં આવ્યાં હતાં, તેવીજ રીતે પાછાં ઉપર ચાલ્યાં આવ્યાં.

ખુલ્લી કુદરતના પટપરના નિર્મળ વાયુનું સેવન કરીને, તેઓ

બન્ને સ્વસ્થ થયાં. એ મહાલયમાંથી બહાર આવીને, લલિતાએ પુનઃ ચંદ્રપાલની આંખો પર પાટા બાંધી દઈને કહ્યું કે;–" ચાલો, હવે મારી પાછળ પાછળ ચાલ્યા આવો."

કેટલીક વાર પછી તેઓ પુનઃ તે શિવમંદિરના ખંડિયેર આગળ આવી લાગ્યાં, આ સમયે તે મંદિર ભયંકર અંધકારથી ઘેરાઈ ગયું હતું, અને તે ભીષણ અંધકારમાં ચામાચિડિયાં અને તેવાંજ નિશાચર જંતુઓ ભયંકર ચીત્કાર કરતાં આમ તેમ ઉડી રહ્યાં હતાં.

આ સમયે લલિતા બોલી ઉઠી કે;–" કેમ, ચંદ્રપાલ! હવે તો મારી વાર્તાપર વિશ્વાસ આવે છે ને? હું એ સુવર્ણ મુદ્રાઓમાંથી વિશ હજાર સુવર્ણમુદ્રા તમને ભેટ આપીશ, પરંતુ તેના બદલામાં તમારે શકટારનો ઉદ્ધાર કરવો જોઇશે. હું આ ભગવાન એકલિંગના મંદિરમાં સોગંદ ખાઇને આ વાર્તા કહું છું. હવે તો તમે સમજી શક્યા હશો કે, આ સર્વ ઐશ્વર્ય, સઘળી સંપત્તિ અને અનુપમ વૈભવ આદિ સર્વે મારે માટે તુચ્છ છે, કારણ કે, જેની શોભાથી એ સર્વ શોભાયમાન જણાય તેમ છે, તે તો અત્યારે કારાગૃહની કઠિન સજાથી પીડાઈ રહ્યોછે, રીબાઇ રહ્યો છે. હું મારા એ હૃદયાધાર શકટારને માટે આ સર્વ મિલ્કત ફના કરી દેવાને તૈયાર છું, માટે દયાવાન ચંદ્રપાલ! તમે મારા કાર્યમાં સહાયભૂત થાઓ. તમારા પરિશ્રમનું ફળ, હું તમને પૂરતું વાળી આપીશ, તમારી દ્રવ્યની આકાંક્ષાને તૃપ્ત કરી આપીશ."

" લલિતા! હું પણ દેવતા સમક્ષ ભયંકર પ્રતિજ્ઞા લઇને કહું છું કે, મારા જીવનનું બળિદાન આપીને પણ તમારા પ્રિયતમ શકટારનો ઉદ્ધાર કરીશ. શકટારની રક્ષા કરવા જતાં કદાપિ મારે કૃતાન્ત કાળના સપાટામાં સપડાવું પડશે, તો તેમ કરવાને પણ તત્પર થઇશ. મહારાજ ધનનંદના કોપાગ્નિમાં બળીને ભસ્મીભૂત થવાનો પ્રસંગ આવશે, તો હું તેનો પણ સ્વીકાર કરીશ. કિન્તુ લલિતા! આ કાર્ય કરવામાં કયા પ્રકારના ઉપાયો યોજવા જોઇએ, તે પ્રથમ તમારે મને જણાવવું પડશે. જીવિત શકટારને કદાચિત્ મુક્ત કરૂં, તો પણ તેને બદલે એક મૃત શકટારની તો જરૂર પડવાનીજ. માટે હવે શી વ્યવસ્થા કરવી જોઇએ, વારૂ?"

" તમારો કહેવાનો આશય હું સારી રીતે સમજી શકી છું. તમે કેદખાનામાં એક શબને લાવી મૂકો, અને તે શબને શકટારના શબ તરીકે ઓળખાવો, એટલે આપણું કામ ફતેહ થશે અને તમારો ભય પણ દૂર થશે. આ પાટલીપુત્ર જેવા વિશાળ નગરની સ્મશાનભૂ-

મિમાંથી જોઇએ તેટલાં શબો મેળવી શકાય તેમ છે, માટે ગમે તે ઉપાયે એક શબ મેળવીને શકટારને મુક્ત કરાવો."

"પરંતુ અહિંની સ્મશાનભૂમિમાં તો સર્વ શબોનો અગ્નિદાહ કરવામાં આવે છે, તેનું કેમ?"

"બાળ્યા વગરનું શબ શી રીતે મેળવવું, તેનો મેં પ્રથમથીજ દૃઢ વિચાર કરી રાખ્યો છે. તમે આ પહેલાં એકવાર મને આ વિષયમાં સાવચેત કરી દીધી હતી, તેથી તે દિવસથીજ હું એ વિષયનો વિચાર કરી રહી છું. હું આશા રાખું છું કે, તમે જે વસ્તુ માગોછો તે વસ્તુ હું તમને થોડાજ વખતમાં આપી શકીશ."

"જો તેમ થશે, તો આપણા કાર્યની સિદ્ધિમાં બહુજ સુગમતા થઈ પડશે. રાજાની આજ્ઞા, તેમજ ખાસ કરીને મંત્રી રાક્ષસની આજ્ઞા પોતાના પ્રતિસ્પર્ધી શકટારને નિરાહારથીજ મારી નાંખવાની છે. તેથી મેં તેમને પ્રથમથીજ જણાવી દીધું છે કે, આહારના અભાવથી તેમજ ભૂખ અને તરસના આઘાતથી શકટાર મરણ તુલ્ય થવા આવ્યો છે, તેનાં હાડ–ચર્મ બહાર નીકળી આવ્યાં છે અને તે એક જીવતો નરકંકાલ બની ગયો છે."

"એ સાંભળીને મંત્રીએ શું કહ્યું હતું વારૂ?"

"તેણે કહ્યું હતું કે;–"તેને હવે એકદમ આહાર આપવો અટકાવી દો. જ્યાં સુધી આ પૃથ્વીપરથી એ પાપરૂપ શકટારનો નાશ નહિ થાય, ત્યાં સુધી હું નિશ્ચિંત થઇ શકીશ નહિ, હું ધારૂં તો ઘાતકો દ્વારા તેની હત્યા કરાવી શકું તેમ છું. પરંતુ જે વ્યક્તિ છેક મરણોન્મુખ બની ગઇ છે, તેને અસ્ત્રના આઘાતથી હણી નાંખવી, એ મને અતિ નિષ્ઠુર અને અયોગ્ય કાર્ય જણાય છે. માટે હવે સત્વર તેનો નિરાહારથીજ નાશ કરી નાંખો, અને આ પૃથ્વીપરથી રાક્ષસના એક પ્રબળ પ્રતિસ્પર્ધીને ધરાશાયી બનાવી દો."

"ત્યારે શું આહાર આપ્યા વિના એક બહુમૂલ્ય જીવનને રીબાવી રીબાવીને નષ્ટ કરી નાખવું એ મહા પુણ્યનું કાર્ય હશે, ખરૂંને વારૂ? મંત્રી રાક્ષસનું નામ જેવું ભયંકર છે તેવોજ તે ગુણમાં પણ ભયંકર ભાસે છે. તેનાં માતા પિતા ભવિષ્ય વિધાને જાણતાં હશે તેથીજ તેનું 'રાક્ષસ' એવું ભયંકર નામ પાડેલું હોવું જોઇએ. ધિક્કાર છે નરાધમ અને નરપિશાચ રાક્ષસ, તારી બુદ્ધિને હજારો વાર ધિટકાર છે! અરે અધમ! તને અને તારા સમસ્ત કુળને કરોડોવાર ધિક્કારછે!"

આ સાંભળીને ચંદ્રપાલે ઘણાજ ધીરા સાદે કહ્યું કે;–"લલિતા!

ગભરાવાનું કાંઇ કારણ નથી. ઇશ્વરે ચારે બાજૂએથી આપણા કાર્યની સફળતા માટેનો યોગ્ય માર્ગ યોજી રાખ્યો છે. જેને ભગવાન જીવાડનાર છે, તેને આ વિશ્વમાં કયું પ્રાણી મારવાની શક્તિ ધરાવનાર છે? જો બીજા આઠેક દિવસ સુધી શકટાર તદ્દન આહાર વિનાનો રહ્યો હોત, તો આજે તે ક્યારનોય સ્વર્ગમાં સિધાવી ગયો હોત, પરંતુ ઇશ્વરે મને સદ્‌પ્રેરણા આપવાથી મેં તેને અન્નદાન આપીને જીવાડયો છે. દુષ્ટાચારી અધમ મંત્રી રાક્ષસે, તેને પોતાના પરિવાર સાથે કારાગૃહમાં રાખ્યો હતો, એ વાર્ત્તા તો તમને સારી રીતે જ્ઞાત હોવીજ જોઇએ. પરંતુ તેનાં બે નાનાં બાળક પુત્રો તથા તેની છેક નિરપરાધીની પત્ની અન્નના અભાવેજ શકટારની દૃષ્ટિ આગળ મરણ પામી છે, એ વાર્ત્તા કહી સંભળાવતાં પણ મારૂં કાળજું કમ્પિ ઉઠે છે. બિચારાં નાનાં નાનાં બાળકોનો " અન્ન અન્ન " શબ્દનો પોકાર અદ્યાપિ મને કમકમાવી દે છે. તેમનો કરુણ તેમજ નમ્ર આલાપ મને હજી પણ ધ્રૂજાવી મૂકે છે. તેની પત્નીનો અન્નના અભાવે થતો ટળવળાટ તેમજ તડફડાટ અદ્યાપિ મને ત્રાસ ઉપજાવી રહ્યો છે. હાય! દુષ્ટ રાક્ષસની કેવી દુર્મતી, કેટલી બધી વિષમ કઠિનતા! એ નરવિઘાતક પાપાત્માનું સ્મરણ કરતાં પણ મારા પ્રાણ કમ્પિ ઉઠે છે. બિચારા નિર્ભાગી શકટારને આ ભીષણ દૃશ્યને લાચારીથી જોવું પડયું હતું અને તે વખતે તેની દશા એટલી બધી ભયંકર થઇ પડી હતી કે, જેનું વર્ણન કરવાની શક્તિ મારી આ ક્ષુદ્ર જિવ્હામાં તો શું, પરંતુ કોઇ કુશળ કવિની કલમમાં પણ હશે કે કેમ, એની પણ શંકા જ છે."

" હેં આશું કહો છો? મારા પ્રિયતમના પરિવારની આવી ભયંકર દશા થઈ? શું નાલાયક નરાધમ રાક્ષસના કપટતંત્રથી મારા સૌભાગ્ય મુકુટને આવું કઠિન કષ્ટ સ્હેવું પડયું? હાય! જગત! તું ક્ષણભંગુર હોવા છતાં તારા પર એક ક્ષણને માટે અવતાર ધારણ કરેલા પિશાચ તુલ્ય પુરુષો કેવાં ભયંકર કૃત્ય કરે છે. અહા! ઇશ્વિર! દીન દુનિયાપર દયા કર. પાપી હૃદયના પાપાત્માઓના હૃદયમાં મનુષ્ય પ્રેમનો, દયાનો તેમજ કર્ત્તવ્યનો સંચાર કર. પણ ચંદ્રપાલ! હવે શું કરવું? બાકી રહેલા શકટારના જીવનનો સત્વર ઉદ્ધાર શી રીતે કરવો?" લલિતાએ ઉદ્વિગ્નતાથી પૂછ્યું.

" લલિતા! શું કહું? મનુષ્યના ભાગ્યમાં જે લખાયું છે, તે નિરંતર થયા જ કરે છે, એમાં વિશેષ કલ્પાંત કરીને, સમયને વ્યર્થ ગાળી નાખવો, એ મને તો કોઇપણ પ્રકાર યોગ્ય લાગતુ નથી. તમે

આજ સુધી શકટારના ઉદ્ધારની કાંઇપણ ચેષ્ટા કરી જ નથી, અને અત્યારે આ પ્રમાણે ઉતાવળાં થઈ રહ્યો છો, તેથી શું વળવાનું છે? પરંતુ હવે જ્યારે તમે જાગ્રત થયાં છો અને તેને મુક્ત કરવાનો પ્રયત્ન કરી રહ્યાં છો, ત્યારે મારી ચોક્કસ ખાત્રી છે કે તમે શકટારનો ઉદ્ધાર અવસ્ય કરી શકશોજ. પરમાત્મા પુરુષાર્થનું અથવા પ્રયત્નનું સુપરિણામ આપેજ છે. પરંતુ આ કાર્યમાં એક શબની તો ખાસ જરૂર પડશેજ, માટે તમે એક બે દિવસમાં તે મેળવીને મને તરતજ સમાચાર પહોંચાડાવી દેજો. ”

લલિતા, આ વાર્ત્તા સાંભળીને તે ભયંકર અંધકારમાં સ્થિરચિત્તે ઉભી રહીને કેટલીકવાર સુધી કાંઇક વિચારવા લાગી. આ સમયે તે અંધકારથી છવાયલા શિવમંદિરમાં કેટલીકવાર સુધી નિઃસ્તબ્ધતા તેમજ શાન્તતાનું સામ્રાજ્ય છવાઈ ગયું. ચંદ્રપાલે ધાર્યું કે, લલિતા ભયંકર ચિન્તામાં નિમગ્ન થઇ રહી છે, એથી તે પણ કાંઇક ચિન્તાતુર થઇને બોલી ઊઠયો કે;–“ લલિતા! તમે અત્યારે શી ચિન્તા કરી રહ્યાં છો. ભગવાનપર વિશ્વાસ રાખો, તે દયાળુ દેવ સર્વ સારાં વાનાંજ કરશે.”

“ મેં પ્રથમ શબ મેળવી આપવાનું કબૂલ કર્યું હતું, પરંતુ અત્યારે મને તે પ્રાપ્ત થઈ શકશે કે કેમ, એ સંબંધમાં ભયંકર ભય થવા લાગ્યો છે. ન કરે નારાયણ ને કદાચિત્ શબ નહિ મળે, તો મારા પ્રિયતમ શકટારની શી દશા થશે ?” લલિતાએ નિરાશાજનક ઉત્તર આપ્યું.

“ કેમ ? લલિતા! આવી નિરાશાને તમારા હૃદયમાં શા માટે સ્થાન આપો છો?” ચંદ્રપાલે ઉત્સુકતાથી પૂછી જોયું.

“ ચંદ્રપાલ! પ્રથમતો આ નગરની સ્મશાનભૂમિમાંથી દાટેલું શબ મળી આવવું અતિ મુસ્કિલ છે. તેમ છતાં કદાપિ કોઇ મળી આવશે તો તે તદ્દન ગળી ગયું હશે એટલે તમારો ચતુર અને વિચક્ષણ સ્વામી રાક્ષસ, તરતજ જાણી જશે, અને તેથી તમને, મને તેમજ મારા પ્રિયતમને ભયંકર સંકટમાં સપડાવું પડશે. કારણ કે, રાક્ષસનો આ દુનિયામાં શકટારના જેવો બીજો કોઈ પ્રતીસ્પર્ધી અથવા શત્રુ છેજ નહિ, તેથી તેને શકટારના મૃત્યુના સંવાદ મળશે કે તરતજ તે કારાગારમાં આવ્યા વિના રહેશે નહિ. તે ઉપરાંત શકટારના શબને બદલે બીજા એક શબને લાવી મૂકવામાં આવ્યું છે, એ વાર્ત્તા જો કદાચિત્ત તેના જાણવામાં આવી જશે, તો પછી ભયંકર વિઘ્ન આવી પડશે. તમારૂં જીવન પણ આફતમાં આવી પડશે. જો જરા સંકેત માત્ર પણ શત્રુના જાણવામાં આવી જશે તો પછી શકટારનો કોઇ પણ રીતે

ઉદ્ધાર કરી શકાશે નહિ. તેની તપાસ રાખવા માટે ચારે બાજૂએ જા-સૂસોને નીમી દેવામાં આવશે. આવી સર્વ વાર્ત્તાઓનો વિચાર કર્યા વિ-નાજ હું આ વિપદમય માર્ગનું અવલંબન કરવા માટે તૈયાર થઇ હતી, ઘણીજ ઉત્સાહિત બની ગઈ હતી, પરંતુ અત્યારે જોઉં છું કે, આપણે જો આ પ્રમાણે કાર્ય કરીશું તો પુનઃ એક નવીન આફતમાં અથ-ડાઇશું અને કદાચિત્ વગર મોતે માર્યા પણ જઇશું"

ચંદ્રપાલ આ વાર્ત્તા સાંભળીને ભયંકર ચિન્તામાં નિમગ્ન થઇ ગયો. તે વિચારવા લાગ્યો કે;-"લલિતા જે વાર્ત્તા કહે છે તે અક્ષરે અક્ષર સત્ય છે. તે બુદ્ધિમાન હોવા છતાં અત્યાર સૂધી આ વ્યવસ્થા કરવાથી શું પરિણામ આવશે, તે જાણી શકી નહોતી, પરંતુ અત્યારે તે જે વાર્ત્તા કહે છે, તે બરાબર સમજવા જેવી છે."

સુવર્ણની તૃષ્ણાએ ચંદ્રપાલને વદ્દન જ્ઞાનશૂન્ય બનાવી દીધો હતો તેમજ મહાધનાઢ્ય થવાની લાલસાએ તેના મસ્તિષ્કમાં એક પ્રકારનો ઉન્માદ મચાવી મૂકયો હતો; તેથી તે ભવિષ્યના સારાસારના વિચારને વિસરી જઇને મલિન મુખમુદ્રાથી કહેવા લાગ્યો કે;-" ત્યારે હવે શો ઉપાય કરવો જોઇએ, વારૂ લલિતા ?"

લલિતા પણ તેવાજ પ્રકારના મલિનભાવથી બોલી:-" ચંદ્ર-પાલ, હજી પણ એક ઉપાય બાકી રહ્યો છે, પરંતુ તે માર્ગ પણ આફતથી ભરપૂર ભરેલો છે, અને તેમાં તમારી મદદની ખાસ જરૂર છે. આપણે તે કામ ઘણીજ સાવચેતી અને ત્વરાથી કરવું પડશે. અને જો તેમ નહિ કરી શકો, તો તમારૂં જીવન પણ જોખમમાં આવી પડશે; પરંતુ તમારાથી તે થઈ શકશે ખરૂં કે ?"

ચંદ્રપાલે ઉત્તર આપ્યું કે;-"તમે કયા માર્ગપર કાર્ય કરવા માગો છો, તેમજ તમારા કહેવાનો આશય શો છે, તે જાણ્યા વિના મારાથી તમારા પ્રશ્નનું યોગ્ય ઉત્તર આપી શકાશે નહિ."

"સાંભળો ત્યારે, મંત્રી રાક્ષસે એકવાર જ્યારે મારી તપાસ ક-રવા માટે, મારા પિયરમાં એક ગુપ્તચરને મોકલ્યો હતો, ત્યારે મને બીજો કાંઇ પણ ઉપાય ન જડવાથી હું તે ભયંકર રાત્રે મારા ઘરમાંથી ન્હાસી ગઇ હતી, આ વખતે મારાં માતા પિતા પણ દેવલોક પામી ગયાં હતાં અને મારા રક્ષકરૂપે માત્ર મારી એક દાદી-માજ જીવતાં હતાં. પરંતુ જ્યારે મેં મારા ઘરનો ત્યાગ કર્યો ત્યારે મને ઘણોજ ભય લાગતો હતો અને મારૂં હૃદય થર થર કમ્પી ઉઠતું હતું. કારણ કે, લોકો મને અતિ રૂપવતી રમણી તરીકે ઓળખતા, તેમજ હું પણ

આયનામાં મારૂં મુખ જોઇને, મને પોતાને અતિ સૌન્દર્યશાલિની સ્ત્રી સમજતી હતી તથા એમજ ધારતી હતી કે મારા સમાન સુંદર સ્ત્રી આ સૃષ્ટિમાં તો શું પરંતુ મેનકા, રંભા અને ઉર્વશી આદિ અપ્સરાઓના નિવાસસ્થાન તરીકે ઓળખાતા ઇન્દ્રભવનમાં પણ બીજી કોઈ ભાગ્યેજ હશે! ભગવાને મને જે રૂપ આપ્યું હતું, તે રૂપને હું પુરુષોના પ્રલોભનનું એક સાધન માનતી હતી. તે ઉપરાંત વળી આ સમયે મગધ રાજ્યમાં દુરાચારી કુપટકનો અત્યાચાર પણ પૂર્ણ પ્રસરી રહ્યો હતો. છતાં પણ હું ઘરમાંથી બહાર નીકળ્યા પછી તે ભયંકર અંધકારમાં મારી આંખો મને જે બાજૂએ લઇ ગઈ તે તરફ રવાના થઈ. પરંતુ થોડેક દૂર આવ્યા પછી હું ઘણીજ ભયભીત બની ગઇ; મને પાછી ઘર તરફ જવાની ઇચ્છા થઇ આવી. આ પહેલાં કદાપિ હું ઘર બહાર નીકળી નહોતી, એટલે શું કરવું અને ક્યાં જવું એની મને કલ્પના પણ આવી નહિ. ઘેર જવાની ઇચ્છા થવા છતાં પણ જઈ શકી નહિ. આ સમયે મને એમજ જણાવા લાગ્યું કે મારૂં મન ભ્રમિત બની ગયું છે અથવા તો હું ભયંકર ઇંદ્રજાળમાં આવી પડું છું.

" હું જ્યારે આવી વિષમ સ્થિતિમાં આવી પડી હતી. ત્યારે પાસેથીજ કોઈ નદીના પ્રચંડ ઝરઝર ધ્વનિની ગર્જનાઓ મને સંભળાતી હતી, એ પરથી મેં અનુમાન કર્યું હતું કે, મારી છેક નિકટમાંજ કલનાદિની જાન્હવી નદી વહી રહી છે અને તે જાન્હવી નદીના પ્રવાહનાજ એ મહાશબ્દો થઈ રહ્યા છે. તે વખતે મારા હૃદયમાં એક દુષ્કર કલ્પનાનો ઉદ્દ્ભવ થઇ આવ્યો. હું મનમાંજ વિચારવા લાગી કે;–" જો હું આ પવિત્ર સલિલા જાન્હવી માતાના અગાધ જળમાં ડૂબીને મારા પ્રાણને પધરાવી દઇશ, તો મારી સર્વ ચિન્તાઓનો અવધિ આવી જશે, મારાં સર્વ દુઃખો દૂર થશે. જો હું મૃત્યુને આધીન થઇશ, તો મારે કોઈ દુરાચારી મનુષ્યના પાપજાળમાં સપડાવું પડશે નહિ અને મારી લજ્જાનું પણ સૂર્ણ સન્માન જાળવી શકાશે. આ પ્રમાણે વિચાર કરી મેં તે જાન્હવીના જળમાં આત્મવિસર્જન કરીને મારા હૃદયની સકળ જ્વાળાઓને શાન્ત કરવાનો નિશ્ચય કર્યો. "

" તે સમયે મૃત્યુ મને સ્નેહમય બન્ધુની પેઠે કરસંકેત કરીને બોલાવી રહ્યું હતું. મૃદુ વાયુના વેગથી હાલી રહેલાં વૃક્ષો, પોતાની શાખાઓના સંચાલનથી મને ઉદ્દેશીને કહી રહ્યાં હતાં કે, " હજી જરા આગળ વધ અને પછી જો કે, કલકલ નાદ કરતી ભગવતી જાન્હવી તારા જેવા જ્વાળામય જીવને માટે પોતાની સ્નેહમય ગોદને

બિછાવી રહી છે, તારા જેવી દીનહીન અબળાનો સત્કાર કરવા માટે તત્પર થઈ રહી છે, તારા જેવા દુઃખી આત્માને શાન્તિનો આસ્વાદ આપવા માટે ઉત્સુક બની ગઇ છે. ” મંદમંદ વ્હેતો વાયુ પણ મને પોતાની શીતળતા દ્વારા સૂચવી રહ્યો હતો કે:–“ જીવનમાં જેના સંસર્ગપર નારીનું સકળ સુખ અવલમ્બેલું છે, તે સંસર્ગનું સુખ તો તને મળવાનું નથી, તારો સ્વામી અત્યારે કારાગારની કઠિન સજાથી પીડાઈ રહ્યો છે, બેડીઓના બંધનમાં જકડાઇ ગયો છે. તેમજ આવી ગંભીર રાત્રિને વખતે તારા જેવી રૂપવતી લલનાને આ સ્થળે જીવિત રહેવું એ સર્વથા અયોગ્ય છે. કારણ કે, જો કોઈ કામી અથવા વ્યભિચારી પુરુષ આવીને તારાપર અત્યાચાર ગુજારશે અથવા પોતાની પાપ વાસના પ્રકટ કરીને તારા શિયળવ્રતનો ભંગ કરશે તો, તારો અવતાર અફળ જશે, તારી લજ્જાનું ખંડન થશે. વળી વૈધવ્ય પણ તારી સન્મુખ પોતાની ભ્રકુટીનો વિસ્તાર કરી રહ્યું છે, માટે જા, અત્યારેજ આ પુણ્યમયી ગંગાના જળમાં ડૂબી જા, અને તારા હૃદયની સકળ ચિન્તામયી જ્વાળાનું અવસાન કરવા માટે તત્પર થા. તેમ કરવાથી તારા આત્માને શાન્તિ મળશે, તારા ચિત્તનો સકળ ગભરાટ દૂર થશે. ” આકાશના ચમકતા તારાઓ મને સલાહ આપવાના ઉદ્દેશથી બોલી રહ્યા હતા કે:–“ જો, જરા જોઇ જો કે, અમે કેટલા બધા ઊંચા સ્થાનમાં હીરાના ટુકડાની પેઠે ચળકી રહ્યા છીએ! આવ અહિં આવ. અહિં આગળ વિરહ નથી, મર્મની જ્વાળાઓ નથી, દુઃખ નથી–અત્યાચાર નથી. પીડા કે વેદનાનો અંશ માત્ર પણ નથી. સંસારના જેવો ભયંકર કોલાહલ નથી, પાપાત્માઓની પાપ લીલાનો પ્રચાર નથી, આત્માને અધોગતિએ પહોંચાડનાર માયાવી વાસનાઓ નથી, કપટતા નથી. જગતમાં વ્યાપ્ત રહેતો પરસ્પરનો ભયંકર દ્વેષાગ્નિ પણ આ સ્થળે પ્રવેશ કરી શકયો નથી. માટે આવ બ્હેન, એ દુઃખમય દુનિયામાંથી અમારા આ સુખમય સ્થાનમાં ચાલી આવ. આ ગંગાના જળમાં ઝંપલાવી દે, એટલે તું અમારા આ નીલિમા વિસ્તરિત સુખના સામ્રાજ્યમાં આવી શકશે. ”

“ લલિતા ! આ શું કહો છો ? તમારો આત્મવૃત્તાંત સાંભળતાં મહાકઠિન પાષાણપણ પળવારમાં પીગળી જાય તેમ છે, તો પછી મારા જેવા ક્ષુદ્ર પુરુષનું હૃદય કરુણાના પ્રવાહથી છલકાઇ જાય તો શું આશ્ચર્ય ? અહા ! મંત્રી રાક્ષસની આટલી સીમાપર્યંત અધમતા ? આટલો બધો અત્યાચાર ? નિર્દોષ શકટારના પરિવારનું જડમૂળથી

ઉન્મૂલન કરવા છતાં પણ તે પાપાત્માના હૃદયને તૃપ્તિ ન થઇ કે, અંતે તમારો નાશ કરવા માટે તેણે ગુપ્તચરોને પણ પાઠવી મોકલ્યા ? ખરેખર મહારાજ નંદ અને મંત્રી રાક્ષસનું હૃદય પાપથી પૂર્ણ ભરાઇ ગયું છે. વળી:—

" તે રાક્ષસોના હૃદયમાં કરૂણા દયા, પ્રીતિ નથી;
પરમાત્માની પ્રબળ શક્તિની જરા ભીતિ નથી;
જે આંખમાં છે લોભ ત્યાં સદ્ધર્મ કે નીતિ નથી;
નિજ માનવાળી વૈરદષ્ટિ પાપથી બ્હીતી નથી;
તેમજ સ્વાર્થના રાજ્યની જ્યાં કામના દેખાય છે;
ત્યાં મિત્ર બંધુ ધર્મનાં સગપણ નકામાં થાય છે ! "

આ વાકયોનો મને સંપૂર્ણ અનુભવ મળવા લાગ્યો છે. "

" ચંદ્રપાલ ! તે કપટી અને દુરાચારી રાક્ષસના નામને હાલ તરત રસાતળમાં મૂકી દો અને મારી અધૂરી રહેલી કર્મકથા સાંભળી લ્યો. જે સમયે મારી પ્રથમ જણાવ્યા મૂજબની સ્થિતિ થઇ રહી હતી, ત્યારે પ્રકૃતિના અને મૃત્યુના તે આહ્‌વાહનનો હું અસ્વીકાર કરી શકી નહિ, અને ઉન્માદિનીની પેઠે, જાન્હવીના તટપર જઇને ઉભી રહી. આ સમયે ગંગા નદીના પ્રવાહમાં પ્રબળ તરંગો ઉછાળા મારી મારીને કલકલ અને ઝરઝર શબ્દની ઘોષણા કરી રહ્યા હતા. નદીનો પટ ભયંકર અંધકારથી આચ્છાદિત થઈ રહ્યો હતો, અને મૃત્યુના ક્રીડાક્ષેત્રનો આભાસ દર્શાવી રહ્યો હતો. મને મૃત્યુને માટે આવો સુયોગ કદાપિ મળ્યોજ નહોતો, તેથી હું તે વખતે તદ્દન જ્ઞાનવિહીના બની ગઇ. આત્મહત્યા કરવી એ મહા ભયંકર પાપ છે, એ વાર્ત્તાને તો હું સર્વથા વિસરી જઇને, જાન્હવીના જળમાં આત્મ–વિસર્જન કરવા માટે તત્પર થઇ હતી. "

" હું જ્યારે મૃત્યુના નિશ્ચયપર આવી ચૂકી હતી, બરાબર તેજ સમયે જાણે કોઇએ પાછળથી આવીને મારા અંચલને ખેંચીને કહ્યું કે;–" શાન્ત થા. મૃત્યુને આધીન થતાં પહેલાં ભવિષ્યના સારાસારના વિચારપર જા. વૃથા ભ્રાંતિ અને ઉત્તેજનાને લીધે અધીરી થઇને, આત્મહત્યાના પાપની ભાગિની ન થા. આત્મહત્યા કરવી એ મહા ભયંકર પાપ છે ! એ પાપથી આ જન્મને નરકના ભોગી થવું પડે છે. માટે એવું પાપ ન કર તું મહાપાપિષ્ટા છે, જેથી આવી રીતે આત્મ–વિનાશ કરવા માટે તૈયાર થઇ રહી છે. પણ હવે તારા તે સંકલ્પને ત્યાગીદે અને મારી સાથે સાથે ચાલી આવ. "

મેં તે ઝાંખા અંધકારમાં પાછું મુખ ફેરવીને જોયું તો, એક સંન્યાસીએ સહસા મારી પાસે આવીને મને મૃત્યુના મુખમાંથી ઉગારી લીધી હોય, તેમ જણાયું.

તે સંન્યાસીએ મને ઉદ્દેશીને ગંભીર સ્વરથી કહ્યું હતું કે;—"આવ, તું મારી સાથે ચાલી આવ. બ્હેન! મારૂં નામ યોગાનંદ સ્વામી છે, અને હું તારી રક્ષા કરવા માટેજ અહિં આવ્યો છું. હું તારા દુઃખનો વૃત્તાંત સાંભળીશ, તને આશ્રય આપીશ તેમજ તારા હૃદયની ચિન્તાજ્વાળાને શાન્ત કરવાનો યત્ન કરીશ."

"હું સંન્યાસીની ઉપર્યુક્ત વાર્ત્તા સાંભળીને તેમની પાછળ ચાલવા માંડી. અને મારા મનમાં વિચારવા લાગી કે, આ તેજઃપુંજ સંન્યાસીને મોકલીને મારી ઘોર વિપત્તિનીવેળાયે, ભગવાને મને આ મહાપાતક કરતી અટકાવી છે, તથા એક આશ્રયસ્થાનની વ્યવસ્થા પણ કરાવી આપી છે."

"તે વખતે જગતમાં જીવિત રહેવાની મને પૂર્ણ ઇચ્છા થઇ આવી. મેં વિચાર્યું કે, જે મારૂં સર્વસ્વ છે, હૃદયના દેવતા છે, તે તો અત્યારે કારાગારમાં આહાર વિના અનેક પ્રકારનાં સંકટ ભોગવી રહ્યા છે, માટે મારે તેમનો ઉદ્ધાર કર્યા સિવાય મૃત્યવશ થવું એ સર્વથા અયોગ્ય છે. આ પ્રમાણે પુનઃ આશાનો પ્રકાશ જણાવાથી મને જીવન ધારણ કરી રાખવાની પ્રબળ ઇચ્છા થઇ આવી."

"યોગાનંદ સ્વામી મને પોતાના આશ્રમમાં લઇ ગયા, અને પોતાની કન્યાની પેઠે મારૂં :પાલનપોષણ કરવા લાગ્યા. આ સમયે તે આશ્રમમાં માતંગી નામક એક ભૈરવી વસતી હતી, તે ભૈરવીને તેમણે મારી શિક્ષિકા તરીકે નિયુક્ત કરી, તે ભૈરવી મહા વિચક્ષણ પંડિતા હતી. તેથી પાસે રહીને મેં અનેક શાસ્ત્રની કથાઓનો અભ્યાસ કર્યો."

"નારીઓના મુખ્ય ગુણ સંયમ અને સહિષ્ણુતા છે, અને એ સંયમ તથા સહિષ્ણુતાના સંબંધમાં, તેણે મને શાસ્ત્ર સંબંધી અનેક ઉદાહરણો અને વાર્ત્તાઓ કહી સંભળાવી હતી. ધીમે ધીમે મારા ચિત્તની વૃત્તિ ઉન્નતિના માર્ગ તરફ વધવા લાગી. મને તેણે એવા પ્રકારે શિક્ષિત અને દીક્ષિત બનાવી દીધી કે, હું તે શિક્ષાના પ્રભાવથી, પ્રવૃત્તિના માર્ગનો તિરસ્કાર કરવા લાગી. આત્મસુખ, આત્મસ્વાર્થ આદિ સર્વને વિસરી ગઇ અને પરહિત, પરકલ્યાણ તથા પરમાર્થ આદિ પુણ્યપ્રદ કાર્યોમાં જોડાઇ ગઇ. સ્વામીજીએ મારા ઉદ્ધારને માટે જે ધારણા ધારી હતી, તે ધારણા સર્વાંશે ફળીભૂત થવા આવી અને મારા જીવનનું વ્રત માત્ર પ્રભુભક્તિ, પરમાર્થ, પરહિત, પરસેવા અને પરકલ્યાજ થઇ પડયું.

જગતના માયાવી બંધનોમાંથી મુક્ત થઇને હું સ્વામીજીના ભક્તિમય આશ્રમમાં શાન્તિપૂર્વક રહેવા લાગી, તથા મારા જીવનની સર્વ ભ્રમણાઓ પ્રભુની ભક્તિનો સ્પર્શ થતાંની સાથેજ બળીને ભસ્મીભૂત બની ગઇ."

"તે મહાવ્રતના પવિત્ર ઉદ્દેશનું હૃદયમાં પોષણ કરીને, હું આજે પણ ગુપ્તભાવે આ પૃથ્વીપર ભટકી રહી છું. ભૈરવી માતંગી, કોણ જાણે શા કારણથી, મને ઘણાજ સ્નેહપૂર્વક ચ્હાતી હતી. કન્યાની પેઠે પ્રેમ કરતી હતી. તેણે મારી પાસેથી મારા સ્વામીના સંબંધનો સર્વ વૃત્તાંત સાંભળી લીધો હતો. કયા કૂટ કૌશલને લીધે, ભ્રષ્ટબુદ્ધિ મંત્રી રાક્ષસે તેમને કારાગૃહમાં કેદ કર્યા હતા, તે વિષયની સર્વ વાર્તા પણ મેં તેને કહી સંભળાવી હતી. એ કારાગારમાં તેનાં બાળક પુત્રો અને કન્યાઓ નિષ્ઠુર રાક્ષસ મંત્રીની વ્યવસ્થાથી એક પછી એક આહાર વગર મરણ પામ્યાં હતાં, એ વાર્તા પણ તેને વિદિત થઇ ચૂકી હતી."

"મારા સ્વામીના સમાચાર તો ચંદ્રપાલ ! હું માત્ર તમારી દ્વારાજ કોઇકિ કોઇક વખત મેળવી શકતી હતી, બાકી બીજું કોઇ પણ મને તે સમાચાર પહોંચાડે તેવું નહોતું. પરંતુ તમે જે સંવાદ મોકલતા હતા, તે સાંભળીને મારૂં હૃદય કમ્પી ઉઠતું અને હરઘડીએ મને વૈધવ્યની આશંકા રહ્યા કરતી હતી.

"છેવટે મેં વિચાર્યું કે, મારા પતિદેવતા વિના આહારે કારાગૃહમાં પોતાનું જીવન ગાળી રહ્યા છે, તેમની સેવા કરનાર કોઇ રહ્યું નથી, યત્ન કરીને સારવાર લે તેવી કોઇપણ વ્યક્તિ પૃથ્વીપર રહેવા પામી નથી તેમજ પેટપૂરતો આહાર આપે તેવું આત્મીય મનુષ્ય અસ્તિત્વ ધરાવતું નથી, ત્યારે મેં પણ મારા આહારનો ત્યાગ કર્યો. મારા કેશકલાપને સુગંધી તૈલ વિના સૂકાતો જોઇને, તથા મલિન મુખમુદ્રા નિરખીને, માતંગીએ મને એક દિવસ પૂછયું કે;-"લલિતા ! તું દિનપ્રતિદિન આમ સૂકાતી કેમ જાય છે, તારી મુખમુદ્રાએ પ્રસન્નતાને બદલે મલિનતાનો ભાવ શા માટે ધારણ કર્યો છે ? તું તારા વાળ કેમ હોળતી નથી ? સ્નાનાદિ ક્રિયા શામાટે કરતી નથી ? અરે છેલ્લા ચાર છ દિવસ થયાં આહાર પણ કેમ કરતી નથી ? કહે જોઇએ કે, તારા હૃદયમાં કઈ દારૂણ દુશ્ચિંતાએ પ્રવેશ કર્યો છે વારૂ ? મારી આગળ કાંઇ છુપૂં રાખવાની અગત્ય નથી. ખરેખરૂં કહી દે જોઇએ, કે તારી આવી દશા થવાનું શું કારણ છે, તેં આ પ્રમાણે શોકાતુર ભાવ શા માટે ધારણ કર્યો છે વારૂ ?"

" મેં એક દિવસ હૃદયના આવેગને અટકાવ્યા વિનાજ, મારા હૃદયની સર્વ વાર્ત્તા તેને કહી સંભળાવી. મારો વૃત્તાંત કહેતી વખતે, મારી આંખોમાંથી દડદડ આંસુની ધારા વહેવા લાગી. માતંગીએ સ્નેહવશ થઇ મારી અશ્રુધારા લૂછી નાખીને કહ્યું કે;–" લલિતા ! મેં એક વ્યવસ્થા કરી રાખી છે, માટે તું ગભરા નહિ. મારી વ્યવસ્થાથી તારા સ્વામીનો ઉદ્ધાર અવસ્ય થઈ શકશે જ. અને તેના જીવનની રક્ષા પણ કરી શકાશે. પરંતુ તારા સ્વામીનો ઉદ્ધાર કરવા જતાં, તારે એક મહા વિપદજનક કાર્યમાં હાથ નાંખવો જોઇશે. તેનું પરિણામ સારૂં અને નઠારૂં બન્ને આવે તેવી સંભાવના છે. છતાં પણ તું મારા મનની વાર્ત્તા સાંભળી લે. "

"મેં એક સંન્યાસી પાસે કેટલાક દિવસ સૂધી, ચિકિત્સા શાસ્ત્રનું અધ્યયન કર્યું હતું, તે વખતે તેણે મને થોડી ઘણી કિમિયા–વિદ્યા પણ શિખવી હતી. તેણે મને ત્રણ પ્રકારનાં ઔષધ આપ્યાં છે. તેમાંના એક ઔષધથી સ્નાયુઓને બળ મળે તથા શરીરની કાન્તિ અને લાવણ્યની વૃદ્ધિ થાય છે. એ ઔષધ અતિ અદ્દભૂત છે. ઘણાજ જીર્ણ અને દુર્બળ મનુષ્યને હું આ ઔષધ આપીનેજ કાન્તિમય બનાવી શકી છું.

બીજું ઔષધ ભયંકર છે ! એનું સેવન કરાવવાથી, માત્ર ચોવીસ કલાકમાંજ મનુષ્યનો દેહ, ભીષણ મૃત્યુનાં લક્ષણો જણાવવા માંડે છે, પરંતુ તેનાથી માણસનું મૃત્યુ થતું નથી. આ પ્રમાણે ચોવીસ કલાક સૂધી પડયા રહેવા છતાં પણ મનુષ્યની જીવનશક્તિનો લોપ થતો નથી. આ મૃત્યુનાં લક્ષણોથી ઘેરાયલા મનુષ્યને જો પુનઃ જીવિત કરવો હોય, તો પ્રથમ જણાવેલી રસાયણ મિશ્રિત દવાને ત્રણ ચારવાર તેના વક્ષઃસ્થળ પર લેપ કરવાથી ફરીવાર તે ચૈતન્યનો લાભ મેળવી શકે તેમ છે. અને તે ઔષધનું ત્રણ ચાર દિવસ સેવન કરાવવાથીજ, તે મરણોન્મુખ શરીરમાં નવીન જીવનનો સંચાર થાય છે, અને તે પુનઃ કાન્તિમય પણ બની જાય છે. "

" કારાગારમાં રહેવાથી મારા સ્વામીનું મૃત્યુ અનિવાર્યજ છે. રાજા ધનનંદે અને મંત્રી રાક્ષસે તેમને અનાહારે નષ્ટ કરવા માટેજ કારાગારમાં રાખ્યા છે. આવી વસ્તુ સ્થિતિમાં, જો તમે સાહસને ધારણ કરીને મને સહાયતા આપશો, તો મારા પતિના પ્રાણની અવસ્ય રક્ષા થઈ શકશે. " લલિતાએ ચન્દ્રપાલને ઉદ્દેશીને કહ્યું:—" ચંદ્રપાલ ! ભાઈ ! તમે જો મારા સહાયક થશો, એક પ્રકારનું ધૈર્ય ધરીને જો

આ વિપદજનક કાર્ય કરી શકશો, તો મારી બધી બાજૂએથી રક્ષા થઇ શકે તેમ છે.”

ચંદ્રપાલ લલિતાની આ વાર્ત્તા સાંભળીને કેટલીકવારસૂધી કાંઇક વિચારમાં પડી ગયો. અને ત્યાર પછી બોલ્યો કે;—“લલિતા! તમે ધારેલું કાર્ય તો ખરેખર ભયંકર આફત વાળુંજ છે. તમારૂં આપેલું ઔષધ તેને ખવડાવવાથી હું તેનું મૃત્યુ પણ કરી શકું તેમ છું, પરંતુ ત્યાર પછી શું કરવું?

લલિતાએ ઉત્તર આપ્યું કે;—“ત્યાર પછી તેના શબની તે કૂટ બુદ્ધિનો શયતાન મંત્રી રાક્ષસ એકવાર તપાસ કર્યા વિના રહેશે નહિ, પરંતુ તેનામાં આ ખરેખરૂં મૃત્યુ નથી એમ જાણવાની શક્તિજ ક્યાં છે? તે શકટારના શબને જોઇને ઘણોજ ફુલાશે અને આનંદનો માર્યો તે શબને અગ્નિ સંસ્કાર કરવાની આજ્ઞા આપી દેશે, એટલે પછી તરતજ મારા સ્વામીને સ્મશાનમાં લઈ જઇ શકાશે.”

ચંદ્રપાલે કહ્યું—“લલિતા! તમારૂં આ અનુમાન બરાબર છે. પરંતુ ત્યાર પછી આપણે શી વ્યવસ્થા કરવાની છે. તે મને જણાવી દ્યો, એટલે તે પ્રમાણે સર્વ કાર્ય કરવામાં આવે.

લલિતાએ ઉત્તર આપ્યું કે;—“ચંદ્રપાલ! તમારે માત્ર તે સ્મશાનભૂમિમાંજ હાજર રહેવું પડશે. હું પ્રથમથીજ મારાં કેટલાંક માણસોને ત્યાં આગળ તૈયાર રાખીશ, એટલે તેઓ શબને લઇને તે ભગ્ન શિવમંદિરના વિશાળ ભોંયરામાં રાખી આવશે. ત્યાર પછી જે કાંઇ કાર્ય કરવું પડશે, તે સર્વ હું જાતેજ કરીશ. ભાઈ! તમે તમારી આ દીન ભગિનીને સહાય થાઓ, તેને અકાળ વૈધવ્યમાંથી બચાવો.”

આમ કહીને લલિતા, ચંદ્રપાલના ચરણોમાં ઢળી પડી, અને પુનઃ રડતી રડતી કહેવા લાગી;—“ભાઈ! મારી રક્ષા કરો. એ શકટાર જ મારા સાચા સ્વામી છે. મારૂં હૃદય સર્વસ્વ છે! મને જે અતુલ ધન-ભંડાર મળ્યો છે, તે માતંગીના ગુરુનુંજ દીધેલું દાન છે! માતંગી મહા દયાવતી છે અને તેણેજ પોતાના ગુરુની દ્વારા મને આવું મહાન દાન અપાવ્યું છે. પણ ચંદ્રપાલ! મને એ ધનભંડારની શી જરૂર છે? મારા હૃદયના વિરામ અને નયનની ઝળહળતી જ્યોતિ સમાન મારા પ્રિય પ્રાણનાથ વિના મારે માટે આ સર્વ વૈભવ, વિલાસ અને ધનનો ભંડાર વૃથા છે. મરૂભૂમિમાં જળબિંદુની આશા રાખવી એ જેમ આકાશ કુસુમને પ્રાપ્ત કરવા સમાન ગણાય છે, તેવીજ રીતે મારા પતિ વિના મારે માટે આ સકળ સંસાર સ્મશાન સમાન છે. હું એ ધન તમને

આપીશ. દ્રવ્ય એ શી વસ્તુ છે? પવિત્ર પ્રેમની આગળ દ્રવ્યના આ-ગારો છેક તુચ્છ છે! પારિજાતક પુષ્પની આગળ જેમ ધતૂરાનાં પુષ્પ હીણાં ગણાય છે, તેમ પ્રેમની આગળ દ્રવ્ય પણ તુચ્છજ છે. બંધુ! તમે મને ભય બતાવવાનો યત્ન કર્યો હતો, એટલેજ મેં તમને આવા પ્રકારનું કઠોર ઉત્તર આપ્યું હતું. પરંતુ ભાઇ! દ્રવ્યની મને કાંઈ જરૂર જ નથી. તમે જો મને તમારી ભગિનીજ માનતા હો તો, તે ભગિ-નીના હૃદયાધારનો ઉદ્ધાર કરાવી આપો, તેને ભયંકર યંત્રણામાંથી મુક્ત કરાવી આપો."

લલિતાની કરુણતા યુક્ત પ્રાર્થના સાંભળીને ચંદ્રપાલે કહ્યું કે;—"છટ્! લલિતા! આમ રડોછો શા માટે? ભગવાન જેમ રાખે તેમ રહેવું, એ પ્રત્યેક બુદ્ધિમાન મનુષ્યની ફરજ છે, માટે બ્હેન બાપુ, રડો નહિ. આપણે હવે એક નવી આફતના મ્હોંમાં હાથ નાંખવા માટે તૈયાર થવાનું છે, માટે આ પ્રમાણે નાહિમ્મત ન બનો, ઇશ્વરમાં વિશ્વાસ રાખો. હું ભગવાન એકલિંગના સોગન ખાઇને કહુંછું કે, મારાથી બનતી મદદ કરવામાં હું કદાપિ પાછી પાની કરીશ નહિ. પરંતુ તમારા સ્વા-મીને મુક્ત કરાવી આપ્યા પછી, જો કોઇ આફત આવી પડશે તો, હું તેનો જવાબદાર રહીશ નહિ."

"તમારે તે વિષયમાં કશી પણ ચિન્તા રાખવી નહિ. પાછળથી હું પોતે સઘળો બંદોબસ્ત કરી લઇશ. મારી બુદ્ધિના દોષને લીધે, કદા-ચિત્ જો હું પોતેજ મારા વૈધવ્યની સૂચના કરીશ, તો તેને માટે દેવ-તાઓ પણ જવાબદાર નથી." લલિતાએ ઉત્તર આપ્યું.

"મારે તમને ઘણા સમયથી એક વાર્ત્તા પૂછવાની આકાંક્ષા થઇ રહી છે, પરંતુ હજી સૂધી પૂછી શકયો નથી. અત્યારે તે જાણ-વાની મને પૂર્ણ જિજ્ઞાસા ઉત્પન્ન થઈ રહી છે, માટે મને તે જણા-વવાની કૃપા કરો. મેં તમારા જીવનના આઠ દસ વર્ષમાં બનેલા બ-નાવોના કાઇપણ સમાચાર મેળવ્યા નથી અને મંત્રી શકટારની સાથે તમારાં લગ્ન થયા પછી મેં તમને જોયાં પણ નથી. એટલે ત્યાં સૂધીમાં બનેલી સર્વ ઘટનાઓ મને જણાવો. જો જો કે, હું તમને ભગવાન એકલિંગની સન્મુખમાં આ પ્રશ્ન પૂછી રહ્યો છું, માટે અસત્ય બોલતાં પહેલાં વિચાર કરજો."

"અત્યાર સૂધી મેં તમારી આગળ કોઇપણ વાતને છૂપાવીજ નથી, અને છુપાવવાની મારી ઇચ્છા પણ નથી. તેમજ આતો વળી

દેવ સ્થાન છે, જેથી એક શબ્દ પણ અસત્ય કહેવો, એ મહા ભયંકર પાપ છે.”

“ત્યારે શું લલિતા, તમારા પતિએ તમારો ત્યાગ કર્યો છે?”

“હા.”

“શા માટે?”

લલિતાએ ઉત્તર આપ્યું:–“લોકો મને અતિ રૂપવતી રમણી માનતા હતા અને યૌવનનો વિકાસ થતી વેળાયે, આયના સ્હામે બેસીને હું જ્યારે મારા વાળ હોળતી હતી, ત્યારે મને પણ એમજ લાગતું હતું કે, આ જગતમાં મારા જેવી સ્વરૂપવાન સ્ત્રી બીજી કોઈ જવલ્લેજ હશે. મારી એ ખૂબસૂરતીના ગૌરવે, મારા મનમાં એક પ્રકારના અભિમાનનો આવિર્ભાવ ઉપજાવ્યો. હું મારી પ્રથમાવસ્થામાં જરાક કટુભાષિણી હતી તેથી શકટારની સાથે કલહ કરીને એક દિવસ તેને કહ્યા વિનાજ મારા પિયરમાં ચાલી આવી, જો કે તે વખતે હું પગે ચાલીને અથવા એકલી આવી નહોતી, પરંતુ તેના વિશ્વાસુ અનુચરને સાથે લઈનેજ આવી હતી. મારા દેવ તુલ્ય સ્વામીએ આ હતભાગિની બહુ બોલકણી પત્ની તરફથી અનેક વાર અપમાન પણ સહ્યાં હતાં. પણ તેમની અનુમતિ લીધા વગર હું ગંભીર મધ્યરાત્રે તેમના ગૃહનો ત્યાગ કરીને ચાલી આવી હતી, તેથી તેઓ ઘણા કોપિત અને પીડિત બની ગયા હતા. તેમના સ્વચ્છ અને શાન્ત હૃદયાકાશમાં ભયંકર ચિન્તારૂપી મેઘો જણાવા લાગ્યાં. સ્થિર સમુદ્રમાં પ્રબળ ઝંઝાવાતનો આવિર્ભાવ થયો. મારા મસ્તક પર વજ્રઘાત થયો!

“મારા ચાલ્યા આવ્યા પછી મારા સ્વામીએ મને કહેવડાવી મોકલાવ્યું હતું કે;–“આજથી મારા ઘરનાં દ્વાર તારે માટે તું જ્યાં સૂધી જીવીશ, ત્યાં સૂધીને માટે બંધ થયાં છે, એમજ માની લેજે. હું હવે તને મારા ઘરમાં પ્રવેશ કરવા દેવાનો નથી, માટે તું આ તરફ આવતી પણ નહિ. તું કલંકિની છે! દુરાચારિણી છે! પાપિષ્ટા છે, ભ્રષ્ટા છે! માટે હું તારો જીંદગી પર્યન્તને માટે ત્યાગ કરૂં છું. આવી નિષેધની આજ્ઞા કરવા છતાં પણ, જો તું મારા ઘરમાં પ્રવેશ કરીશ, તો હું તને લાત મારીને એક તુચ્છ કૂતરાની પેઠે હડકાડી કાઢીશ.”

“ભાઇ! હું હજી પણ મારા ગર્વનો ત્યાગ કરી શકી નથી. પરંતુ મને ચોક્કસ ખાત્રી છે કે, હું ગમે તે ઉપાય કરીને પણ મારા પતિ દેવતાને કારાગૃહમાંથી મુક્ત કરાવી શકીશજ. પ્રથમ તો હું એમજ જાણતી હતી કે, શકટાર મારા સાચા સ્વામી છે, તેથી કોઇક દિવસ

પણ મારો સ્વીકાર કરશે અને પોતાના હૃદયની રાણીનું પદ પુનઃ પ્રાપ્ત કરવા દેશે, પણ મારા હતભાગ્યને લીધે એવો પ્રસંગ આવ્યોજ નથી; શકટારે હજી સૂધી મારો સ્વીકાર કર્યો નથી. તેમણે મારા કાંઇ પણ સમાચાર મેળવવાનો યત્ન કર્યો હોય, તેમ પણ સંભવતું નથી. જ્યારે હું આવા પ્રકારનો વિવાદ કરીને મારા પિયરમાં ચાલી આવી, ત્યારે મારા પિતાનો પરલોકવાસ થયો હતો, પરંતુ મારી માતા જીવિત હતી. એક માસ, બે માસ અને છ માસ વીતી ગયા, છતાં પણ તેમણે મારી કાંઇ સંભાળજ લીધી નહિ. આથી મારો ગર્વ ધીમે ધીમે ગળવા લાગ્યો, ભવિષ્યની ચિન્તાથી હું દિવસે દિવસે સૂકાવા લાગી. મારૂં સૌન્દર્ય કુસુમ, કે જેને માટે હું મહા ગર્વિષ્ટ બની ગઇ હતી, તે કુસુમ પણ ધીરે ધીરે કરમાવા લાગ્યું. અગ્નિના તાપથી દગ્ધ થયેલા પુષ્પની પેઠે હું પણ સૂકાવા લાગી. ”

“ મારૂં આવું શોચનીય પરિણામ જોઇને, મારી માતાએ, મારા સ્વામી પાસે એક અનુચરને મોકલી આપ્યો. પરંતુ તેમ કરવા છતાં, તેમના ક્રોધથી સળગી ઉઠેલા હૃદયમાં શાન્તિનો લેશ પણ સંચાર થઇ શક્યો નહિ. તેમણે મારી માતાએ મોકલેલા અનુચરને અપમાનિત બનાવીને હાંકી કાઢ્યો.

“ ત્યાર પછી મારી દશા ઘણીજ ભયંકર થવા લાગી. તેઓ રાજમંત્રી રાક્ષસનાં કારસ્થાનોમાં સપડાઇને કારાગૃહને આધીન થયા. હું જ્યારે તેમના ગૃહનો ત્યાગ કરીને મારા પિયરમાં ચાલી આવી, ત્યારે તેઓ પોતાની પ્રથમ પત્નીને તેડાવી લઇને ગૃહ–સંસાર ચલાવવા લાગ્યા. તે પત્નીના ગર્ભથી એક પુત્ર અને એક પુત્રીનો જન્મ થયો હતો, અને તેમને પણ દુષ્ટ રાક્ષસે કારાગૃહમાં કેદ રાખીને આહાર આપ્યા વગરજ મારી નાખ્યાં છે. હવે તેમના જીવનનો પણ અંતિમ સમય આવી લાગ્યો છે. જો કદાચિત્ તેમનું મૃત્યુ થશે, તો પછી આ જુલ્મી સંસારમાં મને ઉભા રહેવાનું એક સ્થાન પણ મળી શકશે નહિ. અત્યારે મારૂં અભિમાન, ગર્વ, આદિ સર્વ ચૂર્ણ થયાં છે અને હૃદયમાં દારૂણ દાવાનળ પ્રજળી રહ્યો છે. હવે જો મારૂં મૃત્યુ થશે, તોજ મારા હૃદયમાં ભડભડતી સર્વ જ્વાળાઓ શાન્ત થશે. હું મરવા માટે ગઇ હતી ખરી, પરંતુ અચાનક ત્યાં આગળ યોગાનંદ સ્વામી આવી લાગ્યા એટલે મારાથી મરી શકાયું નહિ. ભાઇ ! મારી રક્ષા કરો! ભગવાન અને તમારા વિના અત્યારે મારૂં બીજું કોઇ સહાયક નથી, માટે મને સહાયતા કરો ! દુઃખથી દગ્ધ થયેલા મારા આ દીન હૃદયને, સાંત્વન આપો ! ”

"વારંવાર સોગંદ ખાવાનું હું પસંદ કરતો નથી. પરંતુ મારા બોલવામાં વિશ્વાસ રાખો. હું ગમે તે ઉપાયે તમારા સ્વામીના શબને લાવી આપીશ અને ત્યાર પછી સર્વ વ્યવસ્થા તમારે પોતાનેજ કરવી પડશે. તેને માટે તમારે પોતાનેજ જવાબદાર રહેવું પડશે. પણ હવે તમે કહેલું ઔષધ મને સત્વર લાવી આપો."

"તે ઔષધ આ ધન ભંડારના એક છુપા ઓરડામાં જ છે, તમે જરાવાર અહિં ઉભો, એટલે હું હમણાં જ લઈ આવું છું. તે ઔષધથી તેમનું શરીર માત્ર અર્ધા કલાકમાં જ મૃત્યુનાં ચિન્હો જણાવવા માંડશે અને રાત્રિના બીજા પહોરે જ આ દવા આપવાથી આપણું કામ સફળ થશે."

લલિતા લગભગ દશેક મિનિટ પછી તે ભોંયરાના ઓરડામાંથી પ્રથમ જણાવેલું ઔષધ લઇને ચંદ્રપાલ પાસે આવી પહોંચી અને તેના હાથમાં એક શીશી આપીને બોલી કે;–"ભાઇ! ખૂબ સાવધ રહેજો! ભગવાનનું સ્મરણ કરીને આ ભયંકર કાર્યને આરંભ કરજો. ઇશ્વિર આપણને અવશ્ય સફળતા આપશેજ,!"

## પ્રકરણ ૨૦ મું

### વનિતાની વીરતા

"શું કરો છો, ભાઈ?"

"બ્હેન! આ કટાયલા કૃપાણને સરાણે ચઢાવું છું."

"તમારૂં આ કાર્ય પ્રશંસનીય છે, કારણ કે, યુદ્ધનો સમય સમીપ આવી લાગ્યો છે અને થોડા વખતમાંજ ભયંકર રક્તપાત થવાનો પણ સંપૂર્ણ સંભવ છે."

"હા–મન્દા! તમારી કલ્પના યથાર્થ છે."

"તમને આ સમાચાર શી રીતે મળ્યા વારૂ?

"મગધ રાજ્યમાં હજી પણ મારા અનુરાગી ભકતો અનેક છે. રાજા અને સેનાપતિને પણ પ્રપંચ વિદ્યામાં પરાજિત કરી દે, તેવા અનેક જાસૂસો મારા હિતેચ્છુઓ છે, અને તેમની દ્વારાજ મને સર્વ સમાચાર મળી ચૂકયા છે. તે ઉપરાંત મેં પણ કેટલાક જાસૂસોને મગધરાજના પ્રપંચો જાણવા માટે પ્રથમથીજ નિયુક્ત કરી રાખ્યા છે."

"તમારા તેવા જાસૂસો શા સંવાદ લાવ્યા છે?"

"સંવાદ માત્ર એટલાજ છે કે, મગધરાજ પોતાના પિતાના

શ્રાદ્ધની ક્રિયા પૂરી થશે કે, તરતજ પોતાના લાખો સૈનિકોની સાથે આપણા આ રાજ્યપર ચઢાઇ કરશે. ”

“ શું આવા નાનકડા રાજ્યપર ચઢાઈ કરવા માટે લાખો સૈનિકો લાવશે ? ”

“ હા, તેમજ કરશે. કારણકે, મગધરાજ આપણા આ વીર્યવાન પહાડી સૈનિકોના પરાક્રમને સારી રીતે જાણે છે અને તેથીજ આટલું વિશાળ સૈન્ય લઇને આવવાની અભિલાષા રાખે છે. ”

“ રાજકુમાર ! તેઓ ચઢાઈ કરશે, તો પરિણામ શું આવશે વારૂ ? ”

“ કેમ ! તમારે તેમ પૂછવાનું કાંઇ કારણ ? ”

“ હા, કદાચિત્ આપણે હારી જઇ શું તો ? ”

“ તો આપણું આ પહાડી રાજ્ય મગધરાજના હાથમાં ચાલ્યું જશે અને આપણી સ્વાધીનતાનો સર્વથા લોપ થશે. ”

“ શું આપણું રાજ્ય ઘમંડી નંદરાજાના હાથમાં જશે ? આપણી સર્વ સ્વાધીનતાનો લોપ થશે ? કેવો સર્વનાશ ! કેવી ભયંકર આશંકા ! ભાઇ ! જો તેમ થશે, તો આપણું શું થશે ? આપણી ચિરસ્વાધીન પહાડી જાતિ અદ્યાપિ દાસત્વની બેડીમાં જકડાઇ નથી. અરે ! તેમ કરવાનો સંકલ્પ પણ કર્યો નથી ! પણ શું સંધિ કરવાથી પણ આપણી આ આફત અળગી થઇ શકે તેમ નથી ? મહા ગર્વિષ્ટ ધનનંદનું હૃદય શું કેવળ પાષાણથી પણ કઠિન છે ? તેના હૃદયમાં દયા, માયા અને મમતાનો અંશ માત્ર પણ નથી ? આવો ભયંકર વિગ્રહ જગાડવામાં તેને લેશ પણ ત્રાસ થતો નથી ? ”

“ ના, બ્હેન ! હવે સંધિ કરવાનું કાર્ય પણ આકાશ કુસુમ સમાન છે. ”

“ કેમ ? ”

“ શું તમે મારો ત્યાગ કરી શકશો ખરાં કે ? ”

“ ના કદાપિ નહિ. ”

“ ત્યારે મન્દા ! તમે સંધિની વાર્ત્તાને શા સારૂ સંભારો છો ? ”

“ હું તો માત્ર અસંખ્ય સૈનિકો ક્ષય થતો અટકાવવા માટે, નિરપરાધી મનુષ્યના પ્રાણની રક્ષા માટે, અનેક અબળાઓના વૈધવ્યને પાછું વાળવા માટે, નિર્દોષ બાળકોના પિતાઓની હત્યા થતી અટકાવવા માટે, ભયંકર દાવાનળથી રાજ્યનું રક્ષણ કરવા માટે, રક્તની

નદીઓ વ્હેતી બંધ કરવા માટે અને પૈશાચિક કાંડને દબાવવા માટે જ સંધિની વાર્ત્તા કહું છું. આપણી નિર્દોષ સંતાન તુલ્ય પ્રજાના સુખ સ્વચ્છંદતાનો ધ્વંસ થવા બેઠો છે, તેને કોઇપણ રીતે અટકાવી શકાય એવાજ ઉદ્દેશથી તમારી આગળ મેં સંધિનો પ્રસ્તાવ મૂકયો છે, બાકી આ જીવનમાં તમારો ત્યાગ કરીને અમારાથી કદાપિ દુષ્ટ નંદની સાથે સંધિ કરી શકાશે નહિ. તેનાથી ભયભીત બનીને શરણની યાચના કદાપિ નહિ જ કરી શકાય. ”

“ રાજાના યોગેજ રાજ્ય નભે છે અને રાજ્યને લીધે ભયંકર યુદ્ધ વિગ્રહો કરવા પડે છે. પરંતુ આ યુદ્ધનું કારણ વિલક્ષણ છે. આ વિગ્રહ જગાડવામાં ધનનંદની ઇચ્છા તમારા રાજ્યનો લોપ કરવાની નહિ, પરંતુ ચંદ્રગુપ્તનો ધ્વંસ કરવાની, તેના અસ્તિત્વનો નાશ કરવાની જ છે. પહાડી રાજ્યનો પ્રલય કરવાથીજ રાજા નંદની મહત્ત્વાકાંક્ષા પૂર્ણ થાય તેમ નથી, પરંતુ ચંદ્રગુપ્તના રક્તનું પાન કરવાથી જ તેનું ઉકળેલું હૃદય શાન્ત થાય તેમ છે. આ યુદ્ધમાં ધનનંદનો દ્રવ્ય પ્રાપ્ત કરવાનો અથવા પોતાનું પરાક્રમ દર્શાવવાનો બિલકુલ હેતુ સમાયલો નથી, પરંતુ ચંદ્રગુપ્તના નામનો પૃથ્વીના પટપરથી નાશ કરવાનોજ તેનો મુખ્ય ઉદ્દેશ છે. જો હજી પણ તમે તેનો ત્યાગ કરી દેશો, તો તમારી પ્રજાનું તેમજ તમારા રાજ્યનું કાંઈ પણ અનિષ્ટ થશે નહિ. ”

“ ભાઇ ! આવી વાર્ત્તા કહીને મને વારંવાર સંતાપો નહિ, અમે અમારૂં જીવન જતાં સુધી તમારો ત્યાગ કરી શકીશું નહિ. પણ તમે આપણી સેનાને શિક્ષિત બનાવવાનો શો બંદોબસ્ત કર્યો છે વારૂ ?”

“ મેં જે બંદોબસ્ત કર્યો છે, તે બરાબર જ છે. ”

“ આ વિષયમાં શું મારી કાંઇપણ આવશ્યકતા નથી ?”

“ તમારી તો ઘણીજ આવશ્યકતા છે. જ્યારે હું યુદ્ધમાં ઘાયલ થઇશ, ત્યારે પુનઃ તમારી સ્નેહમય ગોદમાં ચાલ્યો આવીશ. તે વખતે તમે મારી સેવા કરજો. એનાથી વિશેષ તમારી શી આવશ્યકતા હોઇ શકે વારૂ ?”

“ અને બીજી આ–”

“ જો મારૂં મૃત્યુ થાય, તો પછી તમે તમારા સ્વહસ્તે મારે માટે ચિતા ખડકીને બાળી મૂકજો. આ વાત તો તમે પોતેજ મને પ્રથમ કહી સંભળાવી છે. માટે મન્દા ! મને એ બે બાબત વિના તમારી બીજી કાંઇપણ આવશ્યકતા હોય, એમ લાગતું નથી. ”

" નહિ—નહિ. આવી વાર્ત્તા કદાપિ મારી આગળ બોલશોજ નહિ. એવું ભીષણ ચિત્ર, મારી દૃષ્ટિ સન્મુખ લાવશો નહિ. તમારા આ શબ્દો સાંભળીને મારૂં હૃદય કમ્પી ઉઠે છે, ચિત્તમાં એક પ્રકારની દુશ્ચિંતાનો આવિર્ભાવ થાય છે. પણ હવે હું તમને બીજી એક વાત પૂછવા માગું છું કે—"

" કઈ વાર્ત્તા પૂછવા માગો છો ? "

" આ યુદ્ધમાં, હું શું કાંઈ પણ નહિ કરી શકું ? "

" ના—તમે સ્ત્રી છો, તેથી તમારાથી કાંઇપણ કરી શકાય તેમ નથી. "

" સ્ત્રી હોવા છતાં, હું તમારા જેવા બન્ને વીરોની ભગિની છું, એ વાર્ત્તા પણ તમારે વિસરવી ન જોઇએ. "

" પરંતુ યુદ્ધ કરવાનું કાર્ય માત્ર પુરુષોને માટેજ નિર્માયું છે, સ્ત્રીઓને માટે નિર્માયું હોય એવી મારી માન્યતા નથી. "

" ભાઇ ! આ સ્થળે તમારો પ્રમાદ થાય છે. આત્મરક્ષાને માટે સ્ત્રીઓને પણ યુદ્ધના કાર્યમાં યોગ્ય ભાગ લેવાની નીતિકારોએ છૂટ આપેલી છે. જ્યાં આગળ બંધુના રકતની સરિતા વ્હેતી હોય, જ્યાં આગળ યુદ્ધના ભયંકર પડઘાઓ સંભળાતા હોય, જ્યાં આગળ અસંખ્ય આશ્રિતોનાં મસ્તકો કપાતાં હોય, જ્યાં આગળ પોતાનું સર્વસ્વ ચાલ્યું જવાની તૈયારી થઇ રહી હોય, ત્યાં આગળ સ્ત્રીઓએ પૂરતું પરાક્રમ દર્શાવીને તે સર્વની રક્ષા કરવી જોઇએ. પોતાના અબળા એવા સામાન્ય મનાતા નામને સબળા એવા પરાક્રમશાલી નામનો પરિચય કરાવવો જોઇએ. "

" ત્યારે તમે આ યુદ્ધમાં કેવા પ્રકારનો ભાગ લેવા માગો છો ?"

" મારા અધિકારમાં અત્યારે ત્રણ હજાર શિક્ષિત પહાડી સૈનિકો તૈયાર છે ? "

" તેની શી વ્યવસ્થા કરવા માગો છો ? શું તમે આ સર્વ સત્યજ કહો છો ? "

" હું સર્વ સત્યજ કહું છું. આ યુદ્ધની સંભાવના અને સૂચના જોઇને, મેં તેમને પ્રથમથી જ તૈયાર કરી રાખ્યા છે. તેઓ પોતાના પ્રાણનું બળિદાન દેવાને તત્પર થઈ રહ્યા છે. "

" પરંતુ તેમને યુદ્ધનું શિક્ષણ કોણે આપ્યું છે, વારૂ ? "

" મેં પોતે. "

" મન્દાકિની ! તમે શું યુદ્ધ વિદ્યા જાણો છો ખરાં કે ? "

"મૃગયા રમવાની કળામાં હું કુશળ અને સુશિક્ષિત છું. અને તમે એ વાર્ત્તા ભાઇ સમરકેતુ પાસેથી સાંભળી પણ હશે. ભાઈ! બાણુ-વિદ્યામાં પણ મેં સારી કુશળતા મેળવી છે. મારા હાથથી ફેંકાયલું બાણ કદાપિ વ્યર્થ જતું નથી. વળી હું સહજ સાજ તલ્વાર ચલાવતાં પણ શિખીછું."

"પરંતુ મન્દા! આ યુદ્ધમાં કાંઇ મૃગયા મારવાના નથી, પરંતુ ભયંકર મૃગરાજની સન્મુખ સમરમાં ઉતરવું પડે તેમ છે."

"તેથી શું થયું! પશુની સાથે આપણે જ્યારે યુદ્ધ કરવાને તૈયાર થઇએ છીએ, ત્યારે સિંહની સ્હામે હથિયાર ઉપાડવામાં આપણને શી હાનિ થાય તેમ છે. રાજા નંદની બુદ્ધિ ભ્રષ્ટ થઈ છે અને તેણે પોતાના મનુષ્યત્વને તિલાંજલી આપીને પશુત્વનો સ્વીકાર કર્યો છે. ઇશ્વરી સત્તાનું ઉલ્લંઘન કરવાના હવાઈ કિલ્લા બાંધવા માંડયા છે તેથી શું તમે તેને સિંહ કહો છો? જો તે સિંહ હશે, તો આપણાં શરો તેના હૃદયને ભેદી નાખનારાં કૃતાન્ત કાળનું ઉગ્ર સ્વરૂપ ધારણ કરશે. હવે ધનનંદનો નાશ થવા બેઠો છે. કારણ કે, જ્યારે મનુષ્યની અધોગતિ થવાની હોય છે, ત્યારે ધીમે ધીમે તેનું મનુષ્યત્વ નષ્ટ થતું જાય છે અને તેને સ્થાને પશુત્વ પોતાનો પ્રભાવ અને અધિકાર જમાવતું જાય છે. છેવટે એજ પશુત્વના પ્રતાપે મનુષ્ય પોતાનો આત્મનાશ કરે છે અને તે પશુત્વનોજ બીજો અર્થ ભયંકર જિઘાંસા છે. માટે તમે કોઈ પણ પ્રકારની ચિન્તા ન કરો, હું તે પાપાત્માના સૈન્યની સન્મુખ મારા કેળવાયલા સૈનિકોને સારા પ્રમાણમાં એકઠા કરીશ અને પછી તેના પરાજયના યત્નો કરીશ."

ચંદ્રગુપ્તે મન્દાકિનીની આવી અદ્દ્ભૂત યુક્તિ સાંભળીને, મૃદુ હાસ્ય કર્યું. તેણે મનમાંને મનમાંજ વિચાર્યું કે;—"મન્દાકિની વખતે મારી મશ્કરી કરતી હશે."

મન્દાકિની તેના હૃદયનો આશય સમજી ગઈ, અને તેથી તેના નેત્રમાં એક પ્રકારની વિલક્ષણ જ્યોતિ પ્રકટી આવી.

તે સહજ અભિમાનયુક્ત સ્વરે કહેવા લાગી કે;—"ચંદ્રગુપ્ત! તમને શું મારી વાર્ત્તાપર અવિશ્વાસ આવે છે? હિન્દુ રમણીની શક્તિનું પરિમાણ કેવું હોય છે, એ શું તમે નથી જાણતા? અમે સાક્ષાત્ શક્તિદેવીનો અવતાર છીએ, અમારા ઉદરમાંથી ભૂમિને કમ્પાવનાર અને પૃથ્વીને ડોલાવનાર યોદ્ધાઓ ઉત્પન્ન થાય છે, એ વાર્ત્તા શું હજી તમારાથી અજ્ઞાતજ છે? ભીમ જેવા પ્રબળ પરાક્રમી, અર્જુન જેવા મહા

બાણુવળી, કર્ણ જેવા પ્રચંડ સત્તાધારી વીર પુરુષોની જન્મદાત્રી સ્ત્રીઓજ છે, સ્ત્રીઓના સુગર્ભથી જન્મેલા લડવૈયાઓ અખિલ બ્રહ્માંડને હચમચાવી મૂકે છે, એ સર્વ વિષયોથી શું તમે હજી અનભિજ્ઞજ રહ્યા છો ? તમે મને અબળા ધારીને મારો જે અનાદર કરો છો, તે સર્વથા અયોગ્યજ છે. મારી શક્તિ અને દ્રઢતાનો પરિચય હું તમને અલ્પ સમયમાંજ કરાવી આપીશ અને સ્ત્રીઓની મહત્તા કેવી હોય છે, તે પણ જણાવી આપીશ."

આ સાંભળીને ચંદ્રગુપ્તે, પોતાની તીક્ષ્ણ તલ્વારને મ્યાનાધીન કરી મન્દાના મુખ તરફ પોતાનું મુખ ફેરવીને કહ્યું કે;–"ના મન્દા ! હું સ્ત્રીઓને સાક્ષાત્ શક્તિ સ્વરૂપિણી છે, એ વાર્ત્તાને લેશ પણ વિસારી શક્યો નથી ! સ્ત્રીઓ, જનની અને જાયા રૂપે પોતાની જે અદ્દ્ભુત શક્તિના બળથી, સંસારક્ષેત્રમાં અને ગૃહે ગૃહમાં વિચિત્રતાયુક્ત શક્તિનું કાનન સ્થાપિત કરી શકે છે, તેની તુલના આ વિશ્વના કોઇપણ જડ અથવા ચેતન પદાર્થની સાથે થઈ શકે તેમ નથી. ખરેખર રમણીઓ વીરપ્રસવિની છે, તેમના ઉદરમાંથીજ વસુંધરાને ખળભળાવી મૂકે તેવા યોદ્ધાઓનો જન્મ થાય છે. મેં તમારી વાર્ત્તા સાંભળીને હાસ્ય કર્યું નથી, અથવા તમારી શકિતનો અનાદર કરવાનો દુષ્ટ સંકલ્પ પણ કર્યો નથી. પરંતુ આવા વિલક્ષણ વ્યાપારમાં તમે અમારા પુરુષોની પેઠે ઉન્મત્ત બની ગયાં છો, શત્રુના રક્તનું પાન કરવાને તત્પર થઈ ગયાં છો, તથા રિપુના વાદળને વિખેરી નાખવાના પ્રથમથીજ યત્નો કરી રહ્યાં છો, એ જોઇનેજ મને હસવું આવે છે. મારા હાસ્યમાં લાસ્યની છટા નથી, કિન્તુ આનંદના ઉભરાજ સમાયલા છે. જેવી રીતે ભગવતીએ ચામૂન્ડાનું સ્વરૂપ ધારણ કરીને અસુર કુળનું નિકંદન કાઢ્યું હતું, તેવીજ રીતે તમે પણ પહાડી સેનાની સહાયકા બનીને આ માગધી સેનાને નિર્મૂળ કરી શકશો, એવી મને સપૂર્ણ ખાત્રી છે. અને એ જોઇને જ મેં હાસ્ય કર્યું છે."

"મન્દા ! તમારે કોપિત થવાનું કાંઈ કારણ નથી. ચંદ્રગુપ્ત તમારી શક્તિયો તથા તમારી સહાયતાનો સ્વીકાર કરવાને સર્વદા તૈયાર છે. મને તમારી દ્રઢતા તથા એકાગ્રતામાં સંપૂર્ણ વિશ્વાસ છે, માટે તમારે જે કાંઇ સહાયતા કરવાની અથવા યુદ્ધમાં ભાગ લેવાની ઇચ્છા હોય, તો તે ખૂશીથી પાર પાડો."

મન્દાકિની, ચંદ્રગુપ્તની આ વાર્ત્તાથી સંતુષ્ટ થઇને હસતે મુખે કહેવા લાગી કે;–"તમારા જેવા વીર પુરુષે મારો બિલકુલ અનાદર

કર્યો નથી, એ જોઇને હું ઘણીજ ઉત્સાહિત બની છું. મારા હૃદયમાં પુનઃ વીરતાનો સંચાર થયો છે, ભગ્ન થયેલી આશાનો ઉદય થયો છે અને ચોરાયલી ચપળતાનો પુનઃ આવિર્ભાવ થયો છે. તમે એમ ન ધારતા કે, હું બાલિકાની પેઠે નાના બચ્ચાંના ખેલ કરી રહી છું. હું અનેક ગામોના સહાયતાહીન પાર્વતીય મનુષ્યોની માતાસમાન છું, એ વાર્ત્તા કદાચિત્ હજી તમારાથી અજ્ઞાતજ હશે. પરંતુ મેં તેમને રોગથી રિબાતી વેળાયે, શોકથી સંતાપિત બનતી વેળાયે, દુઃખથી દુભાતી વેળાયે, અને આવશ્યકીય વસ્તુઓના અભાવની વેળાયે તેમને યથાસાધ્ય સહાયતા કરી છે. તેઓ મારાં સંતાન સમાન છે, અને એથી તેઓ બધાં મને પોતાની પૂજનિયા માતા માને છે, તેઓ મારા અનુરાગી ભક્તો છે અને મારે માટે પોતાનું જીવન સમર્પણ કરવાને સદૈવ તત્પર રહે તેવા છે. એ સમસ્ત પહાડી લોકોમાંનો એક જણ મારા પિતાના અમલમાં સેનાપતિના પદપર નિયુક્ત હતો અને તેના પ્રતાપેજ હું એક સેનાદળ એકત્ર કરી શકી છું. તેની અદ્‌ભુત શિક્ષાના આધિપત્ય અને નિપુણતાના પરિણામે એ સેનાદળ સુશિક્ષિત થયું છે. તેમના તીરની શક્તિ અપાર છે. તેમણે ફેંકેલું તીર ઘણેજ દૂર ઉભેલા દુશ્મનના હૃદયને ભેદી નાખવાનું સામર્થ્ય ધરાવી શકે છે, તેમના તીક્ષ્ણ કુઠારો, શત્રુંના વિશાળ કંઠપર એવી દૃઢતાથી આઘાત કરે છે, કે તરતજ તેમનું મસ્તક ધડથી વિખૂટું થઇને પૃથ્વીપર ઉડી પડે છે. ભાઈ ! હવે હું કાંઇપણ કહેવા માગતી નથી, તેમના સંબંધમાં જો હું વિશેષ બોલીશ તો મને આત્મપ્રશંસકા ગણાવાનો જ પ્રસંગ આવી લાગશે. જો કદાપિ એવી જરૂર પડી શકશે અથવા આ મન્દાકિનીની સાધારણ સહાયતાથી તમારો ઉપકાર થશે, તો હું બતાવી આપીશ કે, નારીઓ માતૃરૂપે તમારા જેવા વીર પુરુષોને ગર્ભમાં ધારણ કરી શકે છે અને સાક્ષાત્ શક્તિદેવીનો અવતાર છે. મેં હૃદયના આવેગથી, મારા મનનો આ ગુહ્ય સંકલ્પ, તમારી આગળ પ્રકટ કર્યો છે, માટે સંભાળજો કે, મારી આ વાર્ત્તા અન્ય કોઇપણ વ્યક્તિ જાણી ન જાય. ભાઈ ! હું તમને સોગંદ આપીને કહું છું કે, તમે મારી વાર્ત્તા બીજા કોઇની આગળ પ્રકટ કરશો નહિ. ”

આમ કહીને મન્દાકિની, વિદ્યુતવેગે ત્યાંથી ચાલી ગઈ, અને ચંદ્રગુપ્ત મનમાંને મનમાં કહેવા લાગ્યો કેઃ—“ આ મન્દાકિનીનું હૃદય ખરેખર કુટિલતા અને કપટવિહીન છે. એના મનમાં જ્યારે જે ભાવનાનો ઉદય થઇ આવે છે. ત્યારે મારી પાસે આવીને તે સર્વ વાર્તા

કોઇપણ પ્રકારનો સંકોચ રાખ્યા વિના કહી સંભળાવે છે. આ મર્ત્ય-ભૂમિમાં, દેવીરૂપે મન્દાકિનીનો આવિર્ભાવ થયો હોય, તેમ જણાય છે. એના જેવું મહત્ત્વમય હૃદય મેં બીજા કોઇનું પણ જોયું નથી! અહા! કેટલું બધું પવિત્ર હૃદય! કેટલી બધી ઉદારતા! તેની આગળ પુરુષોનું હૃદય તુચ્છ છે, તૃણ સમાન છે! નારીના હૃદયની તુલનામાં પુરુષનું હૃદય પત્થર સમાન છે! એક દિવસ મન્દાના તે પહાડી સૈનિકોને મારે જોવા જોઇશે. મન્દા કદાપિ વધારીને વિવેચન કરે તેવી નથી. તે જે કહે છે; તે સર્વથા સત્યજ હોય છે. એક નાનો જેવો અગ્નિનો અંગારો, ગંભીર અને વિશાળ વનમાં દાવાનળ પ્રજાળીને તે વિસ્તારવાળા વનને બાળીને ભસ્મીભૂત બનાવી શકે છે, તેવી જ રીતે મન્દાકિનીના પહાડી સૈનિકો જે સામાન્ય અગ્નિ સ્ફુલિંગરૂપે મહા દાવાનળને પ્રકટાવી શકશે, અને તેમાં મગધરાજના સૈન્યની આહુતિ અપાઇ જશે, એનો કોનાથી અસ્વીકાર કરી શકાય તેમ છે!

ત્યારપછી ચંદ્રગુપ્ત, પોતાની કોષનિબદ્ધ તરવારને યથાસ્થાને મૂકી આવીને ચિન્તાતુર મનથી એક બારી આગળ આવીને ઉભો રહ્યો.

આ સમયે મધ્યાન્હનો સમય થયો હતો. અનંત વિસ્તારવાળું નીલ આકાશ, પ્રચંડ સૂર્યના તેજથી ઝળહળી રહ્યું હતું. પૃથ્વીમાતાના પટપર, તે સુવર્ણ મંડિત કિરણો પડીને, આછી સુવર્ણ ધારાની પેઠે ચકચકાટ કરી રહ્યાં હતાં! ચારે બાજૂએ પર્વતોની શ્રેણી દૃષ્ટિગોચર થઈ રહી હતી અને એ પર્વતશ્રેણીના ઊંચા ઉંચા શિખરો ગગનનો સ્પર્શ કરવાની ચેષ્ટા કરવા છતાં, તેમ કરી શકતાં નહોતાં.

આકાશમાં આમતેમ ભ્રમણ કરતાં, સફેદ રૂના ઢગલા જેવાં ખંડિત અને અખંડિત વાદળાં; મૃદુવાયુના હિલ્લોલોથી ઇતિસ્તતઃ ભટકવાં અને દોડવાં જણાતાં હતાં. તે વાદળાંની ગોદમાં કૃષ્ણ બિન્દુના જેવાં અતિ ક્ષુદ્ર પક્ષીઓ ઉડી રહ્યાં હતાં.

કુદરતના એવા સોનાના રંગથી રંગાયલા, નવીન માધુર્યથી મંડિત થયેલા, અતુલનીય સૌન્દર્યને જોઇને ચંદ્રગુપ્તના હૃદયમાં એક પ્રકારની ભયંકર વ્યાકુલતાનો ઉદ્‌ભવ થઈ આવ્યો. એ વ્યાકુળતા જાણે તેના સમસ્ત હૃદયમાં વ્યાપી ગઈ હોય, તેમ જણાતું હતું. તેનો ધ્વનિ જાણે વિષાદયુક્ત હોયની, તેમ સ્પષ્ટ જણાઇ આવતું હતું. એ વિષાદમિશ્રિત ધ્વનિનો પ્રતિધ્વનિ જાણે વિશેષ નિરાશાના ઝંકારથી પૂર્ણ થયો હોય; એમ ભાસતું હતું.

ચંદ્રગુપ્ત મનમાં ને મનમાં કહેવા લાગ્યો કે;—" જય અને પરા-

જય ઉભય યુદ્ધનું પરિણામ છે. આ યુદ્ધમાં જો હું જય મેળવી શકીશ તો મારી પ્રતિષ્ઠા વધશે અને પરાજય પામીશ તો મારી દેશવ્યાપી કીર્ત્તિનો ક્ષય થશે. આ યુદ્ધમાં જો અમે જય મેળવીશું, તો મહારાજ સમરકેતુના યશોગાનથી સમગ્ર આર્યભૂમિ પ્લાવિત થઈ જશે. અને જો પરાજય થશે, તો જીંદગીપર્યન્ત આ પહાડી રાજ્યની સ્વાધીનતાનો લોપ અથવા ધ્વંસ થશે. ચિરકાળને માટે આ આર્યાવર્ત્તમાંથી એક ગૌરવ મંડિત રાજ્યની સ્મૃતિનો લોપ થશે."

"માત્ર એટલુંજ નહિ, પરંતુ પ્રબળ પ્રવાહમાં; ઝંઝાવાતથી તણાઈ આવેલા એક તુચ્છ તણખલાંની પેઠે હું પણ કાળના પ્રવાહમાં વિલીન થઇશ. ચંદ્રગુપ્તના શૌર્ય વીર્ય, નામ, પ્રતિષ્ઠા આદિ સર્વનો તેથી લોપ થશે. પરાજયનું જે કાંઇ કલંક આવશે, તે સર્વ મારેજ સહન કરવું પડશે. સમરકેતુના રાજ્યનો ધ્વંસ કરવાનો તો ધનનંદનો ઉદ્દેશજ નથી, પરંતુ મારા નામનો અને સ્મૃતિનો આ પૃથ્વી પરથી ચિરકાળને માટે લોપ કરવાનો સંકલ્પ કરીને, તે આ નિરપરાધી સમરકેતુનું અનિષ્ટ કરવાને પ્રવૃત્ત થઇ રહ્યો છે. જો સમરકેતુ હજી મારો ત્યાગ કરી દે, તો આ ભીષણ રક્તપાત થતો અટકી શકે તેમ છે અને ધનનંદનું હૃદય પણ શાંત થઈ શકે તેમ છે."

"બાલ્યાવસ્થામાં હું મહાવીર બળવંતસિંહ પાસેથી અસ્ત્રવિદ્યા શિખ્યો છું, તેથી બળવંત મારા શસ્ત્રશિક્ષા ગુરુ છે. સંભળાય છે કે, તે બળવંતસિંહજ માગધી સેનાની એક મુખ્ય ટુકડીનાં સેનાપતિ નીમાયા છે. મેં છુપી રીતે બળવંત પાસે એક દૂત મોકલ્યો છે. પરંતુ તે હજી સુધી કાંઇ સમાચાર લઇને પાછો કેમ નહિ આવ્યો હોય ! તેને આવતાં આટલો બધો વિલંબ શા કારણથી થયો હશે ?"

ચંદ્રગુપ્ત મનમાં ને મનમાં જ્યારે આ પ્રમાણે ચિન્તા કરી રહ્યો હતો, ત્યારે તેણે બારીમાંથી જોયું કે, એક પહાડી ઘોડેસ્વાર, એકદમ અશ્વ દોડાવતો આવી રહ્યો છે. એ જોઇને ચંદ્રગુપ્તે, આશાથી પ્રફુલ્લિત થઈને પુનઃ પોતાના ઓરડામાં પ્રવેશ કર્યો. તેના વિષાદપૂર્ણ મુખપર જાણે એક પ્રકારના આનંદની છટા દેખાવા લાગી. શુષ્ક થયેલા ઓષ્ટાધર પર સહજ સ્મિતની રેખા દૃષ્ટિગોચર થવા લાગી. અને થોડી વારમાંજ તે સર્વનું પરિવર્ત્તન થઇ ગયું. આનંદને સ્થળે વિષાદ અને સ્મિતને સ્થળે શોક છવાઇ ગયો. પર્વતની કન્દરામાં ચંદ્રગુપ્તે જે દૂત જોયો હતો, તે તેનો પોતાનોજ પાઠવેલો એક ગુપ્તચર અથવા જાસૂસ હતો.

ચંદ્રગુપ્ત, જ્યારે હૃદયમાં તોફાન મચાવનારી નાના પ્રકારની ચિન્તાઓમાં નિમગ્ન થઇ રહ્યો હતો, ત્યારે તેના ઓરડાનું દ્વાર સહજ ઉઘડી ગયું અને પછી એક અસ્ત્રધારી સૈનિકે, તે ઓરડામાં પ્રવેશ કરી ચંદ્રગુપ્તને પ્રણામ કરીને કહ્યું કે;–"રાજકુમાર ચંદ્રગુપ્તનો જય થાઓ!"

ચંદ્રગુપ્તે આંગળીનો ઈશારો કરી એક આસન બતાવીને, આગંતુક સૈનિકને ત્યાં આગળ બેસવાની આજ્ઞા કરી. પછી ઉત્કંઠા તેમજ વ્યાકુલતા સહિત પ્રશ્ન પૂછ્યો કે;–"તમને મગધ મોકલ્યા પછી હું ઘણોજ ચિન્તાતુર બની ગયો હતો. મગધરાજના જાસૂસો ઘણાજ ચાલાક અને તીક્ષ્ણ દૃષ્ટિવાળા છે. આ ત્રણ દિવસ સૂધી તમારા તરફના કાંઇ પણ ખબર ન મળવાથી હું અતિ શોકાતુર થઈ ગયો હતો. હશે, હવે તમે નિરાપદ આવી પહોંચ્યા છો, એટલે એવી ચિન્તા કરવાનું પ્રયોજન નથી. તમને નિર્વિઘ્ન અત્રે આવેલા જોઇને મને અત્યંત આનંદ થાય છે. પરંતુ જીુન્મન! તમે શા સમાચાર લાવ્યા છો? બળવંતસિંહનો મેળાપ થયો હતો કે નહિ, વારૂ?"

જીુન્મને કર જોડીને નમ્રતાથી ઉત્તર આપ્યું:—"રાજન્! આપે જ્યારે આ દાસાનુદાસને વિશ્વાસુ અનુચર તરીકે મોકલ્યો હતો, ત્યારે આવું સામાન્ય કાર્ય કરી ન લાવું તો પછી, મારે આપની આગળ શી રીતે મુખ બતાવવું?"

ચંદ્રગુપ્તે પૂછ્યું કે;—"ત્યારે બળવંતસિંહે કાંઈ પત્ર આદિ આપ્યું છે કે?"

ના મહારાજ. ચારે બાજૂએ નંદ રાજાની અનુચરો અને જાસૂસો છવાઇ રહ્યા છે, તેથી તેમણે પત્રાદિ કોઇ પણ વસ્તુ આપવાનું ઉચિત ધાર્યું નથી." જીુન્મને ઉત્તર આપ્યું.

ચંદ્રગુપ્તે નવીન સંવાદ જાણવાની જિજ્ઞાસાથી પુનઃ પૂછ્યું:—"તો શું તેમણે પોતાનો મુખ્ય નિશ્ચય તમને કહી સંભળાવ્યો છે, ખરો કે?"

જીુન્મને ઉત્તર આપ્યું:–"આપનું અનુમાન યથાર્થ છે, પરંતુ તેમણે જણાવેલાં નિશ્ચયના સમાચાર અતિ ભયંકર છે."

"એવા તે શા ભયંકર સમાચાર છે?"

"એક લાખ માગધી સૈનિકો લઇને સ્વયં મગધરાજ ધનનંદ, આ પહાડી રાજ્યપર ચઢાઇ કરવાના છે."

"શું આ સર્વ સમાચાર સત્ય જ છે?"

"સમ્પૂર્ણ સત્ય છે. બળવંતના જેવો તેજસ્વી સેનાપતિ કદાપિ છેતરવાનો પ્રયત્ન કરે જ નહિ."

"મારું પત્ર તમે બળવંતના હાથમાં આપ્યું હતું કે?"

"જી, હા."

"તે પત્ર વાંચીને, તેણે શું કહ્યું, વારુ?"

જુન્મને ઉત્તર આપ્યું કે;—"રાજકુમાર! તેમણે કહ્યું કે;—"રાજકુમાર ચંદ્રગુપ્ત મને મારા પ્રાણથી પણ પ્રિય છે. મેં તેનું બાલ્યાવસ્થામાં પુત્રથી પણ વિશેષ પ્રેમ રાખીને પાલન કર્યું છે. યૌવનાવસ્થામાં, યત્નપૂર્વક શસ્ત્રવિદ્યા શિખવાડી છે. મૃત્યુ વખતે મહારાજ મહાપદ્મનંદે, એ ચંદ્રગુપ્તને મારા હાથમાં જ ગુપ્ત રીતે સોંપી દીધો છે. હું હાલમાં મહારાજ ધનનંદના મનની ઇચ્છાને જ્યાં સુધી જાણી શકયો છું, તે પરથી જણાય છે કે, સમરકેતુના રાજ્યપર ચઢાઇ કરવાનો તેના હૃદયનો ખરો ઉદ્દેશ નથી. પરંતુ ગમે તે ઉપાયે ચંદ્રગુપ્તનો ઉચ્છેદ કરવાનો જ તેનો દૃઢ સંકલ્પ છે. છતાં પોતાના એ ઉદ્દેશને સિદ્ધ કરવા જતાં, કદાચિત્ સમરકેતુનું રાજ્ય નષ્ટ કરવું પડશે, તો પણ તે તેમ કરવામાં પાછા હટશે નહિ."

આ સાંભળીને ચંદ્રગુપ્તે અતિ ઉત્સુકતાને ધારણ કરીને પૂછ્યું:—"તેણે બીજું કાંઇ કહ્યું છે, કે?"

દૂતે ઉત્તર આપ્યું કે;—"આપને સહાયતા કરવા માટે તે બધી રીતે તૈયાર છે. પરંતુ તેણે મને સ્પષ્ટ જ જણાવી દીધું છે કે;—"જેનું લૂણ ખાધું છે તેનું હું મારા ખોળીયામાં જ્યાં સુધી પ્રાણ રહેશે, ત્યાં સુધી અનિષ્ટ અથવા વિશ્વાસઘાતકતા કરી શકીશ નહિ. સૈનિકોના બળ દ્વારા ચંદ્રગુપ્તને સહાયતા કરવાથી મારે ઘોર વિશ્વાસઘાતકતા કરવી પડે તેમ છે, તેથી હું તેમ કરી શકીશ નહિ. યુદ્ધ ભૂમિમાં સેનાપતિના પદ પર નિયુક્ત થયા પછી સ્થિરતાથી ઉભા રહેવામાં પણ રાજવિદ્રોહનો આરોપ આવી ચઢે છે. માટે હું રાજદ્રોહ તે નહિ જ કરું, પરંતુ તેમ છતાં પણ રાજકુમાર ચંદ્રગુપ્તને માટે હું મારા પોતાના સ્વાર્થનું બળિદાન આપી શકીશ. આ યુદ્ધક્ષેત્રમાં હું અવતીર્ણ થવા ઇચ્છતો નથી. કોઇપણ પ્રકારનું છળ કરીને અથવા મારા સેનાપતિના પદને તિલાંજલિ આપીને ગમે તે રીતે ચંદ્રગુપ્તનું શુભ ઇચ્છવામાં હું પાછી પાની કરીશ નહિ. રાજકુમાર ચંદ્રગુપ્તને કહે જો કે; હું તમારે માટે સ્વાર્થ ત્યાગ અને મારો પોતાનો સર્વનાશ કરવાને સર્વદા તૈયાર છું, પરંતુ વિશ્વાસઘાતકતાનું કુડું કલંક વ્હોરવાની ઇચ્છા રાખતો નથી."

ચંદ્રગુપ્તે કેટલીકવારપર્યન્ત શાંત રહ્યા પછી પૂછ્યું કે;–" જીર્ણમન ! એ સિવાય તું મગધરાજનાં બીજાં કારસ્થાનોના સંબંધમાં કાંઇ સમાચાર મેળવી શક્યો છે ખરો કે ?"

" જી, ના. એ વિષયમાં વિશેષ તપાસ કરવાનો મને અવસર જ મળ્યો નથી; પરંતુ તેમ છતાં એટલું તો જાણી શક્યો છું કે, મહારાજ ધનનંદે પોતાના સૈન્યને સારી રીતે કેળવવા માંડયું છે, તથા યુદ્ધની સર્વ પ્રકારની તૈયારીઓ ચાલી રહી છે. મગધરાજના વફાદાર વીર યોદ્ધાઓ યુદ્ધના સંવાદ સાંભળીને સમરભૂમિમાં પોતાનું લોહી રેડવાની અને પહાડી સેનાના મસ્તકો કાપવાની વાટ જોઇ રહ્યા છે. સર્વત્ર યુદ્ધ, યુદ્ધ અને યુદ્ધનાજ પડઘાઓ સંભળાઈ રહ્યા છે. "

ચંદ્રગુપ્તે, ગુપ્તચરનો સમસ્ત વૃત્તાંત એકાગ્રચિત્તે સાંભળી લીધા પછી વિચાર્યું કે, મગધના સેનાપતિ બળવંતસિંહે દૂતને જે કાંઇ વાર્તા કહી સંભળાવી છે, તે સર્વથા યોગ્ય જ છે. બળવંતના જેવો ઉચ્ચ હૃદયનો સેનાપતિ તેના કહ્યા મુજબ કરવામાં નાસમ્મત થયો, તેથી ચંદ્રગુપ્ત તેના પર વિરકત ન થતાં ઘણોજ સંતુષ્ટિત થયો.

તેના આનંદનું કારણ માત્ર એટલુંજ હતું કે, બળવંત જો કોઇપણ પ્રકારનું કૌશલ્ય વાપરીને, સૈનિકોના મુખ્ય નાયકનું પદ ગ્રહણ ન કરે અને સમરક્ષેત્રમાં ઉપસ્થિત ન થાય, તો તેથી સમરકેતુના વિજયની સંપૂર્ણ સંભાવના રહે તેમ હતું. બળવંતના જેવા એક ઉપયોગી સેનાપતિની સહાયતાનો અભાવ રહેવાથી, માગધી સેના પોતાનું ખરૂં રણ–કૌશલ્ય દર્શાવવામાં અસમર્થ થશે, એમ ધારીને ચંદ્રગુપ્ત પોતાના હૃદયને ઘણુંજ સાંત્વન આપી શક્યો અને આનંદિત થયો.

દૂતને વિદાય કરીને ચંદ્રગુપ્ત કાંઇક વિચાર કરવા લાગ્યો, એવામાં સહસા તેના મનમાં એક દુષ્કર કલ્પનાનો ઉદય થઈ આવ્યો. તે પોતાના મનમાં ને મનમાંજ વિચારવા લાગ્યો કે;–" માગધી સૈન્યને આ પહાડી રાજ્યપર ચઢાઈ કરવાનો અવસર ન આપતાં, અમે લોકો જ જો તેના આવતાં પહેલાં મગધરાજ્યપર આક્રમણ કરીએ, તો તેનું પરિણામ શું આવે વારૂ ? મહારાજ નંદને સમગ્ર સેનાને એકત્ર કરવાનો અવસર ન આપતાં, જો અમે જ પાટલીપુત્રને ઘેરી લઇએ, તો તેથી મગધપતિ ભયભીત બનીને શું અમારી સાથે સંધિ કરવાને ન બંધાય ?"

થોડીવાર પછી ચંદ્રગુપ્તે પોતાની કલ્પનાને બીજી બાજૂએ દોડાવીને વિચાર્યું કે;–" એ માર્ગનું અવલંબન કરવામાં અનેક આફતો

આવવાનો સંભવ રહે છે. મગધરાજ નંદે પાટલીપુત્રના ગંગાતીરે જે કિલ્લો બનાવરાવ્યો છે, તે કિલ્લો દુર્ભેદ્ય અને જીતી શકાય તેવો નથી. મગધરાજ્યપર ચઢાઈ કરવા જતાં, સર્વથી પ્રથમ એ કિલ્લાપર જ અમારે ચઢાઇ કરવી પડશે. પરંતુ મેં એ વાર્ત્તા પણ મેં સાંભળી છે અને મારી નજરોનજર જોયું છે કે, નળાન્દાના કિલ્લામાં પણ અનેક પાયદળ અને અશ્વારોહી સેના રહે છે. માટે આવા સંપૂર્ણ રીતે રક્ષાયલા પાટલીપુત્રના દુર્ગપર આક્રમણ કરવા જતાં, જો નળાન્દાના સૈનિકો અમારો પાછા હટવાનો માર્ગ અટકાવી દે, તો તેથી અમારો એક પણ સૈનિક બચી શકે તેમ નથી. ”

આ સર્વ હૃદયને હચમચાવી મૂકનારી દુશ્ચિંતાઓથી અધીર થઇને, ચંદ્રગુપ્ત મનમાં ને મનમાં ઘણોજ ઉત્કંઠિત બની ગયો. પોતાના મનોભાવને ન દબાવી શકવાથી, તે સમરકેતુની સાથે આ વિષયમાં સલ્લાહ કરવા માટે તેના ઓરડામાં જઈ પહોંચ્યો. એ સલ્લાહનું પરિણામ શું આવ્યું, તે સંબંધાનો સર્વ વૃત્તાંત પાઠકોને હવે પછી વિદિત કરવામાં આવશે.

---

## પ્રકરણ ૨૧ મું



## પાપનો પશ્ચાતાપ

પાટલીપુત્રનગરના, રાજમહાલયની પાસે એક કારાગૃહ હતું. એ કારાગૃની ચારે બાજૂએ એક દુર્ભેદ્ય દુર્ગ આવેલો હતો. જેઓ અતિ કઠોર અપરાધથી અપરાધી ઠર્યા હોય, તેઓનેજ આ કારાગૃહમાં કેદ રાખવામાં આવતા હતા. કારાગૃહની ઘણીખરી ઓરડીઓ લગભગ ભોંયરામાંજ આવેલી હતી, તેથી તેમાં પ્રકાશ અને વાયુ કોઇપણ પ્રકારે પ્રવેશ કરી શકે, તેવી સંભાવનાજ નહોતી.

આવી એક ભયંકર અંધકારથી આચ્છાદિત થયેલા ઓરડીમાં, રાજબન્દી અને રાજદંડિત મંત્રી શકટાર, એક તૃણ શય્યાપર સૂતો હતો. તેનું શરીર કંગાલ જેવું શુષ્ક બની ગયું હતું, બન્ને આંખો ઊંડી પેસી ગઇ હતી અને મસ્તકપરના વાળ તૈલસિંચનના અભાવે તદ્દન રૂક્ષ બની ગયા હતા. તેના મુખપરની લાલિમા ચાલી ગઈ હતી અને તેની જગાએ પાંડુરંગે પોતાનું આધિપત્ય જમાવ્યું હતું. તેનું શરીર તદ્દન રક્તહીન બની ગયું હતું. દીર્ઘકાળપર્યન્ત અનાહારે રહેવાથી

મનુષ્યની જેવી અવસ્થા થાય છે, તેવીજ અવસ્થા **શકટાર**ની પણ થઈ હતી.

એ અંધકારમય કારાગૃહની ભીષણ અંધકારમય ઓરડીમા પૂર્વ-કથિત તૃણ શય્યાપર સૂતેલો **શકટાર** શય્યાના કંટકો વાગવાથી ભયાનક યંત્રણા ભોગવી રહ્યો હતો. તે, તે તૃણ શય્યાની એક બાજૂએ પડખું ફેરવીને સુવે છે, તો પુનઃ તે જ્વાળામય લાગવાથી, બીજી બાજૂએ પડખું ફેરવીને શયન કરે છે; પરંતુ તેમ કરવા છતાં પણ તેને કયાંય પણ શાન્તિ મળી શકતી નથી.

આ સમયે તે અંધકારમાં પ્રકાશની ઝાંખી રેખા જણાવા લાગી. બે વ્યકિતઓએ તે ઓરડામાં પ્રવેશ કર્યો. એક રક્ષક સળગતા મશાલ લઇને તેમને માર્ગ બતાવતો તે ઓરડીમાં લઇ ગયો.

તે વખતે મધ્યાન્હનો સૂર્ય તપી રહ્યો હતો. બાહ્ય પ્રકૃતિ સુવર્ણ-રંગી સૂર્યનાં કિરણોથી ઉજ્જવલિત થઈ રહી હતી. પરંતુ આ તમો-મય કારાગારમાં પ્રકાશની રેખા માત્ર પણ દષ્ટિગોચર થતી નહોતી. એ આખા ભોંયરાના કારાગૃહમાં જે સર્વ દુર્ભાગી કેદીઓ રહેતા હતા, તેઓ પ્રકાશના અભાવે દિવસ અને રાત્રિનો ભેદ પણ જાણી શકતા નહોતા.

દુઃખથી દુભાયલો અધમુઓ **શકટાર**, પોતાના ઓરડામાં પ્રકાશનાં કિરણો જોઇને બોલ્યો કે;—"તમે કોણ છો ? શું તમે મારા મૃત્યુની પીડા જોવા માટે અહિં આવ્યા છો ? જો તેમ કરવાજ આવ્યા હશો, તો તમારી મહા નિષ્ઠુરતા ગણાશે. મારી છેલ્લી પળને સહજ સુખમય થવા દો. મારી સ્ત્રી અને મારાં નિર્દોષ સંતાનો પરલોકમાંથી મને બોલાવી રહ્યાં છે. હવે મને પ્રયાણ કરવામાં કાંઈ પણ વિલંબ રહ્યો નથી."

ત્યાં આગળ આવેલી વ્યકિતઓમાંનો એક જણ મગધનો રાજ-મંત્રી **ધીરબુદ્ધિ** ઉર્ફ રાક્ષસ હતો અને બીજી વ્યકિત કારાગૃહનો મુખ્ય રક્ષક **ચંદ્રપાલ** હતો.

**ચંદ્રપાલે** સહજ કઠોર સ્વરથી કહ્યું કે;—" **મંત્રી** મહાશય અત્રે આવ્યા છે, માટે તમે તેમનો સત્કાર કરો."

**શકટારે** ક્ષીણ સ્વરથી કહ્યું;—" આ અખિલ બ્રહ્માંડનો જે સર-જનહાર છે, જેના રાજ્યમાં અન્યાય, અવિચાર નથી, સ્વાર્થાન્વેષી શત્રુ પ્રત્યે કપટ કરવામાં આવતું નથી અને મિત્રની સાથે છળ વાપ-રવામાં આવતું નથી, જ્યાં આગળ પાપનો અંશ માત્ર નથી, અધ-મતાનો અંગિકાર થતો નથી, દુષ્ટતા સંચાર કરી શકતી નથી,—ચારે બાજૂએ કેવળ પુણ્યની ઉજ્જ્વલ જ્યોતિથી જેનું રાજ્ય છવાઇ ગયું છે,

જેના શાન્તિમય રાજ્યમાં આનંદ, ઉત્સવ, આરામ, સંતોષ આદિ અમૂલ્ય વસ્તુઓ વિરાજી રહી છે, એવા દયાળુ દેવના પવિત્ર રાજ્ય તરફજ હું મહાપ્રયાણ કરવનો ઉદ્યોગ કરી રહ્યો છું, તેથી તારા રાજમંત્રીનું સન્માન કરવાનો મને અત્યારે અવસર પણ રહ્યો નથી."

ચંદ્રપાલ ક્રોધ દર્શાવીને બોલી ઊઠયો કે;–શકટાર! આવી ધૃષ્ટતા અને અવગણના પ્રકાશિત કરવાનો આ સમય નથી. મગધ રાજ્યને પોતાની હથેળીમાં ડોલાવનાર અને રાજા નંદને પણ કમ્પાવનાર રાજમંત્રી તમારી સન્મુખ જ ઉભા છે. તેનો જરા ખ્યાલ કરો."

શકટાર આ સાંભળીને સહજ કોપિત સ્વરે કહેવા લાગ્યો કે;–"કોણ પ્રધાન છે અને કોણ અપ્રધાન છે, તે હું હજી સૂધી સમજી શકયો નથી. એક દિવસ હું પણ આ રાજ્યનો મુખ્ય મંત્રી હતો. પરંતુ આજે તો મારે આવું શોચનીય પરિણામ ભોગવવું પડે છે? ચંદ્રપાલ! જેઓ આજે રાજા હોય છે, તેઓને કાલે રંક બનવાનો પ્રસંગ આવી લાગે છે, તેવીજ રીતે પ્રધાનનું પ્રધાનત્વ ચિરસ્થાયી રહી શકતું નથી. ભાગ્યચક્રના પરિવર્તનની સાથે ને સાથેજ, મનુષ્યનું પ્રાધાન્ય, આધિપત્ય, અને સર્વ પ્રકારની સત્તાઓનો લોપ થાય છે. તેનું પ્રત્યક્ષ ઉદાહરણ હું પોતે જ છું. જરા વિચારી જો, ચંદ્રપાલ! એક દિવસ તું પોતે જ આ કારારક્ષકના પદની પ્રાપ્તિ માટે મારો શરણાગત થયો હતો, એક દિવસ તું મારા પ્રાસાદતુલ્ય ગૃહના પ્રવેશદ્વાર આગળ હાથ જોડીને મારી સાથે સાક્ષાત્ કરવાની રાહ જોઈ રહ્યો હતો. પરંતુ આજે તું મને તિરસ્કૃત તસ્કરના જેવો લાંછિત ગણીને મારો તિરસ્કાર કરી રહ્યો છે. હા ભાગ્ય! હાય ભવિષ્ય! મનુષ્યના ભાગ્યનું કેવું વિચિત્ર પરિવર્ત્તન! સમસ્ત રાજ્યના માનવંતા ગણાતા શકટારની મર્મયાતનામય વાર્ત્તાથી લેશ તે પણ દુઃખિત થયો નહિ. પરંતુ શત્રુની આવી દુર્દશાનાં દર્શનથી, તે મનમાં એક પ્રકારનો ઉલ્લાસ માણવા લાગ્યો. હાય ભ્રાન્ત માનવ! તું શું કદાપિ ભ્રમથી પણ વિચારી જુએ છે કે, તારા વર્ત્તમાન સુખના સમુજ્જવલ દિવસો, એક સમયે કાળના આવર્ત્તનથી, ભયંકર અંધકારાચ્છાદિત થઇ જશે. તું ભીષણ આર્ત્તનાદ કરતો પૃથ્વી પર રોળાઇ જશે. અત્યારે તું અન્યની દુર્દશા દેખીને જે આનંદ માણે છે, તેજ આનંદ દારૂણ વિષાદના રૂપમાં પરિણુત થઇ જશે.

ચંદ્રપાલ આ સમયે એક પ્રકારના તિરસ્કારયુક્ત સ્વરે કહેવા લાગ્યો કે;–"નાદાન શકટાર! હવે તું તારો લવારો બંધ કર, સભ્યતાને ઉરમાં ધર અને કરેલા અપરાધની ક્ષમાની પ્રાર્થના કર. તું મરવા

બેઠો છે. તારા શિરપર કાળનાં ચોઘડીયાં વાગી રહ્યાં છે, તારા પ્રાણ તારા આ તુચ્છ દેહનો ત્યાગ કરવાની અણીપર આવી લાગ્યા છે. કૃતાન્ત કાળ તારો ભક્ષ કરવાની વાટ જોતો બેઠો છે, ભયંકર અગ્નિ તારા દેહનું બળિદાન લેવાને ઉદ્વિગ્ન બની રહ્યો છે, વાયુ તારા જીર્ણ દેહની રાખને ઉડાડી મૂકવાને ઉન્મત બની રહ્યો છે, જળ પોતાનું તત્ત્વ પાછું ખેંચી લેવાની તૈયારી કરી રહ્યું છે, આકાશ તારા આત્માને મેળવવા માટે ઉત્સુક થઇ રહ્યું છે અને પૃથ્વી પોતાનો ભૂભાગ લેવા માટે તલપાપડ થઇ રહી છે, છતાં પણ તને ચૈતન્ય પ્રાપ્ત થતું નથી. તારા મૃત્યુને સુધારવાનો વિચાર થતો નથી? અરે, તારૂં કલ્યાણ ઇચ્છવાના ઇચ્છા પણ થતા નથી?"

શકટારે પોતાના અતિ ક્ષીણ અને કૃશ થયેલા જમણા હાથને કપાળપર રાખીને અસ્પષ્ટ સ્વરે કહ્યું કે;–"અદૃષ્ટ! તારા કરતાં આ વિશ્વમાં વિશેષ શક્તિવાન અન્ય કોઇ પણ છે જ નહિ. તારો સરજનહાર વિધાતા પણ તારી શક્તિને આધીન થયેલો છે, તો પછી બિચારા ક્ષુદ્ર મનુષ્યનું તો શું ગજું? મારા જેવો પામર તારા શા હિસાબમાં?

ત્યાર પછી કાંઇ બોલ્યા ચાલ્યા વિનાજ **શકટાર** પોતાની શય્યાપર પડયો રહ્યો. એટલે રાજમંત્રી રાક્ષસે ગંભીર સ્વરે તેને બોલાવ્યો કે;–"**શકટાર**!

**શકટારે** ધૃણાની સાથેજ ઉત્તર આપ્યું:–"કેમ રાક્ષસના નામનું સાર્થક્ય કરનારા રાક્ષસ રાજમંત્રી! મારૂં શું કામ છે?"

મંત્રી રાક્ષસ અથવા **ધીરબુદ્ધિએ** અતિ ક્રોધિત સ્વરે કહ્યું કે;–"**શકટાર**! સભ્યતાનો ભંગ કરીને તું આજે મારો પરમ અપરાધી બન્યો છે. તારા મૃત્યુના અંતિમ ઘટિકા અલ્પસમયમાંજ ઉપસ્થિત થશે માટે એ સમય આવતાં પહેલાં તારા હૃદયની કોઈ અંતિમ વાસના હોય, તો તે જણાવી દે, હું તે પૂર્ણ કરવાને તૈયાર છું."

**શકટાર** ક્ષીણસ્વરથી કહેવા લાગ્યો કે;–"મારા આ જીવનનો એવો એક સૌભાગ્યનો સમુજ્જવલ સમય ચાલ્યો ગયો છે કે, જે સમયે મારી અંગુલિના ઇશારાથી આ સમગ્ર મગધરાજ્ય ચાલતું હતું અને મારી સલ્લાહ સિવાય સ્વયં સમ્રાટ્ સુદ્ધાંત પણ જળપાન કરતા નહોતા, પરંતુ તે સમ્રાટ્ **મહાપદ્મનંદ** પણ નથી, તે મગધરાજ્ય પણ નથી. મેં પોતેજ તારા પર કૃપા કરીને, મારા સહાયક તરીકે તને ગ્રહણ કર્યો હતો. મેંજ એક દિવસ તારા પ્રત્યે અયાચિત ભાવે યથેષ્ટ કરુણાને પ્રકટ કરી હતી. પરંતુ તેં અતિ અદ્ભુત ઉપાયથી તે કૃતજ્ઞતાના ઋણનો બદલો વાળી

આપ્યો છે. ઘોર કાવત્રાંના ચક્રમાં પડીને, તેં મને દોષિત ઠરાવ્યો છે. હાલના મગધેશ્વર ધનનંદના કાનમાં વિષપ્રવાહ રેડીને, મને તેનો શત્રુ બનાવી દીધો છે. તે ઉપરાંત આ કારાગૃહમાં મને પરિવાર સહિત ભોજનહીન રાખીને કેદ કર્યો છે. અન્નના અભાવથી મારાં સ્ત્રી-પુત્રને આ કારાગૃહમાં મૃત્યુવશ થવું પડયું છે. તે હૃદયને કમ્પાવી મૂકનાર દૃશ્યને પણ મેં કોઈ પણ પ્રકારની મમતા રાખ્યા વિના નિષ્ઠુરતાથી જોયું છે. જેઓ મહાપાપી હોય છે, લૂટારા હોય છે, સાક્ષાત્ કાળને પણ કમ્પાવનારા હોય છે, નરઘાતક અધમો હોય છે, રકતની સરિતામાં સ્નાન કરનારા હોય છે, ભયંકર અનાચારનો વિસ્તાર કરનારા હોય છે, જેઓ દયા, માયા, મમતા, પ્રીતિ, વાત્સલ્ય, સ્નેહ આદિ શું છે, એનો સંકલ્પ પણ ન લાવનારા હોય છે, તેમની નિષ્ઠુરતાની પણ અમુક સીમા હોય છે. પરંતુ તું એક રાજ્યનો રાજમંત્રી હોવા છતાં પણ તારી નિષ્ઠુરતા અસીમ અથવા અમર્યાદિત છે. તારો સ્વભાવ અતિ ભીષણ છે, ક્રૂરતા, પ્રતિહિંસા અને દુરાચારી ભાવનાઓથી ભરપૂર છે. તેં જો તારી ઇચ્છા મુજબ એકદમ મારી હત્યા-ખૂન કરાવી નાખ્યું હોત તો મારા હૃદયની સકળ યંત્રણાઓનું અવસાન થાત. પરંતુ તારો તો તે ઉદ્દેશ જ નથી. મને ધીમે ધીમે દુઃખ દઈને અથવા રિબાવી રિબાવીને મારી નાખવાનો-નિષ્ઠુરતાનો આદર્શ બતાવવાનો અને અધમતાનો વિસ્તાર કરવાનો જ તારો મુખ્ય ઉદ્દેશ છે. વિશેષ શું કહું રાક્ષસ? હવે મારે કાંઇ કહેવા જેવું રહ્યું જ નથી. હવે મુકિતને માટે તારી ઉપાસના ન કરતાં, મેં મૃત્યુની ઉપાસના કરવાનોજ નિર્ધાર કર્યો છે. તારી પાસે મારે કાંઇ પ્રાર્થના કરવાની છેજ નહિ. તથાપિ હું એટલું કહેવા માગું છું કે, મારા મૃત્યુ પછી મારા શબનું કોઇપણ પ્રકારે અપમાન ન થાય અને તેનો યોગ્ય સત્કાર થાય, તેવી વ્યવસ્થા રખાવજે, શૃગાલ અને કૂતરાં આદિના ભક્ષ તરીકે મારો આ મૃત દેહ રાજમાર્ગમાં રખડી ન પડે, એની સંભાળ રાખજે.”

શકટાર વિશેષ બોલી શકયો નહિ. હૃદયના આવેગથી એકદમ તે અનેક વાર્તાઓ બોલી ગયો. તેનું આહાર ન મળવાથી જીર્ણ થયેલું અતિ દુર્બળ શરીર, એકદમ બેભાન બની ગયું. એ બેશુદ્ધિના યોગે, તે નિર્જીવ પ્રાણીની પેઠે પથારીવશ થઈ ગયો.

રાજમંત્રી રાક્ષસ પોતાના પ્રતિસ્પર્ધીની આવી શોચનીય સ્થિતિ જોઇને ચંદ્રપાલને કહેવા લાગ્યો કે;–“ચંદ્રપાલ! મને લાગે છે કે, આના મરણની છેલ્લી ઘડી આવી લાગી છે અથવા તો આવવામાં લેશ

પણ વિલંબ રહ્યો નથી. હું એની અંતિમ યાચના પૂર્ણ કરવામાં અસમ્મત થતો નથી. એના મૃત્યુ પછી જો કોઇ વ્યકિત એના વારસરૂપે આવી લાગે, અથવા તમે કોઇને પણ એના વારસ તરીકે મેળવી શકો, તો આ શકટારનો મૃતદેહ તેને સોંપી દેજો. એના શબને સુપ્રત કરતી વેળાયે મારી બીજીવાર પરવાનગી લેવાની કાંઇ જરૂર નથી. હવે તમે એને શુદ્ધિમાં લાવવાનો યત્ન કરો."

રાજમંત્રી રાક્ષસનું હૃદય અતિ કઠિન અથવા પાષાણુવત હતું. તે પોતાના હરીફ શકટારની આવી શોચનીય સ્થિતિ જોઇને, જરા પણ દુઃખિત થયો નહિ. તેણે પ્રસન્નચિત્તે તે કારાગૃહનો ત્યાગ કર્યો. જે મનુષ્ય યત્ન કરવાથી દેવત્વને પ્રાપ્ત કરી શકે છે, તેજ મનુષ્ય પોતાના મનના અવગુણોથી પુનઃ પિશાચના રૂપમાં પણ પરિણત થઈ શકે છે. જે હૃદયમાં દેવતાઓને પણ દુર્લભ એવી કરુણા. પ્રેમ, સહાનુભૂતિ, પરોપકાર, સ્વાર્થત્યાગ આદિ મહત્ ગુણો વસે છે, તેજ હૃદયમાં નિષ્ઠુરતા, જિઘાંસા ઇર્ષ્યા, અધમતા ક્રૂરતા આદિ નીચ પ્રવૃતિઓ પણ ઊગી આવે છે. રાક્ષસ યત્ન કરવાથી આ સમયે એક પ્રકારનું મહત્ત્વ દર્શાવી શકે તેમ હતો, પરંતુ તેણે તેમ કરવાની ઇચ્છા કરી નહિ અથવા તો કરી શક્યો નહિ. એક તુચ્છ અને નીચ સ્વાર્થને આધીન થઇને, તેણે નિષ્ઠુરતા અને નીચતાનો ખરો પરિચય કરાવ્યો. તેણે ઇચ્છયું હોત તો તે શકટારને મરતી વેળાયે પણ સહજ શાન્તિ આપી શકત, તેના ઘરના ઓરડામાં છેલ્લો નિસાસો નાખવાનો અવસર તેને આપી શકત. પરંતુ તેણે તેમ કર્યુંજ નહિ.

રાક્ષસના ચાલ્યા ગયા પછી ચંદ્રપાલે, શીતળ જળ અને વ્યજન આદિ દ્વારા મરણોન્મુખ શકટારને શુદ્ધિમાં આણ્યો. શકટારે શુદ્ધિમાં આવીને કહ્યું કે;—" ચંદ્રપાલ ! તેં મને મરણના મુખમાંથી શામાટે બચાવ્યો ? સંસારના ભયાનક તોફાની મહા સાગરમાં કેમ ઝંપલાવ્યો ? "

ચંદ્રપાલે ઉત્તર આપ્યું;—" મહારાજ ! મેં તો માત્ર મારૂં કર્તવ્ય જ બજાવ્યું છે. હું રાજદરબારનો તાબેદાર અને આજ્ઞાધારક અનુચર છું, તેથી તેમની આજ્ઞા પ્રમાણે વર્તવું એ મારો મુખ્ય ધર્મ છે. એ રાજ્યેશ્વર મહારાજ નંદ અત્યારે તમારા વિરોધી બની બેઠા છે. રાજમંત્રી રાક્ષસ, તમારા પરમ શત્રુ છે અને હું તેમનો તાબેદાર દાસછું, માટે રાજા અને મંત્રીની આજ્ઞા અનુસાર કાર્ય કરી રહ્યો છું. તથાપિ મારાથી જ્યાં સૂધી તમારા પ્રત્યે દયા દર્શાવી શકાશે, તે તેમનાથી છુપી રીતે દર્શાવતો રહીશ. મંત્રી સમક્ષ તમને ભય બતાવીશ, નિષ્ઠુરતા

દર્શાવવાનો ડોળ કરીશ, પરંતુ તેની ગેરહાજરીમાં, હું તમને સમયાનુકૂલ સુખ અને શાન્તિના સાધનો આપવા માટે યોગ્ય યત્ન કરતો રહીશ."

આ સાંભળીને શકટાર ક્ષીણ સ્વરથી કહેવા લાગ્યો કે;–" તે બદલ ભગવાન તમારૂં કલ્યાણ કરશે. પરંતુ ચંદ્રપાલ ! હું તને એક વાર્તા કહેવા માગું છું. હું ધારૂં છું કે, મારા જીવનના દિવસો પૂરા થવા આવ્યા છે. પરંતુ મરણ પહેલાં મારા મનની એક ઇચ્છા પૂર્ણ કરવાની લાલસા બળવતી થઇ રહી છે. તું મારો દૂરનો સગો છે, આત્મીય પુરુષ છે, માટે જો તું મારાપર એક ઉપકાર કરીશ તો હું અતિ પ્રસન્ન થઇને તને હૃદયપૂર્વક આશીર્વાદ આપીશ. ભાઇ ! દુઃખથી દુભાયલા શકટારપર જો તું એકજ ઉપકાર કરીશ, તો ભગવાન તારૂં ભલું કરશે."

ચંદ્રપાલે આતુરતાથી પૂછ્યું:–" તે શો ઉપકાર કરવાનો છે વારૂ ?"

શકટારે ઉત્તર આપ્યું:–" એ ઉપકાર અતિ સાધારણ છે. તું સહજ યત્ન કરવાથી તે કરી શકે તેમ છે."

" તમે શું કહેવા માગો છો, તે સ્પષ્ટ જણાવી દ્યો, તમારા હૃદયની ભાવનાને વ્યક્ત કરી દ્યો. મારાથી બનશે ત્યાં સુધી હું તમારી તે આજ્ઞાનું પાલન કરી બતાવીશ " ચંદ્રપાલે શકટારનો આંતરિકભાવ જાણવાના ઉદ્દેશથી કહ્યું.

" ચંદ્રપાલ, મેં લલિતાનો પ્રથમ પત્નીરૂપે સ્વીકાર કર્યો હતો, તેનું તાદૃશ્ય દૃશ્ય અત્યારે મારી દૃષ્ટિ સન્મુખ તરી રહ્યું છે અને એથી મારૂં હૃદય શોકાતુર બની ગયું છે." શકટારે ધીમે ધીમે પોતાના હાર્દિક ભાવને વ્યક્ત કરવાનો આરંભ કર્યો.

" પણ તે સંબંધી આપ મને શી આજ્ઞા આપવા માગો છો ?" ચંદ્રપાલે ઉત્સુકતાથી પૂછ્યું.

" તું તેને ઓળખે છે, ખરો કે ?"

" જી, હા. લલિતા મારી જ્ઞાતિની કન્યા છે, અને હું તેને સારી રીતે ઓળખું છું."

" ત્યારે ચંદ્રપાલ ! મને મરતાં પહેલાં, એકવાર લલિતાનાં દર્શન કરવાની ઇચ્છા થઇ આવી છે. શું તે ઇચ્છા તારાથી તૃપ્ત કરી શકાશે ખરી કે ?" શકટારે નિરાશાસૂચક સ્વરે પૂછ્યું.

" તમે મહાપાપિષ્ટ છો ! આ જન્મમાં તેને તમે જેવા પ્રકારનું દુઃખ દીધું છે, તેવા પ્રકારનું દુઃખ અધમમાં અધમ અને દયાવિહીન પુરુષ પણ પોતાની પત્નીને આપી શકતા નથી. લલિતાને તમે જે ત્રાસ આપ્યો છે, તે પરથી તમે નિષ્ઠુર રહો, એમજ સ્પષ્ટ જણાઇ આવે

છે. તમે મહાપાપી છો, અબળાપર અત્યાચાર ગુજારનારા નરકગામિ છો !" ચંદ્રપાલે સહજ ઉગ્ર સ્વરૂપ ધારણ કરીને આવેશમાં ને આવેશમાં જ કહી સંભળાવ્યું.

"હા, હું મહાપાપી છું, ઘોર અપરાધી છું. મારા પાપનો હું સ્વીકાર કરૂં છું, કરેલા કુકર્મનો પશ્ચાતાપ કરૂં છું. હું સ્વીકારૂં છું કે, એક પુરુષ પોતાની ધર્મપત્નીપર જેટલો જુલમ ગુજારી શકે છે, નિષ્ઠુરતા દર્શાવી શકે છે, તેનાથી વિશેષ મેં અનર્થ આદર્યા છે. મેં મારી ભ્રમિત મતિને વશીભૂત થઇને તેને વિનાકારણુ પીડિત કરી હતી, તેથી જ હું આવું અસહ્ય દુઃખ ભોગવી રહ્યો છું, એનો પણ સરલતાથી સ્વીકાર કરૂં છું. ચંદ્રપાલ ! મને મારા પાપનું પ્રાયશ્ચિત કરવા દે અને લલિતાને એકવાર મારી પાસે લાવી દે. હું તેનાં ચરણોમાં પડીને મારા અપરાધની ક્ષમાની ભિક્ષા માગીશ અને પછીથી આ ઘોર અત્યાચારી દેહને ત્યાગીશ. તેની ક્ષમા મળ્યાવિના મારૂં મૃત્યુ થશે નહિ, મારા હૃદયની જ્વાળા ઠરશે નહિ. મરતાં પહેલાં જો હું તેને એકવાર પણ મળી શકીશ અને તે મને હૃદયપૂર્વક ક્ષમા આપશે, તો જ મારૂં આ મૃત્યુ સુખનું મૃત્યુ નિવડશે, નહિ તો જવાળામય યાતનાનો અનુભવ કરાવશે. હાય પ્રિયતમા ! નિર્દોષતાની પ્રતિમા ! સદ્ગુણની સરિતા, લલિતા તને મેળવ્યા વિના, તારી ક્ષમા મળ્યા વિના આ અધમાધમ શકટારની શી દશા થશે ?"

"જણાય છે કે, તમારા હૃદયમાં પ્રજ્વળેલા પશ્ચાતાપના પ્રચંડ પાવકથી તમે અત્યારે સંતપ્ત થઈ રહ્યા છો. તમારા દાંભિક જીવનના, મહાપાપનું પ્રાયશ્ચિત્ત પણ આરંભાઇ ચૂકયું છે. પરંતુ લલિતાને તો તમે હવે આ લોકમા મેળવી શકશો નહિ. કારણ કે તે મૃત્યુવશ થઈ ગઇ છે."

"હેં શું લલિતા પરલોકવાસિની બની ગઇ છે? કયા રોગથી તેનું મૃત્યુ થયું છે ?"

"અન્ય કોઇપણ રોગથી તેનું મૃત્યુ થતું નથી, પરંતુ કેવળ વિશેષ વિચારોના ઉન્માદથી અને તમારા અત્યાચારથીજ તેનું મૃત્યુ નિપજ્યું છે."

"તમારૂં કહેવું યથાર્થ છે, તેમાં લેશમાત્ર શંકા નથી ! હા લલિતા ! હાય હત ભાગિની ! પ્રાણેશ્વરી લલિતા—લલિતા !

શકટાર બીજું કાંઇ બોલી શકયો નહિ. તેના હૃદયમાં નાના પ્રકારના વિચારોના ઝંઝાવાતનો ઉદય થઈ આવ્યો. તેના મર્મમંદિરમાં જાણે સહસ્ર વૃશ્ચિકના દંશનની જ્વાળા ઉત્પન્ન થઈ. તે રડવા

લાગ્યો. તેનાં નેત્રમાથી ઝરતી અશ્રુધારા તેના શુષ્ક ગંડપર વહીને પૃથ્વીપર પડવા લાગી.

ચંદ્રપાલ, તેની આવી શોચનીય અવસ્થા જોઇને સહજ દયાર્દ્ર બની ગયો. પછીથી તે કરુણાપૂર્ણ સ્વરે કહેવા લાગ્યો કે;–" જે વ્યક્તિ આ લોકમાંથી ચાલી જાય છે, તે તો પુનઃ મળી શકે એ સર્વથા અસંભવિત જ છે. યુગોના યુગો સૂધી રડવા છતાં, આંખોના આંસુથી હૃદયને ભીંજવવા છતાં, તેને પ્રાપ્ત કરી શકાતી નથી. જ્યારે તે જીવિત હતી, ત્યારે તો તમે તેને સ્વપ્નમાં પણ સંભારી નહોતી. અત્યારે તે મરી ગઇ છે, તેને માટે તમે રડવા બેઠા છો ! એ કેવી આશ્ચર્યજનક વાર્ત્તા કહેવાય ! પરંતુ તમે પુનર્જન્મપર વિશ્વાસ રાખો છો, ખરા કે, શકટાર ?"

" હા, મને તેનાપર સંપૂર્ણ વિશ્વાસ છે. "

" જો તેમજ હોય તો સહિષ્ણુતાથી તમે કેટલાક સમયને માટે સ્થિર રહો. ખરી રીતે જો તેને માટે તમારૂં હૃદય ચંચલ થઈ રહ્યું હશે, તમે મનમાં ને મનમાં તેને માટે અનુતપ્ત બની ગયા હશો, તો અવશ્ય તમને તે પરલોકમાં મળી શકશે. "

" ત્યારે શું હું એ આશામાંજ બેસી રહું ચંદ્રપાલ ! હું મહા પાતકી છું ! ઘોર અપરાધી છું. માટે તું મને ગમે તે ઉપાયે થોડુંક વિષ લાવી આપ. "

" વિષ ખાઇને મરવાનું સાહસ કરી શકશો, ખરા કે ?"

" અવશ્ય. "

" પરંતુ જે આત્મહત્યા કરે છે, તે તો મહાપાપી ગણાય છે તેનું કેમ ? આત્મનાશકારી મનુષ્યને અનંતકાળ સૂધી નરકમાં રહેવું પડે છે, એ વાર્ત્તાને કેમ વિસરી જાઓ છો ?"

" ભલે મને નરકવાસ મળે, તો તેની પરવાર નથી. જીવિત અવસ્થામાં આવા નરકની યંત્રણા ભોગવવા કરતાં, મૃત્યુ પછીના નરકની યંત્રણા ભોગવવી એ હજારોવાર ઉત્તમ છે. "

" મેં ઘણા સમય પહેલાં એકવાર એવા સમાચાર સાંભળ્યા હતા કે, લલિતાએ મર્મયાતનાથી વિષપાન કરીને આત્મહત્યા કરી છે. પરંતુ તે વખતે મેં તે સમાચારની સત્યતાનો શોધ કર્યો નહોતો. પણ હવે સારી રીતે સમાચાર મેળવીને જોઇશ કે, તે જીવિત છે કે નહિ ? કદાચ જો તે જીવતી હશે, તો તમે તેનો મેળાપ કરી શકો, એવી વ્યવસ્થા કરી આપીશ. "

આ સાંભળી શકટારે એક દીર્ઘ નિશ્વાસ મૂકીને કહ્યું કે;- " ભાઈ! તારી વાર્ત્તા સાંભળીને મને સહજ શાન્તિ થઇ છે. ભગવાન તારૂં કલ્યાણ કરો."

ચંદ્રપાલ, બીજું કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના, તે કારાગૃહના ઓરડાને પુનઃ શૃંખલાબદ્ધ કરીને ત્યાંથી વિદાય થયો.

## પ્રકરણ ૨૨ મું

### ચાણુક્યનું ચાતુર્ય

ગત પ્રકરણમાં વર્ણવેલી વાર્ત્તાનો આ પ્રકરણની સાથે વિશિષ્ટ સંબંધ હોવાથી, અમે હવે અમારા અનુસંધાનનેજ આગળ લંબાવીશું.

તે દિવસ ઘણોજ ભયંકર હતો અને એક નહિ, કિન્તુ અનેક દુર્યોગોને ધારણ કરી રહ્યો હતો, પ્રભાતથીજ આકાશ ઘનઘટાથી ઢંકાઇ ગયું હતું, તેથી દિવાકરનાં દર્શન કરવાનો અવસર કોઇપણ પ્રાણીને મળી શક્યો નહોતો. તે શ્યામરંગી વાદળાંના જાળે દિવાકરને એવી રીતે છુપાવી રાખ્યો હતો કે, પ્રચંડ તેજોમય માર્ત્તન્ડ, કોઇપણ ઉપાયે તે ચક્રવ્યૂહનો ભેદ કરીને બહાર આવી શક્યો નહોતો.

જેમ જેમ વખત વધતો ગયો, તેમ તેમ પ્રબળ ઝંઝાવાત અથવા વંટોળિયાનાં લક્ષણો જણાવા લાગ્યાં. આકાશ અધિક અંધકારમય બની ગયું. વાયુ સર્ સર્ શબ્દ કરતો ગાજી ઊઠયો, અને ક્વચિત્ ક્વચિત્ ખૂબ જોરથી વહીને, મોટાં મોટાં વૃક્ષોની શાખાઓને તોડી નાખીને પૃથ્વીપર પટકવા લાગ્યો.

જેમ જેમ વખત વધતો ગયો, તેમ તેમ પ્રબળ ઝંઝાવાત અથવા વંટોળિયાનાં લક્ષણો જણાવા લાગ્યાં. આકાશ અધિક અંધકારમય બની ગયું. વાયુ સર સર શબ્દ કરતો ગાજી ઉઠયો, અને ક્વચિત્ ક્વચિત્ ખૂબ જોરથી વહીને, મોટાં મોટાં વૃક્ષોની શાખાઓને તોડી નાખીને પૃથ્વીપર પટકવા લાગ્યો.

રાજમાર્ગમાં મનુષ્યનો સંચાર થતો જણાતો નહોતો, તેમજ દુકાનો પણ બંધ જોવામાં આવતી હતી; કેમકે ખરીદનાર કોઇ જણાતું નહોતું. ભયંકર ઝંઝાવાત થશે એમ ધારીને કોઈ પણ વ્યક્તિ તે દિવસે પોતાના ઘરમાંથી બહાર નીકળવાનું સાહસ કરી શકી નહોતી.

દિવસનો ત્રીજો પહોર વીતી ગયો, તોપણ એ ઝંઝાવાતનો વેગ

શમિત ન થતાં ઉલટો વિશેષ વધવા લાગ્યો. વૃક્ષો, વાયુના પ્રબળ વહનના યોગે ભયાનક રીતે ડોલવા લાગ્યાં. જેમ જેમ સમય વીતવા લાગ્યો, તેમ તેમ ઝંઝાવાતે પોતાનો વેગ વધારીને ભયંકર સ્વરૂપ ધારણ કરવા માંડ્યું.

આ ભયંકર સમયે ચન્દ્રપાલ તેના પોતાના ઓરડામાં બેઠો હતો અને તેની સન્મુખ આપણી પૂર્વ પરિચિતા લલિતા પણ બેઠી હતી.

લલિતાએ કેટલીકવાર સુધી મૌન્ય રહ્યા પછી કહ્યું:—"આપણા કાર્યની પૂર્ણ આહુતિ કરવાનો, આજે જ યોગ્ય અવસર મળી શક્યો છે. ભગવાન મહાકાલ આપણને સહાયભૂત થયા છે! આ દુર્યોગનો દિવસ આપણે માટે કેવો સુખમય બની રહ્યો છે! ભગવાને જ જાણે આપણી સહાયતા માટે આવો દુર્યોગ લાવી આપ્યો છે."

"તમે એ સંબંધી શો બંદોબસ્ત કર્યો છે વારુ? શકટારના શબને અહિંથી લઇ જવામાં વિશેષ અડચણ આવશે નહિ. પરંતુ સ્મશાનમાંથી ઘેર લઇ જવામાં જરા ત્રાસ વેઠવો પડશે." ચંદ્રપાલ બોલી ઉઠ્યો.

લલિતા આગળ વધીને બોલવા લાગી કે;–"તે વિષયમાં તમે ચિન્તા ન કરો. જો આજે આવો દુર્યોગ ન આવ્યો હોત, તો ભયની સંભાવના હતી ખરી, પરંતુ હવે એવી શંકા રાખવાનું કશું કારણ નથી, મારાં માણસો બધી વ્યવસ્થા કરી લેશે. લ્યો, આ વિષની બે પડીઓ સાથે લેતા જજો. અત્યારે જે ઝંઝાવાત થઇ રહ્યો છે, તે પરથી સ્પષ્ટ જણાય છે કે, રાત્રે તેનું તોફાન અતિ ભયંકર રૂપમાં પરિણત થઇ જશે, માટે આ પડીઓ વેળાસર દૂધની સાથે મેળવીને શકટારને પાઇ દેજો, એટલે અર્ધા કલાકમાં તે મરણોન્મુખ બની જશે અને આપણું તમામ કામ સફળ થશે. ઝંઝાવાત જેમ જેમ વધતો જશે, તેમ આપણને વિશેષ સુગમતા થશે. મારાં માણસો, તમારા કારાગૃહના દ્વાર આગળ આવેલા તે મોટા વટવૃક્ષ તળે છુપાઇ રહેશે. તમે જ્યારે તમારૂં કાર્ય પૂર્ણ કરી રહો એટલે તેમને બોલાવી લેજો. લલિતાએ સર્વ વાર્ત્તાનો સ્ફોટ કરી બતાવ્યો.

"પરંતુ તમે ક્યાં આગળ ઉભા રહેશો?" ચંદ્રપાલે પૂછ્યું.

"સ્મશાનમાં"

"કેમ? સ્મશાનમાં ન જતાં, શબને લઇને તમે બારોબાર તમારા તે છુપા સ્થાનમાં જઈ શકો તેમ છો!"

"હા, તેમ થઈ શકે તેમ છે, અને પછીથી તેમ કરવાજ ધારૂં

છું પરંતુ ભવિષ્યની સાવચેતી માટે, સ્મશાનમાં એક ચિતાનું નિશાન કરી રાખવું અગત્યનું છે.”

“ તમારી એ યુક્તિ ખરાબ નથી, પરંતુ આવા ઝંઝાવાત અને વરસાદની આગળ તમારી ધારેલી એ ચિતાનું ચિન્હ શી રીતે અસ્તિત્વમાં રહી શકશે વારુ?”

“ હું એવી જગાએ તે નિશાન કરી આવીશ કે જેથી તેનું અસ્તિત્વ નાબૂદ થઇ શકશે નહિ.”

“ સારૂં ત્યારે, રાત્રિના બીજા પહોરે તમારાં માણસોને તૈયાર રાખજો, એટલે હું સર્વ વ્યવસ્થા સરલતાથી કરી નાખીશ.”

“ અવશ્ય તૈયાર કરી રાખીશ. મેં આપેલા ભયંકર વિષનો પ્રયોગ–વિધિ તમને પ્રથમથી જ જણાવી દીધો છે. બનાવટી મૃત્યુ કર્યા પહેલાં અર્ધા કલાકે એનું સેવન કરાવજો. ભાઈ! ભાગ્ય ઉપર વિશ્વાસ રાખીને આપણે બન્નેને કર્મના પ્રવાહમાં વહેવું પડે છે. હવે જોઇએ છીએ કે, ભગવાન મહાકાલ મારા સુખની રક્ષા કરે છે કે નહિ? જો દેવાદિદેવની ઇચ્છા એવી જ હશે કે, આ ઘટનાથી મારૂં વૈધવ્ય સૂચિત થશે, હું પોતે જ નિમિત્ત થઇને મારૂં વૈધવ્ય બનાવીશ, તો તેનું ભીષણ પરિણામ પણ મારે મૂગે મોઢે સહન કરવું પડશે.”

લલિતાથી વિશેષ બોલી શકાયું નહિ. તે એક મહા વિપદ્દજનક કાર્યના મુખમાં આવી પડી હતી. તેનું પરિણામ સારૂં અને નરસું ઉભય આવે તેમ હતું. પરંતુ ભયના યોગે તેનું હૃદય ઘણુંજ સંકુચિત બની ગયું. બુરા નિમિત્તથી તેના હૃદયમાં એક પ્રકારનો પ્રબળ ઝંઝાવાત ઉદ્દ્ભવી આવ્યો. તે ઝંઝાવાતના પ્રબળ વેગને તે સહી શકી નહિ. તે ઝંઝાવાતે તેના કોમળ હૃદયસાગરમાં ભયંકર ઉત્પાત મચાવી મૂકયો. ઝંઝાવાતના પ્રબળ તરંગોનો આઘાત ન સહી શકવાથી તે રડી પડી. પરંતુ તેના નેત્રમાંથી નીકળેલી તે જ્વાળામય ઉષ્ણ અશ્રુધારાને, ચંદ્રપાલ જોઇ શકયો નહિ. કારણ કે, તે ઓરડામાં જે દીપક પ્રકટી રહ્યો હતો, તે અતિ ઝાંખો હતો અને તેથી તેનો પ્રકાશ પણ અતિ મલિન પડતો હતો.

લલિતાએ, ચંદ્રપાલના જમણા બાહુને અતિ આવેગપૂર્વક દબાવીને કહ્યું કે;—“ જો જો ભાઈ! ખૂબ સાવચેતીથી કાર્ય કરજો. ભગવાન તમને સહાય થાઓ.”

ત્યાર પછી લલિતા, તે ભયંકર મધ્યનિશાના ભયાનક સમયે

ચંદ્રપાલના ઓરડાનો ત્યાગ કરીને ચાલી ગઇ. તે વખતે તેનું આખું શરીર એક મોટા બુરખાથી ઢંકાયલું હતું.

હજી પણ ઝંઝાવાત સ્તંભ્યો નહોતો. અદ્યાપિ પ્રબળ પ્રભંજન, અતિ નિષ્ઠુર દસ્યુની પેઠે, પ્રકૃતિના પટની શ્રેષ્ઠ સમ્પદોને ચૂર્ણીભૂત કરી રહ્યો હતો! આકાશના ગાત્રમાં કાળાં વાદળાંઓ અદ્યાપિ પ્રખર વાયુના વેગથી આમતેમ દોડાદોડ કરી રહ્યાં હતાં. તે અંધકારમય પ્રકૃતિના વક્ષપર જાણે એક પ્રકારનો મહાપ્રલય ઉપસ્થિત થયો હતો.

લલિતા, તે ઝંઝાવાત અને વરસાદને પોતાના મસ્તકપર સહન કરતી કરતી એકદમ ચાલી જતી હતી. તેનો પોશાક પલળી ગયો હતો અને આખું શરીર ક્લાંત બની ગયું હતું. કેટલેક દૂર આવ્યા પછી, લલિતાએ પોતાની પાછળથી કોઈ વ્યક્તિનો પદરવ સાંભળ્યો, તેથી તેના મનમાં સંદેહ થયો કે, જાણે કોઇ વ્યક્તિ તેની પાછળ આવી રહીછે.

સન્મુખમાંજ તે ભયંકર સ્મશાન આવેલું હતું. તે સ્મશાનની ચારે બાજૂએ વિંટાયલાં ગગનસ્પર્શી શિંશપા જાતિના વૃક્ષોનું એક મોટું જંગલ આવેલું હતું. તે મોટાં મોટાં વૃક્ષો, પ્રબળ વાયુના વેગથી સંચાલિત થઇને, હૃદયને સ્તંભિત કરે તેવા ભીમભૈરવ સંગીતને ઉપજાવી રહ્યાં હતાં. ચાંરે બાજૂએ શિંશપાના વૃક્ષોની હાર આવેલી હતી અને તેની વચ્ચેની જગા તદ્દન શૂન્ય હતી. ત્યાં આગળ માત્ર નરકંકાલ, નરકપાલ (ખોપરી) અને નરનાં અસ્થિના ઢગલા પડેલા હતા.

લલિતાએ, તે અંધકારમાં એક હાડપિંજરના એક ભાગેલા કકડાને કચડી નાંખ્યો. તેથી તેના કોમળ પગમાં વેદના થવા લાગી. તેણે સ્થિર થઇ તે ભીષણ સ્થાનમાં ઉભી રહીને, પોતાના ઘાયલ થયેલા પગનું અવલોકન કરીને જોયું કે, તેમાં હાડકું ભાગી ગયું છે કે નહિ. જ્યારે જોયું કે, તેમાંનું કાંઇ થયું નથી, ત્યારે તે પુનઃ આથળ ચાલવા લાગી.

સ્મશાનનો માર્ગ હવે જલ્દી ખૂટે તેમ નહોતો. આથી લલિતાના હૃદયમાં એક પ્રકારના ભયનો સંચાર થવા લાગ્યો. ત્યાર પછી તે મનમાં ને મનમાં વિચારવા લાગી કે;—“હવે બે ત્રણ કલાકમાંજ મારે આ ભયાનક પ્રેતભૂમિમાં કર્મક્ષેત્ર ધારીને દાખલ થવું પડશે. માટે અત્યારથીજ હું વૃથા ભયથી વ્યાકુલ થઇશ, તો મારો સર્વનાશ થશે.”

એવામાં તે પદરવ પુનઃ ઘણોજ નજીકમાં સ્પષ્ટ સંભળાવા લાગ્યો. એ સાંભળીને, લલિતા એક શિંશપાના વૃક્ષ તળે સ્થિરતાથી ઉભી રહી. તેણે એકવાર તે ભીષણ સૂચીભેદ્ય અંધકારમાંથી, સ્હામે અને ચારે-

બાજૂએ દૃષ્ટિ દોડાવીને જોયું તો ત્યાં આગળ કોઈ પણ વ્યક્તિ દૃશ્યમાન થઇ નહિ.

તે જે તરફ પૂંઠ ફેરવીને ઉભી હતી; તે તરફથી એક વસ્ત્રથી ઢંકાયલી મૂર્ત્તિ, સહસા તેની સન્મુખ આવીને ઉભી રહી. અને ત્યાર પછી સહજ કઠોર સ્વરથી બોલી ઊઠી કે;—"અરે એ અબળા! આવી અંધકારમય મધ્યનિશાના ભયંકર સમયે તારે આવા ભીષણ સ્થાનમાં આવવાનું શું પ્રયોજન છે અને તું પોતે કોણ છે?"

લલિતાએ તે વસ્ત્રાવૃત વ્યક્તિનું પગથી માથા સુધી ઝીણી નજરે અવલોકન કરીને જોયું. પરંતુ આગંતુકને તે બરાબર ઓળખી શકી નહિ.

આગંતુક વ્યક્તિએ પુનઃ કઠોર સ્વરે કહ્યું કે;—"આવા ભીષણ ઝંઝાવાત વાળી રાત્રે શૃગાલ આદિ વન્ય પશુઓ પણ બહાર નીકળવાનું સાહસ કરી શકતાં નથી. તો તું સ્ત્રી હોવા છતાં આવું દુઃસાહસ કરીને આવા વીરપુરુષોના હૃદયને પણ કમ્પાવનારા સ્થાનમાં આવી લાગી છે, એ જોઇને મને ખરેખર આશ્ચર્ય થાય છે. રમણી! હું તારો પરિચય મેળવવાની ઇચ્છા રાખું છું. માટે કહે કે, તું કોણ છો!"

લલિતા આવનાર વ્યક્તિનો કઠોર કંઠસ્વર સાંભળીને સહજ ભયભીત બની ગઈ. તેણે જોયું તે અંધકારમાં જોયું કે, તે અપરિચિતનાં નેત્રો વાઘનાં ચક્ષુઓની પેઠે અતિ ચળકાયમાન જણાતાં હતાં.

કેટલીકવાર સુધી કાંઇક વિચાર કર્યા પછી લલિતા બોલી કે;—"આપ ગમે તે હો, પરંતુ પ્રથમ પ્રતિજ્ઞા કરો કે, હું તારૂં કાંઇ અનિષ્ટ નહિ કરૂં. ત્યાર પછી હું મારો પરિચય આપીશ."

તે આવનાર વ્યક્તિએ કહ્યું;—"હું શાસ્ત્રનું અધ્યયન કરનાર બ્રાહ્મણછું. સંસારની સાથે મારો સમ્પર્ક ઘણોજ ઓછો છે. આ વિશાળ વિશ્વમાં મારૂં કોઇ શત્રુ નથી. અને કદાચિત્ કોઈ વ્યક્તિ મને પોતાનો શત્રુ ધારતી હોય, તો હું તે તરફ લેશ પણ લક્ષ આપતો નથી. લોકોના ઉપર ઉપકાર કરવા એજ મારો ધર્મ છે, પરહિત કરવું એજ મારૂં વ્રત છે અને પરકલ્યાણમાં સર્વદા તત્પર રહેવું એજ મારા જીવનનું ધ્યેય અથવા દૃષ્ટિબિન્દુ છે. દુઃખી અને પીડિત જનોને સહાયતા કરવી એ જ મારૂં કર્તવ્ય છે. આ જગતની સર્વ સ્ત્રીઓ મારી માતા સમાન છે. તારે ભય રાખવાનું કશું પ્રયોજન નથી. માટે ખૂશીથી તું તારો પરિચય આપ અને મારી આકાંક્ષાને તૃપ્ત કર. જો મારા દ્વારા તારાપર કાંઇ ઉપકાર થઇ શકે તેમ હોય, તો હું પ્રસન્નતા પૂર્વક તેમ કરવાને તૈયાર છું. તું તારી ભીતિનો ત્યાગ કર અને તારા ઉદ્દેશનું સ્પષ્ટિકરણ કર."

એ નિશાચારી આગંતુક બ્રાહ્મણની વાર્ત્તાપરથી, લલિતા સમજી શકી કે, તેના બોલવામાં કોઈ પણ પ્રકારની કપટતા નથી. ત્યાર પછી તે, તે બ્રાહ્મણની પદધૂલિ લઇને બોલી કે;–“ ભૂદેવ ! આપની આ સેવિકા આપનો પરિચય પ્રાપ્ત કરી શકશે ખરી કે ?”

આગંતુકે ઉત્તર આપ્યું:–“ આગળ જતાં તને મારો પરિચય મળી શકશે, પણ પ્રથમ તારો પરિચય આપ. જ્યાં સુધી હું સારી રીતે તારો પરિચય મેળવી શકીશ નહિ, ત્યાં સુધી તારા પર યોગ્ય વિશ્વાસ રાખીશ નહિ.”

લલિતાએ કહ્યું:—“ હું અનાથિની, અભાગિની છું, એટલે મારો શો પરિચય આપું દેવતા ?”

“ તારી એ વાર્ત્તા છેક નકામી છે. તું જ્યારે આ સંસારનો જીવ છે, તો અવસ્ય તારો કાંઇ પણ પરિચય હોવોજ જોઇએ ! સ્વામીનું નામ લેતાં કદાચિત્ સંકોચ થતો હોય, તો તારા પિતાનું નામ લઇને તારો પરિચય આપ.”

“ મહાશય ! આ અગમ્ય બ્રહ્માંડના એક ક્ષુદ્ર વિભાગને હું મારૂં નિવાસસ્થાન માનું છું, દિવાકર દેવને મારા પિતા ધારું છું અને પૃથ્વીદેવીને મારી માતા ગણું છું. વિશ્વ પિતાનાં સરજેલાં સમસ્ત માનવોને હું મારા બન્ધુ–બાંધવ અને ભગિનીઓ તરીકે માન આપું છું. પ્રભુ, એ સિવાય મારો કોઈ આધાર નથી. માત્ર મારા સૌભાગ્ય સૂર્યની એક ઝાંખી જ્યોતિ અદ્યાપિ આ અવનીપર અસ્તિત્વ ધરાવે છે, પરંતુ તે પણ અસ્તગામિ થવાની અણીપર આવી લાવી છે.”

“ અરે ઓ ભલી બ્હેન ! હું તારા આવા પરિચયને મેળવવાની ઇચ્છા રાખતો નથી, તેં કહેલાં માતા, પિતા, બંધુ, ભગિની આદિ સમસ્ત સંસારને માટે છે, માત્ર તારી [illegible]ને માટે જ નથી. આ સર્વ ભાવનાઓ તો કેવળ સંસારત્યાગી યોગીજનોને શોભાવે તેવીજ છે. પરંતુ સંસારની ક્ષુદ્ર માયામાં રચીપચી રહેનારાં માનવો માટે નથી, સકળ સંસારના પિતા પરમેશ્વરે મનુષ્ય માત્રનાં કર્મ અનુસાર સુખ દુ:ખો નિર્માણ કર્યાં છે, માટે તેનો વૃથા શોક કરવો એ મનુષ્યની માત્ર નિર્બળતા જ છે. માટે તેવી નિર્બળતાનો ત્યાગ કરીને તારો પ્રકૃત પરિચય જણાવી આપ પરંતુ હવે આવા આધ્યાત્મિક વિષયનું વિવરણ કરવાની અત્રે કંઇ આવશ્યકતા નથી. તારા સૌભાગ્યની જ્યોતિ સ્વરૂપ મનુષ્ય કોણ છે અને તે શા કારણથી અસ્ત

થવા માગે છે? જો તને તેમાં લજ્જા આવતી હોય, તો તારૂં નામ જણાવવામાં તને કાંઈ અડચણ છે, ખરી કે?"

લલિતાએ વિચાર્યું કે, "સમય વૃથા નષ્ટ થઇ રહ્યો છે, તેથી મારા કાર્યમાં બાધા આવવાની સંપૂર્ણ સંભાવના રહ્યા કરે છે. જો હવે હું આ આગંતુકની સાથે વિશેષ કથા વાર્તા કર્યા કરીશ, તો અલ્પ સમયમાં જ મારો સર્વ નાશ થશે." આમ ધારીને તે ઘણી જ સંકોચાતી સંકોચાતી કહેવા લાગી કે;—"મહાશય! આપની આ અભાગિની સેવિકાનું નામ લલિતા છે."

આ સાંભળીને આગંતુક વ્યક્તિ વિસ્મય સહિત બોલી ઊઠી;—"લલિતા! કારાગૃહમાં કેદ પકડાયલા રાજમંત્રી શકટારની પત્ની? તું સ્વામીજીના આશ્રમમાં એકવાર આવી હતી, ખરૂં ને?"

લલિતાએ, આ આવનાર મનુષ્યને આ પહેલાં કદાપિ જોયો નહોતો. તેથી તેના સ્વામીનું નામ તે બિચારી શી રીતે જાણી શકે? તે વિસ્મયતાને વશ થઇને વ્યાકુલતાથી બોલી:;—"દેવતા! આપ આ અભાગિનીના સંબંધમાં સર્વ વૃત્તાંત જાણતા હો, તેમ જણાય છે. માટે મને આપનો પરિચય આપો. મારા મનમાં એક પ્રકારનો ભય અને ચિન્તા ઉત્પન્ન થઇને મને અતિ પીડિત કરે છે. હું આપની કન્યા સમાન છું, તેથી આપનો ખરો પરિચય આપીને મને શંકાહીન બનાવો. મારી શંકાનું નિવારણ કરો."

આવનાર મનુષ્યે ગંભીરતાથી કહ્યું;—"હું સ્વામી યોગાનંદનો શિષ્યછું અને મારૂં નામ ચાણક્ય છે."

"ચાણક્ય! આધુનિક આર્યાવર્તના મહર્ષિ ચાણક્ય!" લલિતા આ નામ સાંભળીને ચમકી ઊઠી. તેના મુખમાંથી વાક્યોચ્ચારણ થઈ શક્યું નહિ. તે ભય અને ભક્તિથી આર્દ્ર બનીને, પુનઃ આવનારના ચરણોમાં પડી વંદના કરવા લાગી.

ચાણકયે કહ્યું:—"લલિતા! સમીપમાં જ મારી પર્ણકુટી છે. દર અમાવાસ્યાને દિવસે તાંત્રિક ક્રિયા આદિ કરવા માટે, સ્મશાન પાસે જ મેં આ નાની ઝૂપડી બનાવી છે. તું મારી સાથે એ ઝૂપડી તરફ ચાલ."

કદાચિત્ કોઈ જૂદી વેળા હોત તો, લલિતા તેની સાથે જવામાં જરા પણ સંકોચ કરત નહિ; પરંતુ તે દિવસે તો તે સંકુચિત થઇને તેની સાથે જવામાં અસમર્થ થઈ પડી. એક કલાક પછી તેને એક મહા વિપદ્જનક કાર્યમાં લિપ્ત થવાનું હતું. તેથી તેણે પોતાના મનમાં

[illegible] પ્રકારની વિષમ ચંચળતાને અનુભવવા માંડી. ચાણક્યની વાર્તા પ્રમાણે, તેની ઝૂપડીમાં જવાથી, ઘણો સમય વ્યર્થ નષ્ટ થઈ જશે, અને એમ થવાથી શકટારના જીવનની રક્ષા થઇ શકશે નહિ. આમ ધારીને લલિતા ચાણક્યની સાથે જવામાં અસમ્મત થઇ.

લલિતાએ, ચાણક્યના પ્રશ્નનું કાંઇ પણ ઉત્તર ન આપવાથી, ચાણક્ય સહજ શંકાશીલ થયો. તેણે સાંભળ્યું હતું કે, એ લલિતા શકટારની ત્યાગેલી પત્ની છે. લલિતા, રૂપવતી અને યુવતી છે, આ યુવતી આવી [illegible] ઉતાવળી ઉતાવળી ક્યાં જાય છે, એવા પ્રકારની આશંકાએ [illegible]ના મનમાં જાણે એક જાતના સંદેહનું ભયાનક તોફાન મચાવી મૂક્યું.

ચાણક્યે મનમાં ને મનમાં જ વિચાર્યું કે;–" સ્ત્રીઓના ચરિત્રને અને પુરુષના ભાગ્યને જ્યારે સ્વયં વિધાતા પણ જાણી શકતો નથી, ત્યારે બિચારા મારા જેવા ક્ષુદ્ર અને પામર મનુષ્યનુ શું ગજું ? આ લલિતા અવશ્ય સન્માર્ગ પરથી ભ્રષ્ટ થઈ હોવી જોઇએ. તે કદાચિત્ આ દુર્યોગવાળી મધ્યરાત્રે સુઅવસર મળવાથી વ્યભિચાર કરવા જતી હશે. અને તેથી જ મારી સાથે આવવામાં આવી આનાકાની કરી રહી છે અથવા ચંચળ બની રહી છે."

ત્યારપછી ચાણક્યે ગંભીર સ્વરે કહ્યું કે;—" લલિતા : તારો સ્વામી શકટાર મારો હિતેચ્છુ મિત્ર છે. તે જ્યાં સુધી રાજમંત્રીના પદ પર નિયુક્ત હતો, ત્યાં સુધી મારાપર પૂરતા ઉપકાર કરી ગયો છે. તેના હિતાર્થેજ, મેં મંત્રી રાક્ષસના વિનાશ માટે કેટલીકવાર મંત્રક્રિયા કરી હતી, પરંતુ તેમાં એક વિઘ્ન આવવાથી હું મારા કાર્યમાં વિજયતા મેળવી શક્યો નથી. તું તેની ત્યાગિત થયેલી પત્ની છે. હવે મને સંપૂર્ણ રીતે સમજાયું છે કે, શકટારે તારો ત્યાગ કરવામાં કાંઈ પણ અયોગ્ય કાર્ય કર્યું નથી. કારણ કે, તારૂં ચારિત્ર પવિત્ર હોય, તેમ મને લાગતું નથી. જો તું પવિત્રા હોય, તો શકટારના જેવો મહા વિચક્ષણ પંડિત રાજમંત્રી, તારા જેવી સુંદરી પત્નીનો ત્યાગ કરે ખરો કે ? વળી તું આવી અંધકારમય રાત્રે આમ એકલી રખડવા જાય ખરી કે ? ખરૂં કહે જોઇએ કે, તું વ્યભિચાર કરવા જતી હતી કે નહિ વારૂ ?"

ચાણક્યની આવી હૃદયભેદક વાર્તા સાંભળીને, લલિતા ઉન્માદિની બની ગઇ. તેના શરીરમાં જાણે હજારો વીંછીઓના ડંસની જ્વાળા જાગી ઉઠી. તે વાઘિણીના જેવી ગર્જના કરીને કહેવા લાગી કે;–" આપ પંડિત, મહા બુદ્ધિમાન અને બ્રહ્મતેજોમય બ્રાહ્મણ

છો. મેં સાંભળ્યું છે કે, બ્રાહ્મણ, નારાયણની પેઠે સર્વાન્તર્યામી હોય છે. પરંતુ હવે મને સમજાય છે કે, આપના જેવા આદર્શ બ્રાહ્મણો-માંથી પણ તે શક્તિનો લોપ થયો છે. ભૂદેવ ! હું સતી છું કે શંખણી છું, તે શું તમે તમારા યોગબળથી નથી જાણી શકતા ? જો સાવિત્રી અસતી હોય, સીતા અસતી હોય, શૈવ્યા અસતી હોય, દમયંતી અ-સતી હોય, તારા અસતી હોય, તો મને પણ તેવીજ માની લેજો. જો સૂર્યમાં કલંક હોય, ભગવાન વિષ્ણુ કલંકિત હોય, તો મને પણ કલં-કિત માની લેજો. પરંતુ એટલું તો ચોક્કસ જાણી લેજો કે, સતીનું તે-જ અનેકવાર બ્રહ્મતેજથી પણ વિશેષ વધી જાય છે. સાક્ષાત્ કૃતાંતને, પોતાના તેજથી મોહિત કરીને સતીઓએ પોતાના કાર્યને પૂર્ણ કર્યાં છે, મરેલા પતિને પાછા મેળવ્યા છે. પરંતુ બ્રહ્મતેજનું એવું કોઇ ઉદા-હરણ શાસ્ત્રમાંથી બતાવી શકશો કે, જેથી તમારા બ્રહ્મતેજે, આવું કોઇ અસંભવિત કાર્ય કર્યું છે, તેનો આ પૂરાવો છો ? આપ આ મગધમાં એક મહા શ્રેષ્ઠ અને શાસ્ત્રજ્ઞ પંડિત ગણાઓ છો, મહાજ્ઞાની જ્ઞાની સ્વામી યોગાનંદના શિષ્ય થાઓ છો. તમે આવા ભ્રમમાં પડશો, એવું મેં સ્વપ્નમાં પણ ધાર્યું નહોતું. આકાશના અંતરાલમાં જે ભગ-વાન વ્યાપેલો છે, તે જ માત્ર મારો સાક્ષી છે. મેં જો મારા પતિ દેવતા સિવાય અન્ય કોઈ પુરુષનો સંકલ્પ, કદાપિ ભ્રમને વશ થઇને પણ કર્યો હોય, તો મારા મસ્તકપર આકાશનું તે વજ્ર તૂટી પડી મને બાળીને ભસ્મીભૂત કરી નાખશે.

લલિતા વિશેષ બોલી શકી નહિ. તે રડવા લાગી. તેના રડવાનો અસ્પષ્ટ સ્વર ચાણુકયને સંભળાયો. એથી ચાણુક્યનું હૃદય કમ્પિ ઉઠયું અને તે નમ્ર સ્વરે કહેવા લાગ્યો કે;–" બ્હેન ! મેં ભ્રમમાં પડીને તારાપર વૃથા સંદેહ કર્યો છે, એને માટે મને ક્ષમા આપ. હું મનુષ્ય વિના બીજો કોઇ જ નથી, તેથી કદાચિત્ મારાથી કાંઇ પ્રમાદ થયો હોય તો, તે સર્વથા સંભવિત છે. મનુષ્ય માત્ર પ્રમાદને પાત્ર છે. પ-રંતુ તું આવી ભયાનક ઝંઝાવાતવાળી રાત્રે ક્યાં જાય છે, શા માટે જાય છે, આદિ સર્વ વૃત્તાંત મને કહી સંભળાવ. જો હું તને કાંઇ પણ સહાયતા કરી શકીશ, તો મને પોતાને કૃતાર્થ થયો માનીશ."

ચાણુકયની આવી મિષ્ટ વાર્ત્તા સાંભળીને, અભિમાની લલિતા સહજ સ્વસ્થ થઈ અને ત્યાર પછી તેણે ધીમે ધીમે તેની આગળ પોતાનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો.

ચાણુકયે કેટલીક વાર સુધી કાંઈક વિચાર કર્યા પછી કહ્યું;–"લ-

લિતા, તારા સ્વામીનો ઉદ્ધાર કરવાની તું જે કલ્પના કરે છે, તે અતિ ભયંકર છે. જે ઉપાયે તું તારા સ્વામીને પુનર્જીવિત કરવા ધારે છે, તે ઉપાય કદાચિત્ નિષ્ફળ પણ નિવડી શકે તેમ છે. આ બન્ને રસાયણની ક્રિયા હમેશાં સરખી રીતે ઉપયોગી થઈ પડતી નથી. મને લાગે છે કે, આ ઉપાય અવશ્ય તેં ભૈરવી માતંગી પાસેથી જ જાણ્યો હશે. ”

લલિતા બોલીઃ–“ પ્રભુ આપનું અનુમાન યથાર્થ છે. ”

“ બ્હેન ! હું સ્વીકારૂં છું કે, તારી પાસેનાં ઔષધો અસંભવિતને સંભવિત કરી શકે તેવાં છે. જેઓ એ વસ્તુને ઓળખતા નથી, તેઓ જ તેના પર અવિશ્વાસ લાવે છે. જેમણે એની અદ્‌ભુત શક્તિનો પ્રત્યક્ષ અનુભવ કર્યો છે, તેઓ તો એમજ ધારે છે કે, દેવતાએ જાણે યત્ન કરીને એ સર્વ વસ્તુઓને જીવોના ઉપકાર માટે આ પૃથ્વીપર મોકલી આપી છે. ભૈરવી માતંગીને હું ઘણીજ સારી રીતે ઓળખું છું. અમે બન્ને એકજ ગુરુનાં શિષ્ય છીએ. તેં જે ઔષધનો પ્રયોગ કરીને તારા સ્વામીનું બનાવટી મૃત્યુ નિપજાવ્યું છે, તે મૃત્યુદશાને પુનઃ ચૈતન્યમાં લાવવાનું ઔષધ હું સારી રીતે વાપરી શકું છું અને મૃત્યુ તુલ્ય મનુષ્યને પુનઃ જીવિત બનાવી શકું છું. આવ બ્હેન ! મારી સાથે ચાલી આવ. હું તારા સ્વામીની રક્ષા કરવામાં યોગ્ય સહાયતા આપીશ. ” ચાણક્યે પોતાના પવિત્ર ભાવને વ્યક્ત કરી બતાવ્યો.

લલિતા, ચાણક્યને એક મહા પંડિત અને તંત્ર–મંત્રની વિદ્યાનો પ્રવીણ પુરુષ માનતી હતી. તેથી તેની વાર્ત્તાપર તે અવિશ્વાસ અથવા અશ્રદ્ધા પ્રકટ કરી શકી નહિ. જે વિપદ્‌જનક કાર્યમાં તે પ્રવૃત્ત થઇ હતી, તેમાં એક મહા બુદ્ધિમાન પુરુષની સહાયતા મળવાથી, તે અતિ શાંત થઇ.

પછીથી લલિતાએ, ચાણક્યના ચરણો પકડીને, અશ્રુપૂર્ણ નેત્રે કહ્યું કે;–“ તો મહાશય મને સહાયતા કરો, મારા ભાવિ વૈધવ્યમાંથી મારી રક્ષા કરો. આપ મારા પિતાછો, અને હું આપની કન્યા છું. જો આપની સહાયતાથી મારા સીમન્તનું આ સિન્દૂરચિન્હ વિશેષ ઉજ્જવલ થશે, તો ચોક્કસ જાણજો કે હું આપની સેવિકા રૂપે મારા આ જીવનને જીવીશ ત્યાં સુધી આપના ઉપકારના સ્મરણમાંજ વ્યતીત કરીશ. આપ મહાતેજસ્વી પુરુષછો! આપની શક્તિ અને અદ્‌ભુત મંત્રવિદ્યાની વાર્ત્તા સમસ્ત જગતને વિદિત થઈ ચૂકી છે. પિતા ! મારી રક્ષા કરો? આપ પ્રતિજ્ઞા કરીને કહો કે, મારા સ્વામીની જીવન–રક્ષા કરવામાં આપ યથાસાધ્ય યત્ન કરશોજ !”

ચાણુકય બોલ્યો:–" બ્હેન ! જ્યાં આગળ મનુષ્ય કર્ત્તવ્યને આધીન થઇને જ કાર્ય કરે છે, ત્યાં આગળ પ્રતિજ્ઞા અથવા સોગનની કશી જરુર જ રહેતી નથી. મેં જ્યારે તને મારી પુત્રી જ માની લીધી છે, ત્યારે તારી રક્ષા કરવી અને સહાયતા આપવી, એ મારી મુખ્ય જબાબદારી છે. માટે ચાલ હવે, મારી સાથે જલદી ચાલી આવ, વિશેષ વિલંબ કરવાથી અનિષ્ટ પરિણામ આવવાની સમ્પૂર્ણ સંભાવના રહે છે."

ઝંઝાવાતનો પ્રભાવ અત્યારે કાંઇક શાન્ત થવા આવ્યો હતો. લલિતાએ પણ મનમાં ને મનમાં જ વિચાર્યું કે,–" ચાણુકયની સહાયતાનો લાભ મળવાથી પોતાના પક્ષમાં એક પ્રકારનો મહાન ઉપકાર થયો છે. હવે વિશેષ વિલંબ કરવાથી, એક જાતની ભયંકર આફ્ત આવવાનો સંપૂર્ણ સંભવ છે."

આ પ્રમાણે વિચાર કરીને લલિતાએ ચાણુકયને કહ્યું:–" ચાર શબવાહકોને મેં મેળવી રાખ્યા છે, તેમની એકવાર સંભાળ લઈ આવવી અગત્યની છે. મને જણાય છે કે, ચન્દ્રપાલે અત્યાર સુધીમાં પોતાનું કાર્ય પૂરૂં કરી નાખ્યું હશે. માટે હવે વિશેષ વિલંબ કરવાથી, પરિણામ વિષમ આવશે, એવી મારી દૃઢ માન્યતા છે. શબવાહકો અહિંથી કેટલેક દૂર આવેલા એક સાંકડા માર્ગ પાસે, :મારી વાટ જોઇ રહ્યા હશે, તેમની પાસે જવામાં ઘણોજ વખત વીતી જશે, માટે હવે શો ઉપાય કરવો, વારુ પિતાજી. ?"

ચાણુકય કેટલીકવાર પર્યન્ત વિચાર કરીને બોલ્યો કે;–" જ્યારે મેં તને અભય આપ્યું છે, તને કન્યા માની છે, ત્યારે પછી તારે વૃથા ભય રાખવાનું શું પ્રયોજન છે ? આ ચાણુકયના મનોબળની વાર્ત્તા, કદાચિત્ તેં સાંભળી હશે પણ ખરી. પરંતુ મારા શરીરમાં પણ મદમસ્ત હસ્તીના જેવું બળ અદ્યાપિ અસ્તિત્વ ધરાવી રહ્યું છે, એ વાત પણ તારે વિસરવાની નથી. ચાલ, તું અને હું બન્ને, તારા સ્વામીનું શરીર ઉપાડીને સ્મશાનમાં લઇ આવીએ. ઘણા દિવસ કારાગૃહમાં કેદ રહેલા, આહાર વગર જીર્ણ બનેલા, શકટારનો દેહ એટલો બધો ભારી નહિ જ હોય કે, જે આપણા બન્નેનાથી ન ઉપાડી શકાય."

વેગથી સહજ શમિત થયેલી ઝંઝાવાતવાળી પ્રકૃતિના પટ પર થઇને, તેઓ બન્ને તરતજ એક સાંકડા માર્ગ પર ચાલવા લાગ્યાં, અને વેળાસર કારાગૃહ આગળ પહોંચી ગયાં.

આ તરફ ચંદ્રપાલ યથાસમયે કાર્ય પૂરૂં નાંખીને કરીને, તે શબ સાથે કેટલીકવાર પર્યંત બેસી રહ્યો. ઠરાવેલો વખત વીતી જતો જોઇને, તે

જરા ભય પામવા લાગ્યો. તે મનમાં ને મનમાં જ વિચારવા લાગ્યો કે;–" લલિતા હજી સુધી કેમ ન આવી ? ત્યારે શું તે શબવાહકોને નહિ મેળવી શકી હોય ? અથવા તો કોઇ, દુષ્ટ પુરુષના પ્રપંચમાં પડવાથી તેને આવવામાં આટલો બધો વિલંબ થયો હશે ? "

ચંદ્રપાલ તે મુડદાંની પાસે વધારે વાર બેસી શકયો નહિ. તેણે મનમાં જ વિચાર્યું કે:—" જો લલિતા નહિ આવે તો તેના સ્વામીના અકાળ મૃત્યુને માટે ધર્મની રીતે તે જ જવાબદાર ઠરશે. હાય ! લલિતાની છળનામાં પડીને હું શા માટે આવા મહા પાપમાં સમ્મત થયો વારુ ? "

દારૂણ ચિન્તાથી વ્યગ્ર થયેલા ચિત્તે, ચંદ્રપાલ તે કારાગૃહના ઓરડામાં ટહેલવા લાગ્યો. તેને જણાવા લાગ્યું કે, જાણે તે કારાગૃહ ભયાનક ઉષ્ણતાથી ભરપૂર બની ગયું છે. તે પ્રચંડ ઉષ્મા [ ગરમી ] તે સહી શકયો નહિ, તેથી કારાગૃહના ઓરડામાંથી બહાર આવીને તે આતુરનયને રાજમાર્ગ તરફ જોવા લાગ્યો.

અદ્યાપિ ઝંઝાવાતનો સડસડાટ સ્તંભ્યો નહોતો, ભયંકર અંધકાર હજી પ્રકૃતિના વક્ષપર છવાઈ ગયો હતો. મહા સાહસિક ચંદ્રપાલે જોયું કે, જાણે તે અંધકારમાંથી પ્રેતનાં ટોળાંઓએ ચારે બાજૂથી આવીને પોતાને ઘેરી લીધો છે. તે ટોળામાં શકટાર પણ જણાતો હતો અને તે શકટાર ભીષણ સ્વરથી બરાડા પાડતો ચંદ્રપાલને ઉદ્દેશીને કહી રહ્યો હતો કે;–" ચન્દ્રપાલ ! તને મેં આ કારાગૃહની નોકરીમાં રખાવી આપ્યો છે, તેનું તું આવું વિપરીત પરિણામ આપવાને ઉપસ્થિત થયો છે ખરુંને ? મેં તારો કાંઇ અપરાધ તો કર્યો નથી, તો પછી તેં મને વિષપાન કરાવીને મારી આવી ભયંકર દશા કેમ કરાવી ? મારૂં ખૂન શા માટે કર્યું ? નિષ્ઠુર અને હૃદયહીન રાજમંત્રી રાક્ષસ, જે કાર્ય ધીમે ધીમે કરવાને આતુર થઇ રહ્યો હતો, તે કાર્ય તેં ટુંકામાં જ કરી બતાવ્યું ? અરે પળ માત્રમાંજ મારા મસ્તકને ધૂળ ચાટતું બનાવ્યું ? પરંતુ ફિકર નહિ ચંદ્રપાલ ! હું હમણાં જ તારો અને તારા અભિમાની રાક્ષસનો બરાબર ઘાટ ઘડી બતાવું છું, ક્ષણ માત્રમાં કૃતાંત કાળના ભક્ષ બનાવું છું. મારા આ પિશાચ સહચરોને તમારા ઉષ્ણ રક્તનું પાન કરાવું છું અને તમારા હૃષ્ટપુષ્ટ શરીરનો આહાર કરાવીને તૃપ્ત બનાવું છું. નરાધમ અને માનવકુળ કલંક હત્યારાઓ ! આજે જ હું મારી પત્ની તથા સંતાનની દુર્દશા કરવાનું ફળ તમને ચખાડી આપું છું, મારી ભયાનકતાનો પરિચય કરાવીને

મારા ભયંકર વૈરનો પ્રતિશોધ લઈ બતાવું છું. પ્યારા પિશાચ બન્ધુઓ ! મારો કાપો આ નીચ અને હત્યારાઓનો સત્વર નાશ કરો, તેમના ઉકળતા શોણિતનું પાન કરો. તમારી ભયંકરતાનો સાક્ષાત્ કરાવો અને એ અધમોનાં મસ્તકોને અવનીપર પટકી પાડીને ધૂળ ચાટતાં બનાવો. તમારા હૃદયમાં જે જ્વાળાઓ છુપાયલી છે, તેને પ્રદીપ્ત કરીને આ કાપુરુષોને બાળી નાખો, ભસ્મીભૂત બનાવી ઘો અને પૃથ્વીપરથી તેમના અસ્તિત્વને નાબૂદ કરો. ”

કલ્પનાનાં ચક્ષુઓથી આ સર્વ ભીષણુ દશ્ય જોઇને ચંદ્રપાલ ઘણોજ વ્યાકુલ અને સંદેહાન્વિત બની ગયો. તેણે પોતાના બન્ને હાથોથી બન્ને આંખો ઢાંકી દીધી અને પછી અસ્પષ્ટ સ્વરથી બોલવા લાગ્યો:–“ કેવી ભયાનક દશ્યાવલી ! હે ભગવન્ રક્ષા કરો–રક્ષા કરો. મેં મારી પોતાની ઇચ્છાનુસાર આવું મહા પાપ કર્યું નથી, નિર્દોષ શકટારનું જીવન હર્યું નથી, માટે હે નિયંતા ! આ ભયાનક કાંડમાંથી મને મુક્ત કરો. સર્વનાશિની લલિતાએ, પોતે પોતાની ઇચ્છા મૂજબ આ પ્રમાણેનું વૈધવ્ય વેઠી લીધું છે, તેનો શું હું જવાબદાર છું ? ”

ચંદ્રપાલ ભયાનકતાની ભ્રમણામાં પડીને આ પ્રમાણે વિચાર કરી રહ્યો હતો, એવામાં તેણે જોયું કે, તે અંધકારમાંથી બે વ્યક્તિઓ કારાગૃહના બહારના દ્વાર તરફ આવી રહી છે. તેમને છેક નજીક આવેલી જોઇને ચંદ્રપાલ તેમને ઉદ્દેશીને બોલી ઉઠયો કે;–“ તમે કોણુ છો અને આવી અંધારી રાત્રે અહિં શા માટે આવ્યાં છો ? ”

એ અંધકારથી ઘેરાયલી બન્ને વ્યક્તિઓથી અમારા પાઠકો અપરિચિત નહિ જ હોય, તેમાંનો એક ચાણુકય અને બીજી લલિતા હતી.

લલિતાએ ઉત્તર આપ્યું:–“ ભાઇ એ તો હું આવી છું. ”

ચંદ્રપાલે, લલિતાનો અવાજ સાંભળીને ઘણા જ શાન્ત સ્વરથી કહ્યું કે;–“ તમને આવતાં આટલો બધો વિલંબ કેમ થયો ? ”

લલિતાએ ઉત્તર આપ્યું:–“ કોઈ એક વિશિષ્ટ કારણુના યોગે, મને અહિં આવતાં જરા વિલંબ થયો છે, તો ક્ષમા કરશો. તમે મને આવવામાં વિલંબ થયેલો જોઇને અવસ્ય શંકાશીલ તો થયા જ હશો ! હું તમને વૃથા ઉદ્વિગ્ન બનાવવામાં કારણીભૂત થઇ છું, તો તે સર્વ અપરાધોની મને ક્ષમા આપશો. ”

“ અત્યારે ક્ષમા માગવાનો સમય નથી. પરંતુ આપણા આરંભેલા કાર્યને પૂર્ણ કરવાનું છે. વારુ તમારા શમવાહીઓ કયાં છે ? ” ચંદ્રપાલે આતુરતાથી ઉદ્વિગ્ન બનીને પૂછ્યું.

" તેમને સાથે લાવવાની સગવડ થઈ શકી નથી, તેથી અમે બન્ને જણાં જ આ શબને ઉપાડી જઇશું." લલિતાએ ઉત્તર આપ્યું.

" તમે કોણુ કોણુ છો ?"

" હું અને મારો આ સોબતી."

ચંદ્રપાલ તે સમયે અતિ વ્યગ્ર બની ગયો હતો, તેથી તે લલિતાના સોબતીનો કાંઇ પરિચય મેળવી શકયો નહિ. તે ચાણુકયને ઓળખતો હતો, પરંતુ અંધકાર હોવાથી ત્યારે તેને ઓળખી શકયો નહિ. ચાણુકયે પણુ પોતાનો પરિચય છુપાવી રાખવા માટે, પોતાના આખા શરીરને એક સફેદ વસ્ત્રથી ઢાંકી દીધું હતું. આથી ચંદ્રપાલ તેને ઓળખી શકયો નહિ અને ચાણુકયને પણુ પોતાનો પરિચય છુપાવી રાખવાનો યોગ્ય પ્રસંગ પ્રાપ્ત થયો.

ચંદ્રપાલ બોલ્યો કે;–" તમારો સોબતી બળવાન જણાય છે, તેને ત્યાં આગળ જ વાટ જોવાનું કહો. કારાગૃહમાં તેને પ્રવેશ કરવા દેવાનો મને અધિકાર નથી. તમે અને હું બન્ને શકટારના શબને લઇ આવીશું, માટે ચાલો આપણે સત્વર તે કાર્ય કરી આવીએ."

ચાણુકયે, ચંદ્રપાલની આવી વાર્તા સાંભળીને સહજ હાસ્ય કર્યું, અને ત્યાર પછી તે ત્યાંજ ઉભો રહ્યો. તે એક અક્ષર પણુ બોલ્યો નહિ.

લલિતા અને ચંદ્રપાલ કારાગૃહમાં ચાલ્યાં ગયાં. ચાણુકય તે અંધકારમાં ઉભો રહીને, ભવિષ્યના કર્તવ્ય સંબંધી વિચાર કરવા લાગ્યો.

લાંબા વખત સૂધી અન્ન ન મળવાથી શકટારનો જીર્ણદેહ બહુ હળવો થઈ ગયો હતો. લલિતા અને ચંદ્રપાલને, તેથી તે દેહને ઉપાડવામાં વિશેષ કષ્ટ પડયું નહિ, થોડીવારમાંજ તેઓ તેના દેહને બહાર ઉપાડી આવ્યાં.

ત્યાર પછી ચંદ્રપાલે કહ્યું કે;–" હવે વિલંબ કરવાની કાંઇ જરૂર નથી. તમે લોકો આને લઇને સત્વર ચાલતાં થાઓ. ચારે બાજૂએ રાજમંત્રી રાક્ષસના જાસૂસો ફર્યા કરે છે, તેઓ જો જાણી જશે કે, આ મરણમાં આવો ભેદ સમાયલો છે, તો તેથી તમારો અને મારો બન્નેનો સર્વનાશ થશે. લલિતા ! તમે હવે જલ્દી રવાના થાઓ, ભગવાન મહાકાલ તમારૂ કલ્યાણ કરો !"

ચાણુકયે, પોતાના જીવનમાં કદાપિ શબવાહકનું કાર્ય કર્યું જ નહોતું, પરંતુ લલિતાને તેણે પોતાની પુત્રી માની લીધી હતી, તેથી તેને માટે તે સર્વ કાર્ય કરવાને તત્પર થયો હતો.

ચાણુકયે શકટારનું શબ ઉપાડીને જોયું કે, તે ઘણું જ હળવું

હતું. તેણે લલિતાને કહ્યું કે;–" બ્હેન ! મારૂં આ દૂધ અને ઘીથી પોષાયલું શરીર એક સાધારણ પુસ્તકને ઉચકવા માટે પણ અભ્યાસી થયું નથી, પરંતુ આ કાર્ય કરવું એ મારો પરમ ધર્મ છે, તેથી મને તે ઊંચકવામાં જરાપણ દુઃખ થશે નહિ. તારે ચિન્તા રાખવાનું કાંઈ પ્રયોજન નથી હું એકલો જ એને ઊંચકી જવાને સમર્થ છું. "

ચાણુક્યનો નિયમજ એવો હતો ક, જે પ્રમાણે બોલવું, તે પ્રમાણે પ્રત્યક્ષ અમલમાં મૂકી બતાવવું, એને અનુસરીને તેણે એકલાએજ તે શબને પોતાની કાંધ પર ઊંચકી લીધું અને પછીથી અતિ ઉતાવળથી તેણે તે ભયંકરતામાં આગળ પ્રયાણ કરવા માંડયું. લલિતા પણ તેની પાછળ પાછળ ચાલવા લાગી.

બન્ને જણાં ચૂપચાપ ચાલ્યા જતાં હતાં. અધાપિ પ્રકૃતિ દેવીનું સ્વરૂપ કાળા અંધકારથી આચ્છાદિત થઈ રહ્યું હતું. લગભગ પાએક ગાઉ ચાલ્યા પછી, ચાણુકય તે સ્મશાન પાસે આવી લાગ્યો. અને પછીથી તેણે એક અંધકારમય વૃક્ષતળે જઇને પોતાની કાંધ પરના શબને નીચે ઉતાર્યું.

લલિતાએ ધાર્યું કે, ચાણુકયે આટલે બધે દૂર આવવાથી થાકી જવાથી શબને આ સ્થળે ઉતારીને જરા વિશ્રાંતિ લેવાનો વિચાર કર્યો હશે. ત્યાર પછી તે બોલી કે;—" પિતાજી ! હું આપને એક પ્રશ્ન પૂછું કે ? "

ચાણુકયે ઉત્તર આપ્યું:–" બેટા, ઘણીજ ખૂશીની સાથે જે કાંઇ પૂછવું હોય તે પૂછીલે. તારે શો પ્રશ્ન પૂછવાનો છે વારૂ ? "

લલિતા કેહેવા લાગી: " આપ બળવાન હોવા છતાં, આવું કાર્ય કરવાનો તો આપને મ્હાવરો નહિજ હોય. આ પહેલાં જો જરાક વિલંબ થયો હોત તો, જે ભયંકર પરિણામ આવવાની સંભાવના હતી, તે સર્વ આશંકાનો આપે જડમૂળથી નાશ કર્યો છે, એ જોઇને મને ખરેખર આશ્ચર્યજ થાયછે. હવે મારી ચિન્તાનો અંત આવ્યો છે, કારણ કે, શબ આપણા હાથમાં આવી ગયું છે, તેથી ભય રાખવા જેવું કાંઈ રહેતું જ નથી. આપ જો આ સ્થળે થોડીકવાર ઉભા રહો તો હું મારા આવેલા શબવાહકોને અહિં આગળ બોલાવી લાવું. "

ચાણુકયે કહ્યું;—" આ શબને તું ક્યાં આગળ છુપાવવા માગે છે; એને પુનઃ સંજીવન કરવાની શી વ્યવસ્થા કરવા ધારે છે ? "

લલિતાએ ઉત્તર આપ્યું;—ભગવાન મહાકાળના મંદિરની એક બાજૂએ આવેલા ભયંકર જંગલમાં એક ભાગ્યાં તૂટયાં પુરાતન ખ

ડિયેરમાં હું આ શબને લઈ જવા ધારું છું અને પછીથી માતંગીએ આપેલા ઔષધ દ્વારા એને સચેતન કરવાની ઇચ્છા રાખું છું.

ચાણક્યે કહ્યું:–" તે ખંડિયેર તો ઘણું દૂર આવેલું છે. જણાય છે કે તે લગભગ પાએક જોજન દૂર હશે ? "

" હા, તેટલુંજ હશે? " લલિતા બોલી.

ચાણક્યે કેટલીકવાર સુધી કાંઇક વિચાર કર્યા પછી કહ્યું કે;– "તારી યુક્તિ મને ઠીક લાગે છે. પરંતુ તે એક ગાઉનો માર્ગ કાપતાં સુધીમાં તો આપણે અનેક સ્થળે આરામ લેવો પડશે. અત્યારે રાત્રિનો ત્રીજો પ્રહર પણ વીતી જવા આવ્યો છે. એ પરથી જણાય છે કે, માર્ગમાંજ આપણને સવાર થઇજશે. આપણને લોકો જોઇ જશે. અને જો તેમ થશે તો ભયંકરવિડંબના વેઠવી પડશે. માટે હું અહિં તારી વાટ જોતો બેઠો છું, એટલામાં તું જઇને તારા શબવાહકોને સત્વર તેડી લાવ. "

" ત્યાં સુધીમાં તમે એક કામ નહિ કરી નાંખો ? " લલિતાએ ઉત્સુકતાથી પૂછ્યું.

" શું કામ કરવાનું છે, વારુ ? "

લલિતાએ ઉત્તર આપ્યું:–" મંત્રી રાક્ષસ ઘણોજ શંકાશીલ પુરુષ છે અને ચારે બાજૂએ તેના ગુપ્તચરો ફર્યા કરે છે. મને જ્યાંસુધી ખાત્રી છે, ત્યાં સુધી કહું છું કે તે કારારક્ષક ચંદ્રપાલનો પણ વિશ્વાસ કરતો નથી. તે દિવસે તે દુષ્ટ રાક્ષસ મારા સ્વામીની મરણોન્મુખ શાને નજરોનજર નિરખી ગયો છે. તેમની એવી દશા જોઇને તે ચંદ્રપાલને કહી ગયો હતો કે: " જો શકટારનું મૃત્યુ થયા પછી તેનું શબ તેનો કોઈ પણ વારસ મળી આવે તેને આપી દેજે, અને જો વારસ ન મળે તો રાજદરબારમાંથી જોઇતો ખર્ચ કરીને, કોઇ સારા બ્રાહ્મણ દ્વારા એના દેહની ઉત્તરક્રિયા કરાવજે. " આથી જ્યારે તે રાક્ષસ શકટારના મૃત્યુસંવાદ સાંભળશે ત્યારે તેનો બરાબર પતો મેળવ્યા વિના રહેશે નહિ, માટે આ સ્મશાનમાં આપણે એક ચિતા સળગાવીને તેની ઉત્તરક્રિયાનું કાંઇક નિશાન કરી રાખવું જોઇએ. આમ કરવાથી રાક્ષસની શંકાનો નાશ થશે, તેનું સંદેહાન્વિત ચિત્ત શાન્ત થશે અને આપણી આફ્ત ટળી જશે. આપણે જો આ પ્રમાણે વ્યવસ્થા કરી શું તો પછી તે ચંદ્રપાલપર પણ કોપિત ન થતાં, ઉલટો તેને ધન્યવાદ આપશે. "

ચાણક્ય આ વાર્તા સાંભળીને પ્રસન્ન થયો અને તે સંબંધી વિ-

ચાર કરવા લાગ્યો. તેણે કેટલીકવાર સુધી વિચાર કર્યા પછી જોયું કે, લલિતાની યુક્તિ યથાર્થ છે. આમ વિચાર કરીને તે લલિતાને ધન્યવાદ આપતો કહેવા લાગ્યો કે;–" બેટા ! તું અતિ બુદ્ધિમતી છે. તારી આ વ્યવસ્થા ઘણીજ યુક્તિસંગત છે. પરંતુ તેમ કરવામાં એક શાસ્ત્રીય બાધા નડે છે, તેનું શું કરવું ?"

" કઇ બાધા, પિતાજી ?"

ચાણુકયે કહ્યું:–" તારો સ્વામી ખરી રીતે મરણુ પામ્યો નથી. એક તીવ્ર વિષના પ્રયોગથી, તેની જીવનશક્તિનો કેટલીકવારને માટે લોપ થયો છે. માટે જીવિત વ્યક્તિનો સ્મશાનસત્કાર કરવો એ સર્વથા અનુચિત છે, એવું આચાર શાસ્ત્રમાં લખેલું છે. એમ કરવાથી ભવિષ્યમાં કદાચિત્ તે વ્યક્તિનું અનિષ્ટ પણુ થઇ શકે છે."

લલિતા બોલી:–" પરંતુ તેમ કર્યા વિના તો આપણો છૂટકો થવાનો જ નથી. જો રાજમંત્રી રાક્ષસને જણાઈ જશે કે, આ સ્મશાનમાં શકટારની ચિતાનું ચિન્હમાત્ર પણુ નથી, તો તે અતિ શંકાશીલ થશે. તેના મનમાં આવા પ્રકારનો એક સંદેહ ઉપજવાથી, ચંદ્રપાલનું જીવન આફતમાં આવી પડશે અને મારા સ્વામીને પણુ ભવિષ્યમાં નિરાપદ રહેવાનો સમય રહેશે નહિ. દેવતા ! જે અમંગળનો પ્રબળ પ્રવાહ તેના વીતેલા જીવનપર થઇને વહી ગયો છે, તેના કરતાં પણુ વિશેષ શું અમંગળ થશે વારૂ ? વજ્રપાતથી બળીને દગ્ધ થયેલી વસ્તુને પુન; અગ્નિનો સ્પર્શ થવાથી તે વસ્તુને પુનઃ બળવા જેવું શું રહેશે ?"

ચાણુકયે ધ્યાનપૂર્વક વિચાર કર્યા પછી કહ્યું:–" બેટા ! તારી યુક્તિ ગ્રહણુ કરવા યોગ્ય છે. હું પોતે જ આ કાર્યને પૂર્ણ કરૂં છું. પાસે જ મારી અભિચાર કરવાની પર્ણકૂટી છે, તે કૂટીરમાં અગ્નિ પ્રકટાવવાનાં સર્વ સાધનો તૈયાર છે. તું આ શબને સાચવ, એટલામાં હું સર્વ સાધનો લઇને ચાલ્યો આવું છું. મારા આવ્યા પછી, તું તારા શબવાહકોને તેડી આવજે."

આમ કહીને ચાણુકય કાંઇ પણુ બોલ્યા ચાલ્યા વિના, ત્યાંથી ચાલ્યો ગયો. તેણે દરેક અમાવાસ્યાની સ્મશાન કાલીની પૂજા માટે, આ ભયંકર સ્મશાન પાસેના જંગલમાં એક નાની કૂટીર બાંધી હતી.

તે કૂટીર–ઝૂપડીમાં જઇને ચાણુકય અગ્નિ પ્રકટાવવાનાં સાધનો લેવા લાગ્યો. ઉપયોગી વસ્તુઓ લીધા પછી, તે પુનઃ લલિતા પાસે આવી

લાગ્યો. તે ઝુંપડીમાં સૂકા કાષ્ટનો એક મોટો ઢગલો ખડકી રાખવામાં આવ્યો હતો. તેમાંથી કેટલાંક કાષ્ટનો એક ભારો બાંધીને ચાણક્ય શકટારની દહન–ક્રિયા કરવા માટે સાથેજ લેતો આવ્યો હતો.

લલિતાએ ઉતાવળી જઇને, તેના મસ્તકપરથી લાકડાંનો ભારો ઉતારી લીધો. અને ત્યાર પછી તેના ચરણો ગ્રહીને કહ્યું કે;–" પિતાજી! આજે આપને આ હતભાગિનીને માટેજ આટલું બધું કષ્ટ વેઠવું પડયું છે. આપના હૃદયના મહત્ત્વની અને ઉદારતાની આજે આપે સંપૂર્ણ ખાત્રી કરાવી આપી છે. ધન્ય આપની કૃપા! ધન્ય આપની માયા! દેવ! આ સંસારનાં જ્યાં સૂધી મારા આ ક્ષુદ્ર જીવનનું અસ્તિત્વ હશે, જ્યાં સૂધી આ પંચત્ત્વના પૂતળામાં પ્રાણવાયુ વિદ્યમાન હશે, જ્યાં સૂધી મારા આ હૃદયક્ષેત્રમાં ધર્મ ભાવનાનું પ્રાબલ્ય હશે; ત્યાં સૂધી હું આપના આ અમૂલ્ય ઉપકારનુ વિસ્મરણ કરી શકીશ નહિ, આપના યેશાગાન ગાયા વિના રહી શકીશ નહિ. પ્રભુ! આ કિંકરી આપના ઉપકારનો બદલો વાળવાને સર્વથા અસમર્થ છે, છતાં હૃદયથી આપના ગુણાનુગાન ગાવામાં સદા સર્વદા તૈયાર છે. ? "

આ સાંભળીને ચાણક્ય કહેવા લાગ્યો કે;–" બેટા! આ સર્વ કાર્ય કરવામાં મેં કાંઇ વિશેષતા કરીજ નથી. મનુષ્ય ધર્મ પ્રમાણે મનુષ્યે જે જે કાર્યો કરવાનાં છે, તેનો શંતાશ ભાગ પણ હું અદ્યાપિ કરી શક્યો નથી, માટે મને આટલું બધું મહત્ત્વ ન આપતાં સર્વ શક્તિવાન ઇશ્વિરનેજ ધન્યવાદ આપ કે, જેથી તું તારા પતિને ઉદ્ધારવાના કાર્યમાં ફળીભૂત થઇ શકે. પુત્રિ! આ સર્વ મહામાયાના મહાચક્રનું જ પરિણામ છે, જેઓ તેમની સન્મોહિની માયાના મોહથી અધીર હોય, સંસારની સાથે લેશ પણ સંબંધનું બંધન રાખતા હોય, તેમને સર્વને આ પ્રમાણેજ સર્વ સહેવું પડે છે. સ્ત્રા, પુત્ર, કન્યા, જનની, ભગની આદિને માટે જ આપણો આ સંસાર છે. મેં જ્યારે તને મારી પુત્રી માની છે, ત્યારે તારે માટે આવું એક દુઃખ વેઠવું પડે તો, તો તેમાં શું આશ્ચર્ય અથવા વિચિત્રતા છે? માનવકુળના કલ્યાણાર્થે કદાચિત્ આ ક્ષુદ્ર કાયાનું પતન થાય, નશ્વર જગતનો ત્યાગ કરવો પડે અથવા જેનું નામ સાંભળીને સમસ્ત સંસાર કમ્પાયમાન બની જાય છે એવા મૃત્યુની આધીન થવું પડે તો, તેમાં પણ શી હાનિ છે! કાયાતો ધર્મ બજાવવાજ સરજાઈ છે, તેમજ માનવ માનવનું હિત કરવાને જ સરજાયલાં છે. "

તેણે પોતાના બાહુઓને આગળ લંબાવીને લલિતાને પૃથ્વીપરથી

બેઠી કરી અને ત્યાર પછી અતિ સ્નેહપૂર્વક સ્વરથી કહ્યું:-" મારી જીંદગીમાં મેં આવું કોઈ પણ કાર્ય કર્યુંજ નથી, અને ભવિષ્યમાં કરીશ કે કેમ તેની પણ કાંઇ સંભાવના નથી. તું આ શબની રક્ષા કર. આ સૂકાં લાકડાંના ભારાને હું સ્મશાનમાં ચિતારૂપે ખડકીને બાળી આવું છું. અત્યારે આકાશની જે સ્થિતિ થઈ રહી છે, તે પરથી જણાય છે કે, કદાચિત્ ફરીવાર વરસાદ પણ આવશે. વરસાદના જળથી જો ચિતા ધોવાઈ જશે તો, આપણો આ બધો પરિશ્રમ, યત્ન અને કષ્ટ આદિ સર્વ નિષ્ફળ થશે. માટે હું એવી જગાએ ચિતાની રચના કરીશ કે, તે જગાએથી વરસાદ પણ તેનું નિશાન મટાડી શકશે નહિ. "

આમ કહીને ચાણક્યે પુનઃ લાકડાંનો ભારો પોતાના મસ્તકપર ઉચકી લીધો અને ત્યાર પછી સ્મશાનમાં જઇને જોયું કે, હજી એક વૃક્ષતળેની જગા વરસાદથી ભીની થઈ નથી, પરંતુ તદ્દન સૂકી રહેવા પામી છે. "

ચિતા ગોઠવવાની યોગ્ય જગા જોઇને, ચાણક્યના મનમાં એક પ્રકારનો અતિ આનંદ થયો. તેણે સૂકાં તણખલાંની સાથે ચકમકથી અગ્નિ સળગાવીને ચિતામાં મૂકી દીધો. આથી થોડા વખતમાં ચિતામાંથી પ્રચંડ અગ્નિ પ્રદીપ્ત થયો અને દશેદિશામાં પોતાની ભયંકર જ્વાળાઓને વિસ્તારવા લાગ્યો. તે ચિતામાંથી જન્મેલો ધૂમ્રરાશિ વાયુની સાથે મળીને ગગન સાથે વાર્તાલાપ કરવા લાગ્યો.

હવાનું જોર હજી સૂધી નરમ પડયું નહોતું. જ્યાં આગળ અગ્નિ અને વાયુનો મેળાપ થાય છે, ત્યાં આગળ એક પ્રકારની વિશેષ શક્તિનો ઉદ્‌ભવ થયા વિના રહેતો નથી. ભડભડ શબ્દ કરતી તે બનાવટી ચિતા સળગી ઉઠી. તેના પ્રકાશથી, તે ભયંકર સ્મશાનભૂમિ પ્રકાશિત થઇ ગઈ.

જે સમયે ચિતા પ્રકટી રહી હતી તે સમયે ચાણક્યના મગજમાં એક નવીન કલ્પનાનો ઉદય થવાથી તે સ્વગત કહેવા લાગ્યો કે;-" મેં આ ચિતા તો સળગાવી, પરંતુ તે ભસ્મ થયા પછી, તેમાં બળીને ભસ્મ થનાર વ્યક્તિનાં થોડાં ઘણાં હાડકાં પણ હોવાં જોઇએ, :એવો વિચાર જો રાક્ષસના મનમાં આવશે તો, અત્યાર સૂધી કરેલી સઘળી મહેનત ધૂળ મળશે. માટે આ સ્મશાનમાં આજૂબાજૂએ પડેલાં હાડકાં વીણી લાવીને આ સળગતી ચિતામાં નાખી દેવાથી, સર્વ ભય અને આશંકાનો નાશ થશે. "

આમ ધારીને તે સ્મશાનમાં આમ તેમ પડેલાં કેટલાંક હાડકાં

વીણી લાવ્યો અને તેને સળગતી ચિતામાં નાંખીને, ચિતાને સળગી જવાની વાટ જોવા લાગ્યો.

ધધકતા અગ્નિએ જ્યારે છેલ્લા લાકડાના કકડાને ભસ્મીભૂત કરી નાખ્યો ત્યારે તે સ્મશાનભૂમિ પુનઃ અંધકારથી આચ્છાદિત બની ગઇ

કાર્ય સમાપ્ત થઇ ગયા પછી, ચાણક્ય, જ્યાં આગળ લલિતા ઉભી હતી, ત્યાં આગળ આવી પહોંચ્યો, અને તેને ઉદ્દેશીને કહેવા લાગ્યો કેઃ—" તું જલદી તારા શબવાહકોને બોલાવી લાવ. હું આ શબની રક્ષા કરૂંછું, પરંતુ તું વિશેષ વિલંબ કરતી નહિ. જો તને આવવામાં વધારે વાર લાગશે, તો પુનઃ ભયંકર આફત આવી પડશે."

લલિતા તરતજ નિશાચરીની પેઠે તે અંધકારમાં વિલીન થઇ ગઇ.

લલિતાના ચાલી જવા પછી ચાણક્ય મનમાં ને મનમાંજ કહેવા લાગ્યો કે;–" હાય ! ભગવાનનો આ સંસાર કેવો વિચિત્ર છે. આ સંસારના બનાવો અને દશ્યો એવાં પરિવર્ત્તનીય છે કે, મનુષ્યની કયારે કેવી દશા ઉપસ્થિત થશે, તે કોઇનાથી કહી શકાતું નથી. આ જ શકટાર કે, જેનું વિગત ચૈતન્યયુક્ત જીવન આજે આશા અને નિરાશાના ઉંડા ઉદધિમાં ઝોકાં ખાઈ રહ્યું છે, જેનો દેહ શબના સ્વરૂપમાં મારા પગ આગળ પછડાઇ રહ્યો છે, તે જ શકટાર એક દિવસ આ વિશાળ રાજ્યનો મંત્રી અથવા બીજો રાજા જ હતો. જે શકટારના ભયથી ભવ્ય રાજ્યોના ભૂપતિઓ પણ થરથર કમ્પતા હતા, તે જ શકટાર આજે આ ભયંકર સ્મશાનની અપવિત્ર ભૂમિમાં આવી દુર્દશાથી શયન કરી રહ્યો છે ! તે જ્યારે રાજમાર્ગમાં ફરવા નીકળતો, ત્યારે પ્રજાજનો તેનું જયોચ્ચારણ કરતા હતા, તેને દેવતાના સમાન સન્માન આપતા હતા, સ્વર્ગીય મગધેશ્વર જેને પોતાની જમણી ભુજા સમાન ધારતા હતા, અસંખ્ય અશ્વારોહી અને પાયદળ સેના તેના મુખમાંથી નીકળતા શબ્દોનું અનુકરણ કરવાને તત્પર રહેતા હતા, તેની આજ્ઞા થતાંની સાથે જ અનુચરો અને પરિચારિકાઓ "આજ્ઞા આજ્ઞા" ના શબ્દોથી તે આજ્ઞાનું પાલન કરવાને સર્વદા ઉત્સુક રહેતી હતી અને જળને બદલે ક્ષીર આપવાની આકાંક્ષા રાખતી હતી. તેની અંગુલિના સંચાલનથી સમગ્ર મગધરાજ્ય એક દિવસ પરિચાલિત થયું હતું. પરંતુ હાય ! આજ તે જ શકટારની આવી દુર્દશા ! આવું ભયંકર અપમાન ! એક ઝંઝાવાતના ઉત્પાતવાળી ભયંકર મધ્ય રાત્રે, તેનું શબ નિર્જન સ્મશાન ભૂમિમાં આળોટી રહ્યું છે. પર્યંકમાંની સુકોમળ

અને શુભ્ર શય્યામાં સૂનાર શકટારને આજે આ પાષાણુમય કણ્ટકમય ભૂમિમાં શયન કરવું પડે છે. તેની સાથે એક પણ આત્મીય વ્યક્તિ નથી ! તેના દેહનું રક્ષણ કરે તેવો કોઇ મિત્ર નથી ! મહાન પુરુષના મૃત્યુ પછી તેના અગ્નિસંસ્કાર માટે જે શુભ વિધાનો થવાં જોઇએ, તેનું કોઇ ઐશ્વર્યસંપન્ન ચિન્હ પણ નથી ! એક પણ વ્યક્તિ તેને માટે અશ્રુપાત કરવાને વિદ્યમાન નથી ! હાય ! સ્વાર્થમય દુનિયા ! પ્રપંચમય વિશ્વ ! તારી કેવી વિચિત્ર રચના છે ! ઓ આડંબર મંડિત વિશ્વ અને તેના નિવાસિઓ ! શું તમે સર્વ સત્તા અને સંપત્તિને જ માન આપનારા છો ? શું તમારા હૃદયમાં મનુષ્ય પ્રેમ નથી ? દરિદ્રપર દયાની ભાવના નથી ? જો એમજ હોય, તો તેમાં તમારો ભયંકર પ્રમાદ થાય છે, વિશ્વકર્ત્તાના કાર્યને ગેરઈન્સાફ અપાય છે !"

"આ સર્વ તો મનુષ્યના ભાગ્યની વિચિત્ર લીલા છે ! જે આવું પરિવર્ત્તનશીલ છે, છતાં મહાજ્ઞાની ગણાતા માનવો તેની માયા અને છળથી શા માટે મુગ્ધ બની જાય છે ? વાસ્તવિક જ જે અસત્ય છે, મિથ્યા છે તેવી વસ્તુઓમાં ક્ષુદ્ર સંસારીઓ મરુભૂમિમાં જળ બિન્દુનો આભાસ માની ને શા સારુ પ્રયાણ કરી રહ્યાં હશે ? સૌભાગ્યના સુખમય દિવસોમાં ગર્વ, આત્માભિમાન અને આત્મગરિમાથી મુગ્ધ થઇને, આ ધરાને સદા સમાન શા માટે માનતા હશે ? એ ઉજ્જવલ પ્રકાશમય સૌભાગ્યના દિવસો, પુનઃ જે દુઃખના ભીષણ અમાવાસ્યાના અંધકારથી આચ્છાદિત થઈ જશે, તે વાર્ત્તાને સૌભાગ્યથી વિડંબિત થયેલા અને મદગર્વથી છેતરાયલાં મનુષ્યો એક દિવસ ભ્રમમાં પડીને પણ કેમ વિચારતાં નથી ? દિવાકરના આગમન પહેલાં વિભાવરીનું અવસાન થાય છે, તેવી જ રીતે દુઃખના દિવસો ચાલ્યા જાય છે એટલે તેનું સ્થાન સુખના દિવસોને મળે છે અને તેમનો અવધિ આવી જતાં પુનઃ દુઃખના દિવસો આવીને ઉભા રહે છે, આ સર્વ વાર્ત્તાઓ જાણવા છતાં હતભાગિ મનુષ્ય પોતાના ભાવિનો વિચાર પણ કેમ કરતાં નથી ? જે ક્ષણિક, નાશવંત છે અથવા તો ક્ષણવારમાં વાયુના ગોળાની પેઠે પ્રલયના અંધકારમાં મિશ્ર થઇ જાય તેવું છે, એ સર્વ વાતોથી વાકેફ હોવા છતાં અભિમાનથી ઉન્મત્ત બનેલાં માનવો પુનઃ પ્રમાદને વશ થઇને ભયંકર કુકૃત્યના દાસો શા માટે બની જાય છે ?"

"માયા અને મોહ એ બે વસ્તુઓ જ માનવજાતિના સર્વનાશનું મૂળ છે. એ સર્વનાશિની માયાના છળમાં બંધાઇને જીવ પોતેજ પોતાના અસ્તિત્વને ભૂલી જાય છે, કર્ત્તવ્યને વિસરી જાય છે અને પાપ

પ્રચારક શયતાનના સ્વરૂપને ધારણ કરી લે છે. સર્વજનો સારી રીતે જાણે છે કે, આ પૃથ્વીપર જન્મ ધારણ કરનાર કોઇ પણ પ્રાણીને એક દિવસ તો અવશ્ય મૃત્યુને આધીન થવાનું જ છે, આ માયામય જગતમાં સર્વ અનિત્ય અને અસત્ય છે; મરણના જેવું ચિરકાળ રહેનારું કોઇ જ નથી. આ જ્વર, ક્ષય, ઉન્માદ શોક, વ્યાધિ, ઉપાધિ આદિ અનેક વેદનાઓથી પીડાયલા સંસારમાં. ભિન્ન ભિન્ન નગરીના ખુલ્લા માર્ગોપરથી હજારો શબો સ્મશાન તરફ જતાં જોવામાં આવે છે, લોકો તેને નિત્ય પોતાની નજરોનજર નિહાળે છે, છતાં પણ તેમને ચૈતન્ય કેમ આવતું નથી ? તેમની મોહ–નિદ્રાનો કેમ ભંગ નથી થતો ? સ્મશાન ભૂમિમાં પ્રકટેલી ચિતાઓના ભયંકર અગ્નિમાં પડીને દગ્ધ થતાં અનેક મનુષ્યોનાં શરીરોનું નિરીક્ષણ કરવા છતાં, વિચારહીન માનવને પોતાના ભવિષ્યનો વિચાર કેમ નથી આવતો ? રૂદન અને હાહાકારના ધ્વનિઓ સાંભળવા છતાં બુદ્ધિશૂન્ય માનવના હૃદયમાં પોતાની સ્થિતિનો સંકલ્પ શા કારણથી ઉદિત નથી થતો ? આ સર્વ તે મોહમયી માયાનોજ વિલક્ષણ પ્રભાવ છે, અને તે માયાના દાસ બનેલા માનવોનો ઉન્માદ છે.

“એ વિષયની તુલના તરીકે વર્ત્તમાન રાજમંત્રી રાક્ષસ અથવા ધીરબુદ્ધિનેજ લઉં છું. જે મહાલય જેવા, પ્રકાશિત દીપકોની માળાથી ઉજ્જ્વલિત થયેલા, ગગનચુંબિત ભવનમાં આ ધૂળમાં રગદોળયલો શકટાર એક દિવસ એશારામમાં રહેતો હતો, તે મહાલય આજે રાક્ષસના અધિકારમાં છે. આ મગધ સામ્રાજ્યમાં અત્યારે તે બીજો રાજા ગણાય છે. સમ્રાટ્‌ના આસનની જોડેજ તેનું આસન પડે છે. તેની આજ્ઞાથી આ વિશાળ મગધરાજ્ય ચાલી રહ્યું છે, પરંતુ તે મંત્રી રાક્ષસે શું સ્વપ્નમાં પણ એવો વિચાર કર્યો હશે કે, હું અત્યારે જે મિલ્કતનો માલિક બની બેઠો છું, તે સર્વ શકટારની છીનવી લીધેલી સંપત્તિ છે. શું તેના મનમાં એવો ખ્યાલ પણ આવતો હશે કે, પ્રથમના રાજમંત્રી શકટારની પેઠે આવા ભયાનક દિવસો પોતાને પણ ભોગવવા પડશે ? ના, કદાપિ નહિ. જો તેમ હોય તો તે શકટારની આવી દયાજનક દશા કરેજ નહિ. તેના મનમાં મૃત્યુનો ભય હોય તો શકટારનાં નિર્દોષ બાળકોની અને તેની સ્ત્રીની હત્યા કરેજ નહિ. જો તેના હૃદયમાં ભવિષ્યના સારાસારની ભાવના ઉદ્‌ભવી હોય, તો તે શકટારને અન્નથી અળગો રાખીને ક્રૂરતાથી મારી નાખવાનાં કારસ્થાન કરેજ નહિ. તેણે જે પ્રકારના કૂટ કારસ્થાનનો જાળ બિછાવીને શક-

ટારના અધઃપતનનો આરંભ કર્યો છે, અને તેનું એકનુંજ નહિ, પરંતુ તેના સમગ્ર પરિવારનું પતન કર્યું છે, તે વખતે તેણે એમ ધાર્યું હશે કે, ભવિષ્યમાં મારી પણ આવી દશા થશે? પોતાનું પ્રકાશિત સૌભાગ્યાકાશ એક દિવસ ભીષણ અંધકારમય થઇ જશે, એવો તેના હૃદયમાં સંકલ્પ પણ આવ્યો હશે? જો રાક્ષસના હૃદયમાં અનુકંપાનો આવિર્ભાવ હોત, પ્રેમની પ્રબળ પિપાસા હોત, કર્ત્તવ્યની કઠિન પ્રતિજ્ઞા હોત, ધર્મની દૃઢ ધારણા હોત, તો બાળહત્યા અને સ્ત્રીહત્યા જેવાં ભયંકર પાપો કરવાને તત્પર થાત ખરો કે? જો તે એક પ્રકૃત પુરુષ હોત તો, અંતઃપુરમાં નિવાસ કરનારી એક ક્ષુદ્ર રમણીની પેઠે વિશ્વાસઘાત કરીને શકટારની આવી દુર્દશા કરવાનું દુઃસાહસ કરી શકત ખરો કે?"

"રાક્ષસની આવી દશા કેમ થઇ, એનું કારણ બીજું કાંઇજ નથી, માત્ર લોભ, તૃષ્ણા અને અહંકારેજ તેને અધઃપાતના માર્ગમાં ઘસડી જવા માટે આવી દુર્મતિ આપી છે. શાસ્ત્રકારોએ યથાર્થ કહ્યું છે કે, મોહ એ મદિરાના સમાન માદક—ઉત્તેજક છે. મદિરાનું પાન કરવાથી જે એક પ્રકારની ઉત્તેજના થઈ આવે છે, તેનો કદાચિત્ અપચય પણ થઇ જાય છે; પરંતુ એકવાર મોહ—મદિરાની મોહિની શક્તિમાં મોહિત થવાથી, તેનો નશો સહજમાં છૂટી શકતો નથી. સંપત્તિ અને સત્તા મેળવવા માટે નરહત્યા, કારસ્થાન, કપટતા,—દગાબાજી, દુરાચાર, અત્યાચાર, પીડન આદિ મહા અપરાધ કરવા પડે છે. અને રમણીના મોહથી મોહિત થઇને તેઓ શું કરી શકતા નથી? રમણીનો સતીત્વનાશ, સતીનો સર્વનાશ આદિ સર્વને તેઓ સહજ પાપ જ ધારે છે. ઉંચી પદવી મેળવવા માટે તેઓ પોતાના વંશના સન્માનનો વિક્રય કરવાને તત્પર થાય છે."

"આ નષ્ટગૌરવ અને અધઃપતિત રાજમંત્રી રાક્ષસ, શકટારપર પૈશાચિક નિષ્ઠુરતા બતાવી રહ્યો છે. સામાન્ય મનુષ્ય જે કાર્ય કરવાને સંકુચિત થાય છે અથવા કમ્પાયમાન બની જાય છે, તે કાર્ય કરવાને તે તૈયાર થઈ રહ્યો છે અરે! કુકર્મના માર્ગનો પ્રવાસી બની ચૂક્યો છે! લૂટારા અને નરવિઘાતક મનુષ્યોથી પણે જે પાપ થવું અસંભવિત ગણાય છે, તે કરવામાં પણ તે રાક્ષસ રૂપી રાક્ષસ કુંઠિત થયો નથી. તે રાજનીતિના ચક્રમાં પડીને પોતાના હાથથીજ નરકનાં દ્વાર ખોલવાની ચેષ્ટા કરી રહ્યો છે. પવિત્રતાના મંદિરનો ત્યાગ કરીને અધમતાના આવાસમાં જવાના યત્નો આદરી રહ્યો છે! આ બિચારા શકટારને મગધરાજ્યના મજબૂત કારાગૃહમાં અનાહારે રાખીને એ જીવતા

નરરાક્ષસે, નારીહત્યા, બાળહત્યા આદિ પિશાચોથી પણ ત્રાસ પામી જવાય તેવાં કાળાં કામ કરી નાખ્યાં છે!

"જે નરાધમે નીતિનું ખૂન કર્યું છે, ધર્મને ધરાતળમાં ધકેલી દીધો છે, પ્રભુના ભયને હવામાં ઉડાવી દીધો છે, મનુષ્યના હૃદયની મહત્તાને મારી નાખી છે, સાક્ષાત્ પિશાચના ભયાનક સ્વરૂપને ધારણ કરીને કપટતા, હિંસા, તૃષ્ણા, માયા આદિ પિશાચિકાઓને પોતાના હૃદય મંદિરમાં ચિરકાળને માટે સ્થાપી દીધી છે. ભયાનકતાને ભારે માનપૂર્વક નિમંત્રી લીધી છે, છતાં પણ જગત તેને આકલું બધું સન્માન આપે છે, પૂજ્ય પુરુષ માને છે, અને રાજદરબારનો માનવંતો મંત્રી માનીને અતિ ભદ્ર પુરુષના નામથી ઓળખાવે છે. અહા! વિશ્વની કેવી વિલક્ષણ માન્યતા! સ્વચક્ષુથી જોવા છતાં કેવી ભયાનક અંધતા! ધન અને સત્તાને માન આપનારા માનવો! તમારાં ચર્મચક્ષુઓને બંધ કરીને એક વાર હૃદયચક્ષુઓથી જુઓ કે, ધનવાન કરતાં ચારિત્રવાન મનુષ્યમાં શી શી મહત્તાઓ વિશેષ છે! અંધપરંપરાનો ત્યાગ કરીને ભલા સંસારીઓ કેવળ ધન, સત્તા, સંપતિ અથવા સૌન્દર્યનાજ પ્રશંસક ન બનો, પરંતુ ગુણવાન અને ચારિત્રવાન મનુષ્યના તરફ એકવાર તમારી દૃષ્ટિ દોડાવી જુઓ, એટલે તમારી તે મલિન ભાવનાઓનો અંત આવશે અને એક અતિ દિવ્ય વસ્તુનું નિરીક્ષણ કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થશે!"

"હે ભગવાન મને સમજાવી આપો કે, આપે આપના આ સુખના સંસારની સકળ શાન્તિને નષ્ટ કરવા માટે આવા મોહની સૃષ્ટિ શા માટે સરજી છે? હે ષડૈશ્વર્યમય નારાયણ! જે સંસારને તમે તમારા શાંતિમય વૈકુંઠના રૂપમાં પરિવર્ત્તિત શકો તેમ છો, તેજ સંસારમાં આવા જ્વાળામય નરકની સૃષ્ટિને શા માટે સરજી છે? જે મનુષ્યને તમારા અસીમ જ્ઞાનનો એકાદ ભાગ અથવા વિવેક આપીને ભૂષિત કર્યાં છે, તેની તે વિવેક–શક્તિનો લોપ કેમ કરી રહ્યા છો?"

ચાણક્ય તે અંધકારમાં ઉભો રહીને આ પ્રમાણેની ચિન્તા કરી રહ્યો હતો, તે સમયે લલિતા બે શબવાહકોને સાથે લઇને, ત્યાં આગળ આવી લાગી.

એ જોઇને ચાણક્ય બોલ્યો:–" બેટા! હવે લેશ પણ વિલંબ કરવો ઉચિત નથી, પ્રભાત થતાં પહેલાં જ તારા પતિને ચૈતન્યમાં લાવવો જોઇએ, માટે ચાલ, આપણે હવે અહિંથી રવાના થઇએ."

લલિતાની સાથે જે શબવાહકો આવ્યા હતા, તેમને લલિતા પાસેથી પુષ્કળ દ્રવ્ય મળયું હતું. તેઓ તેના જૂના પરિચયી હતા.

લલિતા ખાસ જાણુતી હતી કે, તેમની દ્વારા પણુ વાર્ત્તા પ્રકાશિત થવાની સંભાવના નથી. આ પહેલાં તેઓ એક દિવસ હતભાગી **શકટાર**નાજ અનુચરો હતા. આથી લલિતાની આજ્ઞા સાંભળતાંની સાથેજ તેમણે **શકટાર**ના શબને પોતાની કાંધ પર ઉપાડી લીધું.

રાત્રીનો ચોથો પહોર વીતી જવા આવ્યો હતો. આકાશ જો વાદળાંથી ઢંકાયલું ન હોત તો, કદાચિત્ ઉષાના પ્રકાશે ખીલી ઉઠીને, આ ભીષણુ દૃશ્યની જવનિકાને લોકોના લોચન આગળ ખડી કરી દીધી હોત.

તે ઘોર જંગલના માર્ગપરથી, તેઓ પ્રથમ જણાવેલા તે દેવ મંદિરમાં આવી પહોંચ્યા. શબવાહકો **શકટાર**ના શબને પૂર્વકથિત ગુહાના દ્વાર આગળ મૂકીને ચાલ્યા ગયા.

લલિતાએ તે ગુહાના દ્વાર ઉઘાડયાં અને ત્યાર પછી ચાણુકય પાસે જઈને કહ્યું કે;-" ચાલો હવે, આપણે બન્ને થઇને આ શબને અંદર લઇ જઇએ.

ગુહામાં પ્રવેશ કર્યા પછી **ચાણુકય** તે રોગીને માટે વ્યગ્ર બની ગયો. લલિતાએ, તે મૃત-સંજીવની દવા લઇ આવીને તેના હાથમાં આપી. **ચાણુકયે** ઘણીજ સાવચેતીથી જે જગ્યાએ તેનો લેપ કરવો જોઇએ, તે જગ્યાએ લગાડી દીધો. અને ત્યાર પછી ચારે બાજૂએ, અગ્નિ સળગાવીને **શકટાર**ના શરીરપર શેક કરવાની વ્યવસ્થા કરી.

કેટલીક વાર પછી રોગીની નાડી ધીમે ધીમે ચાલવા લાગી અને થોડા થોડા શ્વાસ લેવાવા લાગ્યો. હૃદયનો થડકો પણુ ધીરે ધીરે સંભળાવા લાગ્યો. રોગીએ એકવાર આંખ ઉઘાડીને કાંઇક જોવાની ઇચ્છા કરી, પરંતુ પુનઃ તેનાં ચક્ષુ બંધ થઈ ગયાં.

લલિતા ભૈરવીએ આપેલી તે ઔષધિની આવી મહાન શક્તિ જોઈને, ઘણીજ વિસ્મિત થઇ. **ચાણુકયે** જ્યારે જોયું કે, **શકટાર**ના શિથિલ દેહમાં પુનઃ જીવનશક્તિનો આવિર્ભાવ થયો છે, ત્યારે તે મનમાં ને મનમાં ભગવાનને અસંખ્ય ધન્યવાદ આપતો કહેવા લાગ્યો કે;-" પ્રભુ! તું જેની રક્ષા કરે છે, તેને આ ક્ષુદ્ર સંસારનું કયું પામર મનુષ્ય મારી શકે તેમ છે? તારી અપાર કરુણાનું ઉદાહરણમેં આજે મારી નજરોનજર નિહાળયું છે. આ **શકટાર**ની તેં ભયંકર મૃત્યુના પંજામાથી રક્ષા કરી છે, એ તારી અનુપમ અનુકંપાનુંજ પરિણામ છે; "

લલિતા એકાગ્ર મનથી પોતાના પતિની સેવામાં નિયુક્ત થઇ ગઈ. ત્યાર પછી **ચાણુકય** તેને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;-" બ્હેન !

તું ખૂબ સાવચેતીથી તારા સ્વામીની સેવા કરતી રહેજે. જ્યારે એની જીવન–શક્તિ ચાલી આવી છે, ત્યારે હવે તેને ચૈતન્ય પ્રાપ્ત થવામાં વિશેષ વિલંબ લાગશે નહિ. મને ખાત્રી છે કે, બપોરૂ પહેલાં તારા પતિ શકટારની અવસ્થા સુધરી જશે. હવે મારે સ્નાનાદિક્રિયા કરવાનો સમય થઇ ગયો છે. અહિં દૂધનો એક છાંટો પણ નથી કે, જે રોગીની આપી શકાય. હું શકટારને માટે કેટલાક ખાદ્ય પદાર્થો અને દૂધ આદિ લઇને પાછો લગભગ બે ત્રણ પ્રહર પછી અહિં આવી લાગીશ. તે સાથેજ હું એક એવી અદ્દભુત મૃતસંજીવની મહાઔષધિ લેતો આવીશ. એ ઔષધિ તારા સ્વામીને સંપૂર્ણરૂપે સ્વસ્થ બનાવી દેશે.”

ચાણક્ય આ પ્રમાણે, લલિતાને સાંત્વન આપીને, ત્યાંથી વિદાય થયો. લલિતા, પોતાનું જીવન સમર્પણ કરીને, શકટારની સેવાસુશ્રૂષામાં જોડાઇ ગઇ.

---

## પ્રકરણ ૨૩ મું

### અપૂર્વ અનુકમ્પા

રાજમહાલયની સાથે સ્પર્ધા કરે તેવા એક મનોહર ભવનના નિર્જન ઓરડામાં મગધ રાજ્યનો રાજમંત્રી ધીરબુદ્ધિ અથવા રાક્ષસ સામ્રાજ્યના સંબંધની ચિંતામાં નિમગ્ન થઇ રહ્યો હતો, એ સમયે એક અનુચરે આવીને તેને સમાચાર આપ્યા કે;–“ કારાગૃહનો રક્ષક ચંદ્રપાલ તેને મળવા માગે છે.”

સહસા ચંદ્રપાલને પોતાના આલયમાં આવેલો જોઇ રાજમંત્રીએ વિસ્મિત થઇને અનુચરને કહ્યુઃ—“ જા, તેને મારી પાસે લઇ આવ.” ચંદ્રપાલે તે ઓરડામાં પ્રવેશ કરીને રાજમંત્રીને પ્રણામ કર્યા. ત્યાર પછી મંત્રી ધીરબુદ્ધિએ આગ્રહપૂર્ણ સ્વરથી પૂછ્યું કે;—“ ચંદ્રપાલ શા સમાચાર લાવ્યા છો ? આટલા બધા વ્હેલા વ્હેલા મારે ત્યાં કેમ આવી લાગ્યા ?”

ચંદ્રપાલે પ્રસન્નતા પૂર્વક ઉત્તર આપ્યુંઃ–“ સર્વ કામ તમામ થઈ ચૂકયું છે !”

મંત્રીએ આ વાર્ત્તા સાંભળી સહજ ચમકીને પૂછ્યુંઃ–“ શું શકટારનું મૃત્યુ થઇ ચૂકયું ? મારા એક ભયંકર પ્રતિસ્પર્ધીનું આ પૃથ્વીપરથી અસ્તિત્વ લોપાઇ ગયું ?”

ચંદ્રપાલે ઉત્તર આપ્યું:-" માત્ર એટલુંજ નહિ, પણ તેની ચિતા પણ સળગી ગઈ છે! આપના તે દુર્દાન્ત દુશ્મનનો દેહ દગ્ધ થયો છે, આપના ચિર-શત્રુનું નામ નિશાન પણ નાશ પામ્યું છે.

મંત્રીએ પૂછ્યું:-" તમે તમારી નજરોનજર તેને ચિતામાં સળગતો જોયો છે, ખરો કે ?"

ચંદ્રપાલે નમ્રતાથી ઉત્તર આપ્યું:-" એ વિષયમાં આપના આ સેવકે કશી કચાશ રાખી નથી. "

મંત્રીએ ઉત્સુકતાથી પૂછ્યું:-"મરતી વખતે તે કાંઇ બોલ્યો હતો કે ? "

ચંદ્રપાલે ઉત્તર આપ્યું :-" ના, કાંઇજ બોલ્યો નથી. અચાનક શ્વાસ રૂંધાઇ જવાથી, તેનું મૃત્યુ થયું છે, તેથી તેને કાંઈ પણ કહી સંભળાવવાનો અવસરજ મળયો નથી. "

" ચંદ્રપાલ ! હું તારા આ સમાચાર સાંભળીને અતિ સંતુષ્ટ થયો છું. મારા એક પ્રબળ પ્રતિસ્પર્ધીનો નાશ થવાથી, મારા હૃદયની સર્વ વ્યગ્રતાનો નાશ થયો છે! મને નિત્ય એવો જ ભય રહ્યા કરતો હતો કે, કદાચિત્ શકટાર કારાગૃહમાંથી ન્હાસી જશે. પરંતુ આજે મારો તે ભય નાશ પામ્યો છે. જોકે હું તેને કારાગૃહમાંજ નરકને આધીન બનાવી શકું તેમ હતો, કિન્તુ તેમ કરવાનું મારાથી સાહસ થઇ શક્યું નહિ, કેમકે; મગધેશ્વરે તેનું ખૂન કરવાની મના કરી હતી. તમે કરેલા કાર્યના બદલામાં હું તમને પાંચહજાર સુવર્ણમુદ્રા ભેટ આપું છું. "

આમ કહીને, મંત્રી ધીરબુદ્ધિ પોતાના આસન પરથી ઊઠીને એક ધનભંડારમાંથી પાંચહજાર મુદ્રા લઇ આવ્યો અને તે ચંદ્રપાલને આપવા માટે તૈયાર થયો.

આ જોઇને ચંદ્રપાલે કહ્યું:-" મંત્રી મહાશય ! મેં ઇનામ મેળવવાની આશાથી આ કાર્ય કર્યુંજ નથી. આપના ખાસ વિશ્વાસુ અધિકારી તરીકે, મેં આ વિષયમાં માત્ર મારૂં કર્ત્તવ્યજ બજાવ્યું છે. આવા કાર્યમાં ઇનામ આપવાની કાંઇ આવશ્યકતા નથી. હું મારૂં જીવન આપીને પણ આપનો ઉપકાર કરવા સર્વદા તત્પર છું. મને ઇનામની કાંઇ પણ જરૂર નથી. આપના તરફથી નિત્ય આવી મહેરબાની મેળવતો રહીશ તો હું મારાં જીવનનું સાર્થક્ય થયું છે, એમજ માની લઇશ."

રાજમંત્રી ધીરબુદ્ધિ, ચંદ્રપાલની વાર્ત્તા સાંભળીને ઘણોજ સંતુષ્ટ થયો. તેણે અતિ આગ્રહ કરવાથી, ચંદ્રપાલે છેવટે લાચારીથી તેનું આપેલું ઇનામ સ્વીકારી લીધું. ઇનામ લેતી વેળાયે તેના હાથ કમ્પવા લાગ્યા. કારણ કે, ખરેખરો જે બનાવ બન્યો છે. તેનો ભેદ ફુટી જાય તો તેનું શોચનીય મૃત્યુ થાય તેમ હતું. મંત્રી ધીરબુદ્ધિના હૃદયમાં એક પ્રકારનો દૃઢ વિશ્વાસ સ્થાપવાના ઉદ્દેશથી જ, તેણે આ પ્રમાણે મિથ્યા કથાનો આરંભ કર્યો હતો.

ત્યાર પછી ચંદ્રપાલ, રાજમંત્રી પાસેથી વિદાય લઇને બારોબાર પોતાને ઘેર ચાલ્યો આવ્યો. ગઇ રાત્રે લલિતાના ચાલ્યા જવા પછી શો બનાવ બન્યો છે, તેના તેને કાંઈ પણ સમાચાર મળ્યા નહોતા. એથી એ વિષયના સમાચાર જાણવા માટે તેનું ચિત્ત અતિ આતુર બની ગયું હતું.

લલિનાના તે ગુપ્ત નિવાસથી ચંદ્રપાલ સારી રીતે પરિચિત હતો. તેથી તે લલિતાની તપાસ કરવા માટે તે તરફ વિદાય થયો. જતાં પહેલાં તેણે એકવાર પ્રથમ ત્યાં આગળ જોયું કે, અદ્યાપિ એક વૃક્ષતળે ચિતાનું નિશાન વિદ્યમાન હતું.

ત્યાંથી રવાના થઇને કેટલીક વાર પછી તે ગુપ્ત ગૃહ પાસે જઇને ચંદ્રપાલે બે ત્રણ વાર તે ગૃહના દ્વાર પર આઘાત કર્યા. તે આઘાત એક પ્રકારનો વિશેષ સંકેતસૂચક હતો. તે સંકેત કરવાનું કાર્ય, લલિતાએજ તેને શિખવાડી રાખ્યું હતું. લલિતા તે સંકેત શબ્દ સાંભળીને સમજી શકી કે, ચંદ્રપાલ આવી પહોંચ્યો છે.

આ જોઇને તેણે એકદમ આવીને દ્વાર ઉઘાડી નાખ્યાં. લલિતાના મુખની પ્રફુલ્લતા જોઇને ચંદ્રપાલે ધારી લીધું કે, ગત રાત્રિના કાર્યોમાં કાંઈ પણ બાધા આવી હોય, તેમ સંભવતું નથી. આથી તેણે આતુરતાથી પૂછ્યું;-"કેમ લલિતા! કાર્ય તો સફળ થયું છે ને ?"

લલિતાએ ઉત્તર આપ્યું:-"ભાઈ! તમારા જેવા પરદુઃખભંજન પુરુષ જેને સહાય હોય, તેને કોઈ પણ પ્રકારણી વિડંબના વેઠવી પડતી નથી. ભગવાન મારા જેવી અભાગિની અબળા પર દયાની વૃષ્ટિ વર્ષાવી રહ્યો છે, તેનું પ્રમાણ ચાણક્ય દેવની અપૂર્વ અનુકંપા અને ઉદારતા જ દર્શાવી આપે છે. બન્ધુ! તમે તથા મહાનુભાવ ચાણક્યે મારા સૌભાગ્ય રવિને વિપદનાં વાદળાંમાથી સુખના સ્વચ્છ આકાશમાં લાવી મૂકયો છે. મારા વૈધવ્યને તમેજ તમારા પ્રબળ પ્રયત્નોવડે અટકાવ્યું છે।

હું તમારા આ મહાન ઉપકારનું વિસ્મરણ કદાપિ કરી શકું તેમ નથી, તેમજ તેનો બદલો વાળી શકું તેવી સ્થિતિમાં પણ આવી શકું તેમ નથી."

આમ કહ્યા પછી **ચાણક્ય**ની સાથે તેની પ્રથમ મુલાકાતનો તથા તે પછી બનેલો સર્વ વૃત્તાંત, તેણે **ચંદ્રપાલ**ને કહી સંભળાવ્યો.

**લલિતા**નો અદ્‌ભુત વૃતાંત સાંભળીને **ચંદ્રપાલ** વિચારવા લાગ્યો કે;–ખરેખર **લલિતા**ને દૈવ અનુકૂળ છે–સહાયભૂત છે! **શકટાર**નું પરમ આયુ હજી પણ સમાપ્ત થયું નથી, એ સર્વ વિશ્વનિયંતાની કરુણાનુંજ પરિણામ છે! ભગવાન તારી કેવી વિચિત્ર લીલા! કેવી અપૂર્વ ઉદારતા! મૃત્યુના મુખમાં સપડાયલા, કૃતાન્ત કાળનો ભક્ષ થવાની અણીપર આવેલા અને ભયંકર આફતથી ઘેરાયલા મનુષ્યને પણ તું ક્ષણવારમાં બચાવી શકે છે! અહા! બુદ્ધિહીન મનુષ્યો પોતાને પ્રબળ માનીને ઘોર અત્યાચારી કાર્યો કરતાં લેશ પણ લજ્જાન્વિત થતાં નથી, પરમાત્માની પરમશક્તિનું સ્મરણ પણ કરતાં નથી અને ઉન્માદને અથવા પ્રમાદને આધીન થઇને કુમાર્ગના પ્રબળ પ્રવાહમાં પ્રેમથી ઘસડાઇ જાય છે એ પણ ખરેખર એક પ્રકારનું આશ્ચર્યજ ગણાય! માનવ બુદ્ધિની અલ્પતા અથવા લઘુતાજ લેખાય!"

આ પ્રમાણે વિચાર કર્યા પછી **ચંદ્રપાલે** કહ્યું:–"તમારી અત્યારની પરિસ્થિતિનો વિચાર કરતાં જણાય છે કે, તમારે આ સ્થળેજ લાંબી મુદ્દત સુધી રહેવું પડશે. મારા અને તમારા કલ્યાણાર્થે, અહિં કેટલાક માસને માટે **શકટાર**ને અતિ ગુપ્તતાથી છૂપાવી રાખવા પડશે, અને તમારે પણ તેની પાસેને પાસેજ રહેવું પડશે."

"જો કોઇ પણ રીતે આ વાર્ત્તા પ્રકટ થઇ જશે, અથવા રાજમંત્રી **ધીરબુદ્ધિ** જાણી જશે કે, **શકટાર** અદ્યાપિ જીવિત છે તો, તેથી આપણે સર્વને શૂળીની સજા ભોગવવી પડશે. **શકટાર**ના પણ પ્રાણ જશે અને તમારા કલંકની સીમા રહેશે નહિ.

**લલિતા**એ કહ્યું:–"તેને માટે તમારે કશી ચિન્તા કરવી નહિ. આ સ્થળ ઘોર જંગલથી ઘેરાયલું છે. વિશેષે વળી મહાકાળના આ મંદિરને ભૂત પ્રેતાદિનું નિવાસસ્થાન ધારીને, લોકો એક પ્રકારની ભ્રમણામાં પડી જવાથી અહિં આવવાનું સાહસ કરી શકતા નથી. હું તો ખાસ કારણસરજ આ જંગલમા આવી છું, પરંતુ નહિતો અહિં આગળ દિવસના ભાગમાં કોઇ પણ મનુષ્યના મુખનાં દર્શન કરવાં

દુર્લભ થઇ પડે છે. એ વિષયમાં આપ નિશ્ચંત રહો. કારણ કે, મહાકાલના ભગ્નમંદિરથી મારૂં આ જંગલથી ઘેરાયલું ગુપ્તગૃહ લગભગ એક ગાઉ જેટલું દૂર આવેલું છે. ત્યાં આગળ કોઇને કદાપિ આવવાની આવશ્યકતા પડતી નથી. વિશેષ તો શું, પરતુ વ્યાઘ્ર જેવા જંગલી જાનવરો પણ એ ભયંકર જંગલમાં પ્રવેશ કરતાં નથી."

ચંદ્રપાલ આ વાર્ત્તા સાંભળીને નિશ્ચંત થયો અને ચાણકયે આ આ વિષયમાં દૈવપ્રેરિત થઇને, લલિતાને જે સહાયતા આપી હતી તેથી તે મનમાં ને મનમાં જ અતિ આનંદિત થયો. તેણે વિચાર્યું કે લલિતાના સમ્બંધમાં તેણે એક જબરી જોખમદારી અથવા જવાબદારીમાંથી છૂટકો મેળવ્યો છે.

ચાણકય આગળ કેટલાંક કારણસર ચંદ્રપાલ પોતાનો પરિચય આપવાને નાખૂશ હતો. એથી તે બોલ્યો:–" હું વચ્ચે વચ્ચે તમારી સંભાળ લીધા કરીશ. પરંતુ હું તમને એક વાર્ત્તા પૂછવા માગું છું કે, અહિં આગળ જો તમારે લાંબી મુદ્દત સૂધી રહેવું પડશે તો; તમારા અને શકટારના જીવનના ગુજરાન માટે જોઈતી વસ્તુઓ તમે કયાંથી અને શી રીતે મેળવી શકશો વારુ ? "

લલિતા બોલી:–" ભાઇ! તે વિષયમાં પણ આપને ચિન્તા કરવાનું કશું પ્રયોજન નથી. જીવનના ગુજરાન માટે જોઇતી સર્વ વસ્તુઓ અત્રે મોજૂદ છે. જે કાંઇ નવીન જાઇશે, તે હું ચાણકય દ્વારા મંગાવી લઇશ. તેમણે જ્યારે મને પોતાની પુત્રી માની છે, ત્યારે મારે માટે તેઓ દરેક જાતનાં દુઃખો સહન કરવાને તૈયાર જ રહેશે."

ચંદ્રપાલે કહ્યું:–" ભગિની ! ભગવાન મહાકાલ તમારૂં કલ્યાણ કરો. હું હવે જવાની રજા માગું છું. કેટલાંક ચોક્કસ કારણના યોગે હું હમણાં ચાણકયની સાથે મુલાકાત . કરવા ઇચ્છતો નથી. ભગવાન જ્યારે તેવો સમય આપશે, ત્યારે જોઈ લઇશું. લ્યો બ્હેન, હવે મને વિદાય આપો એટલે હું સત્વર રવાના થાઉં."

લલિતાએ ચંદ્રપાલના જમણા હાથને પોતાના બન્ને હાથથી પકડી લઇને વિનતિયુક્ત સ્વરથી કહ્યું:–" ના ભાઈ! હું તમને નહિ જવા દઉં ! તમે મારા પર ખરેખર સહોદર બંધુના જેવોજ ઉપકાર કર્યો છે. તમારે લીધેજ મારા સ્વામીનું જીવન નભી શકયું છે. માટે હવે મને મારા તે ઋણમાંથી મુક્ત થવાનો અવસર આપો. "

ચંદ્રપાલ બોલ્યો:—" અવસર શાનો વળી ? તમે મારી પાસેથી શું માગો છો ?"

લલિતાએ કહ્યું:–" મારા સ્વામીનો ઉદ્ધાર કરી આપવાના બદલામાં મેં તમને વીસ હજાર સુવર્ણ મુદ્રા આપવાનું વચન આપ્યું હતું, તે વચનને પૂર્ણ કરવાનો જ અત્યારે તમારી પાસેથી અવસર માગું છું. તમારૂં કાર્ય તમે પૂર્ણ કરી આપ્યું છે, માટે હવે મને મારું કાર્ય કરવા ઘો."

ચંદ્રપાલ બોલ્યો કે;–" મેં એક દિવસ પ્રમાદવશ થઇને તમારી પાસેથી ઇનામ મેળવવાની અથવા મારૂં મહેનતાણું લેવાની આશા કરી હતી. પરંતુ અત્યારે મારો એ પ્રમાદ મને સંપૂર્ણ સમજાયો છે અને એવો ભ્રષ્ટ ખ્યાલ મારા હૃદયમાંથી ભૂંસાયો છે. ભવિષ્યમાં જો કદાપિ દ્રવ્યની જરુર પડશે તો, તમારી કનેથી પૈસા માગી લેવામાં હું લેશ પણ સંકોચ કરીશ નહિ. આ ઉદારાશય અને કર્ત્તવ્યપાલક ચાણક્યે જ્યારે તમારા કોઇ પણ પ્રકારના સંબંધી ન હોવા છતાં પણ, વિના સ્વાર્થે તમારાપર આવા અમૂલ્ય ઉપકારો કરી બતાવ્યા છે, ત્યારે હું તમારો નિકટનો આત્મીય હોવા છતાં તેમ ન કરી શકું એવો ખ્યાલ કદાપિ લાવતાંજ નહિ. તમે મારાં ચિર સ્નેહમયી ભગિની છો, હું તમારો બંધુ છું. તમારા સીમન્ત અથવા સૌભાગ્યસિન્દૂરના ઉજ્જ્વલતામાં વૃદ્ધિ કરી શક્યો છું, એજ મારા પરિશ્રમનો યોગ્ય પુરસ્કાર છે. હવે તો મને એનીજ ઇચ્છા થાય છે કે, તમારી પાસેથી તમારા કાર્યના બદલામાં આ પહેલાં હું જે રકમ લઇ ગયો છું, તે રકમ હવે તમારા ચરણોમાં પાછી રજૂ કરી દઉં.

લલિતા, ચંદ્રપાલના હૃદયની આવી ઉદારતા તેમજ મહત્તા જોઇને ઘણીજ વિસ્મિત થઇ. જે ચંદ્રપાલ એક દિવસ, આ દ્રવ્યને માટે જ, તેને ગુહામાં હત્યા કરીને, તેનું સર્વસ્વ ખૂંચવી લેવાના નિશ્ચયપર આવ્યો હતો, તેનું આજે આવું અદ્દભૂત પરિવર્ત્તન કેમ થઈ ગયું ? જે ચંદ્રપાલ કેવળ અર્થપિપાસુ ગણાતો હતો, જેના હૃદયમાં ચોવિશે કલાક દ્રવ્યનીજ કલ્પનાઓ ભમ્યા કરતી હતી, તે ધનકીટ ચંદ્રપાલ આજે આવો ઉદારચિત્ત અથવા દ્રવ્યની માયાનો ત્યાગી શી રીતે થઈ શક્યો ? આ સર્વ વિચારો કર્યા પછી તેણે મનમાં ને મનમાં અનેક ધન્યવાદ આપ્યા પછી પ્રકાસ્ય રીતે કહ્યું;– " જો તેથી જ તમે સંતુષ્ઠ થતા હો, તો તેમ કરો. પરંતુ એટલું તો અવશ્ય યાદ રાખજો કે, મારૂં ઠરાવેલું દ્રવ્ય, તમારે માટે એક ખાસ જૂદી જગ્યાએ સાચવી રાખવામાં આવશે."

ચંદ્રપાલે લલિતાને કહ્યુ–" કદાચિત્ ચાણક્ય હમણાં જ આવી

લાગશે. માટે હવે મને સત્વર જવા દો. કારણ કે, તેની સાથે હાલમાં મારે મુલાકાત કરવાની ઇચ્છા નથી. હું હવે જાઉં છું, ફરીથી પાછો આવતો રહીશ. પણ જતાં પહેલાં ચાલો એકવાર તમારા સ્વામીની સ્થિતિ જોતો જઉં."

**લલિતા** **ચંદ્રપાલ**ને સાથે લઇને કેટલાક ઓરડા ઓળંગ્યા પછી એક અતિ મનોહર શોભાથી શૃંગારાયલા ઓરડામાં આવી લાગી. આ ઓરડાની અવસ્થા બીજા ઓરડાઓના જેવી મલિન નહોતી. ચારે બાજૂની દીવાલોપર સુંદર કારીગીરીનું કામ કરવામાં આવ્યું હતું અને તેની અંદરના ભાગને વિવિધ પ્રકારનાં સુંદર સાધનોથી શૃંગારવામાં આવ્યો હતો. તે ગૃહમાં એક સુશોભિત પલંગ રાખવામાં આવ્યો હતો અને ચારેતરફ ઉપયોગી વસ્તુઓને યત્નપૂર્વક ગોઠવવામાં આવી હતી.

**ચંદ્રપાલે** કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના **શકટાર**ની નાડી તપાસીને જોયું કે, તેને જીવન શક્તિ પુનઃ પ્રાપ્ત થઈ શકી છે. પરંતુ અદ્યાપિ તે બળહીનછે. તેનાં ચક્ષુઓ અદ્યાપિ બંધ હતાં અને હૃદયના શ્વાસ્છોશ્વાસ પણ અતિ મંદતાથી વ્હેતા હતા.

તેમ છતાં પણ તે વખતની સ્થિતિ જોઇને **ચંદ્રપાલે** ધાર્યું કે, હવે થોડા વખતમાંજ **શકટાર**ને પૂર્ણ ચૈતન્ય પ્રાપ્ત થશે. તે ભૈરવીએ આપેલા આવા જીવનદાયક ઔષધની વાર્ત્તા સાંભળીને ઘણોજ વિસ્મિત થયો. **ચંદ્રપાલે** **શકટાર**ની સ્થિતિ જોયા પછી કશોય વિલંબ ન કરતાં તરતજ તે સ્થાનનો ત્યાગ કર્યો. અને **લલિતા** તેના ગયા પછી તે ગુપ્ત ગૃહનાં દ્વાર બંધ કરીને **શકટાર**ની સેવામાં નિમગ્ન થઇ.

તે સમયે પ્રાયઃ મધ્યાન્હનનો સમય વીતી ગયો હતો. **લલિતા**એ તે જીવનદાયક લેપને પુનઃ પોતાના સ્વામીની છાતી પર ચોપડી દીધો અને પછીથી તે, તેને માટે, **ચાણક્ય** જે કાંઈ સૂચના કરી હતી, તે પથ્ય તૈયાર કરવા લાગી. **શકટાર**ને તે વખતે કાંઈ પણ ખોરાક આપવામાં આવતો નહોતો; માત્ર દૂધભરજ તેને આખો દિવસ રાખવામાં આવતો હવા.

**લલિતાએ**, **ચાણક્ય**ને પણ પોતાના ગુપ્ત ગૃહનાં દ્વાર ઉઘાડવાની રીત બતાવી દીધી હતી. કેટલીક વાર પછી **લલિતાએ** સાંભળ્યું કે જાણે બહારથી કોઇ દ્વાર ઉઘાડવાની સૂચના કરી રહ્યું છે.

તે દ્વાર પર થતા આઘાત પરથી **લલિતાએ** જાણ્યું કે, **ચાણક્ય** માત્ર એકલો જ નહિ પરંતુ પોતાની સાથે અન્ય કોઇપણ વ્યક્તિને લેતો આવ્યો છે. એટલે તેણે તરતજ તે ગૃહનાં દ્વાર ઉઘાડી નાખ્યાં.

તેણે જોયું કે, ઉદારાશય અને સ્નેહપરાયણ **ચાણક્ય** આ સમયે

પોતાની સાથે એક પરમ સૌન્દર્યશાલિની યુવતીને પણ લેતો આવ્યો છે.

તે નવીન આવનાર યુવતીને, લલિતાએ આ પહેલાં કદાપિ જોઇ નહોતી. તે મનમાં ને મનમાં જ વિચારવા લાગી કે;—" પિતાતુલ્ય ચાણક્ય, જે યુવતીને પોતાની સાથે લેતા આવ્યા છે, તેનો પરિચય પૂછવાનો મને લેશ પણ અધિકાર નથી, માટે જો તેમની ઇચ્છા હશે તો તેઓ પોતેજ તેનો પરિચય જણાવશે. "

આ પ્રમાણે વિચાર કરીને તેણે તે દ્વારને તત્કાળ બંધ કર્યા. અને પછીથી ચાણક્યને ઉદ્દેશીને પૂછ્યું કે;—" પિતાજી ! આપને આવતાં આટલો બધો વિલંબ થયેલો જોઇને હું ઘણીજ વિચારમાં પડી ગઇ હતી અને મારૂં મન ગભરાવા માંડયું હતું."

ચાણક્યે, લલિતાના મુખનો ભાવ જોઇને જાણી લીધું કે, તે આ આવનાર યુવતીના સંબંધમાં કાંઇક જિજ્ઞાસાતુર બની રહી છે, પરંતુ મુખથી તે કંઇ પણ બોલી શકતી નથી. આમ ધારીને તેણે આ વિષયમાં લલિતાના કૌતુહલનું નિવારણ કરવા માટે પ્રથમથીજ જણાવ્યું કે;—" બ્હેન ! તારી પેઠે આ પણ મારી કન્યાજ છે. તારે આવી આપદાની વેળાયે એક સ્ત્રીની સોબતની અગત્ય પડશે, એમ ધારીને હું આને મારી સાથે લેતો આવ્યો છું. તે ઉપરાંત તારા સ્વામીને માટે આ બકરીનું દૂધ પણ મહા મુસ્કેલથી મેળવી આવ્યો છું. માટે હમણાં જ દૂધને ગરમ કરી આવ."

આ ચાણક્યની સાથે આવેલી યુવતી તે આપણી પૂર્વપરિચિતા કપાલિની જ હતી, અને તેનો વિશેષ પરિચય અમે અઢારમાં પ્રકરણમાં સારી રીતે આપી ચૂકયા છીએ, એટલે, નવેસરથી તેનો અધિક પરિચય આપવાની કાંઇ આવશ્યકતા હોય તેમ જણાતું નથી.

કપાલિનીએ લલિતાને નિઃસ્તબ્ધ થયેલી જોઇને તેની ચિબુક પકડીને કહ્યું કે;—" બ્હેન ! મને જોઇને તારે કોઇ પણ પ્રકારે સંકુચિત થવાનું પ્રયોજન નથી. મને પ્રથમ જે સંકોચ થયો હતો, તે સંકોચ તારા આ સરલ મુખને જોતાંની સાથેજ સરી ગયો છે, તને સહાયતા આપવા માટે હું સર્વદા તૈયાર છું. મને તારી પાકશાળા બતાવી આપ, એટલે હું પોતેજ દૂધ ગરમ કરી આવું છું.,,

લલિતાએ કપાલિનીની વાર્ત્તા સાંભળીને વિચાર્યું કે, તેનું હૃદય અતિ સરલ છે. આ વિપદવખતે ખરેખર તેને એક સહચરીની જરૂર જ હતી, એથી જ ભગવાને તેના પર કૃપા કરીને કપાલિનીને મોકલી આપી હતી. તેણે કાંઇ પણ કહ્યા કારવ્યા વિનાજ કપાલિનીના ડાબા હાથને દબાવીને પોતાના પવિત્ર પ્રેમને પ્રદર્શિત કરી બતાવ્યો.

ચાણક્યે પોતાના ગજવામાંથી એક ડબ્બી કાઢીને, તેમાંથી એક પુડી બહાર કાઢી. અને પછીથી એક પાત્રમાં લાવેલા દૂધમાં પુડીમાંની દવાને મેળવી દીધી. ત્યાર પછી તે પાત્ર લલિતાના હાથમાં આપીને તેણે કહ્યું કે;–" બેટા લલિતા ! આ અમોઘ મંત્રશક્તિસંપન્ન જીવનદાયક ચૂર્ણ દ્વારાજ, તારા સ્વામીને પૂર્ણ ચૈતન્ય પ્રાપ્ત થઇ શકશે. કાલે પ્રભાતના પ્રહરમાં જ તું એની અદ્દ્ભુત શક્તિને જોઇ શકીશ. આ દૂધમાં મેં જે ઔષધ મેળવી આપ્યું છે, તેને તું એક પ્રકારનું અમૂલ્ય ઔષધજ માની લેજે. તારે આખો દિવસ એ ઔષધ તારા સ્વામીના પેટમાંજ ટકી રહે, તેવી ચેષ્ટા કરવી જોઇશે. જે વિષથી તેં તારા સ્વામીનું બનાવટી મરણ કર્યું છે, તેની અસર શકટારના શરીર પર પુરી થયેલી છે, એ જોઇને મને સંદેહ થાય છે કે, કદાચિત્ તેથી કાંઇક વિપરીત પરિણામ પણ આવી પડે ! જો તેમ ન હોય તો લેપ લગાડવા છતાં હજીસુધી તેનો ગુણ કેમ ન જણાય ? તેના શરીરમાં નવીન ચેતન કેમ ન જાગે ? પરંતુ હશે, એની ચિન્તા કરવાનું કાંઇ પ્રયોજન નથી. હવે કોઇ પણ પ્રકારના ભયની ભાવના નથી. મારી શાસ્ત્રશિક્ષા જો સત્ય હશે અને હું યોગાનંદ સ્વામીનો સાચો શિષ્ય હોઇશ, તો નિશ્ચય જાણજે કે, આ ઔષધથીજ તારા સ્વામીને ચેતન આવશે. તે નવીન જીવન પ્રાપ્ત કરીને, શય્યા પર બેઠો થશે."

લલિતાએ ચાણક્યની પદધૂલિ લઇને કહ્યું:–" પિતાજી ! આપે આ અભાગિનીને માટે જે કાંઇ કરી બતાવ્યું છે, તે પરથી સ્પષ્ટ જણાય છે કે, પૂર્વજન્મમાં હું આપની કન્યા હઇશ અને આપ મારા પરમ કૃપાળુ પિતા હશો."

આ સાંભળીને ચાણક્ય બોલ્યો કે;–" સંસારમાં આવીને જે પુરુષ કર્ત્તવ્યનું પાલન કરતો નથી, તે ખરેખર મહાપાપી છે, નરાધમ છે. આ કર્મમય જગતમાં એવા પાપીઓ અનેક પડેલા છે કે, જેમને પોતાના કર્ત્તવ્યનું ભાન પણ હોતું નથી, જગતપિતાના પૂજનીય આદેશનું ધ્યાન પણ નથી. ખરેખર એવા પાપી મનુષ્યો ધિક્કાર અથવા દયાને પાત્ર છે. મોહમાં ભૂલીને ભ્રમિત થઇ જવું અથવા કાયરતાને આધીન થઇને કર્ત્તવ્યપાલનથી પરાઙ્મુખ થવું એ કેવળ કાપુરુષોનાંજ લક્ષણ છે. કર્મ ક્ષેત્રમાં વીરોની પેઠે કમ્મર કસીને, સિંહની પેઠે ગર્જના કરીને અને મેરુની સમાન દૃઢ બનીને પ્રત્યેક મનુષ્યે અવતીર્ણ થવું જોઇએ. ક્ષુદ્ર સ્વાર્થપરાયણતાનો ત્યાગ કરીને પરાર્થપરતાનો આશ્રય ગ્રહણ કરવો જોઇએ. એમ કરવાથીજ મનુષ્યને અપૂર્વ આનંદનો અનુભવ મળી શકે

છે. આત્માનો વિકાસ અને નિજત્વનો પ્રસાર કરવો એજ જીવનનું એક માત્ર સૂત્ર છે."

"મેં તને મારી કન્યા માની છે, અને એટલા માટેજ હું મારા પાલનીય કર્ત્તવ્યોને ઇચ્છા મૂજબ બજાવતો આવું છું. એથી તારે એ વિષયમાં લેશ પણ લજ્જિત થવાનું કાંઇ કારણ નથી. જા, પુત્રી, તું તારા સ્વામીની સેવામાં નિમગ્ન થા. હું કાલે હવે આવી શકીશ નહિ. પરમ દિવસે શકટારને માટે દૂધ અને બીજા ખાદ્ય પદાર્થો લેતો આવીશ. મેં આપેલા ઔષધના ગુણના યોગે શકટારના શરીરમાં કાંઇ પણ વિકૃતિ થઇ શકશે નહિ. પરમદિવસ પ્રભાતસૂધી તું આ ઔષધનો ઉપયોગ કર્યા કરજે."

આમ કહીને ચાણક્ય કાંઇ પણ વિલંબ કર્યા વિના ત્યાંથી ચાલ્યો ગયો. કપાલિની, લલિતાના સ્વામીમાટે દૂધ ગરમ કરવાસારૂ પાકશાળા તરફ ગઇ અને પોતાનું તે કાર્ય કરીને પાછી લલિતા પાસે આવી લાગી.

ચાણક્યે, કપાલિનીને આ લલિતા સંબંધી સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો હતો. કપાલિનીએ પોતાના સ્વભાવ અને ગુણના યોગે, થોડાજ સમયમાં લલિતાને પોતાની પ્રિયપાત્રા બનાવી દીધી.

દિવસ અથવા કાળ કોઇને માટે વાટ જોતો નથી, તો પછી લલિતા જેવી એક સામાન્ય સ્ત્રીની વાટ તે શા માટે જુએ વારૂ ? દિવસ વીતી ગયો અને પુનઃ રાત્રિ આવી લાગી. આખો દિવસ એ દવા મેળવેલા દૂધના સેવનથી, શકટારની સ્થિતિ ધીમે ધીમે સુધરવા લાગી. તેણે નેત્રો ઉઘાડયાં. પરંતુ વાચાની જડતા અદ્યાપિ ગઇ નહોતી; જ્ઞાનનું સંપૂર્ણ ચૈતન્ય હજી પણ થયું નહોતું.

લલિતાને અતિ પરિશ્રમપૂર્વક પોતાના સ્વામીની સેવા કરતી જોઇને કપાલિનીએ અતિ વિસ્મિત થઇને કહ્યું:-"બ્હેન ! તારા જેવી પતિવ્રતા સ્ત્રીઓ મેં ઘણીજ ઓછી જોઇ છે. રમણીકુળમાં તું ધન્ય છે. તારા જેવી આદર્શ મહિલાઓજ ભારતભૂમિના ભૂષણ સમાન છે."

આ સાંભળીને લલિતાએ ઘણીજ નમ્રતાથી દર્શાવ્યું કે;-"ના બ્હેન! તમે ભૂલ કરો છો! રમણીકુળમાં હું અતિ પાપિષ્ટા છું! આજે મારા સ્વામી આવા જીવન મરણના સન્ધિસ્થળમાં આવી પડયા છે, તે સર્વ મારા પાપનુંજ પરિણામ છે, મારી કૃતિનુંજ કૌટિલ્ય છે.! હું મારાં સ્વેચ્છાકૃત પાપનું પ્રાયશ્ચિત્ત કરૂં છું અને ભવિષ્યમાં તેમ ન થાય, તેવી જગતનિયંતા ઇશ્વર પાસે યાચના કરૂં છું.!"

# પ્રકરણ ૨૪ મું

——:o:——

## પશ્ચાતાપનો પાવક

"હું ક્યાં છું?"

"આપ નિરાપદ સ્થાનેજ છો!"

"પણ આ સ્થાન આવું અંધકારમય કેમ છે? શું આ મગધ-રાજ્યનું તે ભયંકર કારાગૃહ છે? ભીષણતાનો સાક્ષાત્કાર કરાવનું દેખીતું દોઝખ છે?

"ના, આપ અત્યારે તે કારાગૃહમાંથી મુક્ત બની ગયા છો. અંધકારમય મૃત્યુના ભયાનક ભાસતા માર્ગમાંથી આપ અત્રે આ તેજસ્વી સ્થાનમાં આવી પહોંચ્યા છે, માટે હવે આપ નિશ્ચિંત થાઓ."

"તે કેવી રીતે?"

"પછીથી આપને તે સર્વ વૃત્તાંત વિદિત થઇ જશે."

"તમે કોણ છો?"

"આપની સેવિકા છું-દાસી છું."

"તમને મારી સેવામાં કોણે નિયુક્ત કર્યા છે? પણ પ્રથમ મને જણાવી ઘો, કે હું અત્યારે ક્યાં છું?"

"તે વાર્ત્તા અત્યારે વિદિત કરવાની મને મના કરવામાં આવી છે. છતાં પણ આપને એટલું તો કહી શકું છું કે, આપ અત્યારે કારા-ગૃહમાંથી મુક્ત થયા છો, બન્દીવાનમાંથી સ્વાધીનતાને પ્રાપ્ત કરી શક્યા છો. મગધના રાજકારાગૃહની સાથેનો આપના સર્વ સમ્પર્કનો લોપ થયો છે."

"તમે આવા નિઃસ્વાર્થ ભાવે મારી સેવા શા માટે કરો છો! મને જણાય છે કે, તમે કોઇ કુળકામિની અથવા પ્રતિષ્ઠિત પરિવારની આદર્શ અબળા હોવાં જોઇએ. તમારા કંઠસ્વરમાંથી જાણે અમૃતની ધારા દ્રવતી હોય, તેમ ભાસે છે. તમારી ભાષા જાણે એક પ્રકારના સ્નેહમય મોહને આકર્ષી લાવે છે. તમારી વાણી સાંભળીને મને મંજુલ સ્વરથી ગાન ગાતી મધુરી વીણાનું સ્મરણ થઇ આવે છે."

"એમ કેમ?"

"મને મારી લલિતા-મારી ધર્મપત્નીનું અચાનક સ્મરણ થઇ

આવ્યું છે. તમારો સ્વર અને મારી પ્રિયતમા લલિતાનો સ્વર જાણે એક સમાનજ હોયની! એવો ભાસ થઈ આવ્યો છે!"

"કોણ લલિતા! હા-હા મેં મારા પ્રભુ ચંદ્રપાલ પાસેથી સાંભળ્યું હતું કે, આપ આ મગધ મહારાજ્યના પહેલાના મુખ્ય રાજમંત્રી છો અને લલિતા આપની ધર્મપત્ની છે! વળી મેં એમ પણ સાંભળ્યું છે કે, તે હતભાગિની લલિતા પોતાના સ્વામીની દુર્દશા જોઇને આત્મહત્યા કરી મરણ પામી છે."

"શું ખરેખર લલિતા આ લોકનો ત્યાગ કરીને ચાલી ગઇ છે? તમને તે વાર્ત્તા વિદિત છે ખરી કે? તે શા માટે મૃત્યુવશ થઈ? શું મારા અત્યાચારથી, મારી અવહેલનાથી તેણે આત્મહત્યા કરી? તે લલિતા મારી ધર્મપત્ની છે. પરંતુ મેં તેના પ્રત્યે જે વ્યવહાર ચલાવ્યો છે, તેવો વ્યવહાર અતિ પાખંડ અને હૃદયહીન મનુષ્ય પણ ચલાવી શકે તેમ નથી? મેં મારી જુલમરૂપી છુરીથી તેના હૃદયના આરામ રૂપી તારોને તોડી નાખવાથીજ તેની હૃદયવીણા ચિરકાળને માટે આ વિશ્વમાં સ્થંભી ગઇ છે! જે નરઘાતક ચંડાળ હોય છે, તેનાથી પણ મારા જેવા પૈશાચિક કાંડો થઇ શકતા નથી. જેના હૃદયમાં દયાનો અંશ માત્ર પણ નહિ હોય, જેના હૃદયમાં કરુણાનો સંચાર માત્ર પણ નહિ હોય, તેવા પિશાચ માનવો પણ પોતાની પત્નીપર મારા જેવો જુલમ ગુજારવાનું સાહસ નહિજ કરી શકતા હોય! હાય! હું અધમ છું! પિશાચ છું! તેની સાથે આ લોકમાં હવે કદાપિ મારો મેળાપ થશે નહિ, એમ ધારીને, હું પરલોક ભણી પ્રયાણ કરવાને પ્રસ્તુત થઇ રહ્યો હતો. તે વાર્ત્તા આવા રૂપમાં શી રીતે પરિણત થઇ ગઈ? તમે મને અહિં શા માટે લાવ્યાં? મારી ઘણી જરુરી મરણોન્મુખ અવસ્થામાંથી મારો બચાવ કરવાનો શો ઉદ્દેશ છે?"

"મહાશય! આ જગતમાં કેટલાક પ્રશ્નો એવા પ્રકારના પણ હોય છે, કે જેનું યથાર્થ ઉત્તર સ્પષ્ટ શબ્દોમાં આપી શકાતુંજ નથી. તેથી તમારા પ્રશ્નનું ઉત્તર આપવાને હું સર્વથા અશક્ત છું!"

"તમે જણાવો છો કે, ચંદ્રપાલે મને તમારી સેવા માટે મોકલી આપ્યાં છે, તો શું તમે તેનાં પગારદાર છો?"

"આપનું અનુમાન યથાર્થ છે."

ચંદ્રપાલ મારા નજીકના સગા છે એ ખરું, પરંતુ તેઓ મને અહિં શા માટે લઈ આવ્યા છે વારુ?"

એક અતિ દુઃખમય અને શોચનીય મૃત્યુના મુખમાંથી આપની રક્ષા કરવા માટે, નરાધમ અને નરરાક્ષસ, રાક્ષસમંત્રીના ભયંકર અત્યાચારમાંથી ઉદ્ધાર કરવા માટે."

"તેણે મારા પર મહાન ઉપકાર કર્યો છે. પરંતુ તે ચંદ્રપાલની સાથે મારો મેળાપ થઈ શકશે ખરો કે ?"

"યોગ્ય સમય આવતાં આપ તેની મુલાકાત કરી શકશો."

ત્યાર પછી વિશેષ વાર્ત્તાલાપ થઈ શકયો નહિ. કેમકે, ઉપર જણાવ્યા પ્રમાણે લાંબા વખત સુધી વાર્ત્તા કહેતાં શકટાર ઘણોજ થાકી ગયો હતો. તેના કપાળપર પ્રસ્વેદ બિન્દુઓ ઉભરાઇ આવ્યાં. છેક અશક્ત થઈ જવાથી તેણે વાતચિત કરવાનું બંધ કર્યું. તે નેત્ર મીંચીને વિચારવા લાગ્યો કે;–"આ રમણી કોણ હશે ? આનો વાર્ત્તાલાપ આવો માયા અને મમતાયુક્ત કેમ જણાય છે ? અહા ! તેનું સૌન્દર્ય કેવું અનુપમ અને અવર્ણનીય છે ! તેના પ્રત્યેક શબ્દોમાં જાણે વીણાના મંજુલ મધુર સ્વરનો પ્રતિધ્વનિ સમાયલો હોય તેવોજ ભાસ થઇ રહ્યો છે, ખરેખર આ રમણી ચંદ્રપાલની પરિચારિકા નહિ, કિન્તુ કોઇ મહાલયવાસિની કુળકામિની હોય તેમ જણાય છે. તેની ભાષાના વિનય, હૃદયની સરલતા તથા મનની પવિત્રતા પરથી તે દાસી નહિ, પરંતુ કોઈ આદર્શ મહિલા હોય, તેમ જણાય છે. ?"

અમારા પાઠકોને પુનઃ વિશેષ વિવેચન કરીને જણાવવાની જરૂર નથી કે, લલિતા અને શકટાર વચ્ચેજ ઉપરોકત વાર્ત્તાલાપ થઇ રહ્યો હતો.

લલિતા અર્ધઅવગુંઠનવડે પોતાના મુખને આચ્છાદિત કરીને પોતાના સ્વામીના મસ્તક આગળ બેઠી હતી. સંધ્યાનો સમાગમ થવાથી અંધકારની વૃદ્ધિ થયેલી જોઇને, તે ઓરડામાં દીપક પ્રકટાવ્યો હતો. પરંતુ તે દીપકના મંદ પ્રકાશથી તે ઓરડાનો અંધકાર સારી રીતે દૂર થયો નહોતો. લલિતા પોતાના સ્વામીના મસ્તક આગળ બેસીને વાર્ત્તાલાપ કરતી હતી, એથી શકટાર તેનું મુખ જોઈ શકતો નહોતો.

કેટલીકવાર સુધી મૌન રહ્યા પછી લલિતા બોલી કે;–"આપ અતિ દુર્બળ થઈ ગયા છો, માટે આ દૂધ પી જાઓ. વૈદ્યરાજે આ દવામિશ્રિત દૂધનું પાન કરાવીને જ આપને બળ મળી શકે, એવી વ્યવસ્થા કરી આપી છે."

**શકટારે** કાંઈ પણ વાંધો ઊઠાવ્યા વિનાજ તે દૂધને પોતાના મુખથાં રેડી દીધું. તરસના યોગે **શકટારનો** કંઠ સૂકાઈ ગયો હતો, એટલે દૂધનું પાન કરવાથી તેના શરીરમાં સ્વસ્થતાનો સંચાર થઇ આવ્યો. ત્યાર પછી તે નિદ્રાવશ થયો.

**ચાણક્યના** ઔષધની અદ્‌ભુત શક્તિ જોઇને લલિતા ઘણી અજાયબ થઈ. **ચાણક્યે** કહ્યું હતું કેઃ–" કાલે પ્રભાતમાંજ રોગીને ચૈતન્ય પ્રાપ્ત થશે. પરંતુ તેણે કહેલા વખતથી કેટલાક કલાક પૂર્વે જ સ્વાગીના દેહમાં ચૈતન્યનો સંચાર થતો જોઇને, તે મનમાં ને મનમાં **ચાણક્યને** અનેકવાર ધન્યવાદ આપવા લાગી.

ઉપર જણાવ્યા પ્રમાણે પ્રથમ પરિચય થયા પછી, બીજા કેટલાક દિવસો પણ વીતી ગયા હતા. એ અવસરમાં **શકટારની** શારીરિક સ્થિતિના સંબંધમાં એક પ્રકારનું અદ્‌ભુત પરિવર્ત્તન થઇ ગયું હતું. તે ત્યારે જાણી શકયો હતો કે, જે **લલિતાને** પરલોકમાં મળવા માટે, તે મૃત્યુવશ થવાની ઇચ્છા રાખતો હતો, તે **લલિતાએ** જ પોતાના જીવનની રક્ષા કરી છે. તેણે જ તેને કારાગૃહમાંથી મુક્ત કરાવ્યો છે. તેણે જ ચ્વિ પ્રયોગથી પોતાનું કૃત્રિમ મૃત્યુ બનાવીને, પુનઃ પોતાને નવજીવન આપ્યું છે અને **ચાણક્યના** જેવો એક મહા પ્રતિભાશાલી પંડિત, પોતાનો સહાયક થયો છે, એ વાર્ત્તા પણ તેને વિદિત થઈ ચૂકી હતી.

**શકટારને** સંપૂર્ણ રીતે સ્વસ્થ થયેલો અથવા તંદુરસ્ત બનેલો જોઇને, **ચાણક્ય** પોતાની પોષ્યપુત્રી કપાલિનીને લઇ ગયો હતો. **ચાણક્ય** જે દિવસે કપાલિનીને લેવા માટે આવ્યો હતો, તે દિવસે જ **શકટારની** સાથે તેની પ્રથમ મુલાકાત થઇ હતી. પ્રથમથી જ પંડિત શ્રેષ્ઠ **ચાણક્યની** સાથે **શકટારનો** સારો પરિચય હતો. **લલિતાએ** **ચાણક્યના** સંબંધમાં સર્વ વૃત્તાંત પોતાના પતિ આગળ આ પહેલાં જ વિદિત કરી દીધો હતો.

**ચાણક્ય** જે દિવસે કપાલિનીને લઈ ગયો, ત્યાર પછી લગભગ એક પક્ષ જેટલો સમય વીતી ગયો હતો. એ દરમ્યાન **શકટારે** પુરતું બળ પ્રાપ્ત કરી લીધું હતું. અત્યારે તે સાધારણ માણસની માફક **હરફર** કરી શકતો હતો. ઘણા દિવસ સૂધી આહાર–વિહાર વગર કારાગૃહમાં રહેવાથી, તેનું તે કંકાલ અથવા હાડપિંજર જેવું બની ગયેલું શરીર ધીમે ધીમે સ્વાભાવિક જ બળવાન થવા લાગ્યું. તેની વિચારશક્તિ તે વખતે સારી રીતે ખીલી ઉઠી હતી. તેનું મગજ ચિન્તાકુલ રહ્યા

કરતું હતું અને જગત સુખરૂપ ભાસતું હતું. કારણ કે, તેના હૃદયની આરાધ્યા દેવી, જીવનાનંદદાયિની, લલિતા તેની સાથે જ હતી, તેથી તેને સુધાનો સ્વાદ મળી શકતો હતો. પરંતુ પોતાની પૂર્વની સ્થિતિનો વિચાર આવતાં તેનું મગજ ચિંતાતુર બની જતું હતું. તેને મૃત્યુના ભયાનક રાજ્યમાંથી પોતાની પ્રિયતમા તથા અમૂલ્ય જીવન પ્રાપ્ત થવાથી એક પ્રકારના આનંદની પ્રાપ્તિ તો અવશ્ય થઇ હતી જ.

એક દિવસ લલિતાએ, **શકટાર**ને પોતાની અખૂટ સંપત્તિનો ભંડાર બતાવી દીધો. તે જોઇને શકટાર અતિ વિસ્મયાન્વિત થયો. લલિતાએ જ્યારે તે ગુપ્ત ધન ભંડારના સંબંધમાં સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો, ત્યારે **શકટારે** મનમાં ને મનમાંજ લલિતાની પ્રશંસાના કેટલાક ઉદ્ગારો કાઢવા માંડયા કે;–" અહા ! આ લલિતા કેવી કુશળ છે ! શું એ કોઇ શાપભ્રષ્ટા દેવી હશે ? અથવા મૃત્યુ લોકના માનવીના કલ્યાણાર્થે સ્વર્ગભૂમિમાંથી પોતાના સ્વરૂપનું પરિવર્તન કરીને આ પ્રપંચમય મૃત્યૂભૂમિ પર આવી પડી હશે ? નિઃસ્વાર્થ પતિ પ્રેમથી તેનું હૃદય પ્રકાશિત બની ગયું છે, અતુલ રૂપની અધિકારિણી થઇને તેણે આટલા બધા દ્રવ્યને પ્રાપ્ત કર્યું છે. મારાં પણ અહોભાગ્ય છે કે, હું આવી શક્તિશાલિની અને બુદ્ધિમતી પત્નીનો પતિ થયો છું. શું તેમ છતાં પણ મારા મનની આશા અને હૃદયની વાસના પૂર્ણ નહિ જ થાય ? "

"નહિ–નહિ. **શકટાર** ! તારા આવા નિર્બળ વિચારોનો ત્યાગ કર અને કર્તવ્ય યત્નનો આરંભ કર. નિર્બળતા એ કાયર પુરુષને માટે જ સરજાઈ છે, વીરોને માટે નહિ. જેના હૃદયમાં વીરતાનું ઉષ્ણ શોણિત વહી રહ્યું છે, તેવા વીરનરોએ તો નિડરતાથી સાહસને ધારણ કરવામાં જ સર્વ પ્રકારની સતશોભા સમાયલી છે ! તારે ત્યાં આવી દેવાંશી લલના હોવા છતાં તું આવી દુરાશાને તારા દિલમાં શા માટે સ્થાન આપે છે ? સ્વસ્થ થા. કર્ત્તવ્યનો અનુરાગી બની જા. "

આ પ્રમાણે વિચાર કર્યા પછી **શકટાર** અને તેની પત્ની લલિતા વચ્ચે જે કાંઇ વાર્ત્તાલાપ થયો હતો તેમાંનો અમુક અગત્યનો અંશ અમે અમારા પાઠક પાઠિકાઓને આ સ્થળે કહી સંભળાવવા ઇચ્છીએ છીએ.

**શકટારે** સ્નેહસહિત પોતાની પત્નીની ચિબુક પકડીને કહ્યું કેઃ– " લલિતા! મારાથી જાણી શકાતું નથી કે, તું કોણ છે ? સ્ત્રીઓને હમેશાં હું શક્તિહીના ધારીનેજ તિરસ્કાર કરતાં શિખ્યો હતો. પરંતુ

આજે મારો તે ભ્રમ દૂર થયો છે. સ્ત્રીઓની શક્તિનો સંપૂર્ણ સાક્ષાત્કાર મેળવી શક્યો છું. તમારી સ્ત્રીશક્તિથી તમે ક્યું કાર્ય કરી શકો તેમ નથી? જે કારાગૃહમાંથી મારો ઉદ્ધાર થવાની કાંઈ પણ સંભાવનાજ નહોતી, મનુષ્યનો કોઇ પણ ઉપાય ચાલી શકે તેમ નહોતો, અને જ્યાં આગળ વિધાતાએ મારી અંતિમ શય્યા નીમી રાખી હતી, તેને પણ તેં તારા પોતાના બળની શક્તિથી વ્યર્થ કરી નાખી છે. શાસ્ત્રની કથામાં સાંભળ્યું છે કે, સ્ત્રીઓ મહાશક્તિનો અંશ છે, અને તે શક્તિના અંશથીજ આ નરલોક દેદીપ્યમાન બની રહ્યું છે. આટલા દિવસ પછી મને મારા કરેલાં પાપોનું સ્મરણ થઇ આવે છે. આજે હું નારીશક્તિનું પ્રત્યક્ષ ઉદાહરણ જોઇ શક્યો છું. હાય! આવું જ્ઞાન જો મને ઘણા સમય પૂર્વે થયું હોત તો, આજે મારે આટલું દુઃખ ભોગવવાનો પ્રસંગજ આવત નહિ! વિધાતાએ મને જે અમૂલ્ય રત્નહાર આપ્યો હતો, તે હારને હું બુદ્ધિહીન મનુષ્યની માફક કંઠચ્યુત કરત નહિ. ખરેખર હું પામર છું! મૂર્ખ છું!"

લલિતા આ વાર્તા સાંભળીને બોલી કે;–"તમારા મુખેથી રાત્રિદિવસ પ્રશંસા સાંભળીને મારા કાન હવે તો છેક થાકી ગયા છે! મને જણાય છે કે, હવે મારો મૃત્યુકાળ સમીપ આવી પહોંચ્યો છે.! આપનું આટલું બધું સન્માન હવે મારાથી સહી શકાતું નથી. સ્વામિન્! હૃદય રત્ન! પતિવ્રતા સ્ત્રી પોતાના સ્વામીના હિતાર્થે જે કાંઇ કરે છે, તે માત્ર પોતાના કર્ત્તવ્યને માટેજ કરે છે. આપ મારા આત્મા છો, મારા આ ચૈતન્યહીન શરીરનું ચૈતન્ય છો. માટેઃ

"કરૂં છું પ્રેમથી સેવા ગણીને નેત્રના તારા;
તમે મુજ રંક પામરના પ્રભુ છો મોક્ષ દેનારા;
તમારા સૌખ્યને માટે ન જીવન લેશ પ્યારૂં છે;
કદાપિ પ્રાણ જાયે તો મને તે પૂર્ણ પ્યારૂં છે;"

આ સાંભળીને શકટારે કહ્યું:–"ખરેખર તું આદર્શતાની પ્રતિમા છે. અતુલ ગુણધારિણી દેવીતુલ્ય વીરાંગના છે! હું હતભાગી આજ સૂધી તારા હૃદયના ઉચ્ચ આશયને જાણી શક્યો નથી. તારા પ્રેમનું મૂલ્ય આંકી શક્યો નથી. હાય!

"મન્દાકિનીનું નીર મેં ઢોળ્યું હાંથે ધૂળમાં;
ને લોઢું ઉકળતું ભર્યું કલ્પતરુ ના મૂળમાં;
કાચ ગણી પારસમણિ ત્યાગ્યો મેં અજ્ઞાનથી;
અમૃતફળ અંગારમાં બાળ્યું મેં અભિમાનથી!"

"નાથ! આજે આવાં સંબોધનો શા કારણથી અપાય છે, અતીત કાળની વાર્ત્તાઓની વ્યર્થ સ્મૃતિઓને સંભારીને આ ક્ષુદ્ર અબળા ઉપર આટલા બધા ઉપકારની વૃષ્ટિ કેમ થાય છે? ગઈ ગુજરી વિસરી જાઓ, અને ઉન્નતિના ક્રમમાં પ્રવૃત્ત થાઓ. આપનું હૃદય પશ્ચાતાપથી પવિત્ર થયું છે, એનેજ મારૂં પરમ સૌભાગ્ય માનું છું. એવી તે કયી અધમ અબળા હશે કે જે પોતાના સૌભાગ્યના સિન્દૂર ચિન્હને હાથે કરીને લૂછી નાંખશે? જો વાસ્તવિક વાર્ત્તા કહેવામાં આવે, તો મેં મારા પોતાના સ્વાર્થને આધીન થઈનેજ આ કાર્ય કર્યું છે. ભગવાન મને જે માર્ગે તરફ દોરી છે, તે માર્ગેજ હું ગઈ છું. તેમણે ચાણક્ય જેવા એક મહા પંડિતને આ અભાગિનીને સહાયતા આપવા માટે મોકલી આપ્યા હતા. માટે ભૂતકાળની એ સર્વ વાર્ત્તાઓને વિસરી જાઓ અને સ્મૃતિના કવલમાંથી મુક્ત થવાનો યત્ન કરો. હવે આપણા નવીન જીવનનો આરંભ થયો છે. તમે પણ આજ દિવસ સૂધી એમજ માનતા હતા કે, લલિતા મરણ પામી છે અને મેં પણ મૃત્યુના ભીષણ અંધકારમય માર્ગમાંથી દોરી લાવીને તમને જીવનના પ્રકાશિત પથમાં પહોંચાડી દીધા છે. માટે દુ:ખ અને દુર્ઘટનામય ભૂતકાળની સ્મૃતિઓને હવે વિસ્મૃતિના ગર્ભમાં ડુબાડી દઇને આ પ્રકાશિત બનેલા વર્ત્તમાનકાળની ઉન્નતિના ઉપાયો યોજવામાં આપણે યત્નશીલ થવું જોઇએ અને વિડંબનાઓનો નાશ કરવામાં નિમગ્ન થવું જોઇએ."

**શકટાર**, પોતાની પત્નીના મુખેથી આ સર્વ જ્ઞાનની ગૂઢ તત્ત્વમયી વાર્ત્તા સાંભળીને અતિ વિસ્મયાન્વિત થયો. તે આ દુ:ખમય પ્રસંગને બીજી બાજૂએ ફેરવવાના ઉદ્દેશથી બોલ્યો કે;–"લલિતા! આપણે શું હમેશાં આ અંધારા ઓરડામાંજ પડયા રહીશું?"

"તમને અહીં આગળજ રહેવાનું કોણ કહે છે?"

"પરંતુ અહીંથી છૂટીને બીજે કયાં જવું? ચારે બાજૂએ રાક્ષસ મંત્રીએ નિયુક્ત કરેલા જાસૂસોનું વાંદળ ઘેરાઈ રહ્યું છે. કદાચિત્ જો કોઇ મને ઓળખી જાય અથવા જોઇ જાય તો, આપણું મરણ થવામાં કશોય વિલંબ લાગે તેમ નથી. વળી તેમ થવાથી તે દેવતુલ્ય ચંદ્રપાલને પણ ભયાનક સજા ભોગવવી પડે તેવી સંભાવના રહે છે. આ સંસારમાં કોઈ પણ સ્થળે આપણને આશ્રય મળી શકે તેમ નથી, તેથી આ અંધકારમય સ્થાનમાં રહીનેજ આપણે આપણું આયુષ્ય પૂર્ણ કરવું, એવો મારો દૃઢ વિચાર છે.!"

"કોણુ કહે છે કે, આપણે માટે આશ્રયસ્થાન નથી ? કોણુ કહે છે કે, આપણાં આત્મીય મનુષ્યો નથી? ભગવાનના આ વિરાટ વિશ્વમાં સ્થાનનો શો અભાવ છે, મારા પ્રિયતમ સ્વામી ? સચરાચરના સામ્રાજ્યમાં વસતાં સર્વ મનુષ્યો આપણાં આપ્તજનો છે, આત્મીય વ્યક્તિઓ છે! તમારા મગજમાં આ વિષયનો વિચાર આવતાં પહેલાંજ મેં બધો નિશ્ચય કરી રાખ્યો છે. આપણે એક એવા સ્થાનનો આશ્રય લઇશું કે, તે સ્થાન સર્વ પ્રકારે નિર્ભય અને મગધરાજના અધિકારથી મુક્ત હશે. જ્યાં આગળ તેના કપટી અથવા દગાબાજ વજીર નરરાક્ષસ તુલ્ય રાક્ષસના સકળ પ્રપંચ જાળો વ્યર્થ જશે. એવા એક શાન્તિમય સ્થાનમાં આપણે ચાલ્યા જઇશું કે, જ્યાં મંત્રી શકટાર સ્વાધીનતાના સુવર્ણક્ષેત્રમાં, પહાડી પ્રકૃતિની પવિત્ર ગોદમાં, માનપૂર્વક વિચરણુ કરી શકશે."

શકટાર, લલિતાના મુખેથી આ સર્વ ઇન્દ્રજાલિક કથા સાંભળીને બોલ્યો:–"લલિતા, તું આ સર્વ શું કહે છે ? હું તારી વાર્ત્તાનો મર્મ સમજી શકતો નથી, માટે સ્પષ્ટ રીતે સમજાવી દે કે, તારા કહેવાનો સત્ય આશય શો છે વારૂ ?"

"આ સ્થળે આપણે દરેક રીતે આફતમાં આવી પડીએ તેમ છીએ, એ વાર્ત્તાને હું સારી રીતે જાણી શકી છું. કાલે હું ચંદ્રપાલની મુલાકાતે ગઇ હતી, ત્યારે મેં તેના મુખેથી સાંભળ્યું હતું કે, રાજકુમાર ચંદ્રગુપ્ત અત્યારે પર્વતરાજ સમરકેતુના આશ્રયમાં જઈ રહ્યો છે. મહારાજ નંદે, ચંદ્રગુપ્તને મગધરાજ્યમાંથી દેશાંતર કર્યા પછી તેને છુપી રીતે મારી નાંખવાનો યત્ન કર્યો હતો, પરંતુ તેમાં તે નિષ્ફળ નિવડયો છે." લલિતાએ ધીમે ધીમે પોતાના આશયને વ્યક્ત કરવા માંડયો.

"શું કહે છે ? આજ સુધી હું મગધના કારાગૃહમાં હતો, તેથી આ સર્વ બીનાને બિલ્કુલ જાણી શકયો નથી."

"એવી તે કોને ગરજ પડી હોય જે, તે સર્વ બીના તમને કહી સંભળાવે ?"

"હશે, પરંતુ ત્યાર પછી શું બન્યું વારુ ?"

"ત્યાર પછીની વાર્ત્તા અતિ ભયંકર છે. મગધેશ્વરે, પર્વતરાજ સમરકેતુની પાસે એક દૂત મોકલાવ્યો હતો અને તેની સાથે એમ કહી મોકલાવ્યું હતું કે;–"ચંદ્રગુપ્તને બન્દીવાન બનાવીને એકદમ મારી સે-

વામાં હાજર કરો, અને જો તેમ કરવામાં કાંઇ વિલંબ થશે અથવા આનાકાની કરવામાં આવશે તો,અમે સત્વર તમારા રાજ્ય પર ચઢાઇ કરીને તમારી તથા તમારા રાજ્યની સ્વતંત્રતાનો લોપ કરીશું ! તમારા પ્રત્યે જાળવેલી આજ સુધીની મર્યાદાનું ઉલ્લંઘન કરીને તમારા દેશને પાયમાલ બનાવી દઇશું."

"હા એ ખરું. પરંતુ મગધરાજના આ સંવાદથી ભયભીત બનીને સમરકેતુએ શું રાજકુમાર ચંદ્રગુપ્તને તેના દુશ્મનના હાથમાં સુપ્રત કર્યો હતો વારુ ?

"ના–પર્વતરાજ સમરકેતુ, સર્વદા આશ્રિતનું પાલન કરવામાં તત્પર રહે તેવા છે. તેમણે ચંદ્રગુપ્તને, સહોદર સમાન ગણીને આલિંગન આપ્યું છે. ચંદ્રગુપ્તની રક્ષા કરવા જતાં કદાચિત્ તેમના રાજ્યની સ્વાધીનતા નષ્ટ થશે, સમરક્ષેત્રમાં જીવનની આહુતી આપવી પડશે, તથાપિ તેમ કરવામાં તેઓ સંકુચિત થશે નહિ, કાયરતાને ધરશે નહિ અને ધર્મને પરિહરશે નહિ. તેઓ આદર્શ મહીપાલના નામને શોભાવે તેવા સદ્ગુણી નરપતિ છે, અનાથ અને આશ્રિતોના પાલક છે. અતિથિ તેમજ આશ્રિતને માટે પોતાનું લોહી રેડવામાં અથવા તો આત્મબલિદાન આપવામાં તેઓ સર્વદા તત્પર રહે તેવા છે !"

"ત્યાર પછી શું થયું છે ?"

"ઉભય પક્ષ વચ્ચે યુદ્ધ થવાની શરૂઆત થઇ ચૂકી છે. મહારાજ ધનનંદ પોતાના પિતાના શ્રાદ્ધની ક્રિયા પૂર્ણ થયા પછી, તરતજ સૈન્યસહિત સમરકેતુના રાજ્યપર ચઢાઈ કરવાની ઇચ્છા રાખે છે."

આ સાંભળીને શકટાર કેટલાક સમયસુધી કાંઇક વિચાર કરીને બોલ્યો કે;—"ઇશ્વિર જે કાંઈ કરે છે, તે સર્વ સારાંને માટે જ. એ મગધરાજ નંદ અતિ અત્યાચારી છે ! રાજકુમાર ચંદ્રગુપ્તને મેં ઉછેરીને મોટો કર્યો છે. તેથી હું તેની અસ્ત્રવિદ્યા તથા બાહુબળને સારી રીતે જાણું છું. હું આ જન્મમાં તેનો પક્ષપાતી હતો, તેથી જ, આજે મારી આવી દુર્દશા અને રાક્ષસ મંત્રીનું આટલું એકાધિપત્ય થઈ પડ્યું છે. પરંતુ હજી પણ ચંદ્રગુપ્તની સાથે મારી મુલાકાત થઇ શકશે, તો મારાં સર્વ દુઃખો વિસ્મૃતિના ઊંડા ઉદધિમાં ડૂબી જશે ! આપણા ભવિષ્યના ભાગ્યમાર્ગને શોધી કાઢવામાં કાંઇ પણ મુસ્કેલી નડી શકશે નહિ. લલિતા ! તું અતિ બુદ્ધિશાલિની છે, અતિ કાર્યકુશલ છે. તારી પ્રજ્ઞા શક્તિ અતુલનીય છે. મારા હાથમાં જ તારા જેવું એક અમૂલ્ય

સ્વન હોવા છતાં, હું અદ્યાપિ તને ઓળખી શક્યો નહોતો. પરંતુ હવે મને જણાય છે કે, જો તું મારા જીવનકાલના પ્રારંભમાં ચંચળ બાલિકા ન હોતાં અત્યારના જેવી કુટબુદ્ધિશાલિની હોત, તો તે નરાધમ રાક્ષસ મંત્રીનાં તમામ કારસ્થાનોને હું નિષ્ફળ કરી નાંખત. અને જો તેમ થયું હોત તો મગધરાજ્યનાં મુખ્ય મંત્રીત્વના પદને, તે નિર્ભાગી અને કારસ્થાની રાક્ષસ મારા હાથમાંથી આવી સહેલાઇથી લઇ જઇ શકત નહિ. ત્યારે હવે આપણે અહિંથી કઈ બાજૂએ જવાનો નિશ્ચય કરવો વારુ ?

" ચંદ્રપાલે આપણે માટે રાજા સમરકેતુની રાજધાનીમાં એક મકાન શોધી રાખ્યું છે. તેનો એક વિશ્વાસુ મિત્ર ત્યાં આગળ રહે છે. ચંદ્રપાલનો તે મિત્ર કેટલીકવાર કોઈ કારણસર પાટલિપુત્રમાં આવે છે. તે જ્યારે પુનઃ ચંદ્રપાલની સાથે મુલાકાત કરવા આવશે, ત્યારે આપણને લઈ જવાની સર્વ વ્યવસ્થા હું કરતી આવીશ. "

" તારી આ ધારણા પ્રશંસાપાત્ર છે. પરંતુ તું તારા આ ભવ્ય ધનભંડારમાં ભરેલા ધનની શી વ્યવસ્થા કરીશ. "

" સ્વામિન્ ! તમારા જીવનના સુખ અને સ્વાતંત્ર્યના કરતાં, આ દ્રવ્ય ભંડાર મારી દૃષ્ટિ આગળ કશા હિસાબમાં જ નથી ! તમે એ સંબંધમાં જેમ કહેશો, તેમ કરી નાંખીશ. જો તમારી અનુમતિ હોય તો હું એ દ્રવ્ય દુઃખી દરિદ્રની અથવા દેશની સેવા માટે અર્પણ કરી દેવાને તૈયાર છું. અથવા જે ચંદ્રપાલને લીધે, હું તમને પુનઃ મેળવી શકી છું, તેને આ કુબેરનું અખૂટ ઐશ્વર્ય પ્રદાન કરી શકીએ તેમ છીએ. આમાં તમારી શી અનુમતિ છે વારુ ? "

શકટારે કેટલીકવાર સુધી ધીરતાથી વિચાર કરીને કહ્યું કે;–"આ ધનના સંબંધમાં હમણાં કાંઇ નવીન વ્યવસ્થા કરવાનું પ્રયોજન નથી. હાલમાં તો એ ધનભંડારને એમને એમજ રહેવા ઘો. ચોર અથવા લૂટારા સહજમાં આ ગુપ્ત ધનભંડારનો પતો મેળવી શકે, એવી કોઈ સંભાવનાજ નથી. આ દ્રવ્ય પછીથી આપણને ઘણુંજ ખપમાં આવશે."

"આપની જેમ ઇચ્છા હોય તેમજ કરો. ત્યારે તમે પર્વતરાજ સમરકેતુના રાજ્યનો આશ્રય ગ્રહણ કરવાને ખૂશી છો ખરાને ? "

"લલિતા ! એમ કર્યા વિના આપણા પરિચયને છુપાવી રાખવાનો અન્ય કોઇ ઉપાયજ જણાતો નથી. "

આ સમસ્ત કથાવાર્ત્તા થઈ રહ્યા પછી લલિતા, પોતાના સ્વા-

મીને માટે ભોજનાદિ તૈયાર કરવા ચાલી ગઈ અને શકટાર તે ઓર-ડામાંજ ચિન્તાતુર હૃદયે બેસી રહ્યો.

લલિતાની સાથે વાર્ત્તાલાપ કરવાથી તે, ઘોર અંધકારમાં પ્રકાશિત તેજની જ્યોતિને જોઈ શક્યો હતો. તે મનમાં ને મનમાંજ કહી રહ્યો હતો કે;–"શું મનુષ્યનું ભાંગેલું ભાગ્ય પુનઃ પૂર્વવત્ નહિ થઈ શકતું હોય? જે ભાગ્યે મને અમીરમાંથી ફકીર બનાવ્યો, સુકોમળ શય્યા પરથી પાષાણની શિલાઓ પર સૂવડાવ્યો, મહાલયમાંથી દરિદ્રની ઝૂપડીમાં વસાવ્યો, મિષ્ટ ભોજનને બદલે ટુકડા રોટલાને માટે પણ ભિખારી બનાવ્યો, તે ભાગ્ય શું પુનઃ મને અનુકૂલ નહિજ થાય? મારા પર દયાની દૃષ્ટિ નહિજ દોડાવે? મારો સૌભાગ્યરવિ પુનઃ ઉદિત થશે તે તો મેં ક્યારનુંયે વિચારી રાખ્યું છે. જો તેમ ન હોય તો હું મૃત્યુના મુખમાં પડવા છતાં, પુનઃ નવીન જીવનને શા માટે પ્રાપ્ત કરી શકું? જે લલિતાને માટે હું મરણ પહેલાં આટલો બધો વ્યાકુલ થયો હતો, તેને પણ પુનઃ શી રીતે મેળવી શકું?"

ચંદ્રગુપ્ત મારા પ્રત્યે યોગ્ય ભક્તિ અને શ્રદ્ધાની ભાવના દર્શાવતો રહે છે અને હું પણ તેના સ્વાર્થનો સમર્થક થઇને, તેના પ્રત્યે પુત્રથી પણ વિશેષ પ્રેમ દેખાડતો આવ્યો છું. જો હું તેનો સલાહકાર થાઉં, લલિતાના ગુપ્તધનભંડારનાં સર્વે રત્નો, તેના હાથમાં સોંપી દઉં અને કુટિલનીતિના કુશળ ગણાતા ચાણક્યને તેના ગુરૂના પદપર નીમી દઉં, તો આ મગધ સામ્રાજ્ય શું રાજકુમાર ચંદ્રગુપ્તના હાથમાં ન આવી શકે વારુ?"

"આવેજ–અવશ્ય આવી શકે! કોઈ જાણે મારા હૃદયની ગુપ્ત ગુહામાંથી મેઘોના ભયંકર ગગડાટને પણ લજ્જાવે તેવા ગંભીર સ્વરથી કહી રહ્યું છે કે;–"શકટાર! ઉઠ અને બેઠો થા. તારા કર્ત્તવ્યનો આરંભ કરી દે. કાર્યના પરિણામે અવશ્ય તારા હૃદયની વાસના પૂર્ણ થશેજ." આ વાક્યો મને આશ્વાસન આપે છે, કર્મનો માર્ગ બતાવે છે, માટે હું એ વિવેકવાણીની સલાહની અવગણના કરી શકીશ નહિ."

"જેણે વિના વાંકે મારૂં આવું અધઃપતન કર્યું છે, તેનો ભયંકર બદલો મારે મેળવવો જ જોઇએ. આઘાતનું ઉત્તર પ્રત્યાઘાતથી જ આપવું જોઇએ. જે ગર્વિષ્ટ, મદોન્મત્ત અને વિચારજ્ઞાનશૂન્ય, ધનનંદે, મારી સહાયતાથી જ મગધના સિંહાસન પર બેસીને, મને જ પદદલિત કર્યો છે, તેનો હું ધ્વંસ કરવા ધારું છું, પૃથ્વીના પટ

પરથી તે નીચ અને નરાધમનું અસ્તિત્વ ઉડાવી દેવા માગું છું તથા જડમૂળથી તેનો નાશ કરવા ઇચ્છુંછું. જે કારસ્થાની અને કપટી નરાધમ રાક્ષસ મંત્રીએ, મને કારાગૃહમાં અન્નના અભાવે જ મારી નાખવાનો સંકલ્પ કર્યો હતો, જેણે અતિ નિષ્ઠુર અને હૃદયહીન પિશાચની પેઠે ભયાનક ક્રૂરતા ધારીને મારી પત્ની તથા કન્યાને મરણ વશ કર્યાં છે, તેના હૃદયનું રક્ત પીવાની હું આકાંક્ષા રાખું છું !"

" ચંદ્રગુપ્ત તો બિચારો સૂકાયલાં ઇંધન સમાન છે. તેને ઉસ્કેરીને ભયંકર અગ્નિ પ્રજ્વલિત કરવો પડશે. અને જ્યારે તે અગ્નિ પૂર્ણ પ્રજળી ઉઠશે ત્યારે મારે પ્રબળ પ્રલયકારક ઝંઝાવાતનું ઉગ્ર રૂપ ધારણ કરીને, સમસ્ત નંદવંશનો ધ્વંસ કરી, મગધ રાજ્યનો લોપ કરવો પડશે. મારા યત્નથી મગધરાજ્યની ચારે બાજૂએ ભડભડતો ભયંકર અગ્નિ સળગી ઉઠશે અને એ મહા અગ્નિમાં દુર્ભાગી રાક્ષસ, નિષ્ઠુર અને વિવેક જ્ઞાનથી વિહીન બનેલો ગર્વિષ્ટ મહારાજ ધનનંદ, અને તેનું આ મગધરાજ્ય આદિ સર્વ બળીને ભસ્મીભૂત બની જશે. પાપીઓની પાપલીલાની પૂર્ણ આહુતિ થતાં પુનઃ પુણ્યનું પ્રેમમય રાજ્ય સ્થપાઈ જશે. આ ભીષણ પ્રલયયજ્ઞના મુખ્ય ઉત્પાદક તરીકે મહા કૂટબુદ્ધિ ચાણક્યને જ નિયુક્ત કરીશ. ચાણક્ય મહા ચાલાક છે અને તે સમગ્ર બ્રહ્માંડને પોતાની અંગુલિના ઇશારાથી ધૂજાવી શકવાને સમર્થ છે. તે મહા બુદ્ધિમાન અને કારસ્થાન વિદ્યાનો કુશળ જ્ઞાતા છે!"

" યત્નથી શું થઈ શકતું નથી ? પરશુરામ ભગવાનના યત્નથી પૃથ્વી નક્ષત્રિયા થઈ હતી, ભીષ્મના યત્નથી મહાભારતનું ભયંકર યુદ્ધ દસ દિવસ સૂધી લંબાયું હતું, ભગીરથના યત્નથી જાન્હવીને સ્વર્ગના પવિત્ર સ્થાનમાંથી મૃત્યુલોકમાં આવવું પડ્યું હતું, ભગવાન કૃષ્ણના યત્નથી મધુકૈટભ જેવા દૈત્યોને ધરણીપર પછડાઇને અકાળમૃત્યુને આધીન થવું પડ્યું હતું, રામચંદ્રજીના યત્નથી પ્રબળ પ્રતાપાન્વિત રાવણને રણભૂમિમાં રોળાવું પડ્યું હતું, ભીમના યત્નથી જરાસંધ જેવા યોદ્ધાને કમ્પાયમાન થવું પડ્યું હતું; તો પછી મારા યત્નથી શું નહિ થઇ શકે? યત્નના પરિણામે વિજયના ડંકાઓજ વગડાવી શકાય છે. એક દિવસ યત્ન કરીને આ ધનનંદને મેં પોતે જ સિંહાસનારુઢ કરાવ્યો હતો ! જે હાથે એક દિવસ પ્રતિષ્ઠા કરાઇ હતી, તેજ હાથે શું પુનઃ તેને ઉખેડી શકાશે નહિ ? અવશ્ય ઉખેડી શકાશે. અવશ્ય તેના અસ્તિત્વને ધરાના વક્ષ પરથી નાબૂદ કરી શકાશે જ. યત્નથી શું નથી થતું ?

"પરિશ્રમથી જ્યારે માર્ગનો ભીખારી અને ઘરઘરના ટુકડા માગી ખાનારો રાક્ષસ આ વિશાળ મગધરાજ્યના સર્વશક્તિમાન મંત્રીત્વના પદને પ્રાપ્ત કરી શક્યો છે. મારૂં બનાવટી મૃત્યુ નિપજાવીને પુનઃ નવીન જીવનનો સંચાર કરી શકાયો છે; જે લલિતાને પરલોકવાસિની ધારીને તેની આશાનો વિશ્વાસજ ઊડી ગયો હતો, તેને જ્યારે પુનઃ મારી અંકલક્ષ્મી બનાવવાનો સુઅવસર મળી શક્યો છે; તો પછી તેજ પરિશ્રમની સહાયતાથી એ મહાદાંભિક નંદનો નાશ કરવો, એ કોઇ પણ રીતે અસંભવિત ગણાય ખરું કે ?"

"પરંતુ શક્તિહીન યત્ન અથવા પરિશ્રમથીજ કેવળ કાર્ય કરી શકાતું નથી. પરિશ્રમની પાછળ શક્તિ પણ હોવી જોઇએ. પરંતુ મારામાં તો એવી કોઈ શક્તિ છે જ નહિ! મારાથી અત્યારે આ અંધકારમય સ્થાનનો ત્યાગ કરીને બહાર નીકળી શકાય, તેમ પણ રહ્યું નથી. કારણ કે, દુષ્ટ નંદ મારી હત્યા કરવાનીજ વાટ જોતો બેઠો છે. તેમજ રાક્ષસના નામનું સાર્થક્ય કરનાર રાક્ષસ પણ મને ભૂતળશાયી બનાવી દેવાની ચેષ્ટાઓ કરી રહ્યો છે. તેથી જો હુ બહાર નીકળું કે, તરતજ તેઓ મને વાયુના ગોળાની માફક આ અવનીપરથી ઉડાવી દે તેમ છે. મારાથી ગુપ્ત વેશે પણ ક્યાંય જઇ શકાય તેમ રહ્યું નથી. હવે શું થશે ? મારાથી તે શક્તિ શી રીતે મેળવી શકાશે ? લલિતા એક સાધારણ સ્ત્રી હોવા છતાં પણ અતિ શક્તિમતી છે, એતો મારે અવશ્ય કબૂલ કરવુંજ પડશે. પરંતુ આ રાષ્ટ્રનો વિપ્લવ કરનારા ભયાનક વ્યાપારમાં તેની શક્તિ શી રીતે કાર્ય કરી શકશે વારુ ?"

"નહિ–નહિ, હું અતિ મૂર્ખ છું, અતિ ભ્રાન્ત છું! સ્ફુલિંગ અથવા અંગારાના અંદરના ભાગમાં જે પ્રલયકારક દાવાનલ વ્યાપ્યો છે, તે તો હું જાણતો પણ નથી. અરે! મેં જાણવાનો યત્ન પણ કર્યો નથી. હા–જો કદાચિત્ શક્તિના પૂર્ણ અવતાર સમાન ગણાતા ચાણક્ય દેવ મારા કપટતંત્રની સાથે પોતાના દુર્ભેદ્ય કૌશલ્યને મેળવી દેશે, તો આ મગધરાજ્યનો ધ્વંસાગ્નિ પ્રજળી ઊઠવામાં વધારે વિલંબ લાગશે નહિ."

"ભગવાન મારો સાચો સહાયક છે! તેનાપર હું અતિશય વિશ્વાસ રાખુંછું! તેની કૃપાથીજ હું મરણના મુખમાંથી બચી ગયોછું! તે પોતેજ મને કર્ત્તવ્યનો માર્ગ બતાવી આપશે. ભગવાન! મધુસૂદન! નારાયણ! તારા આ દીન ભક્તને જાગ્રત કરીને નવીન ચૈતન્ય આપ,

શક્તિ આપ, બુદ્ધિ આપ, કે જેના દ્વારા તે પોતાના પ્રબળ શત્રુનું મસ્તક છેદીને વૈમનસ્યની ભયંકર પ્રતિહિંસા લઇ શકે! એ મગધરાજ નંદે અને તેના અતિ નિષ્ઠુર મંત્રી રાક્ષસે મારાપર જે ભયંકર જુલમ ગુજાર્યો છે, સીતમ આદર્યો છે, પ્રભુ! તેની તુલનાજ કરી શકાય તેમ નથી, તેનું વર્ણન પણ કરી શકાય તેમ નથી!"

"હું મારે પોતાને માટેજ આ પ્રમાણે પ્રતિહિંસાપરાયણ બન્યો નથી. મારો પ્રાણાધિક બાળક પુત્ર, પ્રાણાધિકા પત્ની આદિને, રાક્ષસ મંત્રીએ રીબાવી રીબાવીને અન્નના અભાવેજ મારી નાખ્યાં છે! મારો મૃત પુત્ર અને પત્ની તે દિવ્યલોકમાંથી માત્ર એટલુંજ કહી રહ્યાં છે કે;—"કેમ? તમે તદ્દન નિર્બળ બની ગયા છો? તમારા હૃદયમાંથી વીરતાનું ઉષ્ણ રૂધિર સૂકાઈ ગયું છે? દુશ્મનનો બદલો લેવામાં તમે કાયરતા દર્શાવવાનું પસંદ કરો છો? જે નરાધમ અને નરરાક્ષસે વિના વાંકે અમને રીબાવી રીબાવીને કાળનાં કવલ બનાવ્યાં, તેના પ્રત્યે તમને દયા આવે છે અથવા તો તમારા હૃદયમાં ભયનો સંચાર થાય છે? શું પૃથ્વીપરથી અમારું અસ્તિત્વ વિલીન થયું એટલે તેની સાથેજ સ્મૃતિનો પણ નાશ થઈ ગયો? આપનું તે હિમાલય સમ અચલ, અટલ અને અડગ હૃદય આજે શત્રુના ભયથી ભીરુ બની ગયું છે? ઉઠો! અમારાં ખૂન કરનારનો બદલો ખૂનથીજ લ્યો. અમારું રક્ત રેડનારનું હૃદય તીક્ષ્ણ છુરીથી છેદી નાખો. અમારા આત્માને શાન્તિ આપો!" આ અદૃશ્ય વાણી, રાત્રિદિવસ વજ્રબાણની પેઠે મારા હૃદયને ભેદી રહી છે, કર્ણને છેદી રહી છે! ભગવાન! મારી રક્ષા કર પ્રભુ! પરમાત્મા! મને આ દારુણ દુઃખમાંથી મુક્ત કર.

"ના—ના હવે હું આવી ચિન્તા કરવામાંજ મારા સમયને વ્યર્થ ગાળીશ નહિ. હમણાંજ લલિતા આવી પહોંચશે. તે મને આ સ્થિતિમાં જોશે અથવા મારી વાર્તા સાંભળી જશે, તો શો સંકલ્પ કરશે?"

આ પ્રમાણે વિચાર કરીને શકટારે સહસા સ્થિરતાનું અવલંબન કર્યું. તે પોતાના હૃદયની દારુણ જ્વાળાને, વસ્ત્રમાં છુપાવેલા અગ્નિની પેઠે હૃદયની અંદરજ છુપાવી રાખી. ચંચળ સંક્ષુબ્ધ સમુદ્રે સહસા જાણે સ્થિરતાને ધારણ કરી લીધી. પ્રબળ વાયુનો વંટોળીયો જાણે અચાનક શમી ગયો.

આ સમયે લલિતાએ, શકટારને માટે ભોજનાદિ વસ્તુઓ લઇને તે ઓરડામાં પ્રવેશ કર્યો.

શકટારે, લલિતાના તરફ જોઇને હસતા મુખથી કહ્યું કે;–– "લલિતા ! મારી પ્રિયતમા ! તું મારે માટે આટલો બધો પરિશ્રમ શા માટે વેઠે છે ? રાજકારાગારમાં ઘણા દિવસ સુધી અભક્ષ્ય, કુખાદ્ય પદાર્થો ખાવા પડયા છે, તેથી આજે આવા વિલાસભોગવાળા પદાર્થો મારાથી શી રીતે પચાવી શકાશે ?"

હાસ્યમુખી લલિતા બોલી કે;—"હૃદયાધાર ! આ ભયંકર જંગલની ઝૂપડીમાં રાજભોગ તો ક્યાંથી મળી શકે ? પરંતુ ભગવાને જે કાંઈ અન્નપાણી આપ્યું છે, તે લાવીને આપની સેવામાં હાજર કર્યું છે. મારાં અહોભાગ્ય કે મારો ભાઇ ચંદ્રપાલ, તમારે માટે નાના પ્રકારના ખાદ્ય પદાર્થો આપી ગયો છે. જો તે ન આપી ગયો હોત તો આપને અત્રે પણ કારાગારની પેઠે અનાહારેજ રહેવું પડત."

શકટારે કહ્યું કે;—"પરંતુ અત્રે શું મારે કારાગૃહના જેવું કષ્ટ નથી ભોગવવું પડતું વારુ ? તેં મને એક એવી જગ્યાએ કેદ કરી રાખ્યો છે કે, ત્યાં આગળ મારી કાંઇ સ્વાધીનતાજ નથી, તે ઉપરાંત તારા સ્નેહ અને પ્રેમના મજબૂત બંધોએ જાણે નાગપાશની પેઠે મને બાંધી લીધો છે. આના કરતાં તો મને કારાગૃહનું દુઃખજ સારૂં લાગતું હતું, સમજીને પ્રિયતમા લલિતા !"

લલિતાએ મૃદુ હાસ્યથી ઉત્તર આપ્યું કે;––"ત્યારે શું રાજમંત્રી રાક્ષસને એવા સંવાદ મોકલાવી દઉં કે, હજી સુધી આપ અહીંજ વિદ્યમાન છો ?"

શકટાર મર્મયુક્ત શબ્દો ઉચ્ચારીને કહેવા લાગ્યો કે;––"હા, ઘણીજ ખુશીથી ! એમ કરવાથી તારા આ સુંદર સૌભાગ્યનો લાલ ચાંલ્લો, વિશેષ લાલ બની જશે ! અને એટલું પણ નક્કી જાણજે કે, મારી પ્રથમ પત્નીએ જે સુખની સ્થિતિમાં કારાગૃહમાં જીવન ગાળ્યું છે, તેવું સુખ કદાચિત્ તારા ભાગ્યમાં પણ ભોગવવાનું નિર્માણ થશે."

લલિતા વિનોદની ખાતરજ આવી વાર્ત્તા બોલી હતી, પરંતુ તેના સ્વામીના મુખમાંથી આવી ભયાનક વાર્ત્તા સાંભળીને તે કમ્પી ઉઠી અને કહેવા લાગી કે;–"ના–ના, આ સર્વ વિષયોનું સ્મરણ કરીને વિનોદ કરવો, એ પણ અતિ ભયાનકજ છે. ચાલો હવે એ સર્વ વાતોને બાજૂએ મૂકીને જમવા માટે પધારો."

"ના, આજે હવે હું કાંઇ પણ ખાઇશ નહિ. માત્ર આજને માટેજ નહિ, કિન્તુ કેટલાક દિવસોને માટે મારે આહાર કરવાની ઇચ્છા નથી.

"કેમ ?"

"મારો કટ્ટો દુશ્મન હજી સુધી જીવતો છે. એક દિવસ હું સમ્રાટના યોગ્ય સન્માનથી ભૂષિત હતો, ભગવાને આ મનુષ્ય-જીવનની જે કાંઇ શ્રેષ્ઠ સંપત્તિ ગણાય છે, જે કાંઇ આવશ્યકીય લેખાય છે, તે સર્વ મને આપ્યું હતું. મારું તે સર્વસ્વ કોણે નષ્ટ કર્યું ? કોણે મને આવી સ્થિતિમાં લાવી મૂક્યો ?"

"તમે પોતે એક બુદ્ધિવાન પુરુષ છો, બહુદર્શી છો અને એક દિવસ આ વિશાળ મગધરાજ્યનું મંત્રીત્વ પણ કરી આવ્યા છો, એટલે તમને હું શું શિખામણ આપી શકું ? છતાં પણ તમારી પ્રિયપાત્રા સહધર્મિણી છું, તેથી તમને ધૈર્ય તો આપી શકું તેમ છું. સંકટમાં, સુખ દુઃખમાં અને તેવાજ બીજા વખતમાં હું તમારી આગળ મારા મનોભાવને પ્રકટ કરવા માટે બંધાયલી છું. જો મને નાદાન ન ગણી કાઢો અથવા સરલ હૃદયે મને ક્ષમા કરો, તો હું તમને એક વાર્તા કહેવાનું સાહસ કરું ?"

"કઇ વાર્ત્તા કહેવા માગે છે ?"

"બની ગયેલી સર્વ ભૂત સ્મૃતિઓને, વિસ્મૃતિના ગર્ભમાં ડૂબાવી દ્યો. જે બની ગયું છે, તેને ભૂલી જાઓ. અત્યારને માટેજ ચિન્તાતુર થાઓ. મૃત્યુના મુખમાંથી ઇશ્વરે તમને બચાવ્યા છે, માટે તેમનું સ્મરણ કરો. ઇશ્વરે તમારા અસ્તિત્વને પૃથ્વીપર પુનઃ સ્થાપન કર્યું છે. તેથી તમારે ગતકાળની સર્વ ઘટનાઓનું વિસ્મરણ કરવું જોઇએ કે નહિ વારૂ ?"

"પણ પ્રાણાધિકે, મનુષ્યના દુઃખની પણ અમુક મર્યાદા હોવી જોઇએ. જ્યારે તે મર્યાદા તૂટી જાય છે, ત્યારે પત્થર જેવા કઠિન હૃદયના મનુષ્યથી પણ સ્થિર રહી શકાતું નથી. રાજમંત્રીના પદપર કામ કરતી વેળાયે મેં જે જે પ્રકારના વૈભવો ભોગવ્યા હતા, તેનું હવે મને સ્વપ્ન પણ થનાર નથી. મારા શીરપર આટલાં બધાં સંકટો શા કારણથી આવી પડયાં છે તથા હું આવો દુઃખી કેમ બની ગયો છું, એની મને કલ્પના પણ આવી શકતી નથી. રાજમંત્રી રાક્ષસને મેં એક સાધારણ સ્થિતિમાંથી મારા આસનને સંભાળી શકે તેવો કુશળ બનાવ્યો, તેનુંજ મને તેણે આ પરિણામ લાવી આપ્યું ખરૂંને વારૂ ? પણ ફિકર નહિ. હું તે દુષ્ટને તેની દુષ્કૃતિનું ફળ થોડા વખતમાંજ ચખાડી આપીશ."

આ સાંભળીને લલિતાએ કહ્યું:-"પ્રિયતમ શકટાર, આપ આમ આટલા બધા ઉતાવળા ન થાઓ. જો રાજમંત્રી રાક્ષસના જાણવામાં એવી વાર્ત્તા આવી જશે કે, શકટાર હજી સુધી જીવતા છે અને તે તમારો વિનાશ કરવાની તૈયારી કરી રહ્યા છે, તો તેથી પરિણામ ભયંકર આવશે અને આપને કદાચ તેમની પાસેથી ક્ષમા માગીને પણ જીવનની રક્ષા કરવાનો પ્રસંગ આવી લાગશે."

"લલિતા! આમ માનવામાં તારી ભયંકર ભૂલ થાય છે, મારૂં જીવન કાલે જતું હોય તો ભલે આજે ને આ ક્ષણેજ ચાલ્યું જાય, પરંતુ હું એ નરાધમ રાક્ષસના વૈરનો બદલો લીધા વિના શાંત થઇ શકીશ નહિ. જે વિપદ્વારણ પરમાત્માએ તમને સદ્બુદ્ધિ તથા સહાયતા આપીને કારાગૃહના ભયંકર દુઃખમાંથી તેમજ મૃત્યુના મુખમાંથી મારી રક્ષા કરાવી છે, તેજ જગદાધાર પરમાત્મા આ સમયે પણ મારૂં રક્ષણજ કરશે. મારૂં મૃત્યુ થશે તો પણ હું કદાપિ તે દુષ્ટ રાક્ષસ મંત્રી પાસેથી ક્ષમા તો નહિજ માગું. મારી ભયંકર પ્રતિજ્ઞા છે, તેને હું પૂર્ણ જ કરીશ. હું ખાત્રી પૂર્વક કહું છું કે:-

" નમે આકાશ પૃથ્વીનાં ચરણમાં ગર્વને ત્યાગી;
શૃગાલો પાસથી સિંહો કદાચિત્ લે ક્ષમા માગી;
નિહાળી નાગને જાયે કદાચિત્ નોળિયો ભાગી;
કદાચિત્ જાય ઝાંખપ દીપથી રવિતેજને લાગી;
નમું હું ધીરબુદ્ધિને એ ન આશા તારિ તો ફળશે;
મૃદુ તિલ આ નથી જેમાંથી સત્વર તેલ નીકળશે. "

લલિતા, રાક્ષસ તો શું પરંતુ કાળને પણ કમ્પાવનારા વીરપુરુષને હું મારી કુટિલતારૂપી તીક્ષ્ણ કટારીથી હણી નાંખવાને સમર્થ છું. મારાથી આ જીવનમાં કદાપિ રાક્ષસનું વૈર વાળ્યા વિના શાંત રહી શકાશે નહિ. તેમજ મરણનો પ્રસંગ આવવા છતાં તે પાપની પ્રતિમા પાસેથી ક્ષમા પણ માગી શકાશે નહિ. હું અને તે રાક્ષસ જેવા ગમાર નરની ક્ષમા માગું? કદાપિ નહિ. તેમ થવું એ સર્વથા અશક્ય કિંવા અસંભવિત છે."

"પરંતુ પ્રભુ! કોઇપણ કાર્ય કરતાં પહેલાં પૂર્ણ વિચાર કરવો જોઇએ. અત્યારે આપ એ પ્રબળ શક્તિવાળા રાક્ષસને શી રીતે પહોંચી શકશો? તે અત્યારે નિર્ભયતાથી એક મહાલયમાં વસી રહ્યો છે અને આપ અત્યારે ભીરુતાથી એક ભાંગી તૂટી ઝૂપડીમાં પડેલા છો. તેના

તાબામાં અત્યારે એક કહેતાં એકવીસો અનુચરો આવીને ઉભા રહે તેમ છે અને આપના અધિકારમાં એક પણ અનુચર નથી. તેની સત્તાથી આખું મગધ રાજ્ય ડોલી રહ્યું છે અને આપ અત્યારે એક શક્તિહીન પુરુષ બની ગયા છો. તેની આજ્ઞાનો અમલ કરે તેવા લાખો સૈનિકો તૈયાર છે અને આપની આજ્ઞા ઉઠાવે તેવો એક પણ સૈનિક રહ્યો નથી. જ્યારે આપને વિધાતાએ તેનાથી પણ વિશેષ વૈભવો આપીને છીનવી લીધા છે, ત્યારે આપણે એમજ માની લેવું જોઇએ કે, અત્યારે આપણાં ભાગ્યજ અનુકૂળ નથી, પરંતુ પ્રતિકૂળ છે. આવી સ્થિતિમાં આપને વિશેષ ચિન્તાઓ કરવી, એ કોઇ પણ પ્રકારે ઉચિત લાગતું નથી. હજી આપનું શરીર પણ પૂરૂં તંદુરસ્ત થવા પામ્યું નથી, એવી સ્થિતિમાં વધારે વિચારો કરવા એ પણ નુકશાનકારક છે. હાલ તરત તો પરમાત્માપર વિશ્વાસ રાખીને તેઓ જેમ રાખે તેમ રહેવામાંજ વધારે લાભ છે. ઇશ્વર દયાળુ છે, તેમનાથી અન્યાય સ્હેવાતો નથી, એટલે તેઓ પાપી રાક્ષસને તેનાં કુકર્મનું ફળ અવશ્ય ચખાડીજ આપશે.” લલિતાએ કહ્યું.

“લલિતા, મારી જીવનસંગિની ! તારૂં કહેવું યથાર્થ છે. ભવિષ્યનો વિચાર કરતાં મને જણાય છે કે, હું અત્યારે કાંઇ પણ કરી શકવાને સમર્થ નથી. તારા જેવી બુદ્ધિમતી લલનાને પ્રાપ્ત કરીને હું અપાર સુખને પ્રાપ્ત કરી શક્યો છું. મેં પાપીએ તારો ત્યાગ કર્યો હતો, તેને માટે હવે મને પૂર્ણ પશ્ચાતાપ થાય છે. હવે મને જણાય છે કે, તું એક સાધારણ અબળા નહિ, પરંતુ દેવભૂમિનું પારિજાત છે. તારા ગુણોએ મને મુગ્ધ બનાવી દીધો છે. કારાગૃહમાંથી મને મુક્ત કરાવતી વેળાયે તેં જે વીરતાનો પરિચય કરાવ્યો છે, ત્યારથીજ હું તને એક વીરાંગના માનવા લાગ્યો છું. તું વીરાંગના હોવા ઉપરાંત આવી અપૂર્વ બુદ્ધિમતી છે, એ જોઇને મારા આનંદનો સિંધુ છલકાઇ જાય છે. એક આર્ય પુરુષને જ્યારે તારા જેવી સર્વસદ્‌ગુણસંપન્ના પત્ની પ્રાપ્ત થાય, તો પછી તેના આનંદની સીમાજ શી રહે ? લોકો વનિતાને અબળા અબળા કહીને અપમાનની દૃષ્ટિ જૂએ છે, ત્યાં તેમની ભારી ભૂલ થાય છે. અબળાઓજ વીરજનની અને જગતનો ઉદ્ધાર કરનારી છે. તેમનાપરજ જગતની ઉન્નતિનો આધાર અવલંબેલો છે. અબળાના સંબંધમાં કોઇએ ખરૂંજ કહ્યુ છે.—

“ સબળાને આજ સુધી, અબળા કહી કહીને;
કરી મૂકી ખરેખાત અબળા બિચારીને;

જૂઓ કોઇ જેને અબળા કહો છો તમે;
શક્તિઓ નિહાળો તેની બારિક વિચારીને;
વિશ્વામિત્ર, વશિષ્ટ જનક દશરથ આદિ;
ઋષિ અને વીરો જણ્યા, ધન્ય ધન્ય નારીને. "

પ્રાણાધિકે ! તેં જ મને જીવન દાન આપ્યું છે, તેં જ મને મૃત્યુના મુખમાંથી બચાવ્યો છે, એટલે હું તારો ઋણી છું. તુ અતિ બુદ્ધિમતી છે, તેથી તારી સલાહ પ્રમાણે વર્ત્તવાને જ હું તૈયાર છું. કહે–કહે ત્યારે મારે હવે મારા વ્યાકુળ ચિત્તને (શીરીતે) શાંત કરવું વારૂ? અત્યારે અનેક પ્રકારની ચિન્તાઓએ મને ઉસ્કેરી મૂકયો છે, તેથી સત્ય શું છે અને અસત્ય શું છે, કયા કાર્યમાં લાભ છે અને કયા કાર્યમાં હાનિ છે, તે મારાથી કોઇ પણ રીતે સમજી શકાતું નથી. "

" હૃદયાધાર ! આ સંસારની ઘોર લાલસાઓનો સળગતો અગ્નિ મનુષ્યને બાળીને ભસ્મીભૂત બનાવી દે છે અને મનુષ્યના દેવત્વનો વિનાશ કરીને તેના તેજોમય હૃદયમાં એક પ્રકારનો ઘોર અંધકાર ફેલાવી દે છે. સુખ, દુઃખ, મોહ અને લાલચોથી ભરેલો આ સંસાર મનુષ્યની પરીક્ષાનું એક મુખ્ય સ્થાન ગણાય છે, એ સંસારમાં જીવાત્માની ગતિ સૂચિત થાય છે અને આ સ્થૂળ દેહનું અવસાન આવી જાય છે. મનુષ્યનું જીવન એક પ્રકારની મહાન અપૂર્ણતાવાળું છે, તેથી તેને સુખ અને શાન્તિનો સ્વાદ કદાપિ મળી શકતો નથી અને તેથી અશાન્તિ અને શાન્તિના સમાગમ સ્થળમાં અથડાવું પડે છે. સંયમથી મનુષ્ય દેવત્વને મેળવી શકે છે અને બધી શક્તિઓમાં શ્રેષ્ઠ ગણાતા, ચરિત્રના બળથી તે પોતાનું કલ્યાણ પણ કરી શકે છે. આ દેખાતો દેખાવડો દેહ ક્ષણમાત્રમાં કુબડો અથવા કદરૂપો બની જાય છે અને શરીરપરનું સર્વ સૌંદર્ય ક્ષણવારમાં નષ્ટ થઈ જાય છે. આજ નહિ તો કાલે પણ અવશ્ય આ જીવનરૂપી દીપક રોગરૂપી પવનના યોગે હોલવાઇ જાય છે અને તે સ્થળે ભયંકર અંધકાર વિસ્તરી જાય છે. આ, સંસારનો ત્યાગ કરીને સર્વને અતૃપ્તિ, વાસના, માયા અને દેહનો સંબંધ છોડીને એક દિવસ કરાળ કાળને આધીન તો થવું-જ પડે છે. આ દેહને ચિતામાં બળીને ભસમીભૂત થવું પડે છે અને ત્પાર પછી એક મુઠ્ઠી રાખ થઇને સ્મશાનભૂમિમાં પડયા રહેવું પડે છે. માટે આ સર્વ બાબતોનો વિચાર કરીને ઇશ્વરના પર વિશ્વાસ રાખવો

એજ મને અત્યારે વધારે વ્યાજબી જણાય છે. રાજમંત્રી રાક્ષસને તેનાં કાળાં કામનો બદલો અવશ્ય મળી રહેશે. પરમેશ્વરના ન્યાયી રાજ્યમાં તેના મંત્રિત્વ સ્હામું જોવામાં આવશે નહિ. જેઓ કુકર્મ કરે છે, તેમને માટે ઇશ્વરે સજા પણ તૈયાર જ કરી રાખી હોય છે, માટે આવી ચિન્તાઓનો ત્યાગ કરીને ઇશ્વરના ધ્યાનમાં જોડાઇ જાઓ, તે એ અવશ્ય કલ્યાણજ કરશે ”

પત્નીની આ વાર્તા સાંભળીને, **શકટારે** મનમાં ને મનમાં એ વિષયની આલોચના કરીને વિચાર્યું કે, આ વિષયમાં **લલિતા** જે કહે છે તે સત્યજ છે. ભૂત કાળમાં જેણે મને શાન્તિ આપી છે, તે સર્વને હું અત્યારે ક્ષમા આપીશ, અતીતને પણ જેવી રીતે વિસ્મૃતિના ઊંડાણમાં ફેંકી દઇશ, તેવીજ રીતે મારા જીવનને જેણે ઝેરમય બનાવી દીધું છે, તેને પણ હું યોગ્ય અવસર મળતાં મૃત્યુના ઊંડા સમુદ્રમાં ફેંકી દઇશ.

તે દિવસે રાત્રે, **ચંદ્રપાલે** તે એકાંત વાસમાં આવીને, લલિતાને સમાચાર આપ્યાકે;–“ તમને **મલયપૂર** મોકલી આપવાનો મેં સઘળો બંદોબસ્ત કરી રાખ્યો છે. **લલિતા** ! ભગિની ! દિવસનો ઉદય થયા પછી આપણાથી ત્યાં જઈ શકાશે નહિ. આવી ગંભીર અને અંધારી રાત્રેજ આપણે પગે ચાલીને **મલયપૂર** તરફ જવું જોઈશે. અહિંથી **મલયપૂર** લગભગ ચાર પાંચ ગાઉ દૂર થાય છે. તમારે માટે મેં એક પાલખીનો બંદોબસ્ત કર્યો છે. અહિંથી આપણે લગભગ અર્ધોક ગાઉ ચાલીશું એટલે તે પાલખી માર્ગમાંજ તૈયાર મળી આવશે. પરંતુ મારે અને **શકટારને** તો પગંરસ્તેજ તમારી સાથે ચાલ્યા આવવું પડશે. એના વિના બીજો એકે ઉપાય નથી.”

**ચંદ્રપાલની** સાથે **શકટારની** આ પહેલાં અનેકવાર મુલાકાત થઇ હતી. **લલિતા** અને **ચંદ્રપાલ** જે ઓરડામાં વાતચીત કરતાં હતાં, તે ઓરડામાં **શકટાર** દૈવયોગે અચાનક આવી લાગ્યો. **ચંદ્રપાલે** તેને પોતે કરી રાખેલી વ્યવસ્થાની સર્વ હકીકત કહી સંભળાવી. **શકટાર** પગ રસ્તે ચાલીને જ તેની સાથે જવાને કબૂલ થયો. **લલિતા** મનમાં ને મનમાં

જરાક દુઃખી થઇ કે, તે સ્થાનનો ત્યાગ કરતાં પહેલાં તેણે ચાણક્યને પોતાનું નિવાનસ્થાન બદલવાના કાંઈ પણ સમાચાર પહોંચાડ્યા નહિ. પરંતુ ચંદ્રપાલના આગ્રહને લીધે તેમજ ભાવી દુઃખમાંથી ઉગરવા માટે તે ચંદ્રપાલની સાથે જવા માટે તૈયાર થઈ.



મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે પુસ્તકાલયે

તરફથી

નવી પ્રકટ થયેલી સચિત્ર નવલકથાઓ
અને બીજાં ઉપયોગી પુસ્તકોનું સંક્ષિપ્ત

# સૂચિપત્ર


મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે
બુકસેલર્સ એન્ડ પબ્લીસર્સ
ત્રણ દરવાજા—અમદાવાદ

MAHADEV RAMCHANDRA JAGUSHTE.
BOOKSELLER & PUBLISHER
Three Gates,-AHMEDABAD.

महादेव रामचंद्र जागुष्टे
तीन दरवाजा—अमदावाद

સને ૧૯૧૭ સંવત ૧૯૭૩

અમદાવાદ.

ધી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસમાં—શા. સોમાલાલ મગનલાલે છાપ્યું.

સચિત્ર નવલકથા

# લતા અને લલિતા.

## ભા. ૧-૨-૩-૪

**લખનાર ચુનીલાલ વર્ધમાન શાહ**

લતા અને લલિતા એ બે બ્હેનો હોવા છતાં જૂદા જૂદા રંગ ઢંગમાં અને જૂદા જૂદા સ્વભાવની માતાઓના સહવાસમાં ઉછરવાથી તેમનામાં જે ફરક જોવામાં આવે છે તેનું દિગ્દર્શન આ નવલકથામાં કરી શકાય છે. અંગ્રેજ કુમારિકાના પ્રેમદર્શનથી હિંદુ લોકના ઉપર કેવી અસર થાય છે, કેળવાયલા પુત્રને ચોક્કસ કુમારિકા સાથે પરણવાના ફરજ પાડનાર પિતા તેનું કેવું માઠું પરિણામ મેળવે છે અને રાજવંશીઓમાં કેવી કેવી ભિન્ન ભિન્ન પ્રકૃતિઓ જોવામાં આવે છે તે સઘળું તેના પ્રથમ ભાગમાં આવે છે. બીજા ભાગમાં વાર્તાના નાયકનું એક વાનપ્રસ્થ જોગીરાજ સાથેના સહવાસનું તથા સૂર્યસિંહ શોભના અને રમાના સ્નેહદર્શનનું ચિત્ર આવે છે. સ્વર્ગમાંથી નંદિનીના પત્રો વાંચવા જેવા છે અને તે વાંચકને પરલોકનું ભાન કરાવે છે. વાર્તાનો દરેક ભાગ અત્યંત રસિક છે અને ચારે ભાગોમાં સુંદર ફોટોગ્રાફિક ચિત્રો આપવામાં આવ્યાં છે. સુંદર છપાઇ, ઉંચા કાગળ, પાકું સોનેરી સુશોભિત પૂઠું, દરેક ભાગનાં પૃષ્ઠ ૨૦૦. કિમ્મત દરેક ભાગની ૦-૧૨-૦ મુજબ રૂ. ૩-૦-૦.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

બુકસેલર એન્ડ પબ્લીશર

ત્રણ દરવાજા—અમદાવાદ

## રા. નગીનદાસ મંછારામકૃત રસિક નવલકથાઓ

# મધુર મધુરી અથવા મુંબાઇની મોહિની

અલબેલી મુંબાઇની આકર્ષણીય મોહિનીનું દિગ્દર્શન કરી તેમનાં કામણબાણની વિલાસી યુવકો ઉપર કેવી રામબાણ અસર થાય છે, અને પરનારીના પ્યારથી તેમની કેવી પાયમાલી તેમજ ખાનાખરાબી થાય છે, એક આદર્શ આર્ય અબળાનું શું કર્ત્તવ્ય છે, વફાદાર મનુષ્ય આત્મત્યાગનું ઉત્તમ દૃષ્ટાન્ત કેવી રીતે દર્શાવે છે વગેરે રસમય અને ચમત્કારિક બનાવોથી ભરપૂર. મ્હોટી સાઇઝનાં લગભગ ૨૫૯ પૃષ્ઠ, ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો ગ્લેજ કાગળ મનહર છપાઇ પાકું રૂપેરી પૂઠું, કિમ્મત રૂા. ૧—૮—૦.

# ભક્તાણી કે ભામટી ?

નટવરના સુપ્રસિદ્ધ લેખક નગીનદાસ મંછારામ કૃત આ નવિન પુસ્તક છે. આમાં ચાલુ જમાનાનો સારો ચિતાર આપ્યો છે. આમાં એક વાણક ગૃહસંસાર, ભક્તાણીને નામે ચાલતા ભામટાવેડા, એક રસોઇઆ બ્રાહ્મણની લંપટતા વગેરે બનાવો સારા આલેખાયેલા છે. હાસ્યરસ પણ ભરપૂર છે. સાથે ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો આપવામાં આવ્યાં છે. કાગળ ઉંચા લાયબ્રેરીને શોભાવે તેવા, પાકું રૂપેરી નામનું પૂઠું છતાં કિંમત રૂ. ૧—૮—૦ પોસ્ટેજ માફ.

## રા. રા. નરભેશંકર પ્રાણજીવન દવે એમ. એ. કૃત નવલકથા

# સુંદર અને વિદ્યાનંદ અને પ્રેમનો ચિતાર

( આવૃત્તિ બીજી )

આ નવલકથામાં તેના વિદ્વાન લેખકે સાંસારિક ઘટનાઓનું એવું આબેહુબ આલેખન કર્યું છે કે જે વાંચતાં વાંચક મુગ્ધ બની જાય તેમ છે. શુદ્ધ સ્નેહ, વિષયવાસના, આશ્ચર્યજનક કિન્તુ સંભાવત બનાવો વગેરે વાંચતા મનરંજન થાય તેમ છે. બે સુંદર ફોટોગ્રાફિક ચિત્રો. મ્હોટી સાઇઝનાં પૃષ્ઠ. લગભગ ૨૦૦, સુંદર સફેદ કાગળ, પાકું રૂપેરી બાઇન્ડીંગ છતાં કિમ્મત માત્ર રૂ. ૧-૪-૦.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, બુકસેલર
ત્રણ દરવાજા—અમદાવાદ.

નવી નવલકથાઓ [illegible] બહાર પડી છે.

| | |
|---|---|
| આજકાલનું હિન્દુસ્તાન ભાગ ૧ લો (સચિત્ર) | ૧-૮-૦ |
| ,, ,, ૨ | [illegible] |
| ભયંકર ભેદ. (સચિત્ર) ... | ૨-[illegible] |
| રમણી કે રાક્ષસી ? (સચિત્ર) ... | ૧-૮-૦ |
| પિશાચમંદિર. ... | ૨-૦-૦ |
| લલિતા ભાગ ૧ લો. (સચિત્ર) ... | ૦-૧૨-૦ |
| ,, ,, ૨ જો. ,, ... | ૦-૧૨-૦ |
| ,, ,, ૩ જો. ,, ... | ૦-૧૨-૦ |
| ,, ,, ૪ થો. ,, ... | ૦-૧૨-૦ |
| કંગાલ કેદી અથવા સ્નેહ-બંધન (સચિત્ર) ... | ૧-૧૨-૦ |
| ભાગ્યદેવીની ભયંકરતા ! ,, ... | ૧-૪-૦ |
| દગાબાજ દુનિયા. (સચિત્ર) ... | ૧-૮-૦ |
| પિશાચિની કે પ્રમદા ? (સચિત્ર) ... | ૧-૮-૦ |
| સંસાર કે નરકાગાર ? (સચિત્ર) ... | ૧-૮-૦ |
| સ્વર્ગમાં શયતાન (સચિત્ર) ... | ૧-૪-૦ |
| બાપે શયતાન (સચિત્ર) ... | ૨-૦-૦ |
| મુરાદેવી ,, ... | ૨-૦-૦ |
| કલંદરની કટાર. ,, ... | ૨-૦-૦ |
| કમનસીબ લીલા. ,, ... | ૧-૧૨-૦ |
| મધુર મધુરી. ,, ... | ૧-૮-૦ |
| ભક્તાણી કે ભામટી ? (સચિત્ર) ... | ૧-૮-૦ |
| સુંદર અને ચિદાનંદ ... | ૧-૪-૦ |
| કમળાદેવી. ... | ૧-૮-૦ |
| કાશ્મીર અને કેસરી ... | ૧-૦-૦ |
| તરુણ તપસ્વિની ભાગ ૧-૨ ... | ૨-[illegible]-૦ |
| કાળરાત્રિનું ખૂની ખંજર ભાગ ૧-૨ ... | ૨-૧૨-૦ |
| રણઘેલા રજપૂતો. ,, ... | ૩-૦-૦ |

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે
બુકસેલર અને પબ્લીશર
ત્રણ દરવાજા—અમદાવાદ